—: પ્રકાશક :—
વિરાટ પ્રકાશન મંદિર
C/o. પ્રભાત ડ્રાયફ્રુટ સ્ટોર
દહેરાસર સામે પ્રાર્થના સમાજ
મુંબઈ–૪



વીર સં. ૨૫૦૦ * વિક્રમ સં. ૨૦૩૦ * નેમિ સં. ૨૫ * સન ૧૯૭૪

નકલ ૧૨૫૦

મૂલ્ય : રૂપીયા પંદર



—: પ્રાપ્તિસ્થાનો :—

| | | |
|---|---|---|
| પ્રભાત ડ્રાયફ્રુટ સ્ટોર<br>દહેરાસર સામે પ્રાર્થના સમાજ<br>મુંબઇ–૪ | સોમચંદ ડી. શાહ<br>જીવન નિવાસ સામે<br>પાલીતાણા (સૌ.) | સરસ્વતી પુસ્તક ભંડાર<br>હાથીખાના–રતનપોળ<br>અમદાવાદ |
| જૈન પ્રકાશન મંદિર<br>દોશીવાડાની પોળ<br>અમદાવાદ | સેવંતીલાલ વી. જૈન<br>૨૦ મહાજન ગલી ઝવેરી બજાર<br>મુંબઇ–૨ | મેઘરાજ પુસ્તક ભંડાર<br>ગુલાલવાડી<br>મુંબઇ–૨ |



—: મુદ્રક :—
કાંતિલાલ ડી. શાહ
ભરત પ્રિન્ટરી,
દાણાપીઠ પાછળ–તળાવ,
પાલીતાણા

ॐ ह्रीं अर्हं नमः

# પ્રસ્તાવના

---

પરમ ઉપકારી તીર્થંકર પરમાત્માએ વિશ્વના એકાંતહિતને માટે જે કલ્યાણકારી વાણી ફરમાવી, તે અનેક પાત્રોમાં ઝીલાઈ આજે પણ કલ્યાણમાર્ગને પ્રશસ્ત કરી રહી છે.

ઉપદેશ વિના–બોધ વિના અંધારું છે. મુખ્યતાએ બોધ આપવાના અધિકારી ગીતાર્થ ગુરુ મહારાજો છે. ઉપદેશ આપવાની કળામાં સાધુઓ નૈપુણ્ય અને જ્ઞાન મેળવે એ ઉદ્દેશથી વ્યાખ્યાન લેખનના કુશળ આલેખનકાર આચાર્યપ્રવર શ્રીમદ્ વિજયલક્ષ્મી-સૂરીશ્વરજી મહારાજાએ ઉપદેશપ્રાસાદ એટલે ઉપદેશનો મહેલ નામનો આ મહાગ્રંથ વરસ દિવસના વ્યાખ્યાનોની ગોઠવણ પૂર્વક રચ્યો છે. આ ગ્રંથને મહેલની ઉપમા દઈ યથાર્થ નામાભિધાન અર્પ્યું છે. આ મૂળગ્રંથ સરલ સંસ્કૃતમાં છે. તેમાં વિપુલ–સાહિત્યનું સંકલન અને ઘણું બધું તત્ત્વ ભર્યું છે. પોતાના ગુરુભાઈ શ્રી પ્રેમવિજયજીની પ્રેરણાથી તેમણે આ ગ્રંથ રચી ઘણો ઉપકાર કર્યો છે, કેમકે વર્તમાનમાં પણ ઘણા સાધુ–મુનિરાજો આ ગ્રંથના આધારે વ્યાખ્યાન વાંચતા થયા છે.

મુખ્ય ગ્રંથ ત્રણ ખંડમાં વહેંચાયેલો છે. પ્રથમખંડમાં સમ્યક્ત્વનું સ્વરૂપ, બીજાખંડમાં દેશવિરતિ–શ્રાવકધર્મનું સ્વરૂપ અને ત્રીજાખંડમાં સર્વવિરતિ–મુનિધર્મનું સ્વરૂપ વર્ણવેલું છે. આ ત્રણે ખંડને પાંચભાગમાં વહેંચી ગુજરાતી ભાષાંતર રૂપે જૈનધર્મ પ્રસારક સભાએ વર્ષો પહેલા છપાવેલ. જે આજે દુષ્પ્રાપ્ય છે. ભાષાનું સૌષ્ઠવ ને વિષયનું સરલ–વિશિષ્ટ નિરૂપણ થાય, કથાઓને થોડી મઠારવામાં આવે તો ગ્રંથ વધારે ઉપકારક થાય એ ઉદ્દેશથી આ પાંચે ભાગો અમે નવેસરથી લખ્યા છે. લખવું, છપાવવું, ઉપદેશ આપી ગ્રાહકો આદિ નોંધવા આદિ કાર્ય ઘણું જ કપરું છે. છતાં ઉપાડેલું કાર્ય શિઘ્ર પૂરું કરવા ભાવના છે, આમાં વધારે કાંઈ કહેવાપણું રહેતું નથી. કારણ કે ગ્રંથ પોતેજ પોતાની વાત કહેશે. શ્રાવક માત્રના ઘરમાં આ પાંચે ભાગ હોવા જરૂરી છે. એક આખા વરસનો આમાં નિત્ય નવો સ્વાધ્યાય છે. ૩૬૦ દિવસ પ્રમાણ ૩૬૦ વિષયો–તેનું નિરુપણ અને તે પર ૩૬૦ જ્ઞાનબોધવર્ધક આકર્ષક કથાઓ છે. જે ઘણો બોધ આપશે ને ઉપકાર કરશે. ( વિશેષ પાંચમા ભાગમાં )

લિ૦

**શ્રી મહાવીરસ્વામી જન્મ કલ્યાણક દિવસ** — વિશાળવિજય

વીર સં. ૨૫૦૦ — મુંબઈ–૪

*

## કુમારશ્રમણ મુનિવર્યશ્રી રાજશેખરવિજયજી મહારાજ સાહેબની પ્રેરણાથી ઉપદેશપ્રાસાદના પાંચ ભાગ રૂ૫ એક સેટના ૫૦) રૂપીયા લેખે સેટો નોંધાવી જ્ઞાનંભક્તિ કરનાર ભાગ્યશાળીઓના

## શુભનામો

| સેટ | નામ | | ગામ |
|---|---|---|---|
| ૪૧ | લુહારચાલ જૈનસંઘ | | મુંબઈ–૨ |
| ૩૨ | આગરતડ જૈનસંઘ | મુનિશ્રી જસવિજયજી મહારાજની પ્રેરણાથી. | |
| ૨૮ | દાદર જૈન સંઘ | | દાદર મુંબઈ–૨૮ |
| ૨૫ | માટુંગા રોડ ( B. B. ) જૈનસંઘ | | મુંબઈ |
| ૨૧ | એક સદ્‌ગૃહસ્થ તરફથી. | | |
| ૧૧ | શ્રીમતી રુકિમણીબેન નિહાલચંદ | | |
| ૧૦ | એક શ્રાવિકાબેન | | |
| ૧૧ | શ્રીમતી ચંદનબેન ચુનીલાલ શાહ | | મુંબઈ–૭ |
| ૧૧ | શ્રી દૌલતચંદ માણેકચંદ શાહ | | ,, |
| ૧૧ | શ્રી બાબુભાઈ ચુનીલાલ શાહ | | ,, |
| ૧૧ | શ્રી સાકળચંદ ચુનીલાલની કું. | | ,, |
| ૮ | શ્રી શાંતિલાલ છગનલાલ ટોલીયા | | મુંબઈ ૧૯ |
| ૫ | શ્રી ઉદયરાજજી રૂપરાજજી બોલોયા | | ,, |
| ૫ | શ્રી જાવંતરાજજી દીપચંદજી મુંડારાવાળા | | ચોપાટી |
| ૫ | શ્રી મણિલાલ મગનલાલ ઝવેરી | | ,, |
| ૫ | શ્રી અભેચંદ ગુલાબચંદ ઝવેરી | | ,, |
| ૫ | શ્રી માણેકલાલ ધરમચંદ શાહ | | ,, |
| ૬ | શ્રી કસ્તુરચંદ ચંદુલાલ દોશી | | વાલકેશ્વર |
| ૫ | શ્રી કેશવલાલ દેવચંદ શાહ | | પ્રાર્થના સમાજ |
| ૫ | શ્રી પોપટલાલ મોતીલાલ પટવા | | અહમદનગર |
| ૪ | શ્રી રતિલાલ ભાણજીભાઇ મીઠાણી | | માટુંગા |
| ૪ | શ્રી રસીકલાલ ભાણજીભાઈ મીઠાણી | | ,, |
| ૩ | શ્રી બાબુભાઈ હરિચંદ શાહ | | ચોપાટી |
| ૨ | શ્રી પૂનમચંદ પીથાચંદ | | ગોરેગાંવ |
| ૨ | શ્રી દલપતભાઈ ઉજમલાલ શાહ | | પ્રાર્થના સમાજ |
| ૨ | શ્રી કાંતિલાલ હીરાચંદ વખારીયા | | ,, |
| ૨ | શ્રી બાબુભાઈ તથા સેવંતીલાલ ધર્મચંદ | | ,, |
| ૩ | શ્રી અરવિંદભાઈ ખોડીદાસ જસવા | | મુંબઈ–૪ |

卐

# શ્રી વિરાટ પ્રકાશનનાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| [૧] | શ્રી વર્દ્ધમાન દેશના | ગુજરાતી |
| [૨] | ચારુ ચરિત્ર | ,, |
| [૩] | કુલદીપક કે કુલાંગાર ? | ,, |
| [૪] | શ્રાદ્ધાચાર વિચાર | હિંદી |
| [૫] | શ્રી સમરાદિત્ય [ સંપૂર્ણ ] | ,, |
| [૬–૭] | વિશાલ ભજનાવલિ ભાગ ૧–૨ | ,, |
| [૮] | વિશાલ ગીત ગુંજન | ,, |
| [૯–૧૦] | વિશાલ સ્તવન માધુરી ભાગ ૧–૨ | ,, |
| [૧૧] | રાજકુમારી સુદર્શના | ,, |
| [૧૨] | કુલભૂષણ | ગુજરાતી |
| [૧૩] | સિંહલની રાજકન્યા | ,, |
| [૧૪] | સુદર્શના ચરિત્રમ્ | સંસ્કૃત |
| [૧૫] | સુદંસણા ચરિયં | માગધી |
| [૧૬] | શ્રાદ્ધવિધિ પ્રકરણ | ગુજરાતી |
| [૧૭] | સંબોધ પ્રકરણ [ મૂળ ] | માગધી |
| [૧૮થી૨૨] | ઉપદેશપ્રાસાદ ૧ થી ૫ ભાગ છપાય છે. | ગુજરાતી |
| [૨૩] | શ્રી મલયાસુંદરી ચરિત્રમ્ છપાય છે. | સંસ્કૃત |
| [૨૪] | શ્રી ચંદ્રપ્રભજિન પૂજા સાર્થ | ગુજરાતી |

## ઉપદેશપ્રાસાદ ભાગ ત્રીજો.

# ★ વિષયાનુક્રમ ★

ॐ ह्रीँ अर्ह नमः

નમો નમઃ શ્રી ગુરુનેમિસૂરયે.

શ્રી વિજયલક્ષ્મીસૂરીશ્વરજી વિરચિત–

# ઉપદેશપ્રાસાદ મહાગ્રંથ

## ભાગ ત્રીજો

[ગુજરાતી વિવરણ]



### ૧૩૬. અનર્થદંડ

આઠમા અનર્થદંડ વિરમણ નામના વ્રતના પાંચ અતિચાર શ્રાવક માટે ત્યાજ્ય છે. અનર્થદંડ વિરમણ એટલે અર્થ ન સરે ને દંડ મળે. બીનજરૂરી વસ્તુ–વાણી વગેરેથી દૂર રહેવું. શાસ્ત્રકાર ભગવંતોએ બતાવેલ તેના પાંચ અતિચાર આ પ્રમાણે છેઃ–

संयुक्ताधिकरणत्व–मुपभोगातिरेकता ।
मौखर्यमथ कौकुच्यं कंदर्पोऽनर्थदंडगाः ॥

**ભાવાર્થ**:–સાધનોને સતત જોડેલા રાખવા, પોતાના ઉપયોગ અને ઉપભોગમાં જરૂર હોય તેનાથી વધુ વસ્તુઓ તૈયાર રાખવી. અતિવાચાળપણું રાખવું. કુચેષ્ટાઓ કરવી અને કામોત્તેજક વાણી બોલવી. આ પાંચ આઠમા અનર્થદંડ વિરમણ વ્રતના અતિચાર છે.

**વિસ્તારાર્થ**:–જેનાથી આત્મા પૃથ્વી વગેરેમાં અધિકૃત થાય તે અધિકરણ કહેવાય અને તેવા અધિકરણ સાથે બીજા અધિકરણો–સાધનોને જોડી રાખવા તેને **संयुक्ताधिकरणत्व** કહેવાય છે. દા. ત. ખાંડણીમાં પરાળ મૂકી રાખવી, ખાયણામાં સાંબેલું મૂકવું. હળ સાથે તેનું ફળું જોતરી રાખવું, ધનુષ્ય સાથે બાણ ચડાવી રાખવું, ઘંટીના પડ સાથે બીજું પણ પડ ચડાવી રાખવું. કુહાડી સાથે હાથો પણ જોડી રાખવો વગેરે સંયુક્તાધિકરણ કહેવાય. આવી રીતના તૈયાર જોડેલા સાધનો અનર્થ કાર્ય કરાવી શકે તેવી પૂરી સંભાવના છે.

આ અંગે આવશ્યક बृहद् વૃત્તિમાં કહ્યું છે કે–"શ્રાવકે ગાડાં વગેરે અધિકરણો જોડી રાખવા નહિ" વાંસલો, ફરસી જેવા હિંસક સાધનો પણ તાત્તકાલિક ઉપયોગમાં

આવી શકે તે પ્રમાણે તૈયાર રાખવા જોઈએ નહિ. આમ કરવાથી એ સાધનો માંગવા આવનાર બીજી વ્યક્તિને સરળતાથી ટાળી શકાય છે અને તે નિમિત્તથી લાગતા પાપથી સહેજે બચી શકાય છે. આ ઉપરાંત અગ્નિ પણ બીજાએ પોતાના ઘરમાં સળગાવી રાખ્યો હોય તેમાંથી લેવો. ઘર, દુકાન વગેરેનો આરંભ તેમજ બહારગામ જવામાં પણ પ્રથમ પહેલ કરવી નહિ. બજારમાં લોકોની નજરે ચડે તે પ્રમાણે ઢાંકયા વિના શાકભાજી લાવવી નહિ. આમ ન કરવામાં આવે તો પરંપરાએ પાપની વૃદ્ધિ થાય છે. કહ્યું છે કે:–

"શુભ અથવા અશુભ કામની જે પહેલ કરે છે, તે ત્યારપછીના શુભાશુભ કાર્યનો પણ કર્તા બને છે એમ ઉપચારથી જાણવું" આમ આપણે હિંસાપ્રદાનરૂપ અનર્થદંડનો પ્રથમ અતિચાર જાણ્યો.

સ્નાન, ભોજન, વસ્ત્ર વગેરે જે ઉપભોગની ચીજવસ્તુઓ છે તે વ્યક્તિગત જરૂરીયાત કરતા વિશેષ પ્રમાણમાં તૈયાર રાખવી તે પ્રમાદાચરણને લગતો બીજો અતિચાર છે.

મૌખર્ય એટલે વાણીની વાચાળતા. અસંબદ્ધ ગમે તેમ, બીનજરૂરી બોલવું તે. અતિ બોલવાથી વિચારવાની તક ઓછી મળે છે, પરિણામે અનર્થને અનુકૂળતા મળે છે. પાપોપદેશને લગતો ત્રીજો અતિચાર છે. અતિવાચાળતાથી, વ્યર્થ ખડખડાટથી પાપ થઈ જવાનો સંભવ છે.

કુચેષ્ટા એટલે હાથ, પગ, મોં નાક આંખ હોઠ વગેરે અંગોમાંથી એવા હાવભાવ વ્યક્ત કરવા કે જેથી સામી વ્યક્તિ ઉપહાસ કરે. આમ કરવાથી પોતાનું પણ ખરાબ દેખાય. આવા હાવભાવ કે ચેષ્ટાઓ કરવી તે પ્રમાદાચરણ સંબંધી ચોથો અતિચાર છે. કંદર્પ એટલે કામુકતા–વાસના (સેકસ). શ્રાવકે એવી કોઈ જ વાણી ન બોલવી જોઈએ જેથી સાંભળનાર વ્યકિતની વાસના ઉત્તેજિત થાય–તેના મનમાં વિકાર પ્રગટે તેમજ એવી ચેષ્ટાઓ પણ ન કરવી. પ્રમાદાચરણ સંબંધી આ અતિચાર છે. આ પાંચમો પ્રમાદ સંબંધી અતિચાર છે.

આ અનર્થદંડ વિરમણ વ્રત સંબંધમાં એક દૃષ્ટાંત છે. તે આ પ્રમાણે :

## શૂરસેન અને મહીસેનની કથા

શૂરસેન અને મહીસેન બંધુરા નગરીનાં રાજપુત્રો હતા. બંને વચ્ચે અતૂટ પ્રેમ હતો. મહીસેનને એકાએક જીભનો રોગ થયો. વૈદ્યોની અનેક સારવાર છતાં તે રોગ મટયો નહિ. એ રોગને તેમણે અસાધ્ય કહ્યો. મહીસેનની પીડાનો પાર ન રહ્યો. રોગથી તેની જીભ જાડી થઈ ગઈ હતી ને મુખમાં સમાતી નહોતી. જીભ ખૂબજ ગંધાતી હતી. એ દુર્ગંધના કારણે કોઈ તેની પાસે આવતું પણ નહિ.

પરંતુ તેનો ભાઈ શૂરસેન એ દુર્ગંધને સહીને પણ મહીસેનની સેવા કરતો.

તીવ્ર વેદનાથી મહીસેન "ઓય રે! ઓ મા રે!" એવા ચિત્કાર કરતો. આ સમયે શૂરસેન તેને આશ્વાસન આપતો.

"ભાઈ! વેદનાથી રડ નહિ. રડવાથી દુઃખ થોડું ઓછું થવાનું છે? સર્વજ્ઞ પ્રભુનું નામ લે, અંતર હોઠથી તેમના નામનો જાપ કર, તેવા જાપથી રોગ, જરા અને મરણનો આત્યંતિક અંત આવે છે."

શૂરસેનના સ્નેહભીના ઉપદેશથી મહીસેન પંચ પરમેષ્ઠીનું સ્મરણ કરવા લાગ્યો. જીભનો રોગ છેલ્લા તબક્કામાં આવ્યો. શૂરસેને મહીસેનને પાપના અનેક નિયમો કરાવ્યા. સાથોસાથ તે જાપવાળા પવિત્ર જળથી મહીસેનની જીભને સિંચતો સારવાર તો કરતો જ હતો. દૈવયોગે તેમજ પંચપરમેષ્ઠીના નામસ્મરણથી મહીસેનની જીભનો અસાધ્ય રોગ મટી ગયો. સંપૂર્ણ સ્વસ્થ થઈ ગયા પછી પણ મહીસેન પોતે લીધેલા નિયમોનું પાલન કરવા લાગ્યો

થોડા સમય બાદ ત્યાં ભવતારક ભદ્રબાહુસ્વામી અનેક શિષ્ય પરિવાર સાથે પધાર્યા. બંને ભાઈઓએ તુરતજ તેમની ભક્તિ–પૂજાનો લાભ લીધો. વિનયપૂર્વક તેમને વંદના કરી. દેશના સાંભળી. શ્રી ભદ્રબાહુસ્વામી જ્ઞાની હતા. આથી શૂરસેને મહીસેનના જીભના અસાધ્ય રોગ થવાનું કારણ જણાવવા તેમને પ્રાર્થના કરી.

જ્ઞાનીએ કહ્યું : મણીપુર નગર હતું. તેમાં કોઈ એક સુભટને બે પુત્રો હતા. ધીર અને વીર તેમના નામ હતા. બંને પુત્રો સંસ્કારી અને ધર્મશ્રદ્ધાળુ હતા. આ બંને ભાઈઓ ફરતા ફરતા એક વખત એક જંગલમાં ગયા. ત્યાં રસ્તામાં તેમણે પોતાના દીક્ષિત મામા વસંતમુનિને જમીન પર બેશુદ્ધ અવસ્થામાં પડેલ જોયા. મામા મુનિને આવી હાલતમાં જોઈ આમ શાથી બન્યું એમ ધીરેથી ત્યાં ભેગા થયેલા લોકોને પૂછ્યું.

કોઈએ કહ્યું : "આ મુનિ અહીં કાયોત્સર્ગ કરી રહ્યા હતા. ત્યાં એક સાપ તેમને ડંખ મારી રાફડામાં જતો રહ્યો છે. સાપના ઝેરી ડંખથી મુનિ બેશુદ્ધ થઈ જમીન પર પડી ગયા છે."

નાના ભાઈ ધીરથી આ સહન ન થયું. મામા ઉપર તેને અનહદ પ્રેમ અને આદરભાવ હતો. તે ગુસ્સાથી બોલી ઉઠયો : "તમે લોકો તો માણસ છો કે કોણ છો? એક સાપ મુનિને ડંખીને જતો રહે અને તમારામાંથી કોઇની હિંમત ન ચાલી? બાયલાઓ છો તમે તો બાયલાઓ."

ધીરને આમ વ્યર્થ ગુસ્સે થયેલો જોઈ મોટાભાઈ વીરે શાંતિથી કહ્યું. "ભાઈ! આમ નાહક શા માટે ઉતાવળો અને આકરો થાય છે.? થવાનું હતું તે થઈ ગયું. હવે ગમે તેવા હિંસક વેણ બોલી શા માટે અશુભ કર્મો બાંધે છે.?"

"મોટાભાઇ! એમાં અશુભ કર્મો કેવી રીતે બંધાય?. ઉલ્ટું મુનિને ડંખ મારનાર સર્પની હત્યા કરવાથી તો પુણ્ય બંધાય, પુણ્ય. ધીરનો ગુસ્સો હજી ટાંઢો પડયો ન હતો એટલે તેણે પોતાનો કક્કો ખરો કરે રાખ્યો. તેણે કહ્યું :

"દુષ્ટને શિક્ષા કરવી, સ્વજનની પૂજા-ભક્તિ કરવી, ન્યાયથી ધનભંડાર ભરપૂર કરવા, કોઈનો પક્ષપાત કરવો નહિ અને દુશ્મન દેશની ચિંતા રાખવી-આ પાંચ બાબતો ઉત્તમ રાજ્યો માટે યજ્ઞ કરવા બરાબર છે." અને આપણે તો ક્ષત્રિયો છીએ આથી સાપને મારી નાંખવાથી આપણને કોઈ પાપ લાગે નહિ."

વીર : ભાઈ! આપણે ક્ષત્રિયો છીએ એ ખરું પરંતુ આપણે જૈન છીએ. વીતરાગ પરમાત્માના અનુયાયીઓ છીએ. આપણાથી તો કોઈની પણ હિંસા ન થાય. જૈનોએ તો લાકડી ભાંગે નહિ સાપ મરે નહિ અને તેવી સાવધતા અને જયણાથી જીવવું જોઈએ. મન, વચન અને કાયાથી કોઈનું પણ મન દુઃખાય નહિ તેવો વ્યવહાર રાખવો જોઈએ."

હવે મોટાભાઈની વાત ધીરને ગળે ઉતરી. તેણે પોતાના મનને શાંત કર્યું; અને બંને ભાઈઓએ મુનિને શુદ્ધિમાં લાવ્યા.

કાળક્રમે આયુષ્ય પૂર્ણ કરી તમે બંને આ ભવે પણ ભાઈ થયા છો. તે ભવમાં ધીરે જે નિરર્થક હિંસક વાણી ઉચ્ચારી હતી તેના અશુભ ફળ તેને આ ભવમાં જીભના અસહ્ય રોગરૂપે મળ્યાં. તે સમયે પ્રાયશ્ચિત નહિ કરેલું પરંતુ મુનિની અંતરના ખરા ભાવથી સેવા કરેલી તેનાં પુણ્યના ફળસ્વરૂપે આ અસાધ્ય રોગ મટી ગયો.

જ્ઞાની પાસેથી પોતાનો પૂર્વભવ સાંભળતાં બંને ભાઈઓને જાતિસ્મરણ જ્ઞાન થયું. પોતાના પૂર્વભવ જાતે જોઈ બંને ભાઈઓએ અનર્થદંડના પાપનો મૂળથી નાશ કરવા દીક્ષા લીધી અને ઉત્કટપણે સંયમની આરાધના કરી બંને શુભગતિને પામ્યા.

ભવ્યજીવોએ શૂરસેન અને મહીસેનના જીવનને નજર સમક્ષ રાખી અનર્થદંડનો જડમૂળથી નાશ કરવાનો સજાગ અને સતત પ્રયત્ન કરવો જોઈએ.



## ૧૩૭. અનર્થદંડનો ત્યાગ કરો.

અજ્ઞાન, ક્રોધ અને દંભથી અનર્થદંડ થાય છે. ચિત્રગુપ્ત કુમારની જેમ શ્રાવકોએ આ અનર્થદંડનો વ્રતરૂપી વજ્રવડે નાશ કરવો. ચિત્રગુપ્તકુમારની કથા આ પ્રમાણે છે.

### ચિત્રગુપ્ત કુમારની કથા.

કોશલદેશના જયશેખર રાજાને પુરુષદત્ત અને પુરુષસિંહ નામે બે પુત્રો હતા લોહીની સગાઈએ બંને ભાઈ તો હતા જ પરંતુ ભાઈથી ય વિશેષ તે બંને ભાઈ-બંધ હતા બંને વચ્ચે ગાઢ મૈત્રી હતી. જયશેખર રાજાને વસુ નામે ગુરુ હતા. આ આ ગુરુને ચિત્રગુપ્ત નામે એક પુત્ર હતો.

એક વખત એક અકસ્માતમાં રાજા જયશેખરનું મૃત્યુ થયું. આથી મંત્રીઓએ મોટા રાજપુત્ર પુરુષદત્તને રાજગાદીએ અભિરૂઢ કર્યો અને નાના રાજપુત્ર પુરુષસિંહને યુવરાજપદ આપ્યું.

એક વખત રાજસભામાં રાજા પુરુષદત્તે કહ્યું : "આ તમામ ઋદ્ધિ સિદ્ધિ મારા પિતાને શરણદાયક થઈ ન શકી તો હવે મને તે શરણભૂત કેમ થશે?"

આ સાંભળી તેમના ગુરુએ કહ્યું : "કુમાર! શ્રુતિમાં કહ્યું છે કે પુત્રે કરેલા દાનનું ફળ પિતાને મળે છે આથી તમે તમારા દિવંગત પિતાના આત્મકલ્યાણ માટે બ્રાહ્મણોને સુવર્ણના પૂતળાનું, ગાયોનું, ભૂમિનું, અન્ન અને કન્યાનું દાન કરો."

ગુરુવચન માથે ચડાવી પુરુષદત્ત દાન આપવા લાગ્યો. આ માટે જૈનમુનિયોને પણ બોલાવ્યા. જૈન મુનિએ કહ્યું.

"હે રાજન્! પ્રાણઘાત કરનાર દાન જૈન મુનિયોને ખપે નહિ. વૃંદારૂવૃત્તિમાં કહ્યું છે કે–જેનાથી ક્રોધ, લોભ વગેરે કષાયો ઉત્પન્ન થાય તેવું સોનું કે રૂપું ચારિત્રધારીઓને આપવું નહિ કારણ કે તેવું દાન તેમના ચારિત્રને હરનારું છે.

બીજું રાજન્! એ પણ કહ્યું છે કે–નિઃસંગ પુરુષોને વૈભવ વિષ સમાન છે, કુલીન સ્ત્રીઓને અતિચાતુર્ય વિષ સમાન છે. વેપારીને દાક્ષિણ્યતા વિષ સમાન છે અને વેશ્યાઓને પ્રેમ વિષ સમાન છે. આ ચારેય વૈભવ, ચાતુરી, દાક્ષિણ્યતા અને પ્રેમ અમૃત સમાન છે પરંતુ તે તે અધિકારીઓ માટે ઝેર બરાબર છે.

અને રાજન્! જે ગંદવાડ આરોગે છે. શીંગડા અને ખરીઓથી જે જીવ–જંતુઓને મારે છે તેવા પશુઓનાં દાનથી આત્મકલ્યાણ કેવી રીતે થાય? માટે જો તારે દાન આપવું હોય તો તું અભયદાન આપ. બધા દાનમાં તે સર્વશ્રેષ્ઠ દાન છે.

કહ્યું છે કે–એક બાજુ બ્રાહ્મણોને હજાર કપિલા ગાયોને દાન આપો અને બીજી બાજુ એક જીવને અભયદાન આપો તો તે ગોદાન અભયદાનની સોળમી કળાને પણ યોગ્ય થતું નથી.

બીજું હે રાજન્! તું યાદ રાખ કે એકે કરેલો ધર્મ કે એકે કરેલું કર્મ તે બીજાને ફળદાયી નથી બનતા. જે કરે તેને જ તેનું ફળ મળે છે."

આ વેધક અને પ્રેરકવાણી સાંભળી રાજાએ કહ્યું : "તો તમને હું શું દાનમાં આપું?"

રાજાની શુભ ભાવના જાણી જૈન મુનિયોએ એષણીય–પ્રાસુક આહારનું સ્વરૂપ સમજાવ્યું. તે સાંભળી રાજા પુરુષદત્તે પોતાના નાનાભાઈને રાજગાદી સોંપીને સો રાજપુત્ર સાથે દીક્ષા અંગીકાર કરી. વ્રત, તપ, જ્ઞાન અને ધ્યાનથી સમય જતાં દીક્ષિત રાજાને અવધિજ્ઞાન થયું. અને એક દિવસ પોતાના જ્ઞાતિજનને પ્રતિબોધ પમાડવા તેનાં ગામમાં પધાર્યા.

ગુરુદેવને પધારેલા જાણી રાજા પુરુષસિંહ તેમને વંદના કરવા ગયો. પુરોહિતનો પુત્ર ચિત્રગુપ્ત પણ તેમની સાથે ગયો. ગુરુની દેશના સાંભળી એક કઠિયારો પ્રતિબોધ પામ્યો અને તેણે દીક્ષા લીધી.

કઠિયારાને દીક્ષા લેતો જોઈ જૈનધર્મદ્વેષી ચિત્રગુપ્ત દંભપૂર્વક બોલી ઉઠયો: "સાચે જ! આ કઠિયારાને ધન્ય છે. તેણે સર્વસ્વનો ત્યાગ કર્યો અને જોત–જોતામાં ત્યાગી વૈરાગી થઈ ગયો. હવે તેને રોજી રોટી માટે મહેનત નહિ કરવી પડે. વગર મહેનતે હવે તેને તે મળી રહેશે. વાહ! શું મુનિવેષનો મહિમા છે!!!"

ચિત્રગુપ્તના કથનનો ગુરુ વ્યંગ પામી ગયા. તેમણે કહ્યું. "ચિત્રગુપ્ત! કેટલું બધું દુઃખદ! હજી પણ તને અનર્થદંડ પીડે છે."

ચિત્રગુપ્ત બોલ્યો: "અનર્થદંડ એટલે શું?" ગુરુદેવે કહ્યું કે–અજ્ઞાન, ક્રોધ અને દંભથી અનર્થદંડ થાય છે. અને તેનું ફળ ભવેભવમાં કુયોનિમાં જવાનું છે. એ અનર્થદંડની વિડંબણા કેવી છે? તે તું જાણ:–

ભદ્દિલપુરમાં રહેતાં જિનદત્તશ્રેષ્ઠીના પુત્ર સેનને નાની વયમાં જ વૈરાગ્યની ભાવના થઈ. પિતાએ તેની આ ઉચ્ચ ભાવના ભૂંસી તેને જારપુરુષોની સોબતમાં રાખ્યો. અહીંયા તેને રાજપુત્ર સાથે સારી દોસ્તી થઇ.

સંગ તેવો રંગ. ખરાબ સોબતથી સેન બગડી ગયો. પાપ કરવામાં તે પાવરધો બની ગયો. એક સમયે તેણે રાજપુત્રને કહ્યું: 'અરે દોસ્ત! તું તારા ઘરડાં બાપને મારી નાખીને જલ્દી રાજ્ય તારા હાથમાં શા માટે નથી લઇ લેતો?"

આ વાત ઉડતી ઉડતી મંત્રીઓએ જાણી. તેમણે રાજાને વાત કરી. રાજાએ તુરત જ આ વાત કરનાર સેનનો વધ કરાવ્યો. સેન મરીને નારકી થયો. નારકીમાંથી નીકળી અસંખ્ય કાળ સુધી ભવાટવીમાં ભમતો રહ્યો. આજે એ જ તું ચિત્રગુપ્ત નામે પુરોહિતનો પુત્ર છે.

જ્ઞાની પાસેથી પોતાનાં પૂર્વભવની વાત સાંભળી ચિત્રગુપ્તને જાતિસ્મરણ જ્ઞાન થયું. પોતાના ભવો જોતા જ તે પ્રતિબોધ પામ્યો અને નવદીક્ષિત કઠિયારાને ભક્તિભાવથી વંદના કરી.

જ્ઞાની ગુરુએ ચિત્રગુપ્તનું આ પરિવર્તન જોયું, પરંતુ લાગ્યું કે હજી ય તેને વધુ ઉપદેશ આપવાની જરૂર છે. આથી તેમણે એક વધુ પ્રેરક અને સચોટ કથા કહી. તે આ પ્રમાણે:—

## દ્રમકમુનિની કથા.

ભગવાન મહાવીર પાસે એક ભિખારીએ દીક્ષા લીધી. તેણે ભવતારક વીર પરમાત્માને બે હાથ જોડી વિનયથી કહ્યું: "પ્રભો! આપ તો સર્વજ્ઞ છો. આપ જાણો છો

કે મારી પાસે કશું ય જ્ઞાન નથી. હું અબુધ અને અજ્ઞાન છું. તો આ જ્ઞાન વિના હું ચારિત્રમાર્ગે કેવી રીતે આગળ વધી શકીશ?"

અનંત ઉપકારી પરમાત્માએ તેને ચૌદ પૂર્વનું રહસ્ય સંક્ષેપમાં સમજાવ્યું અને કહ્યું: "તું તારા મનને હરહંમેશ વશમાં રાખજે."

દીક્ષિત ભિક્ષુકે પરમાત્માના વચનનો સ્વીકાર કર્યો અને માસક્ષમણ જેવી ઉગ્ર તપસ્યા એકધારી કરવા લાગ્યો. તપની સાથોસાથ તે શુભ ધ્યાન પણ ધરતો. હવે ક્યારેક એવું પણ બનતું કે પારણાનાં દિવસે તેને આહાર ન મળતો. તોય તે કંઈ મનમાં ન લાવતો અને તપમાં આગળ વધતો. લોકો તરફથી અપમાન થવાનો પણ પ્રસંગ ઘણીવાર બનતો. પરંતુ લોકોના અપમાનને તે સમભાવે સહી લેતો અને શુભ ધ્યાનમાં વધુ દૃઢ બનતો.

એક વખતે આ નવદીક્ષિત તપસ્વી રાજગૃહીની બજારમાંથી પસાર થઈ રહ્યા હતા ત્યારે કોઈએ તેમની મશ્કરી કરતાં કહ્યું: "વાહ ભાઈ વાહ! આ માણસ ધન્ય છે! તેણે કેટલી બધી સંપત્તિ છોડી આ સંયમ લીધો છે!" અને પછી છેલ્લે કહ્યું: "આ તો નર્યો પાખંડી છે, પાખંડી. સાધુના વેષમાં રહી તે બધાને ધૂતી લે છે."

એજ સમયે મંત્રી અભયકુમાર ત્યાંથી પસાર થઈ રહ્યા હતા તેમણે આ વાક્ય સાંભળ્યું. તેમણે તુરત જ ત્યાનાં લોકોને ભેગા કરીને કહ્યું: "તમારામાંથી જે કોઈ ચક્ષુ ઇન્દ્રિયના વિષયો છોડી દે તેને હું આ બહુમૂલ્ય રત્ન ભેટ આપીશ."

કોઈએ આ પડકાર ઝીલ્યો નહિ. અભયકુમારે ફરી એલાન કર્યું. જે કોઈ સ્પર્શ ઇન્દ્રિયનાં વિષયનો ત્યાગ કરશે તેને હું આ બીજું મહામૂલું રત્ન આપીશ."

તેનો પણ કોઈએ જવાબ ન આપ્યો ત્યારે અભયકુમારે ફરી પડકાર ફેંક્યો: "તમારામાંથી જે કોઈ પાંચે ય ઇન્દ્રિયોના વિષયોને છોડી દેશે તેને હું આ બધાં જ મોંઘાં રત્નો ભેટ આપીશ."

પણ કોઈમાં ય એકેય ઇન્દ્રિયના વિષયનો ત્યાગ કરવાની હામ ન હતી. બધા જ ઓછેવત્તે અંશે ઇન્દ્રિયોના ગુલામ હતા. મેદનીને મૌન જોઈ અભયકુમાર નવદી-ક્ષિત ભિક્ષુક પાસે ગયો. તેમને ભક્તિભાવથી વંદના કરી અને કહ્યુ: "આપે પાંચે ય ઇન્દ્રિયોના વિષયોનો ત્યાગ કર્યો છે. તમે ઇન્દ્રિયવિજેતા છો આથી આ પાંચે ય રત્ન આપ ગ્રહણ કરો."

મુનિએ કહ્યું: "અભયકુમાર! આ અર્થ અનર્થને કરનાર છે. આથી જ તો મેં વીરપ્રભુ પાસે યાવજ્જીવ સુધી તેના પચ્ચક્ખાણ લીધા છે."

મુનિશ્રીનો આ પ્રત્યુત્તર સાંભળી અભયકુમારે મેદનીને મોટા અવાજે કહ્યું: "તમે લોકો જુઓ છો ને? આ મુનિ રત્નોને અડકવાની પણ ના પાડે છે. એ કેટલા બધા

નિઃસ્પૃહી છે એ હવે તમે જ જુવો અને પછી તમે નક્કી કરો કે તમે તેમની જે મજાક કરો છો તે શું યોગ્ય છે ખરી ?"

લોકોને પોતાની ભૂલ સમજાઈ અને સૌએ મુનિને પ્રણામ કર્યાં. જ્ઞાનીએ કહેલી કથા સાંભળી ચિત્રગુપ્તનો રહ્યો સહ્યો ગર્વ ઓસરી ગયો. તેણે અનર્થદંડથી વિરમવા માટે દીક્ષા લીધી. દીક્ષા બાદ પૂર્વકૃત પાપનો અનહદ પસ્તાવો કર્યો. આત્માને શુદ્ધ કરવા ઉગ્ર તપસ્યા કરી અને શુભધ્યાનમાં સતત રહેવા લાગ્યો. તપ અને શુભ ધ્યાનથી તેણે સકળ કર્મનો નાશ કર્યો અને મોક્ષને પામ્યો.

આ બે દૃષ્ટાંતોનો બોધ ધ્યાનમાં લઈ શ્રાવકોએ પ્રમાદ, ક્રોધ, દંભ, અજ્ઞાન અને દુર્ધ્યાનથી સતત દૂર રહેવું.



## ૧૩૮. ચાર શિક્ષાવ્રત

શ્રાવકોએ ચાર શિક્ષાવ્રતનું અવારનવાર સેવન કરવું જોઈએ. આ ચાર શિક્ષાવ્રતમાં સામાયિક નામનું પ્રથમ શિક્ષાવ્રત છે. આ વ્રત વિષે કહ્યું છે કે "એક માણસ રોજનું લાખ સુવર્ણનું દાન કરે અને બીજો માણસ રોજનું એક સામાયિક કરે તો એ સુવર્ણનું દાન સામાયિક બરોબર ન થાય."

આવા મહાન પ્રથમ શિક્ષાવ્રતની સમજ આ પ્રમાણે આપવામાં આવે છે.

"मुहूर्त्तावधि सावद्यव्यापारपरिवर्जनम् ।
आद्यं शिक्षाव्रतं सामायिकं स्यात् समताजुपाम् ॥"

**ભાવાર્થ :** એક મુહૂર્ત સુધી સાવદ્ય વ્યપારને છોડી દેવો તે પહેલું શિક્ષાવ્રત કહેવાય છે. સમતાનું સેવન કરનારાઓને આ શિક્ષાવ્રત પ્રાપ્ત થાય છે."

**વિસ્તારાર્થ :** મુહૂર્ત સુધી એટલે બે ઘડી સુધી (૪૮ મિનિટ સુધી) મન, વચન અને કાયાથી સાવદ્ય એટલે કે પાપયુક્ત ક્રિયા કે કર્મ કરવું નહિ, કરાવવું નહિ કે અનુમોદવું નહિ તે પ્રથમ શિક્ષાવ્રત છે. આ વ્રત વારંવાર કરવું જોઈએ. સામાયિક એટલે સમતા. સમતા એટલે રાગ અને દ્વેષના પ્રસંગો કે નિમિત્તના સમયે તટસ્થ–સમતોલ ભાવ રાખવો. દુઃખના સમયે રડવું નહિં અને સુખના સમયમાં છકી ન જવું. એ બંને સમયે સમભાવ રાખવો તેને સમતા રહે છે. આવી સમતાને ભજવું તેને સામાયિક કહે છે. આ સામાયિકનું ફળ એટલું બધું મોટું છે કે જે કોઈથી ગણી શકાતું નથી. આ વિષે એક દૃષ્ટાંત છે. તે આ પ્રમાણે :—

એક ગામમાં એક ખૂબજ શ્રીમંત રહેતો હતો. સ્વભાવે તે ખૂબજ ઉદાર હતો. રોજ તે સુવર્ણમહોરનું દાન કરતો. આ દાનવિધિ પત્યા પછી જ તે પોતાના પલંગ ઉપરથી નીચે ઉતરતો. આ તેનો નિત્યક્રમ હતો.

આ દાનવીર શ્રીમંતની પાડોશમાં એક ડોશી રહેતી. આ ડોશી શ્રાવિકા હતી. તે રોજ એક સામાયિક કરતી. રોજનું એક સામાયિક કરવાનો તેણે નિયમ લીધો હતો.

હવે બન્યું એવું કે એક દિવસ આ દાનવીર શ્રીમંત અને આ ડોશીને પોતાના નિયમમાં કંઇ અંતરાય નડયો. તે દિવસે શ્રીમંત દાન ન દઇ શકયો અને ડોશી સામાયિક ન કરી શકી. પોતાનો નિયમ તૂટયો તેથી બંનેના રંજનો પાર ન હતો.

ડોશીને ખેદ કરતી જોઇ શ્રીમંતે ગર્વથી કહ્યું : "અરે ડોશી! તું શા માટે ખેદ કરે છે? એક વસ્ત્રનાં કપડાંથી હાથનું પ્રમાર્જન એક દિવસ ન કર્યું તો શું બગડી જવાનું હતું? અને બે ઘડી સુધી બેસી રહેવાથી એવું તે કયું પુણ્ય મળી જાય છે જેની તું આજે આટલી બધી ચિંતા કરે છે? અને તારા સામાયિકમાં એક પાઇનો ખર્ચ તો થતો નથી. મફતિયા સામાયિકથી પુણ્ય મળતું હોય તો તો ઘણાં લોકો એવુંજ પુણ્ય કરે અને સુવર્ણ વગેરેનું દાન કરે જ નહિ."

ડોશીએ વિનયથી જવાબ આપ્યો. : "શ્રેષ્ઠિવર્ય! સામાયિકનાં ફળને તમે જાણતા નથી એટલે આવું બોલો છો. તમે સોના-રૂપાના પગથીઆવાળું એક દેરાસર બંધાવો અને તેનું જે પુણ્ય મળે તેનાથી કંઇગણું પુણ્ય એક સામાયિક કરવાથી મળે છે." એમ કહી ડોશીએ "કંચણમણિસોવાણું...." એ ગાથા કહી સંભળાવી.

આયુષ્યકર્મ પુરું થતાં આ શ્રીમંત અને ડોશી બંને મૃત્યુ પામ્યા. શ્રીમંતે અંતકાળે આર્તધ્યાન ધર્યું તેથી તે મરીને હાથી થયો. ડોશીનું મૃત્યુ સમતાભાવે શુભ ધ્યાનથી થયું આથી તે મૃત્યુ પામીને તે જ ગામનાં રાજાની પુત્રી બનીને જન્મી.

એક દિવસ આ ગામના રાજાએ જંગલમાંથી આ હાથીને પકડયો અને પોતાનો પટ્ટહસ્તી બનાવ્યો. એક વખત રાજમાર્ગે ચાલતાં તેણે પોતાના પૂર્વભવનું ઘર જોયું. એ ઘર જોતાં તેને જાતિસ્મરણ જ્ઞાન થયું. મૂર્છા આવી અને તે જમીન પર પડી ગયો.

પટ્ટહસ્તીને જોવા રાજપુત્રી પણ આવી. તેને પણ પોતાનું પૂર્વભવનું ઘર જોઈ જાતિસ્મરણ જ્ઞાન થયું. એ જ્ઞાનથી તેણે હાથીને ઉઠાડવાનો પ્રયત્ન કર્યો. ઘણાં પ્રયત્નો નિષ્ફળ ગયા એટલે રાજપુત્રી બોલી :

**"ઉવ સિદ્ધિ મમ નંત કર, કરિ હુઓ દાણવસેણ;**
**હું સામાઇય રાઇધુઅ, બહુગુણ સમહિય તેણ."**

હે શેઠ! ઉઠ. ભ્રાંતિ ન કર. તું દાનના પ્રભાવથી હાથીરૂપે આ ભવે જન્મ પામ્યો છે. અને હું સામાયિકના પુણ્યપ્રભાવે આજે રાજપુત્રી થઇ છું. કારણ દાનના પુણ્ય કરતાં સામયિકનું પુણ્ય વધુ છે.

રાજપુત્રીનાં આ બોલ સાંભળતાં જ હાથી તુરત ઉભો થઈ ગયો. આ જોઈ રાજાનાં પૂછવાથી રાજપુત્રીએ બધી માંડીને વાત કરી.

આ પછી રાજપુત્રીના વચનથી હાથી પ્રતિબોધ પામ્યો. અને બે ઘડી સામાયિક કરવા માટે પોતાની ગુરુણીની સામે નજર રાખી સમભાવે રહેવા લાગ્યો. ભાવ સામાયિકધારી હાથી સામાયિક લેતી સમયે અને પારતી સમયે પોતાની ગુરુણી રાજકુમારીને પગે લાગતો. આ સાથોસાથ તેણે ભક્ષ્ય, અભક્ષ્ય અને પેય–અપેયનો પણ વિવેક જાળવ્યો. આમ સમાધિ વડે આયુષ્ય પૂર્ણ કરીને તે સહસ્રાર દેવલોકમાં દેવતા થયો.

આમ આ દૃષ્ટાંતથી સામાયિકનો મહિમા જાણી શ્રાવકોએ આ પ્રથમ શિક્ષાવ્રત સામાયિકનું અવારનવાર સેવન કરવું જોઈએ.



## ૧૩૯. સામાયિકવ્રતના પાંચ અતિચાર

સામાયિક વ્રતમાં પાંચ અતિચારનો ત્યાગ કરવાનો હોય છે. તે આ પ્રમાણે:

" कायावाङ्मनसा दुष्ट,–प्रणिधानमनादराः ।
स्मृत्यनुपस्थापनं च, स्मृताः सामायिकव्रते ॥ "

**ભાવાર્થ :** મન, વચન, અને કાયાથી દુષ્ટ આચરણ, કરવું તે ત્રણ. સામાયિકમાં આદર રાખે નહિ તે ચાર અને વ્રત–કાળ વગેરેનું સ્મરણ કરે નહિ તે પાંચ એમ સામાયિક વ્રતમાં પાંચ અતિચાર કહ્યા છે. "

**વિસ્તરાર્થ :** મન, વચન અને કાયાથી દુષ્ટ પ્રણિધાન એટલે અનાભોગ વગેરેથી પાપયુક્ત પ્રવૃત્તિ કરવી. આમાં શરીરના હાથ-પગ વગેરે અવયવોને હલાવવા, પ્રમાર્જન કર્યા વિના શરીરને ખંજવાળવું, ભીંતને ટેકો દઈ બેસવું, ટેકો લેવો વગેરે કાયાનું દુષ્ટ પ્રણિધાન કહેવાય છે.

કઠોર અને કર્કશ વાણી બોલવી. માર, રાંધ, આવ, લાવ, બેસ, ઉભો રહે, આમ કર, તેમ કર વગેરે વચનો બોલવા તે વચન સંબંધી દુષ્ટ પ્રણિધાન કહેવાય છે.

આ અંગે કહ્યું છે કે " સામાયિક લીધું હોય તેણે પ્રથમ બુદ્ધિએ વિચારીને સત્ય અને નિર્દોષ વચન બોલવું અન્યથા સામાયિક થયું ન કહેવાય. "

મનથી ઘર, દુકાન કે બીજી આડી અવળી બાબતોનો વિચાર કરવો તે સંબંધી દુષ્ટ પ્રણિધાન કહેવાય છે. તે અંગે કહ્યું છે કે " જે શ્રાવક સામાયિકનાં સમયમાં ઘર અંગે વિચાર કરે તેવા આર્તધ્યાનવાળા શ્રાવકનું સામાયિક નિરર્થક થાય છે. " મતલબ કે

શ્રાવક સામાયિક લઈને વિચારે કે આજે ઘરમાં ઘી નથી, તેલ નથી અને અને પત્ની નવી સવી અને અજાણી છે તો કાલે ઘરનો નિર્વાહ શી રીતે થશે ?" આ પ્રમાણે વિચાર કરનારનું સામાયિક નિરર્થક થાય છે. શ્રાવિકા વિચારે કે નોકરીનાં ઠેકાણા નથી, ઘરમાં મહેમાન છે, આવકના કંઇ ઠેકાણા નથી, તો શું થશે ? તો આ પ્રમાણે વિચારનાર શ્રાવિકાનું સામાયિક પણ નિરર્થક થાય છે. આ મન સંબંધી દુષ્ટ પ્રણિધાન છે. આમ ત્રણ યોગે ત્રણ અતિચાર છે.

અનાદર એ આ વ્રતનો ચોથો અતિચાર છે. પવિત્ર સામાયિકનું ગૌરવ ન સાચવવું, નિયત સમયે સામાયિક ન કરવું, નિયત સમયે સામાયિક પારવાને બદલે વહેલા સામાયિક પારી લેવું. નિરસતા અને કંટાળાથી સામાયિક કરવું તે સામાયિક પ્રત્યેનો અનાદર બતાવે છે. આવી અનાદરતાથી કરેલું સામાયિક નિરર્થક થાય છે.

સામાયિક કર્યું છે કે નહિ એમ પ્રમાદથી સામાયિકનો ખ્યાલ ન રહે તે પાંચમો અતિચાર છે.

આ સંબંધમાં કદાચ કોઈ શંકા કરે કે સામાયિકમાં દુવિહં તિવિહેણં એ પાઠ પ્રમાણે મન વચન કાયા સંબંધી પચ્ચક્ખાણ કરાય છે. પરંતુ મનનો રોધ કરવો અશકય હોવાથી મનથી દુષ્ટ પ્રણિધાન થવાનો સંભવ છે. એમ થવાથી લીધેલા વ્રતનો ભંગ થાય છે. વ્રતભંગ થવાથી પ્રાયશ્ચિત કરવું જરૂરી છે. આથી તેવું સામાયિક ન કરવું જોઇએ."

ગુરુ કહે છે કે–આવી શંકા કરવી જોઇએ નહિ. કારણ કે સામાયિક લેતી સમયે મનથી કરું નહિ, કરાવું નહિ; વચનથી કરું નહિ. કરાવું નહિ; કાયાથી કરું નહિ, કરાવું નહિ એમ છ ભાંગે પ્રત્યાખ્યાન લેવાય છે. તેમાં અનાભોગથી એકનો ભંગ થાય તો પણ બાકીના ભાંગા અખંડ રહે છે. આથી વ્રતનો સર્વથા ભંગ થતો નથી.

બીજું મનના દુષ્ટ પ્રણિધાનનું પ્રાયશ્ચિત કરવાથી શુદ્ધિ થાય છે. આથી સામાયિક ન કરવું તેમ વિચારવું જોઇએ નહિ. કારણ સામાયિક ન કરવામાં આવે તો પરિણામે સર્વવિરતિનો અનાદર થવાનો પણ સંભવ છે.

કેટલાક એમ પણ કહે છે કે અવિધિથી ધર્માનુષ્ઠાન કરવું તેનાં કરતાં તો તેવું ધર્માનુષ્ઠાન ન કરવું તે જ સારું છે.

ગીતાર્થ ભગવંતો કહે છે કે " આ ઉત્સૂત્ર વચન છે. કારણ ધર્માનુષ્ઠાન ન કરવાથી મોટું પ્રાયશ્ચિત આવે છે. અને ધર્માનુષ્ઠાન અવિધિથી કરતાં નાનું પ્રાયશ્ચિત આવે છે.

શરૂઆતમાં અતિચારથી ક્રિયા થતી હોય તો પણ અભ્યાસ કરવાથી સમય જતાં અતિચાર રહિત તે ક્રિયા થઈ શકે છે. કોઈપણ વિદ્યામાં માનવી પ્રથમથી પારંગત નથી હોતા. શરૂમાં એ વિદ્યા કે કળામાં ક્ષતિ અને ભૂલો તો થવાની પણ એક વખત વિદ્યા કે કળાને બરાબર સમજ્યા બાદ ભૂલ થતી નથી. આથી જ મન શુદ્ધ રાખી

સામાયિક વગેરે વ્રતો અવારનવાર કરતાં રહેવા જોઈએ. શ્રી આવશ્યક નિર્યુક્તિની વૃત્તિમાં કહ્યું છે કે "સામાયિક કરવાથી શ્રાવક મુનિ જેવો થાય છે. તેથી તે વારંવાર કરવું" આ સામાયિક વ્રત મહણસિંહની જેમ હંમેશા કરવું.

## મહણસિંહની કથા

દિલ્હીની રાજગાદી પર ત્યારે પિરોજશાહ બાદશાહ રાજ્ય કરતો હતો. દિલ્હીમાં જ મહણસિંહ રહેતો હતો. આ મહણસિંહ એક પ્રતિષ્ઠિત શાહુકાર હતો.

કોઈ કામ પ્રસંગે બાદશાહને બીજે ગામ જવાનું થયું. પોતાના અન્ય રસાલામાં તેણે મહણસિંહને પણ સાથે લીધો. આ રસાલો નિશ્ચિત સ્થાન પર જઈ રહ્યો હતો. સાંજનો સમય થયો. સૂર્યાસ્ત થવાને થોડી મિનિટો બાકી હતી. મહણસિંહ માટે આ સમય મહત્ત્વનો હતો.

રસાલો ચાલતો રહ્યો પણ મહણસિંહે પોતાના ઘોડાને એક બાજુ લઈ લીધો. મહણસિંહ વિનાનો રસાલો આગળ વધી ગયો. હવે મહણસિંહે પોતાની પાસે રાખેલા પ્રતિક્રમણ માટેનાં ઉપકરણો કાઢયા. ચરવળાથી ભૂમિનું પ્રમાર્જન કર્યું. અને કટાસણું પાથરીને તે પ્રતિક્રમણ કરવા લાગ્યો. દિવસ દરમ્યાન જાણતા અજાણતા મન, વચન અને કાયાથી જે કંઇ પાપ થયા હોય તેની તેણે શુદ્ધ ભાવે ક્ષમા યાચી. પ્રતિક્રમણ પૂરું કર્યા બાદ તે બાદશાહની સાથે થવા આગળ વધ્યો.

બીજે ગામ પહોંચીને બાદશાહે જોયું તો મહણસિંહ નહિ. તેમણે પૂછપરછ કરી. કોઈને ખબર ન હતી કે મહણસિંહ કયાં છે. બાદશાહે તુરત જ મહણસિંહની શોધ માટે માણસો મોકલ્યા. ત્યાં થોડી જ વારમાં મહણસિંહ આવી પહોંચ્યો.

બાદશાહે પૂછયું: "મહણસિંહ! તમે કયાં હતા? તમને શોધવા તો મેં માણસો દોડાવ્યા છે."

મહણસિંહ: "જહાંપનાહ! મારી આટલી બધી કાળજી લેવા માટે આપનો આભાર. પણ હું જ્યાં હતો ત્યાં સલામત હતો. મારો નિયમ છે કે સૂર્યાસ્તનો સમય થાય ત્યારે હું જ્યાં પણ હોઉં ત્યાં મારે પ્રતિક્રમણ કરવું. વરસોથી હું આ નિયમનું અચૂક પાલન કરું છું."

બાદશાહ: "મહણસિંહ! પણ આમાં તો જાનનું જોખમ છે. આપણે શત્રુઓ ઘણાં છે. તમે આવી રીતે એકાંતમાં જંગલના રસ્તે પ્રતિક્રમણ કરવા બેઠા હો અને તમને તે બધા મારી નાંખે તો? તમારે આવું સાહસ નહિ કરવું જોઈએ."

મહણસિંહ: "જહાંપનાહ! જીવન ધર્મ માટે છે. ધર્મ કરતાં મૃત્યુ આવે તો પણ તે આવકાર્ય છે. એવાં મૃત્યુથી તો સ્વર્ગ મળે છે, આથી જ જંગલ હોય કે શ્મશાન, ઘર હોય કે મેદાન, સૂર્યાસ્ત સમયે હું અવશ્ય પ્રતિક્રમણ કરું છું."

મહણુસિંહની ધર્મનિષ્ઠાથી ખૂશ થઈ બાદશાહે હુકમ કર્યો કે મહણુસિંહ પ્રતિક્રમણુ કરવા બેસે ત્યારે સો સુભટોએ તેમનું ખડેપગે રક્ષણુ કરવું.

કામ પતી જતાં બાદશાહ અને તેનો રસાલો દિલ્હી આવ્યો. એક વખત બાદશાહને મહણુસિંહના નિયમની કસોટી કરવાનો તુક્કો સૂઝયો. અને કોઇ ખોટા ગુના હેઠળ મહણુસિંહને પકડીને કેદખાનામાં પૂરી દીધો.

હાથ અને પગમાં બેડી હતી. અંધારું કેદખાનું હતું. બહાર સુભટો સશસ્ત્ર ચોકી-પહેરો ભરતા હતા. મહણુસિંહને કેદની પરવા ન હતી. તેને માત્ર એકજ ચિંતા હતી કે સાંજે પ્રતિક્રમણુ કેવી રીતે કરવું. તેણે ઉપાય શોધી કાઢયો અને તેમાં તેને સફળતા પણુ મળી.

કેદખાનાના રક્ષકને તેણે બે સોનામહોર આપવાનું વચન આપ્યું. રક્ષકે કોઈ ન જાણે તે રીતે પ્રતિક્રમણુના સમય સુધી બેડીઓ છોડી નાંખવામાં સહકાર આપ્યો. પ્રતિક્રમણુ કરવાનાથોડા સમય અગાઉ બેડીઓ છૂટતી અને પ્રતિક્રમણુ પૂરું થઈ ગયા બાદ બેડીઓ બંધાઈ જતી.

મહણુસિંહે આ રીતે એક મહિના સુધી વિના વિઘ્ને પ્રતિક્રમણુ કર્યું. આ વાત ક્યાંકથી બાદશાહે જાણી. મહણુસિંહની આ નિષ્ઠા અને શ્રદ્ધાથી તે ખૂબજ પ્રભાવિત અને ખૂશ થયો. મહણુસિંહને માનભેર કેદમાંથી મુક્ત કર્યો અને ખૂબજ ઠાઠમાઠથી તેનું સન્માન કર્યું. એ પછી મહણુસિંહનો તે રાજદરબારમાં ખૂબજ આદર કરતો. સમય જતાં બાદશાહે મહણુસિંહને રાજ્યનો કોષાધ્યક્ષ બનાવ્યો.

ભવ્યજીવોએ આ મહણુસિંહના દૃષ્ટાંતથી પ્રેરણા લઇને સામાયિક વ્રતનું નિત્ય સેવન કરવું જોઇએ. એ વ્રતથી આ ભવ અને પરભવ બંને ભવમાં લાભ થાય છે.



## ૧૪૦. સામાયિકના ભેદ.

સામાયિક વ્રતના આરાધનથી મહાન લાભ થાય છે. આ ભવ અને પરભવ બંને માટે તે કલ્યાણકારી વ્રત છે. આ વ્રતના કેટલાક પ્રકાર-ભેદ છે તે આમાણે :

सामायिकं स्यात्त्रैविध्यं, सम्यक्त्वं च श्रुतं तथा ।
चारित्रं तृतीयं तच्च, गृहिकमनगारिकम् ॥

**ભાવાર્થ:-** સામાયિકના ત્રણ પ્રકાર છે. સમકિત સામાયિક, શ્રુત સામા-

ચિક અને ચારિત્ર સામાયિક. આ છેલ્લા ચારિત્ર સામાયિકના ગૃહિક અને અનગારિક એમ બે ભેદ છે. ગૃહિક સામાયિક એટલે શ્રાવકોનું સામાયિક અને અનગારિક સામાયિક એટલે સાધુઓ માટેનું સામાયિક.

**વિસ્તરાર્થ:**—ઉપશમ આદિ ભેદથી પ્રથમ સમકિત સામાયિકના પાંચ પ્રકાર છે. બીજું શ્રુત સામાયિક દ્વાદશાંગી રૂપ છે. ત્રીજા ચારિત્ર સામાયિકના ગૃહિક અને અનગારિક એમ બે ભેદ છે. ગૃહિક સામાયિક એટલે દેશવિરતિ સામાયિક. આ સામાયિક દ્વાદશવ્રતના આરાધન રૂપ છે. અને અનગારિક સામાયિક સર્વ પ્રકારના સાવદ્યના ત્યાગવાળું અને પંચમહવ્રત રૂપ છે. આથી આ અનાગરિક સામાયિકને સર્વવિરતિ ચારિત્ર સામાયિક કહેવાય છે તે સર્વદ્રવ્ય વિષય સંબંધી છે. આ અંગે કહ્યું છે કે:—

पढमंमि सव्वजीवा, वीए चरमे य सव्वदव्वाइं ।
सेसा महव्वया खलु, तदिक्कदेसेण दव्वाणं ॥

**વિસ્તરાર્થ:**—પહેલાં મહાવ્રત અહિંસામાં સર્વ સૂક્ષ્મ–બાદર જીવોનું પાલન કરવાનું હોય છે આથી તેમાં એક દ્રવ્ય આવે છે. બીજા સત્ય વ્રતમાં અને પાંચમા અપરિગ્રહવ્રતમાં સર્વ દ્રવ્ય આવે છે. દા. ત. આ પંચાસ્તિકાયાત્મક લોક કોણે જોયો છે? એ બધી કપોલકલ્પિત વાતો છે.' વગેરે વચનો બોલવાના ત્યાગથી બીજા સત્યવ્રતમાં છએ દ્રવ્યનો સંબંધ થાય છે. અને પાંચમા અપરિગ્રહ વ્રતમાં એવું વિચારવામાં આવે છે કે હું જ સર્વ લોકનો સ્વામી થાઉં તો સારું, તો તેવી મૂર્છા–મોહના ત્યાગરૂપ આ મહાવ્રત હોવાથી તેમાં છએ દ્રવ્યનો સમાવેશ થાય છે,

બાકીના બે મહાવ્રત દ્રવ્યના એક દેશભૂત છે એટલે કે કાંઈપણ બદલામાં આપ્યા વિના રાખવું કે લેવું તે પુદ્ગલ દ્રવ્યનો એક દેશ થયો. તે અદત્તાદાન વિરમણ રૂપ ત્રીજું વ્રત છે. અને સ્ત્રીના રૂપનો તથા તેની સાથે રહેલા દ્રવ્ય સંબંધી મોહનો ત્યાગ કરવો તે અબ્રહ્મ વિરતિ રૂપ (બ્રહ્મચર્ય) ચોથું મહાવ્રત છે. તેમાં પણ દ્રવ્યનો એક દેશ આવે છે. અને આહાર દ્રવ્ય વિષયક છટ્ઠું રાત્રિભોજન ત્યાગરૂપ વ્રત છે. તેમાં પણ દ્રવ્યનો એક જ દેશ છે. આમ ચારિત્ર સામાયિક સર્વદ્રવ્ય સંબંધી છે. તે જ પ્રમાણે શ્રુત સામાયિક પણ જ્ઞાનરૂપ હોવાથી સર્વ દ્રવ્ય વિષયી છે. એ પ્રમાણે સમકિત સામાયિક પણ સર્વ દ્રવ્ય શ્રદ્ધામય હોવાથી સર્વ દ્રવ્ય વિષયી થાય છે. સંસારમાં ભટકતો ફરતો ફરતો જીવ આ સામાયિકને સંખ્યાત અસંખ્યાતવાર પ્રાપ્ત કરે છે.

શાસ્ત્રકાર ભગવંતોએ કહ્યું છે કે ક્ષેત્ર પલ્યોપમના અસંખ્યાતા ભાગમાં જેટલા આકાશ પ્રદેશ હોય છે તેટલા પ્રમાણવાળા ભવમાં ઉત્કૃષ્ટથી એક જીવને દેશવિરતિ અને સમકિત સામાયિક પ્રાપ્ત થાય છે. જ્યારે જઘન્યથી આ બંને સામાયિક માત્ર એક જ ભવમાં પામે છે. સર્વવિરતિ સામાયિક ઉત્કૃષ્ટથી આઠ ભવમાં મળે અને પછી મોક્ષને પામે અને જઘન્યથી મરૂદેવા માતાની જેમ એક જ ભવમાં તે સામાયિક પામીને સિદ્ધ-

ગતિને પામે. સામાન્યથી શ્રુત સામાયિક અનંત ભવમાં પ્રાપ્ત થાય અને જઘન્યથી મરુદેવા માતાની જેમ એક જ ભવમાં પામે. સ્વલ્પ શ્રુત સામાયિકનો લાભ તો અભવ્યને પણ થાય છે અને તે ગ્રૈવેયક દેવતાના સ્થાન સુધી રહે છે.

અંતરદ્વારમાં કહ્યું છે કે કોઈ એક જીવ અક્ષરજ્ઞાન પ્રાપ્ત કરી પતિત થઈને પાછો અનંતકાળ પછી પ્રાપ્ત કરે તે ઉત્કૃષ્ટ અંતર જાણવું. સમકિતાદિ સામાયિકમાં જઘન્ય અંતર અંતર્મુહૂર્ત્તનું જાણવું અને ઉત્કૃષ્ટ દેશે ઉણું અર્દ્ધ પુદ્દગલ પરાવર્ત્તનું જે અંતર છે તે ઘણી આશાતના કરનાર જીવ માટે જાણવું. કહ્યું છે કે તીર્થંકર, પ્રવચન, સંઘ, શ્રુત–જ્ઞાન, આચાર્ય, ગણધર અને લબ્ધિવાળા મહર્ધિક મુનિની ઘણી આશાતના કરનારો જીવ અનંતસંસારી થાય છે. પરંતુ ત્યારપછી પણ સમકિત સામાયિકના મહિમાથી તે જીવ જરૂર સિદ્ધિપદને પામે છે. આ અંગે ચાર ચોરની કથા છે, તે આ પ્રમાણે :—

## ચાર ચોરની કથા.

જીવનનિર્વાહ કરવા એક શ્રાવકે પોતાનું વતન ક્ષિતિપ્રતિષ્ઠિત છોડયું. ત્યાંથી તેણે ભિલ લોકોની વસતિમાં આવીને ભાગ્ય અજમાવવાનો પ્રામાણિક પુરુષાર્થ કર્યો. સખત પરિશ્રમ અને વિશુદ્ધ પ્રામાણિકતાથી તેનું ભાગ્ય ઉઘડી ગયું. થોડા જ સમયમાં તેને ત્યાં લક્ષ્મી આળોટવા લાગી. ભિલ વસતિમાં તે ધનાઢ્ય તરીકે માનપાન પામવા લાગ્યો

શ્રાવકની આ ઋદ્ધિ–સિદ્ધિ ભિલકૂળના ચાર વૃદ્ધોની આંખમાં ખટકવા લાગી. તે વિચારવા લાગ્યા : "આજકાલનો આવેલો આ વાણિયો આજે તો જાણે ધનકુબેર બની ગયો છે. આવું કંઈ એકાએક ન બને, જરૂર તેણે આપણ સૌને બધાને છેતરીને બધું ધન ભેગું કર્યું લાગે છે."

અને આ વિચારમાંથી આ ચારેયે શ્રાવકના ઘરે ચોરી કરવાનો નિર્ણય કર્યો.

લગભગ મધરાત થઈ હશે. ચાર ભિલો શ્રાવકના ઘરમાં છાના માના ઘૂસ્યા. ઉઘાડી બારીની આડશમાં જોયું તો તે ખંડમાંથી કંઈ ગણગણનો અવાજ આવતો હતો.

"ઘરનો માલિક જાગતો લાગે છે, તેનાં જાગતાં ચોરી કરવામાં જોખમ છે." એમ વિચારી ચાર ભિલોએ થોડી વાર રાહ જોવામાં ગાળી.

મધરાતે આ શ્રાવક કંઈ ઉંઘમાં નહોતો બબડતો. તે સંપૂર્ણ સ્વસ્થપણે જાગતો હતો. અને મધરાતે તે પોતાની પત્ની સાથે સામાયિકમાં બેસીને સ્વાધ્યાય કરતો હતો. નવરાશનો સમય પાપની કે પ્રમાદની પ્રવૃત્તિમાં પસાર કરવાના બદલે તે સમયનો ઉપયોગ તે સામાયિક કરવામાં ગાળતો. દિવસમાં આમ તે સાત આઠ સામાયિક કરતો.

આ મધરાતે પણ તે સામાયિક લઈને બેઠો હતો. તેને ચોરોની ગંધ આવી. પરંતુ તેણે સામાયિકમાંથી ઉઠી જવાનું પસંદ ન કર્યું. શ્રાવકે વિચાર્યું "ધન તો આ ભવમાં મળ્યું છે તો આવતા ભવમાં પણ મળશે. અને ધન તો ઘણું આવ્યું

અને ઘણું ગયું. પરંતુ જ્ઞાનાદિ ભાવ રૂપી ધન કંઈ વારંવાર નથી મળતું. તેને જો ક્રોધાદિ લૂંટી જશે તો હું શું કરીશ ? ભૌતિક ધન તો ગમે ત્યારે મેળવી શકાશે. પણ આ સામાયિકરૂપી ભાવ ધન ફરી કંઈ નહિ મળવાનું. માટે ચોર ભલે મારું ધન ચોરી જાય પણ હું મારા ભાવધનને તો નહિ જ ચોરાવા દઉં, કારણ કે ભાવરૂપી ધન જો મારી પાસે હશે તો પછી ભૌતિક ધન તો ઘણું સુલભ છે."

અને શ્રાવકે સળંગ સામાયિક કરવા માંડયાં. પ્રથમ કરતાં ય વધુ ઉત્કૃષ્ટભાવથી તેણે નવકારમંત્રનો જાપ શરૂ કર્યો. નવકાર મંત્રના સતત પવિત્ર શબ્દો સાંભળતાં બહાર સંતાયેલા ચોરોને ઉહાપોહ કરતાં જાતિસ્મરણ જ્ઞાન થયું અને પૂર્વ ભવોમાં પોતે કરેલ ધર્માનુષ્ઠાનની યાદ તાજી થઈ.

પસ્તાવાથી તેમણે વિચાર્યું : "ધિક્કાર છે આપણને કે આપણે મામુલી ધન માટે આજે ચોરી જેવું મહાપાપ કરવા નીકળ્યા છીએ. ચોરીથી બાહ્ય ભૌતિક ધન મળે છે પરંતુ તેનાથી ભાવાત્મક આત્મધન તો ચાલ્યું જાય છે. સાચેજ આ શ્રાવકને ધન્ય છે કે જે આપણને જુવે છે છતાંયે પોતાના સામાયિકના ભાવમાં ચલિત થતો નથી."

સામાયિકની પ્રશંસા કરી સમકિત પ્રાપ્ત કર્યું આથી તેમને દેશવિરતિપણું પ્રાપ્ત થયું. આ દેશવિરતિપણામાં વૈરાગ્યની ભાવના વધતાં ખડ્ગ અને ગણેશીઓ વગેરે મૂકી દીધા અને નવપ્રકારના ભાવ લોચના પરિણામી થતાં તેમણે સર્વવિરતિ સામાયિક લીધું. આ ચારિત્રની ઉત્કટ્સાધના કરતાં શુકલધ્યાન અને ક્ષપકશ્રેણી પામીને સયોગી કેવળી થયા.

કેવળી થતાં દેવતાઓએ તેમને મુનિવેષ આપ્યો. પેલા ગૃહસ્થ શ્રાવકે તે સર્વ દેખી ચારે મુનિ ભગવંતોને ભક્તિપૂર્વક શ્રદ્ધાથી વંદના કરી. ચારે કેવળી ભગવંતોએ ત્યાંથી વિહાર કર્યો અને કાળક્રમે તેઓ સિદ્ધિપદને પામ્યા.

આમ આ દૃષ્ટાંતથી ભવ્ય જીવોએ સાર લેવાનો છે કે શ્રાવકને સામાયિક કરતો જોઈને ચાર મુમુક્ષુ થયા અને તેમના હૈયે સામાયિકનો ભાવ જાગ્યો. છેવટે તેની આરાધના કરી તેઓ નિર્વાણને પામ્યા. શુદ્ધ ભાવે કરેલું સામાયિક અન્ય જનોને જો મુક્તિના દ્વારે પહોંચાડી શકતું હોય તો તેના ખૂદ આરાધકને તે મુક્તિએ પહોંચાડે તેમાં કોઈ જ સંશય નથી. માટે શ્રાવકે સામાયિકનું નિત્ય નિષ્ઠાપૂર્વક આરાધન કરવું જોઈએ.



## ૧૪૧. નવમું સામાયિક વ્રત

સામાયિક સર્વ ગુણનું પાત્ર છે. આવું ઉત્તમ સામાયિક અશુભ કર્મોનો નાશ થવાથી પ્રાપ્ત થાય છે. કહ્યું છે કે :—

तदेव सर्वगुणस्थानं पदार्थानां नभ इव ।
दुष्टकर्मविघातेन सुध्यानतस्तथा भवेत् ॥

**ભાવાર્થ**:—"સર્વ પદાર્થોનું સ્થાન જેમ આકાશ છે તેમ સર્વ ગુણોનું સ્થાન સામાયિક છે. તે દુષ્ટ કર્મના નાશથી અને શુભ ધ્યાનથી પ્રાપ્ત થાય છે."

**વિસ્તરાર્થ**:—"જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિ સર્વ ગુણોનું સ્થાન સામાયિક છે. ઘડો, વસ્ત્ર, લાકડું વગેરેનું આધારસ્થાન આકાશ છે, તે જ પ્રમાણે સર્વ ગુણોનું સ્થાન સામાયિક છે. સર્વ આધેય વસ્તુ આકાશના આધાર વડે સ્થિત રહે છે. આકાશ વિના આધેય વસ્તુ સ્થિર રહી શકતી નથી. તે દરેકને આકાશનો આધાર લેવો પડે છે, તેમ જ્ઞાનદર્શનાદિ ગુણો સામાયિકના આધારે રહેલા છે. સામાયિક વિના તે ગુણો રહી શકતા નથી.

શાસ્ત્રોમાં કહ્યું છે કે–સર્વ ગુણોના સ્થાન સમું આ સામાયિક અશુભ કર્મોનો નાશ થવાથી મળે છે. સામાયિકનો ઘાત કરનારા જ્ઞાનાવરણી, દર્શનાવરણી અને મિથ્યાત્વ મોહનીય કર્મના સર્વઘાતી સ્પર્દ્ધક ઉઘાડા થવાથી દેશઘાતી સ્પર્દ્ધકનો ઉઘાડ થાય છે. આ ઉઘાડથી અનંત ગુણની વૃદ્ધિ થતાં સમયે સમયે વિશુદ્ધ ભાવ થતા શુભ અને શુભતર પરિણામવાળો જીવ ભાવથી સામાયિક સૂત્ર '**કરેમિ ભંતે**'નો પ્રથમાક્ષર કકાર પ્રાપ્ત કરે છે. એવી રીતે અનંતગુણની વૃદ્ધિ વડે સમયે સમયે વિશુદ્ધમાન થતાં રેકારાદિ અક્ષરોની પંક્તિને પામે છે. એવી જ રીતે ભવ્ય પ્રાણીને ભાવથી સામાયિકનો લાભ પ્રાપ્ત થાય છે. આમ કરતાં કરતાં આવો ભવ્ય જીવ 'કરેમિ ભંતે"ના સમસ્ત સૂત્રને પામે છે.

સામાયિક અશુભ કર્મોના નાશથી પ્રાપ્ત થાય છે. તેમ તે શુભધ્યાનથી પણ પ્રાપ્ત થાય છે. શુભધ્યાન એટલે ધર્મધ્યાન અને શુક્લધ્યાન. સામાયિકમાં ધર્મધ્યાન પર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. આ ધર્મધ્યાન ચાર પ્રકારનું છે. ૧. આજ્ઞાવિચય, ૨. અપાયવિચય, ૩. વિપાકવિચય ૪. સંસ્થાનવિચય.

'ધ્યાનશતક'ની વૃત્તિમાં આ ધ્યાન વિષે કહેવામાં આવ્યું છે તે આ પ્રમાણે–

"સ્વરૂપ અને પરરૂપ વડે સત્ અસત્ રૂપવાળા વસ્તુધર્મમાં જે સ્થિર અનુભૂત ધ્યાન તે **આજ્ઞાવિચય** નામનું પ્રથમ ધર્મધ્યાન કહેવાય છે."

શ્રી વીતરાગ પ્રભુના વચન નિશ્ચય અને વ્યવહાર, નિત્ય અને અનિત્ય એવા સ્યાદ્વાદ પ્રકારથી અમૂલ્ય અને સર્વોત્તમ છે. શ્રી વીતરાગ ભગવંતના આવા અણમોલ અને સર્વોત્કૃષ્ટ વચનોને યથાર્થપણે સદ્દહવા તે આજ્ઞાવિચય ધર્મધ્યાન. કહ્યું છે કે-

"કલ્પવૃક્ષ માત્ર ઇચ્છિત વસ્તુને આપે છે. ચિંતામણિ માત્ર ચિંતવેલી વસ્તુ જ આપે છે. પરંતુ શ્રી જિનેન્દ્ર-વીતરાગ પ્રભુના ધર્મનું વિશેષ ચિંતન મનન કરવાથી કલ્પવૃક્ષ અને ચિંતામણિથી પણ વિશેષ આપે છે."

**અપાયવિચય** એ ધર્મધ્યાનનો બીજો પ્રકાર છે. અપાય એટલે દુઃખ-કષ્ટ-દર્દ. વિચય એટલે વિચારણા. આ જીવે સંસારમાં પરિભ્રમણ કરતાં અનેક પ્રકારનાં દુઃખો ભોગવ્યાં છે. અનેક કષ્ટો સહન કર્યાં છે. હે ચેતન ! આત્માને સ્વાધીન એવા મુક્તિમાર્ગને છોડીને તેં પોતેજ તારા આત્માને દુઃખ-કષ્ટમાં ડુબાડયો છે. પરંતુ હે ચેતન ! આ આત્મા તત્ત્વતઃ અજ્ઞાનાદિકથી રહિત છે. અને તે જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્યવાળો છે. અનાદિ, અનંત, અક્ષર, અનક્ષર, અમલ, અરૂપી, અકર્મ, અબંધ, અનુદીરક, અયોગી અભેદ્ય, અછેદ્ય, અકષાય, અદેહાત્મક, અતીન્દ્રિય, અનાશ્રવ, લોકાલોકજ્ઞાયક, સર્વપ્રદેશે કર્મપરમાણુઓથી વ્યતિરિક્ત, શુદ્ધચિદાનંદ, ચિન્મય, ચિન્મૂર્તિ અને ચિત્પિંડ છે. આવા અનેક ગુણનિધાન આત્માને હે ચેતન ! મોહાંધ બની તેને તેં ન જાણે કયા કયા કષ્ટ નથી આપ્યા ? આ પ્રમાણે આત્માની અને બીજાની ( સ્વ અને પરની ) અપાયપરંપરાનું ચિન્તવન કરતો યોગી પુરુષ **અપાયવિચય** નામના ધર્મધ્યાનને પ્રાપ્ત કરે છે.

**વિપાકવિચય** નામે ધર્મધ્યાનનો ત્રીજો પ્રકાર આ પ્રમાણે છે. વિપાક એટલે ફળ-પરિણામ. તેનું ચિન્તન એટલે વિપાકવિચય. આ જીવે જેવાં કર્મો કર્યાં હોય છે, તેવું ફળ તે પામે છે. શુભ કર્મના પરિણામે જીવને સુખની સામગ્રી મળે છે. અને અશુભ કર્મના પરિણામે તેને દુઃખની ઉપલબ્ધિ થાય છે.

**દ્રવ્યથી** સ્ત્રી-પુષ્પ વગેરે સુખનો સુંદર ઉપભોગ તે શુભ વિપાક છે. અને દ્રવ્યથી સર્પ, શસ્ત્ર, અગ્નિ અને વિષ વગેરેથી થતા અનિષ્ટ અશુભ વિપાક છે. **ક્ષેત્રથી** મહેલમાં વસવાથી શુભ વિપાક અને સ્મશાનમાં કે ઝૂંપડી કે ફુટપાથ પર વસવાથી અશુભ વિપાક જાણવો. **કાળથી** વસંત વગેરે ઋતુમાં રતિ થવાથી શુભ અને અરતિ થવાથી અશુભ વિપાક જાણવો. **ભાવથી** મનની પ્રસન્નતા અને રૌદ્ર પરિણામ વગેરેથી અશુભ વિપાક જાણવો. આ પ્રમાણે દ્રવ્યાદિ સામગ્રીના યોગથી પૂર્વે બાંધેલા શુભા-શુભ કર્મ પ્રમાણે પ્રાણીઓને ફળ મળે છે. આથી જીવે સુખમાં છલકાઈ (અભિમાન) ન જવું અને દુઃખમાં રડવું નહિ. આ પ્રમાણે સર્વ કર્મની પ્રવૃત્તિઓના વિપાકનું ચિંતન કરવું તે **વિપાકવિચય** નામે ત્રીજું ધર્મધ્યાન છે.

હવે **સંસ્થાનવિચય** નામે ચોથા ધર્મધ્યાનનો વિચાર કરીએ. ચૌદ રાજલોકના

સર્વે લોકસ્થાનનું ચિંતન કરવું. ચૌદ રાજલોકમાં ઉર્ધ્વ, અધો અને તિર્છાલોક સહિત અનેકવિધ લોકસ્થાન છે. તેમાં એક પણ સ્થાન એવું નથી જ્યાંનો આ જીવે સ્પર્શ ન કર્યો હોય. આવી વિચારણા કરવી. તે **સંસ્થાનવિચય** નામે ચોથું ધર્મધ્યાન છે.

આ ધર્મધ્યાન ચોથા ગુણસ્થાનથી માંડીને સાતમા ગુણસ્થાન સુધી જાણવું. અનેક દુઃખ–કષ્ટ પ્રાપ્ત થયા છતાં ચંદ્રાવતંસ રાજાએ ધર્મધ્યાન મૂક્યું ન હતું. આ રાજાની જેમ જેને ધર્મધ્યાન ભંગ થતો નથી તેને જ સામાયિક પ્રાપ્ત થાય છે. ધર્મધ્યાન ધ્યાતા ચંદ્રાવતંસ રાજાની કથા આ પ્રમાણે છે.

## ચંદ્રાવતંસ રાજાની કથા

વિશાલાપુરી નગરીનો રાજા ચંદ્રાવતંસ ખૂબ જ ધર્મિષ્ઠ હતો. શ્રી વીતરાગ પ્રભુના ધર્મનાં તેને દૃઢ શ્રદ્ધા હતી. તિથિ અને પર્વના દિવસે તે વિશેષ પ્રકારે ધર્મનું આરાધન કરતો હતો.

એ દિવસે ચતુર્દશી હતી. આ તિથિની આરાધના તેણે ઉપવાસથી કરી. રાત પડી. પ્રતિક્રમણ કરી તેણે કાયોત્સર્ગ કર્યો. કાયોત્સર્ગ કરતાં તેની નજર તેના મહેલના ખંડની બહાર સળગતા દીવા પર પડી. તેણે મનમાં અભિગ્રહ ધાર્યો : " આ દીવો નહિ બુઝાય ત્યાં સુધી હું કાયોત્સર્ગમાં સ્થિર રહીશ."

આ બાજુ રાજા ધ્યાનમાં સ્થિર થઈને પોતાના આત્માને અજવાળી રહ્યો હતો. બીજુ બાજુ દીવાની જ્યોત સ્થિરપણે મહેલને અજવાળી રહી હતી.

પણ દીવો એટલે દીવો. કોડિયાનું તેલ ખૂટતું ગયું વાટ બળતી બળતી નાની થતી ગઈ. પ્રકાશ ઝાંખો થતો ગયો.

રાજાની દાસીએ જોયું. દીવો તેની તાકાત ખોઇ રહ્યો છે. અને રાજા ધ્યાન ધરી રહ્યા છે. તેણે તુરત જ દીવામાં તેલ પૂર્યું. વાટને સંકોરી અને દીવો ફરી ઝગમગી ઉઠયો.

સમયની રેત સરતી ગઇ. રાતનો અંધકાર વધુ ઘેરો બનતો ગયો. દાસીએ આખી રાત જાગીને દીવામાં તેલ પૂરે રાખ્યું. દીવો અખંડ રાત ઝળહળતો રહ્યો.

રાજા ચંદ્રાવતંસ પણ સ્થિરપણે કાયોત્સર્ગમાં લીન આખી રાત ઉભો રહ્યો. આ રાજાએ શરીરના એક પણ અંગને હલાવ્યા વિના, મનને બીજા કોઇપણ વિચારમાં રોકયા વિના આત્માનું વિશુદ્ધ ચિંતન કર્યું.

સૂર્યોદય થયો ત્યારે પવનના એક ઝપાટાથી દીવો બુઝાઇ ગયો. રાજાનો અભિગ્રહ પૂરો થયો. પણ અખંડ રાત એક સ્થાને સ્થિર ઉભા રહેવાથી રાજાના અંગો જકડાઈ ગયા હતા. પગ લગભગ અજડ થઇ ગયા હતા. કાયોત્સર્ગ જેવો પાર્યો કે રાજા સમતુલા ખોઈ બેઠો. તે જમીન પર પડી ગયો. અને તેનું પ્રાણપંખેરું ઊડી ગયું. શુભ ધ્યાન ધરતાં રાજાએ પ્રાણ છોડયા હોવાથી તે શુભ ગતિને પામ્યો.

ચંદ્રાવતંસ રાજાની આ કથામાંથી ભવ્ય જીવોએ પ્રેરણા લેવી જોઈએ કે બેઘડીનું સામાયિક કરવાથી તેમજ તેથી વિશેષ પ્રકારે અને વિશેષ સમય સુધી તેનું આરાધન કરવાથી કર્મોનો નાશ થાય છે.



## ૧૪૨. સામાયિકના ૩૨ દોષ

અનેકવિધ શુભ ફળ આપનાર અને કર્મોનો નાશ કરનાર આ સામાયિક વિશુદ્ધ રીતે કરવું જોઈએ. દોષ રહિત કરવું જોઈએ. આ અંગે શાસ્ત્રોમાં કહેવામાં આવ્યું છે કે-

द्वात्रिंशद्दोषनिर्मुक्तं सामायिकमुपासकैः ।
विधिपूर्वमनुष्ठेयं, तेनैव फलमश्नुते ॥

**ભાવાર્થ**:-શ્રાવકોએ [ઉપાસકોએ] બત્રીસ દોષથી રહિત વિધિપૂર્વક સામાયિક કરવું જોઈએ. કારણ કે તેવું સામાયિક કરવાથી જ તેનું ફળ મળે છે.

**વિસ્તરાર્થ**:-બત્રીસ દોષથી દૂર રહીને સામાયિક કરવું જોઈએ. આ બત્રીસ દોષોમાં બાર કાયાના, દશ વચનના અને દશ મનના દોષ છે.

કાયાના બાર દોષ આ પ્રમાણે છે. ૧. વસ્ત્ર કે હાથ વગેરેથી પગ બાંધીને બેસવું [ઉભડક બેસવું, પગની આંટી મારીને બેસવું, ઉંધા ટાંટીયા રાખીને બેસવું વગેરે] ૨. આસનને આમતેમ હલાવવું, ૩. શરીરના એક કે વધુ અંગથી પાપયુક્ત કાર્ય કરવું, ૪. કાગડાના ડોળાની જેમ આમ તેમ કે ચારે બાજુ નજર ફરતી રાખવી, ૫. પૂંજ્યા વિના થાંભલા કે ભીંતને ટેકે બેસવું, ૬. અંગોપાંગ સંકોચવા કે લાંબા કરવા, ૭. આળસ મરડવી, ૮. હાથ પગ વગેરેના ટચાકા ફોડવા, ૯. શરીરને ખંજવાળવું, ૧૦. મેલ ઉતારવા કે નખ કાપવા, ૧૧. શરીરને ચંપાવવાની ઇચ્છા કરવી, ૧૨. ઊંઘવું.

વચન સંબંધી દશ દોષ આ પ્રમાણે છે. ૧. સામાયિકમાં અપશબ્દો બોલવા, ૨. ઉતાવળે ન બોલવાનું બોલી જવું, ૩. પાપકાર્યની સૂચના કરવી કે આદેશ આપવો, ૪. મનફાવે તેમ બોલવું, ૫. સૂત્રના આલાવાનો સંક્ષેપ કરવો, ૬. બોલીને કકળાટ-કંકાસ કરે, ૭. વિકથા કરવી, ૮. મજાક-મશ્કરી કરવી, ૯. જયણા રાખ્યા વિના ઉઘાડા મુખે બોલવું, અને ૧૦. અવિરતિ લોકોને 'આવો-આવજો' કહેવું.

મન સંબંધી દશ દોષ આ પ્રમાણે છે. ૧. વિવેક વગરના મનવડે સામાયિક કરવું, ૨. યશ-પ્રતિષ્ઠાની ઈચ્છા રાખવી, ૩. ધન, ભોજન, વસ્ત્રાદિકની અભિલાષા રાખવી, ૪. અભિમાન કરવું, ૫. પરાભવ થતો જોઈ નિયાણું ચિંતવવું, ૬. આજીવિ-

કાદિકના ભયથી મનમાં ડરવું, ૭. ધર્મના ફળ વિષે શંકા કરવી, ૮. રૌદ્ર ચિંતવનથી અને માત્ર લોકવ્યવહારથી સામાયિકનો સમય પૂરો કરે, ૯. 'આ સામાયિકની કેદમાંથી હું ક્યારે છૂટીશ' એમ વિચારવું અને ૧૦. સ્થાપનાજી કે ગુરુને અંધકારમાં રાખીને ઉદ્ધતાઇથી કે શૂન્ય મને સામાયિક કરવું.

શ્રાવકોએ આ બત્રીસ દોષોથી દૂર રહીને વિધિપૂર્વક અનુષ્ઠાનપૂર્વક સામાયિક કરવું જોઇએ. અનુષ્ઠાન પાંચ પ્રકારના છે. ૧. આ લોક માટે તપસ્યા કે ક્રિયા વગેરે કરવાં તે **વિષાનુષ્ઠાન.** કુળવાળુઆને ભ્રષ્ટ કરવાં માગધિકા વેશ્યાએ આવું-વિષાનુષ્ઠાન કર્યું હતું. ૨. પરલોકના સુખના માટે તપ-ક્રિયા વગેરે કરવા તે **ગરલાનુષ્ઠાન.** વસુદેવના જીવ નંદિષેણે આ અનુષ્ઠાન કર્યું હતું. ૩. ઉપયોગ વગર જે તપ, સામાયિક વગેરે કરે અથવા બીજાની ક્રિયા જોઇને સંમૂર્ચ્છિમની જેમ કરે તે **અન્યોન્યાનુષ્ઠાન** જાણવું. લૌકિક શાસ્ત્રમાં કહ્યું છે કે "ગુરુના ઉપદેશ વિના જે કોઈ બીજાનું દેખીને તેનું અનુકરણ કરે છે. તે જટિલના મૂર્ખ શિષ્યની જેમ લોકમાં હાંસી ને તિરસ્કારને પાત્ર થાય છે.

## જટિલના મૂર્ખ શિષ્યની કથા.

તેનું નામ ભરડા. જટિલનો તે શિષ્ય હતો. વર્ધમાનનગરમાં ભિક્ષા માંગવા તે એક સુતારના આંગણે જઈ પહોંચ્યો.

સુતાર ત્યારે એક વાંસને તેલ ચોપડતો હતો અને તેલ ચોપડેલા વાંસને અગ્નિથી શેકતો હતો.

જટિલના શિષ્યે પૂછ્યું. "ભાઈ! તું આ શું કરે છે?"

સુતારે કહ્યું "વાંસ વાંકો થઈ ગયો છે આથી તેને સીધો કરવા હું તેને તેલ ચોપડી પછી આગમાં શેકું છું.'

આ શિષ્યનો ઉપલો માળ ખાલી હતો. તેણે વિચાર્યું. "મારા ગુરુને પણ આમજ તેલ ચોપડીને આગમાં શેકવા જોઇએ. કારણ વાયુથી તે વાંકા થઈ ગયા છે. તેમને સીધા કરવા માટે મારે વિના વિલંબે આ ઉપાય અજમાવવો જોઇએ."

અને તેણે ગુરુને તેલ ચોપડ્યું. પછી આગથી શેકવાનો પ્રયત્ન કરવા લાગ્યો. ગુરુ આગની ઝાળથી ચીસ પાડી ઉઠ્યા. તેમની ચીસોથી લોકો એકઠા થઈ ગયા અને મૂર્ખ શિષ્યના હાથમાંથી ગુરુને મહામહેનતે છોડાવ્યા. શિષ્યની આવી મૂર્ખામીથી લોકોએ તેનો તિરસ્કાર કર્યો.

બુદ્ધિમાન પુરુષોએ પોતાની બુદ્ધિથી જ યોગ્ય વિચારવું અને આવું અન્યોન્યાનુષ્ઠાન ન કરવું.

ઉપયોગીપણાથી અભ્યાસને અનુકૂળ એવી ક્રિયા કરવી તે **તદ્ધેતુઅનુષ્ઠાન** તે

આનંદ શ્રાવકની જેમ જાણવું. અને મોક્ષને અર્થે યથાર્થ વિધિપૂર્વક જે તપક્રિયાદિ કરવાં તે **અમૃતાનુષ્ઠાન.** તે વીતરાગ સંયમી અર્જુનમાળીની જેમ જાણવું.

આ પાંચ પ્રકારનાં અનુષ્ઠાનમાં પહેલા ત્રણ-વિષાનુષ્ઠાન, ગરલાનુષ્ઠાન અને અન્યોન્યાનુષ્ઠાન-ત્યાગ કરવા જેવા છે. અને છેલ્લા બે તદ્દતુઅનુષ્ઠાન અને અમૃતાનુષ્ઠાન કરવા યોગ્ય છે.

આ રીતે અનુષ્ઠાનનાં બીજા પણ ચાર પ્રકાર છે. ૧. જે પ્રેમપૂર્વક અને રસપૂર્વક કરાય અને અતિરુચિથી વધે તે **પ્રીત્યનુષ્ઠાન** કહેવાય છે. સરળ સ્વભાવી જીવોને ક્રિયા કરતાં હંમેશા આ અનુષ્ઠાન થાય છે. ૨. બહુમાનથી ભવ્યજીવો પૂજ્ય ઉપરની પ્રીતિ વડે જે કરે તે **ભક્ત્યનુષ્ઠાન** કહેવાય છે. પ્રીત્યનુષ્ઠાન અને ભક્ત્યનુષ્ઠાન વચ્ચે તફાવત એટલો છે કે સ્ત્રીનું પાલન પ્રેમથી થાય છે અને માતાની સેવા ભક્તિથી થાય છે. ૩. સૂત્રના વચનથી જે ક્રિયા કરવામાં આવે છે **વચનાનુષ્ઠાન** કહેવાય છે. આ અનુષ્ઠાન આગમને અનુસાર પ્રવૃત્તિ કરવારૂપ હોવાથી ચારિત્રધારી સાધુને હોય છે. આ અનુષ્ઠાન પાસસ્થાદિકને નથી હોતું. અભ્યાસના બળથી, શ્રુતની અપેક્ષા વગર અને ફળની ઈચ્છા વગર જિનકલ્પિની જેમ યથાર્થ કરે તે **અસંગાનુષ્ઠાન** કહેવાય છે. વચનાનુષ્ઠાન અને અસંગાનુષ્ઠાન વચ્ચે તફાવત એટલો કે કુંભારના ચક્રનું ભ્રમણ પ્રથમ દંડના સંબંધથી થાય છે. તેની જેમ વચનાનુષ્ઠાન અને અસંગાનુષ્ઠાન વચ્ચે તફાવત એટલો છે કે કુંભારનાં ચક્રનું ભ્રમણ દંડના સંયોગ વિના કેવળ સંસ્કાર માત્રથી થાય છે. તેની જેમ અસંગાનુષ્ઠાન એટલે જે શ્રુત સંસ્કારથી ક્રિયાકાળે વચનની અપેક્ષા વગર થાય તે અસંગાનુષ્ઠાન કહેવાય છે. આ યુક્તિથી બંને વચ્ચે ભેદ સમજવો. આ ચારે ભેદ અનુક્રમે વિશેષ વિશેષ શુદ્ધ છે.

આ વિષે બૃહદ્‌ભાષ્યમાં કહ્યું છે કે "પ્રથમ ભાવની સ્વલ્પતાથી પ્રાયઃ બાલાદિકને સંભવે છે. એ પછી ઉત્તરોત્તર નિશ્ચય શુદ્ધ યથાર્થ ક્રિયાની પ્રાપ્તિ હોય છે."

આ પ્રમાણે અનુષ્ઠાનનું સ્વરૂપ સમજી વિચારીને તેને વિધિપૂર્વક આદરવું. વિધિપૂર્વક કરેલા સામાયિકથી આગળના વ્યાખ્યાનોમાં કહેવાશે તેવું ફળ પ્રાપ્ત થાય છે. અન્યથા થતું નથી.

"મન, વચન અને કાયાના દોષથી મુક્ત એવું જે અનુષ્ઠાન આ વ્યાખ્યાનમાં સમજાવ્યું તે પ્રમાણે વિધિપૂર્વક વિશુદ્ધ સામાયિક કરવું જેથી તેની હંમેશા સફળતા થાય."



## ૧૪૩. સામાયિકનાં ઉપકરણો

આ વ્યાખ્યાનમાં સામાયિક કરવા માટે ધર્મના કેટલાક ઉપકરણ જોઈએ. તે સંબંધી વર્ણન કરવામાં આવે છે.

धर्मोपकरणान्यत्र पंचोक्तानि श्रुतोदधौ ।
तदालंब्य विधातव्यं, सामायिकं शुभास्तिकैः ॥

**ભાવાર્થ** : શાસ્ત્રરૂપી સમુદ્રમાં ધર્મનાં પાંચ ઉપકરણ બતાવ્યા છે. ઉત્તમ આસ્તિક પુરુષોએ આ ઉપકરણો લઈ સામાયિક કરવું જોઈએ.

**વિસ્તરાર્થ : શ્રી અનુયોગદ્વારની** ચૂર્ણીમાં કહ્યું છે કે શ્રમણોપાસકે પાંચ ધર્મોપકરણથી સામાયિક કરવું જાઈએ. પાંચ ધર્મોપકરણ આ પ્રમાણે છે. ૧. સ્થાપનાચાર્ય, ૨. મુહપત્તિ, ૩. જપમાળા (નવકારવાળી) ૪, ચરવળો અને ૫. કટાસણું."

પ્રથમ સ્થાપનાચાર્ય સ્થાપીને સામાયિક કરવું. આ સ્થાપના દસ પ્રકારની થાય છે. "૧, અક્ષ, ૨. વરાટક, ૩. કાષ્ઠ, ૪. પુસ્તક, ને ૫. ચિત્રામણ. આ પાંચેય સ્થાપનાના સદ્‌ભાવ અને અસદ્‌ભાવ એવા પણ બે ભેદ છે. "આમ આવશ્યક નિર્યુક્તિના વંદનાધ્યયનમાં કહ્યું છે. આ ગાથા વડે એમ સમજવાનું છે કે ગુરુની ગેરહાજરીમાં સ્થાપનાચાર્યની સામે વંદનાદિ કરવા. તેમાં મુખ્યવૃત્તિવડે કર્તા તરીકે સાધુ કહેલા છે.

આ વિષે કહ્યું છે કે "પંચમહાવ્રતધારી, પ્રમાદરહિત, માને કરી વર્જિત બુદ્ધિવાળા, મોક્ષાર્થી અને નિર્જરાના અર્થી એવા મુનિ મહારાજ કૃતિકર્મમાં વંદનના દાતા છે." પરંતુ સાધુની જેમ શ્રાવકને પણ વંદના કરવી, અહીં કોઈ શંકા કરે કે શાસ્ત્રમાં કોઈ ઠેકાણે શ્રાવકને પણ સ્થાપનાચાર્યની સ્થાપના કહી છે? આનું સમાધાન **શ્રી વ્યવહારસૂત્રની ચૂલિકામાં** બતાવ્યું છે. તેમાં કહ્યું છે કે "સિંહ નામનો શ્રાવક દ્રવ્યાધિકારે દિવ્યઋદ્ધિ વગેરે છોડી દઈને, પૌષધશાળામાં સ્થાપનાચાર્ય સ્થાપીને સ્થિત થયો. આભૂષણો દૂર કરીને શ્રાવકે **ઇરિયાવહી** પડિક્કમી. મુહપત્તી પલેવી અને ત્યારપછી ચાર પ્રકારનનો પૌષધ કર્યો." આમ સિંહ શ્રાવકે પ્રકટપણે સ્થાપનાનો સ્વીકાર કર્યો છે. આ ઉપરાંત **વિશેષાવશ્યકમાં** પણ કહ્યું છે કે જિનેશ્વરની ગેરહાજરીમાં તેમના વિરહમાં જેમ જિનબિંબનું પૂજન થાય છે તે પ્રમાણે શ્રી ગુરુના વિરહમાં—ગેરહાજરીમાં સ્થાપના સ્થાપવી તે ગુરુના વચનના ઉપદર્શનને માટે છે."

અહીં કોઈ શંકા કરે કે "મુનિના સામાયિક સંબંધી પ્રસ્તાવમાં "**ભંતે**" એ શબ્દની વ્યાખ્યા કરતાં '**ગુરુવિરહંમિ**' ઈત્યાદિ વાક્યોથી ભાષ્યકાર મહારાજે સાધુને લક્ષ્યમાં રાખીને સ્થાપના કરવાનું કહ્યું, શ્રાવકને લક્ષ્યમાં રાખીને કહ્યું નથી.

તો આ શંકા કરનારને પૂછવાનું કે "શ્રાવક જ્યારે સામાયિક લે છે ત્યારે તે **ભદંત (ભંતે)** એ શબ્દ બોલે છે કે નહિ? જો બોલે છે તો સાધુની જેમ સાક્ષાત્ ગુરુના અભાવે તે પણ સ્થાપનાનું સ્થાપન કરે છે. કારણ ન્યાય તો બંને ઠેકાણે સમાન રહેલો છે. અને **'ભંતે'** એ પદ ભણવું નહિ એ પક્ષ તો દીક્ષા વખતે શ્રી જિનેશ્વર ભગવંતને જ ઘટે છે. બીજું જ્યારે સર્વ જ્ઞાન-ક્રિયામાં પ્રવીણ એવા સાધુ સ્થાપના સ્થાપે તો પછી ગૃહકાર્યમાં વ્યગ્ર મનવાળો શ્રાવક તો એમાં વિશેષ પ્રકારે પ્રવૃત્તિ કરવાનો જ. આ પ્રમાણે આગમ પ્રમાણ બતાવીને હવે યુક્તિ બતાવવામાં આવે છે.

સ્થાપનાચાર્ય વિના અનુષ્ઠાન કરીએ તો તે સંબંધમાં **વંદનનિર્યુક્તિમાં** કહ્યું છે કે आयप्पमाणमित्तो, चउदिसि होई उग्गहो गुरुणो। "સાડા ત્રણ હાથ પ્રમાણ ચારે દિશાએ ગુરુનો અવગ્રહ હોય." તે અવગ્રહ ક્ષેત્રમાં ગુરુની આજ્ઞા વિના પ્રવેશવું નહિ એમ પણ કહેલું છે તો એ વાક્ય શી રીતે ઘટશે? ગામને અભાવે સીમની વ્યવસ્થા ન હોય તેમ ગુરુને અભાવે અવગ્રહ ઘટતો નથી.

**શ્રી સમવાયાંગ સૂત્રમાં** વાંદણાનાં પચ્ચીસ આવશ્યક કહ્યા છે. તેમાં **"दुप्पवेसं एग निक्खमणं"** ઈત્યાદિ કહ્યું છે તે પણ ગુરુ વિના કેવી રીતે કરવું? કોઈ એમ કહે કે "અમે હૃદયમાં ગુરુની સ્થાપના કરીશું" આ અંગે ગુરુ કહે છે કે "તમારું આમ કહેવું એ ગધેડાના શીંગડાના રૂપની પ્રશંસા કરવા જેવું છે. (મિથ્યા છે) કારણ કે ગુરુ હૃદયમાં રહ્યા હોય તો વંદના કરતાંની સાથે જ ગુરુનો સંચાર થાય છે. એટલે બે પ્રવેશ ને એક નિષ્ક્રમણમાં ગુરુ સાથેજ સંચર્યા તેથી કોઈ પણ પ્રકારે ગુરુના મુખ આગળ નિર્ગમ અને પ્રવેશ કરવાનું ઘટમાન થતું નથી અને તે ન થતાં પચ્ચીસ આવશ્યક પૂરા થતાં નથી. આથી જ સ્થાપનાગુરુને સ્થાપીને ક્રિયા કરવી તેમ સિદ્ધ થાય છે."

બીજું ઉપકરણ મુહપત્તી-મુખવસ્ત્રિકા રાખીને સામાયિક કરવું. **શ્રી વ્યવહાર સૂત્રમાં** આ અંગે કહ્યું કે "હે ગૌતમ! જે મુહપત્તિ પડિલેહ્યા વિના વાંદણા આપે તેને મોટું પ્રાયશ્ચિત આવે છે," **શ્રી વ્યવહારચૂર્ણીમાં** કહ્યું છે કે પ્રાવરણ (ઓઢવાનું વસ્ત્ર) આભૂષણ વગેરે ઉતારીને, મુહપત્તિ લઈને, વસ્ત્ર તથા કાયાનું પ્રમાર્જન કરીને પૌષધાદિક આચરવા." **શ્રી આવશ્યક ચૂર્ણીમાં** કહ્યું છે કે "જે સામાયિક કરે તે મુગટ ઉતારે, અને કુંડલ, મુદ્રિકા, પુષ્પ, તાંબૂલ અને પ્રાવરણ વગેરે વોસિરાવે."

**શ્રી નિશીથસૂત્રની ચૂર્ણીના** ૧૪મા ઉદ્દેશામાં "પ્રાવરણ" નો અર્થ 'ઉત્તરીય વસ્ત્ર" કર્યો છે. અહીં ઉત્તરીય વસ્ત્ર મૂકવાથી શ્રાવકે મુખવસ્ત્રિકા ગ્રહણ કરવી એમ અર્થાપત્તિવડે સૂચવાયું છે. **શ્રી ઉપાસગ દશાંગ સૂત્રના** છઠ્ઠા અધ્યયનમાં કહ્યું છે કે એક વખત કુંડકોળિક શ્રમણોપાસક લગભગ બપોરના સમયે અશોકવનમાં જ્યાં પૃથ્વીશિલાપટ્ટ છે, ત્યાં આવ્યો. અહીં તેણે નામાંકિત મુદ્રિકા અને ઉત્તરીય વસ્ત્ર શીલાપટ્ટ પર મૂક્યું અને પછી શ્રમણ ભગવંત શ્રી વીર પરમાત્માની સમીપે ધર્મતત્ત્વને

આદરવા લાગ્યો," તે જ ઠેકાણે દેવની પરીક્ષા પછી કહ્યું છે કે "તે કાળે તે સમયે પ્રભુ સમોસર્યા. આ વાત શ્રમણોપાસક કુંડકોળિકે સાંભળી અને તુરત જ તે કામદેવ શ્રાવકની જેમ પ્રભુની વંદના કરવા માટે નીકળી પડયો. અને યાવત્ પર્યુપાસના [ આત્મસાધના ] કરવા લાગ્યો. કામદેવ શ્રાવક પણ પૌષધ લઇને જ પ્રભુને વાંદવા માટે નીકળ્યો છે. આ અંગે આ જ સૂત્રમાં કહ્યું છે કે "શ્રી વીરપ્રભુને વંદના કરીને પછી જ મારે પૌષધ પારવો યોગ્ય છે. આ નિર્ણય જ મારા માટે કલ્યાણકારી–શ્રેય છે એમ ધારે છે વગેરે" અહીં કુંડકોળિક શ્રાવકે પણ ઉત્તરીય વસ્ત્ર મૂકીને મુખવસ્ત્રાદિકવડે ધર્મક્રિયા કરી છે તેમ સમજવું. જો એમ ન માનીએ તો તેને કામદેવની ઉપમા આવવાથી તે પ્રમાણે પોસહ પારવાનો અભિપ્રાય ન ઘટે ઇત્યાદિ.

અહીં વળી કોઈ વાદી કહેશે કે કૃષ્ણ વાસુદેવે કરેલી વંદનાનો સંબંધ જ્યાં કહેલો છે ત્યાં મુખવસ્ત્રિકાથી વંદન કહ્યું નથી. તેમ વસ્ત્રના છેડાથી પણ કહ્યું નથી. તેનો ઉત્તર **શ્રી અનુયોગદ્વાર સૂત્રમાં** છે. તેમાં કહ્યું છે કે "તે લોકોત્તર ભાવ આવશ્યક કહેવાય કે સાધુ, સાધ્વી, શ્રાવક કે શ્રાવિકા તેને વિષે ચિત્ત, મન, લેશ્યા અને અધ્યવસાય રાખે, તેના અર્થમાં ઉપયુક્ત થાય, તેને વિષે અર્પિતકરણ કરે અને બીજે સ્થળે જતાં મનને રોકે, તેવી રીતે બંને કાળ આવશ્યક કરે." અહીં **तदप्पिअकरणे** એ પદની ચૂર્ણીમાં ચૂર્ણીકાર લખે છે કે "તદર્પિત કરણ એટલે રજોહરણ–મુખવસ્ત્રિકા વગેરે ઉપકરણો જેણે આવશ્યકમાં યથાયોગ્ય વ્યાપારના નિયોગમાં અર્પણ કર્યા છે તે અર્થાત્ દ્રવ્યથી સ્વસ્થાને ઉપકરણોને સ્થાપિત કરનાર." શ્રી હરિભદ્રસૂરિજીએ પોતાની **અનુયોગદ્વારની વૃત્તિમાં** આ પ્રમાણે કહ્યું છે. મલ્લધારી શ્રી હેમચંદ્રસૂરિકૃત વૃત્તિમાં પણ આ જ પ્રમાણે કહ્યું છે. એટલે ચૂર્ણિમાં અને બંને વૃત્તિમાં 'તદર્પિતકરણ' એ વિશેષણનું વ્યાખ્યાન સાધુ અને ગૃહસ્થ બંનેના સંબંધમાં સરખી રીતે જ લાગુ પડે તેમ કહ્યું છે.

કોઇપણ ઠેકાણે માત્ર શ્રાવકને જ લક્ષીને સમસ્ત આવશ્યક ક્રિયાનો પાઠ જોવામાં આવતો નથી. **શ્રી આવશ્યક ચૂર્ણીમાં** સામાયિકના અધિકારે લખે છે કે "સાધુની પાસેથી રજોહરણ તથા કટાસણું માગે અથવા ઘેર ઉપધિ–રજોહરણ ન હોય તો તેના અભાવે વસ્ત્રના ટુકડા વડે ક્રિયા કરે." **વંદનક ભાષ્યમાં** પણ કહ્યું છે કે "એવી રીતે સુશ્રાવક પણ દ્વાદશાવર્ત્ત વંદન કરીને, મુખવસ્ત્રિકા મધ્યભાગે રાખીને સ્થાપિત પૂજ્ય ગુરુના ચરણયુગલની વંદના કરે." આ પ્રમાણે અનેક સૂત્રોમાં શ્રાવકને રજોહરણ, મુખવસ્ત્રિકા વગેરે રાખવાનું કહ્યું છે. આ અંગે વિશેષ જાણવાની ઈચ્છાવાળા જિજ્ઞાસુઓએ કુલમંડનસૂરિ વિરચિત **વિચારામૃત સંગ્રહ** ગ્રંથ વાંચવો.

શ્રાવકે સામાયિકમાં નવકારવાળી પણ રાખવાની હોય છે. પ્રતિક્રમણમાં છ પ્રકારના આવશ્યક કર્યા પછી અથવા સામાયિકમાં જાપ કરવા માટે નવકારવાળી રાખવી જરૂરી છે.

'દંડ શબ્દવડે પદભૂમિનું પ્રમાર્જન કરવા માટે રજોહરણ-દંડાસણ લેવું એમ સમજવું. અથવા બહુશ્રુત જે અર્થ કરે તે અર્થ સમજવો.

સામાયિકમાં કટાસણું રાખવાનું હોય છે. આ કટાસણું કાંબળનું કે સૂકલાતનું રાખવું. ધર્મના આ ઉપકરણો સાથે ઉત્તમ આસ્તિક શ્રાવકોએ સામાયિક કરવું.

આ ઉપકરણોના દાનથી પણ મહાન પુણ્યનો લાભ થાય છે. પરમાર્હત રાજા કુમારપાળ અઢારસો સાધર્મિકોને ધર્મના ઉપકરણો આપતા હતા. એક વખત એક વર્ણવાળા પાંચસો ઘોડાને જોઈ એક ચારણે પૃછ્યું. 'આ કોના ઘોડા છે? પેલાએ જવાબ આપ્યો. "શ્રી કુમારપાળ રાજાની પૌષધશાળામાં મુખવસ્ત્રિકા વગેરે ઉપકરણોની જે પ્રભાવના કરે છે અને જેઓ સાધર્મિકોની સારસંભાળ રાખે છે તેના આ ઘોડા છે. અને તેના નિર્વાહ માટે રાજાએ બારગામ આપ્યા છે. તેની ઉપજમાંથી જે દ્રવ્ય આવે તે દ્રવ્ય ધર્મના ઉપકરણોની વૃદ્ધિ માટે અને સાધર્મિઓની સારસંભાળ વાપરવા માટે ઠરાવેલું છે.'

આ સાંભળી એ ચારણે સ્તુતિ કરી કે "તે પાર્શ્વનાથ બહુ રૂડા છે કે જેના શાસનમાં કુમારપાળ રાજા જેવો રાજા થયો છે, જેને જોવાથી મુનિઓ સદા હર્ષ પામે છે." ચારણની ધર્મપ્રશંસા સાંભળી કુમારપાળે તેને એક લક્ષ દ્રવ્ય ભેટ આપ્યું" એ પ્રમાણે સમતારૂપ અમૃતના સ્વાદમાં તત્પર એવા કુમારપાળ રાજાએ ધર્મના ઉપકરણોની વૃદ્ધિ માટે ઘણા ગામો અને ઘોડા આપ્યા હતા."



## ૧૪૪

## સામાયિક વ્રતનું ફળ.

સામાયિક કરનારને સામાયિકનું શું ફળ મળે છે? તે આ વ્યાખ્યાનમાં કહેવામાં આવે છે:—

देशसामायिकं श्राद्धो, वितन्वन् घटिकाद्वयम् ।
द्रव्यादीनां व्ययाभावा—दहो पुण्यं महद् भवेत् ॥

ભાવાર્થ:—બે ઘડીનું દેશ સામાયિક કરનાર શ્રાવકને એક પૈસાનોય ખર્ચ કર્યો વિના અહો! કેવું મોટું પુણ્ય પ્રાપ્ત થાય છે!"

**વિસ્તરાર્થ:**—બે ઘડીનું દેશ સામાયિક કરનાર શ્રાવકને ઘણું મોટું પુણ્ય મળે છે. **શ્રાવકે આ સામાયિક ચરવળો** મુખવસ્ત્રિકા વગેરે ઉપકરણોથી કરવું અને ઇરિયાવહી પડિકમવી. આ વિષે શ્રી મહાનિશીથ સૂત્રમાં કહ્યું છે કે ઈરિયાવહી કર્યા વિના ચૈત્યવંદન, સ્વાધ્યાય અને ધ્યાનાદિક કરવું કલ્પે નહિ." શ્રી હરિભદ્રસૂરિ રચિત **શ્રી દશવૈકાલિક સૂત્રની વૃત્તિમાં** પણ કહ્યું છે કે "ઈર્યાપથિકી [ ઇરિયાવહી ] પડિકમ્યા સિવાય બીજું કંઈ કરવું નહિ કારણકે તે પ્રમાણે કરેલા કાર્યમાં અશુદ્ધિનો ભય છે. આથી પ્રથમ ઇરિયાવહી કરીને પછી સામાયિક કરવું.

**પંચાશક વૃત્તિમાં, નવપદ પ્રકરણમાં,** આવશ્યકનિર્યુક્તિના બીજા ખંડના પાછળના ભાગમાં અને **દિનકૃત્ય સૂત્રમાં** પ્રથમ '**કરેમિ ભંતે**' ઇત્યાદિ સૂત્ર ભણીને પછી ઇર્યાપથિકી પડિક્કમવી એમ કહ્યું છે, તે જોઇને શ્રી આર્હત્ ધર્મમાં સંદેહ કરવો નહિ. કારણ શ્રી ગણધર ભગવંતોની સમાચારીઓ જુદી જુદી સાંભળવા મળે છે. તત્ત્વ તો બહુશ્રુત ગીતાર્થ પાસેથી જાણવું યોગ્ય છે. બાકી બુદ્ધિમાન પુરુષોએ, પૂર્વાચાર્યોની પરંપરાથી ચાલ્યો ન આવતો હોય તેવો પક્ષ પોતાની બુદ્ધિથી કલ્પીને તેનું અનુસરણ કરવું ન જોઈએ.

સામાયિક કરવાનો વિશેષ વિધિ **શ્રી ધર્મસંગ્રહાદિ** ગ્રંથોમાં બતાવ્યો છે. આમ વિધિપૂર્વક સામાયિક કરનારને એક પૈસાનો ખર્ચ કર્યા વિના જ મોટું પુણ્ય મળે છે. શ્રી પૂજ્ય પુરુષોએ કહ્યું છે કે 'સમતાભાવે બે ઘડીનું સામાયિક કરનાર શ્રાવક બાણું કરોડ, ઓગણસાઠ લાખ, પચ્ચીસ હજાર અને નવસો પચ્ચીસ પલ્યોપમનું તથા ૧/૩ ને ૮/૯ પલ્યોપમનું દેવતાનું આયુષ્ય બાંધે છે." એમ પણ કહ્યું છે કે "જે જીવો આ જ સુધીમાં મોક્ષે ગયા છે, આજે જાય છે અને ભવિષ્યમાં પણ જશે તે સામાયિકના પ્રભાવથી જાણવું." સામાયિક વિષે એમ પણ કહ્યું છે કે "જેમાં હોમ નથી તપ નથી અને દાન પણ નથી એવી અમૂલ્ય કરણી તે સામાયિક છે. તે માત્ર સમતા વડે જ સિદ્ધ થાય છે." સામાયિકના મહિમા અંગે એક ચોરની કથા કહેવામાં આવે છે.

## સામાયિકના મહિમા ઉપર કેશરી ચોરની કથા.

શ્રીપુર નગર. તેમાં પદ્મશ્રેષ્ઠી રહે. આ પદ્મશ્રેષ્ઠીને એક પુત્ર હતો. કેશરી તેનું નામ. કહે છે કે જેવો સંગ તેવો રંગ. સોબત તેવી અસર. કેશરીની સોબત સારી ન હતી. તેના ઘણા મિત્રો હતા. પરંતુ તેમાંથી એક પણ સંસ્કારી ન હતો. કોઈ નટ હતો તો કોઈ વિટ. કોઈ લબાડ હતો તો કોઈ લુચ્ચો. આવા અધર્મી મિત્રોથી ધર્મના સંસ્કાર કેવી રીતે જળવાઈ રહે ? કેસરીને વારસામાં મળેલા ધર્મના સંસ્કાર આવી અધર્મી સોબતથી લુપ્ત થઈ ગયા. કેશરી પણ ખોટા મિત્રોના વાદે બગડી ગયો. ચોરીની તેને ટેવ પડી ગઈ. નાની-મોટી તે ચોરી કરવા લાગ્યો. કેશરીના આવા

અપકૃત્યની ફરિયાદ રાજા સમક્ષ આવી. રાજાએ કેશરીને પકડી મંગાવ્યો. નગરના પ્રતિષ્ઠિત શ્રેષ્ઠીનું સંતાન સમજી તેને શિખામણ આપીને છોડી મૂક્યો.

કેશરીને તેની કંઈ અસર થઈ નહિ. તે ચોરીને ભૂલ્યો નહિ. રાજ્યમાં તેનો ઉપદ્રવ વધતો ગયો. રાજાએ તેના પિતાનો સંપર્ક સાધ્યો અને તેમના વચનથી કેશરીને દેશનિકાલ કર્યો.

માણસને જ્યારે કોઈ પાપની ટેવ પડી જાય છે ત્યારે તેને કોઈ શિક્ષા અસર નથી કરતી. કેશરીને ચોરીના પાપનું વ્યસન થઈ ગયું હતું. આથી દેશનિકાલ થવા છતાં ય તે રસ્તે ચાલતાં માત્ર એક જ વિચાર કરતો હતો કે આજે રાતના હું કોને ત્યાં ચોરી કરીશ.

ચાલતાં ચાલતાં તે નગર બહાર એક સરોવર પાસે આવ્યો. સરોવર પાસે એક વૃક્ષ હતું. એ વૃક્ષ ઉપર ચઢ્યો અને કોના ઘરે ચોરી થઈ શકે તેનું નિરીક્ષણ કરવા લાગ્યો. તેની નજર ચારે દિશામાં ફરી રહી હતી. એવામાં તેણે એક સિદ્ધ પુરુષને આકાશમાંથી ધરતી ઉપર ઉતરતો જોયો. કેશરીએ તેનું ધ્યાનપૂર્વક નિરીક્ષણ કર્યું. સિદ્ધ પુરુષે સરોવર પાસે ઉતરીને પોતાની પાદુકા વગેરે કાઢી અને સરોવરમાં સ્નાન કરવા ઉતર્યો.

કેશરીએ આ તક ઝડપી લીધી. વૃક્ષ ઉપરથી તે ઝટપટ ઉતર્યો અને દોડીને સિદ્ધ-પુરુષની પાદુકા પહેરી લીધી અને આકાશમાં ઉડી ગયો.

પાદુકા મળતાં કેશરીના આનંદનો પાર ન રહ્યો. હવે પકડવાનો ડર ન હતો. ચોરી કરવી ને ઉડી જવું. બસ મઝા જ મઝા અને કેશરીએ પોતાના નગરમાં ફરી ચોરીઓ શરૂ કરી દીધી. રાજાના અંતઃપુર સુધી જવાની પણ તેણે ધૃષ્ટતા કરી.

ચોરના આ ઉપદ્રવથી રાજાની ચિંતાનો પાર ન રહ્યો. ચોરને પકડી પાડવા તેણે કમર કસી અને ઉઘાડી તલવાર લઈ તે ચોરની શોધ કરવા લાગ્યો. ચોરની શોધમાં એક દિવસ તે જંગલમાં ગયો. જંગલમાં તેણે દિવ્ય પૂજા કરેલો ચંડિકાનો એક પ્રાસાદ જોયો. રાજાએ ગણતરી મૂકી કે ચોર જરૂર અહીં આવવો જોઈએ. આથી પ્રાસાદના પ્રવેશ દ્વારની પાછળ નાગી તલવાર લઈને સંતાઈ ગયો.

થોડીવાર થઈ હશે ત્યાં કેશરી ચોર એ પ્રાસાદમાં આવી પહોંચ્યો. પાદુકાને બહાર ઉતારી દેવીને પ્રણામ કરી તે બોલ્યો: 'હે દેવી! આજે જો મને ખૂબ ધન મળશે તો હું વિશેષ પ્રકારે પૂજા કરીશ.' આમ કહી કેશરી જ્યાં પોતાની પાદુકા પહેરવા જાય છે ત્યાં જ રાજાએ પ્રકટ થઈને એક પાદુકા ખેંચી લીધી.

કેશરી માટે હવે ઉડવું મુશ્કેલ બન્યું. આથી મુઠ્ઠી વાળીને તે ભાગ્યો. રાજાએ પણ તેનો શ્વાસભેર પીછો પકડ્યો. દોડતા દોડતા કેશરી વિચારવા લાગ્યો કે આજે મારું પાપ ફુટી નીકળ્યું. નક્કી આજે મારૂં આવી બનવાનું." ત્યાં તેણે એક મુનિને

જોયા. મુનિ પાસે જઈને તેણે પોતાના ભવપર્યંત કરેલા પાપના ત્યાગનો ઉપાય પૂછ્યો. મુનિએ કહ્યું.

तप्येद्वर्षशतैर्यश्च, एकपादस्थितो नरः ।
एकेन ध्यानयोगेन, कलां नार्हति षोडशीम् ॥

" કોઈ એક માણસ સો વરસ સુધી એક પગ પર ઉભો રહીને તપ કરે તો પણ તેનું તે તપ ધ્યાન યોગની [ સામાયિક ] ની સોળમી કળાને પણ યોગ્ય થાય નહિ " પછી તેમણે સામાયિકનું સ્વરૂપ અને તેના ફળની ટૂંકમાં સમજ આપી.

કેશરીએ તરત જ સામાયિક લઈ લીધું અને પોતે આજ સુધી જે કંઈ નાનાં-મોટાં પાપ કર્યાં હતાં તેનો ખરા અંતઃકરણપૂર્વક પસ્તાવો કરવા લાગ્યો. આ પાપો માટે તેણે આત્મનિંદા કરી. 'ખરેખર મને ધિક્કાર છે. મેં ન જાણે નાસ્તિક બુદ્ધિથી કેટકેટલાં પાપ કર્યાં છે ! '

કેશરી ચોર સામાયિકમાં આમ શુભ ધ્યાન ધરવા લાગ્યો. અને ક્રમશઃ ક્ષપક-શ્રેણી વડે તેને કેવળજ્ઞાન ઉપલબ્ધ થયું. દેવતાઓએ કેવળીનો ઉત્સવ ઉજવ્યો. તેમણે કેશરીને રજોહરણાદિ આપ્યા. રાજા કેશરી ચોરને સામાયિકમાં-સમતાભાવમાં આરૂઢ થયેલા જોઈ આશ્ચર્યમાં પડી ગયો. અને અનિમેષ નજરે તેને જોઈ રહ્યો. આ જોઈ જ્ઞાની ભગવંતે કહ્યું. " રાજન્ ! તને એમ પ્રશ્ન થાય છે ને કે-એક ચોરને કેવળજ્ઞાન કેવી રીતે થયું ? તો રાજન્ ! એનું સમાધાન કરતા તને કહેવાનું કે આ કેવળજ્ઞાનની ઉપલબ્ધિ સામાયિકને આભારી છે. સામાયિકના ફળ સ્વરૂપે કેવળજ્ઞાન પ્રાપ્ત થયું છે. કહ્યું છે કેઃ—

" કરોડો જન્મ સુધી ઉગ્ર તપસ્યા કરવા છતાં જેટલા કર્મનો નાશ થાય નહિ તેટલા કર્મનો નાશ સમતાભાવે સામાયિક કરનાર માત્ર અર્ધી ક્ષણમાં કરી શકે છે. " કેવળી કેશરી મુનિનો આવો ઉપદેશ સાંભળી રાજાએ પ્રતિદિન સાત આઠ સામાયિક કરવાનો અભિગ્રહ કર્યો. અનુક્રમે કેશરી મુનિ મુક્તિને પામ્યા.

આમ કેશરી ચોરની પ્રેરક કથા જાણી સમજીને ઉત્તમ અને ઉત્કૃષ્ટ ફળ આપનાર સામાયિકનું વિધિપૂર્વક શુભ અને શુદ્ધ ભાવથી આરાધન કરવા દરેક શ્રાવકે દૃઢ પ્રતિજ્ઞાબદ્ધ થવું જોઈએ.



# ૧૪૫

## દશમું દેશાવકાશિક વ્રત.

દશમા દેશાવકાશિક વ્રતની આ વ્યાખ્યાનમાં સમજ આપવામાં આવે છે. શાસ્ત્રોમાં આ વ્રત અંગે કહ્યું છે કેઃ—

दिग्व्रते परिमाणं यत्, तस्य संक्षेपणं पुनः ।
दिने रात्रौ च देशाव—काशिकव्रतमुच्यते ॥

**ભાવાર્થ:**—છઠ્ઠા દિગ્વિરમણ વ્રતમાં દિશાઓનું પરિમાણ નક્કી કર્યું હોય તે પરિમાણનો દિવસે અથવા રાત્રે સંક્ષેપ કરવો તેને દેશાવકાશિક દસમું વ્રત કહેવાય છે.

**વિસ્તરાર્થ:**—પ્રથમ દિગ્વ્રતમાં આજીવન કે અમુક વરસો સુધી દિશાઓમાં જવા આવવાની મર્યાદાઓ બાંધેલી હોય છે. દા. ત. આજીવન હું વિદેશનો પ્રવાસ નહિ ખેડું. દસેક વરસ સુધી અઢી હજાર માઈલ સુધી જરૂર પડે જઈશ. આમ પ્રવાસના અંતરની મર્યાદા પહેલા ગુણવ્રતમાં બાંધેલી હોય છે. આ દશમા દેશાવકાશિક વ્રતમાં અગાઉની બાંધેલી મર્યાદા દિવસ અને રાત માટે ઘટાડવાની હોય છે. દશે દિશાઓમાં જવાના નિયત પરિમાણનો દિવસે અથવા રાત્રે ઉપલક્ષણથી પહોર વગેરે માટે સંક્ષેપ કરવો તે દેશ અને તેમાં અવકાશ—અવસ્થાન તે દેશાવકાસિક વ્રત કહેવાય.

દિગ્વ્રત—દિશામર્યાદા બાંધી હોય તેમાંથી અમુક કલાક માટે અમુક અંતર સુધી તે મર્યાદાનો આ દશમા વ્રતમાં ઘટાડો કરી આરંભ—સમારંભનો ત્યાગ કરવાનો હોય છે. વિદ્યાના બળથી દૃષ્ટિવિષ સર્પના બાર યોજન સુધીના વિસ્તારને ઓછો કરીને એક યોજન સુધી લાવી શકાય છે તેજ પ્રમાણે મંત્ર બળથી આખા શરીરમાં પ્રસરી ગયેલા વીંછીના ડંખને એક આંગળીમાં લાવીને સીમિત કરી શકાય છે તે પ્રમાણે વિવેકી મનુષ્યે દિગ્વ્રતમાં નક્કી કરેલ દિશાપરિમાણનો રોજ ઘટાડો કરવો. આ વ્રતથી બીજા સર્વ વ્રતોના નિયમોનો પણ પ્રતિદિન સંક્ષેપ કરાય છે. આથી જ પૂર્વે કહેલ "**સચિત્તદવ્વ**" એ ગાથામાં બતાવેલા ૧૪ નિયમોને શ્રાવક પ્રાતઃકાળે ગ્રહણ કરે છે અને તેનું પચ્ચક્ખાણ કરતાં "**દેસાવગાસિયં પચ્ચક્ખામિ**" એ પદથી ગુરુ સમક્ષ કબૂલ કરે છે. આ અંગે કહ્યું છે કે "દિશિ પરિમાણ વ્રતનો નિત્ય સંક્ષેપ કરવો તે દેશાવગાસિક અથવા સર્વ વ્રતનો સંક્ષેપ પ્રતિદિન જે વ્રતમાં થાય છે તે દેશાવગાસિક વ્રત જાણવું."

પહેલા વ્રતનો સંક્ષેપ આ પ્રમાણે સમજવો. "પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને વનસ્પતિ તથા ત્રસજીવો સંબંધી જે આરંભ અને ઉપભોગ તે સર્વનો દશમા વ્રતમાં

યથા શક્તિ ત્યાગ કરવો. સૂતી વખતે તો ખાસ કરીને સર્વ હિંસા તથા મૃષાવાદનો સંક્ષેપ કરવો જોઇએ. આ વ્રતનું પાલન કરવાથી સુમિત્રની જેમ ઉત્તમ સંપત્તિ પ્રાપ્ત થાય છે.

## સુમિત્રની કથા

ચંદ્રિકા નામની નગરી. પ્રજાપાલ નામે તેનો રાજા અને સુમિત્ર નામે તેનો મંત્રી. આ રાજા અને મંત્રી વચ્ચે લગભગ રોજ ધર્મના પ્રશ્નો અંગે ચર્ચા થતી. રાજાને ધર્મ ઉપર જરાય શ્રદ્ધા ન હતી. આથી ધર્મતત્ત્વોની તે મજાક ઉડાવતો અને મંત્રીને વિચિત્ર પ્રશ્નો પછી તેને મુંઝવવાનો કે નિરુત્તર કરવાનો પ્રયત્ન કરતો. એક દિવસ રાજાએ મંત્રીને પૂછ્યું. "મંત્રીવર્ય ! તમે આ દેવપૂજામાં શા માટે મોહ રાખો છો ?"

મંત્રીએ સામો પ્રશ્ન કર્યો. "હે રાજન્ ! પૂર્વભવમાં કશું પુણ્ય બાંધ્યા વિના તમે રાજા કેમ થયા અને અમે તમારા સેવક કેમ થયા ? આપણે બધા સમાન કેમ નથી ? બધા જ રાજા કેમ નથી ?"

રાજાઃ—"પથ્થરની એક શીલા છે. તેના બે કટકા કરવામાં આવે છે. આમાંથી એક કટકો ભગવાનની મૂર્તિ બને છે અને બીજો કટકો પગથિયું બને છે. તો આમાંથી કોણે પુણ્ય કર્યું હશે અને કોણે પાપ ? મારા મતે તો માત્ર સ્થાનક ઉપરથી જ ન્યૂનતા અને વિશેષતા ગણાય છે."

રાજાની આ દલીલનો રદિયો આપતા મંત્રીએ કહ્યુંઃ 'રાજન્ ! એવું નથી. તમારું આમ માનવું યોગ્ય નથી. કેમકે તેમાં ત્રસ જીવનો અભાવ હોવાથી તે યુક્તિ વગરનો છે. જો તેમાં ત્રસ જીવ હોય તો તે આત્મશક્તિથી પૂજ્ય અને અપૂજ્ય કર્મ ઉપાર્જે છે. બીજું તે પથ્થરમાં પણ એકેન્દ્રિય જીવ હોય છે. તેમાનાં એક ખંડમાં રહેલા જીવે પૂર્વભવમાં મોટું પુણ્ય ઉપાર્જન કરેલું તેથી તે ભગવાનની પ્રતિમા બને છે અને હજારો વરસ સુધી તાડન, ઘર્ષણ વગેરે દુઃખ કષ્ટને પામતો નથી. જ્યારે શીલાના બીજા કટકામાં રહેલા જીવે પૂર્વે પાપકર્મ બાંધેલું હોય છે તેથી તે પગથિયું બને છે અને તે અનેક દુઃખ-કષ્ટને પામે છે."

"રાજાઃ "મંત્રી ! તમારી આ વાત સાચી હોય તો પણ મને તે ઉપર વિશ્વાસ નથી બેસતો. હું તો પ્રત્યક્ષ ફળ જોઉં તો મને તમારા આ પુણ્યના પ્રભાવ પર શ્રદ્ધા થાય."

આ ચર્ચા બાદ થોડા દિવસ બાદ રાજાને પુણ્યના પ્રભાવ પર શ્રદ્ધા થાય તેવો પ્રસંગ બન્યો.

તે દિવસ પાખીનો હતો. જૈન મંત્રીએ તે રાતે ઘરમાંથી બહાર નહિ જવાના પચ્ચક્ખાણ કર્યાં. એ જ રાતે રાજાને અચાનક મંત્રીનું જરૂરી કામ પડ્યું. રાજાએ મંત્રીને બોલાવવા માટે પ્રતિહારીને મોકલ્યો. જૈનમંત્રીએ પ્રતિહારી સાથે રાજાને

કહેવડાવ્યું કે આજે ઘરની બહાર નહિ નીકળવાનો મેં નિયમ લીધો છે તેથી તમારી આજ્ઞાનું પાલન કરી શકતો નથી તો મને આ માટે ક્ષમા કરશો.

જૈન મંત્રીનો આ જવાબ સાંભળી રાજાનું અભિમાન ઘુંઘવાઈ ઉઠ્યું. પ્રતિહારને પાછો મોકલી મંત્રીની મુદ્રા ને મહોર પાછા આપવા જણાવ્યું. મંત્રીએ પ્રતિહારને તુરત જ પોતાની મુદ્રા અને મહોર પાછા આપી દીધા. પ્રતિહારને મંત્રીની મુદ્રા દેખી કુતુહલ થયું. તેણે એ મુદ્રા પહેરી લીધી અને બીજાઓને કહેવા લાગ્યો કે "અરે સેવકો ! જુઓ. રાજાએ મને મંત્રીપદ આપ્યું." પ્રતિહારીની આંગળીએ મંત્રીની મુદ્રા જોઈ સેવકોએ પ્રતિહારી મંત્રીનું 'ઘણી ખમ્મા, મંત્રીરાજ ! ઘણી ખમ્મા !' કહીને સ્વાગત કર્યું.

આ જ સમયે પ્રતિહારીના દુર્ભાગ્યની રેખાઓ ઘૂંટાઈ રહી હતી. પ્રતિહારી થોડુંક આગળ ગયો હશે ત્યાં કેટલાક સુભટોએ તેને ઘેરી લઈ તેની હત્યા કરી નાંખી.

રાજાને આ સમાચાર મળ્યા તો તેને પ્રથમ એ જ વિચાર આવ્યો કે જરૂર આ જૈન મંત્રીના જ કામા લાગે છે. હવે તો મારે જ ખુદ જઈને તેનો હિસાબ પતાવવો પડશે ! અને રાજા મંત્રીના ઘર તરફ આવવા નીકળ્યો.

આ દરમિયાન વફાદાર સુભટોએ પ્રતિહારીના હત્યારાઓને પકડીને બાંધી દીધા હતા. આ બાંધેલા સુભટોને જોઈ રાજાએ પૂછ્યું. "તમે કોણ છો અને તમને કેમ બાંધવામાં આવ્યા છે ?'

દુષ્ટ સુભટોએ એકી સાથે કહ્યું: 'મહારાજ ! અમને પેટભરાઓને શું પૂછો છો ? તમારા દુશ્મન રાજા સૂરે મંત્રીની હત્યા કરવા અમને રોકયા હતા. આ પ્રતિહારીએ મંત્રીની મુદ્રા પહેરી હતી તે જોઈ અમે તેને મંત્રી માનીને તેની હત્યા કરી નાંખી છે."

રાજાની શંકાનું આથી નિવારણ થઈ ગયું. મંત્રીને ઘરે પહોંચીને તેણે બનતી જ વાત કરી. પ્રતિહારીની ઘટના પણ કહી. મંત્રીએ તો સુભટોને મુક્તિ આપી.

રાજાએ કહ્યું: 'મંત્રીરાજ ! આજે મેં પુણ્યનું પ્રત્યક્ષ ફળ જોયું. તમારું પુણ્ય તપતું હશે તેથી તમે મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરીને પણ ઘરની બહાર ન નીકળ્યા અને આ પ્રતિહારીના પાપોદયે તેનો અણધાર્યો વધ થઈ ગયો."

આ ઘટના બાદ રાજા ધર્મમાં શ્રદ્ધાવાન બન્યો. કાળક્રમે રાજા અને મંત્રી બંને પુણ્યનું ઉપાર્જન કરી મહાવિદેહ ક્ષેત્રમાં સિદ્ધિપદને પામ્યા.

સુમતિ મંત્રીએ એક રાત માટે દિશા સંક્ષેપ કર્યો તે પ્રમાણે શ્રાવકોએ દિવસ અથવા રાત માટે દિશા સંક્ષેપ કરવો. તેમ કરવાથી અણધાર્યો લાભ મળી જાય છે.

★★

# ૧૪૬

## દેશાવકાસિકવ્રતના પાંચ અતિચાર.

આગળના વ્યાખ્યાનમા જે દેશાવકાસિક વ્રતની સમજ આપવામાં આવી છે તે વ્રતનું પાલન કરતાં પાંચ અતિચારનો ત્યાગ કરવાનો હોય છે. આ વ્યાખ્યાનમાં તે પાંચ અતિચાર કહેવામાં આવે છે.

प्रेष्यप्रयोगानयनं, पुद्गलक्षेपणं तथा।
शब्दरूपानुपातौ च, व्रते देशावकाशिके ॥

**ભાવાર્થ**:—નોકરને મોકલવો, અંદર કાંઈપણ મંગાવવું, કાંકરાદિ કંઈ વસ્તુ ફેંકવી, અવાજ કરવો અને રૂપ બતાવવું. આ પાંચ દેશાવકાશિક વ્રતના અતિચાર છે.

**વિસ્તરાર્થ**:—દિગ્વ્રતથી જે કાંઈ વિશેષ તે દેશાવકાસિક વ્રત કહેવાય છે. આ વિશેષપણું આ પ્રમાણે છે. દિગ્વ્રત યાવજ્જીવિત, વર્ષ અને ચાતુર્માસના પરિમાણવાળું હોય છે અને આ દેશાવગાસિક વ્રત એક દિવસ, એક રાત, પહોર અને બે ઘડીના પરિમાણવાળું હોય છે. આ વ્રતમાં પાંચ અતિચાર લાગે છે તે આ પ્રમાણેઃ—

અમુક દિશા પરિમાણ નક્કી કર્યું હોય એથી તે ક્ષેત્રની બહાર જવાથી તે વ્રતના આરાધકને વ્રતભંગ થાય. પરંતુ આ નિયત કરેલા ક્ષેત્રની બહાર પોતાના કોઈ કામ માટે કોઈ નોકર, મિત્ર, સ્વજન આદિને મોકલવામાં આવે તો તેનાથી **પ્રેષ્યપ્રયોગનો** અતિચાર લાગે છે. [ પ્રેષ્ય એટલે મોકલવું ] આનયન એટલે મંગાવવું. નિયત ક્ષેત્રની બહારથી કોઈના દ્વારા કંઈપણ મંગાવવાથી આ વ્રતના આરાધકને **આનયનપ્રયોગનો** બીજો અતિચાર લાગે છે. ધારેલા ક્ષેત્રની બહાર કપડું, કાગળ, કાંકરો વગેરે જેવી કોઈ ચીજ ફેંકીને પોતાનું કાર્ય જણાવવું તે **પુદ્ગલ પ્રક્ષેપ** અતિચાર છે. ખાંસી કે ખોખારો ખાઈને નિયમિત ક્ષેત્રની બહાર રહેલાને પોતાની હાજરીની જાણ કરવી તે **શબ્દાનુપાત** નામે ચોથો અતિચાર છે. એવી જ રીતે પોતાનું રૂપ દર્શાવે, અર્થાત્ નિસરણી, અટારી, છાપરે કે અગાસી પર ચડી પોતાનું રૂપ બતાવે તે **રૂપાનુપાત** નામે પાંચમો અતિચાર છે.

આ વ્રત નિયત ભૂમિની બહાર ગમનાગમન વડે જીવનો વધ ન થાય તેવા ખ્યાલથી ગ્રહણ કરાય છે. તે જીવવધ પોતે કર્યો કે બીજા પાસે કરાવ્યો તેનું કાંઈ વિશેષ મહત્ત્વ નથી. ઉલ્ટું પોતે નિયત ક્ષેત્રની બહાર જાય તો તેમાં ઈર્યાપથિકીની શુદ્ધિ વગેરે ગુણ હોય અને નોકરોને મોકલવાથી તેમનામાં નિપુણપણું ન હોવાથી, નિઃશુકપણું હોવાથી તેમજ ઈર્યાસમિતિનો અભાવ હોવાથી વિશેષ દોષ રહેલા છે

માટે આનયન પ્રયોગ વગેરે અતિચાર લગાડવા ઇચ્છનીય નથી. અહીં પહેલા બે અતિચાર "મારા વ્રતનો ભંગ ન થાઓ" એમ વ્રતને જાળવવાની સાપેક્ષવૃત્તિએ અનાભોગ વગેરેથી પ્રવર્તેલા છે અને છેલ્લા ત્રણ અતિચાર માયાવીપણાથી અતિચારપણાને પામે છે. આ દશમું વ્રત નિરતિચારપણે પાળવા અંગે રાજાના ભંડારી ધનદની કથા છે. તે **શ્રાદ્ધ પ્રતિક્રમણ સૂત્રની અર્થદીપિકા** નામની વૃત્તિમાં આપેલી છે તેમાંથી તે જાણી લેવી. બીજી પવનંજયની કથા છે તે દિનકૃત્યવૃત્તિમાંથી જાણી લેવી.

જે જીવો આ વ્રત ગ્રહણ કરતા નથી અને દરેક સ્થળે જવાનું બેમર્યાદ રાખે છે તે અનેક દુઃખોને પામે છે. ગુરુના વચનથી દેશાવકાશિક વ્રતને જાણે છે, તે પુણ્યને પામીને લોહજંઘની જેમ આફતમાંથી ઉગરી જાય છે અને જેઓ ઘોડા, બળદ, ઊંટ, મોટર, વાહન વગેરેના માલિકો તેને હંમેશ બેમર્યાદ ગતિથી ચલાવે છે તેઓ પોતાનું અહિત કરે છે.

## લોહજંઘની કથા.

રાજા ચંડપ્રદ્યોતે ઉજ્જયિનીમાં ઢંઢેરો પીટાવ્યો: "અભયકુમાર મંત્રીને બાંધીને મારી સમક્ષ હાજર કરશે તેને મોં માંગ્યું ઈનામ આપીશ."

અભયકુમાર મંત્રીને બાંધીને કોઈ સમક્ષ હાજર કરવાનું કામ એ કંઈ બાળકનો ખેલ ન હતો. લોઢાના ચણા ચાવવા જેવું એ મુશ્કેલ કામ હતું. અભયકુમાર પ્રખર મેધાવી અને જાગૃત કુશળ રાજનીતિજ્ઞ હતો. તેની બુદ્ધિ આગળ પ્રકાંડ પંડિતો પણ ક્યારેક વામણા લાગતા. આવા અભયકુમારને બાંધીને રાજા ચંડપ્રદ્યોત સમક્ષ હાજર કરવાનો હતો. દિવસો સુધી કોઈએ બીડું ઝડપ્યું નહિ.

એક દિવસ એક વેશ્યાએ ચંડપ્રદ્યોત પાસે જઈ આ બીડું ઝડપવાની તૈયારી બતાવી. ચંડપ્રદ્યોતે તેને સફળતાની શુભેચ્છાઓ આપી.

ઉજ્જયિનીની આ વેશ્યા રાજગૃહીમાં આવી. પણ રાજગૃહીમાં તે વેશ્યા ન હતી. એક શ્રાવિકાના રૂપમાં તે રાજગૃહીમાં આવી. અહીં તેણે જૈનધર્મના ઓઠા હેઠળ અભયકુમાર સાથે સંબંધ વિકસાવ્યો અને એક દિવસ અભયકુમારને પોતાને ત્યાં ભોજન માટે નિમંત્ર્યો. ખૂબ જ કુશળતાથી વેશ્યાએ ધર્મશ્રદ્ધાળુ શ્રાવિકાનો ભાગ ભજવ્યો. અભયકુમારની ખૂબ જ આગતા–સ્વાગતા કરી અને ભોજન સમયે તેણે અભયકુમારને ચંદ્રહાસ મદિરા પીવડાવી દીધી. મદિરાએ તેની અસર કરી. અભયકુમાર થોડા જ સમયમાં ભાન ખોઈ બેઠો. વેશ્યાને આ જ જોઈતું હતું. તેણે તુરત જ અભયકુમારને બાંધી લીધો અને એ જ હાલતમાં તેને ગુપ્ત રીતે ઉપાડી જઈ ચંડપ્રદ્યોત સમક્ષ હાજર થઈ.

ચંડપ્રદ્યોતે અભયકુમારને કારાવાસમાં પૂરી દીધો. આ મહત્ત્વનું કામ પતી ગયા બાદ ચંડપ્રદ્યોતે વેશ્યાને આ કેવી રીતે શક્ય બન્યું તેની વિગતો પૂછી. વિગતો જાણી

ચંડપ્રદ્યોતનો તમામ આનંદ ઓસરી ગયો. ખિન્ન સ્વરે તેણે કહ્યું: "હે ગણિકે! ધર્મની બનાવટ કરી તું અભયકુમારને પકડી લાવી તે જરાય સારું નથી થયું. સાધ્ય તેં જરૂર સિદ્ધ કર્યું છે, પરંતુ તે માટે તેં જે અધાર્મિક સાધનનો આશરો લીધો તે ઠીક નથી કર્યું."

આવા પાપભીરૂ રાજાને અગ્નિભીરૂ રથ, શિવાદેવી નામે પદ્મિની પત્ની, અનિલ વેગ નામે હાથી અને લોહજંઘ નામે દૂત એમ ચાર અણુમોલ રત્નો હતા. આમાં લોહજંઘ દૂત રાજનીતિમાં ખૂબ જ દક્ષ અને પ્રવીણ હતો. તે રોજના પચીસ યોજન ફરી શકતો હતો. સતત ફરીને તે અનેક રાજાઓની ગુપ્ત વાતોને જાણી લાવતો. લોહજંઘની આ કાર્યદક્ષતાથી આસપાસના રાજાઓ ફફડી ઊઠયા. તેમણે લોહજંઘનો કાંટો દૂર કરવા ષડયંત્ર ગોઠવ્યું. અને એક દિવસ તેને ભોજન માટે વિષમિશ્રિત ભાતું આપ્યું.

લોહજંઘ આ ભાતુ લઈને ઉજ્જયિની તરફ પાછો ફર્યો. રસ્તામાં કોઈ એક સ્થળે તે ભોજન લેવા માટે બેઠો. પરંતુ તે સમયે એટલા બધા અપશુકન થયા કે શુકન-અપશુકનમાં દઢ શ્રદ્ધા રાખનાર લોહજંઘે ભોજન લેવાનું માંડી વાળ્યું અને ભૂખ્યા પેટે જ તે ચંડપ્રદ્યોત સમક્ષ હાજર થયો. રસ્તામાં શું શું બન્યું તેની બધી માહિતી આપી. ભોજન સમયે નડેલ અપશુકનોની પણ વાત કરી.

રાજાએ અભયકુમારને આ અપશુકનો અંગે પૂછ્યું. વિષજ્ઞાતા અભયકુમારે તેનું રહસ્ય પ્રકટ કરતા કહ્યું. "ઝેર ભેળવેલું અન્ન જોઈને ચકોર પક્ષીના નેત્ર વિરામ પામે છે. કોકિલ ઉન્મત્ત બને છે અને ઉન્માદમાં મરી જાય છે. ક્રૌંચપક્ષી તુરત જ મરણ પામે છે. નોળિયાના રોમાંચ ખડા થઈ જાય છે. મયૂર નાચી ઊઠે છે. કારણ નોળિયા અને મયૂરની નજર ઝેર ઉપર પડવાથી એ ઝેરની અસર તુરત જ મંદ પડી જાય છે. આ ઉપરાંત ખોરાકી ઝેર જોઈને બિલાડીને ઉદ્વેગ થાય, વાનર વિષ્ટા કરવા માંડે, હંસની ગતિ સ્ખલિત થઈ જાય, કુકડો રડવા લાગે, ભમરો ઝેરી અન્ન સૂંઘીને જોરથી ગુંજારવ કરે અને મેના તથા પોપટ આક્રોશ કરવા લાગે છે."

અભયકુમાર પાસેથી ખોરાકી ઝેરની આ સવિસ્તર માહિતી જાણી ચંડપ્રદ્યોતે એ ભાતુ પલ્લવિત વનમાં મુકાવ્યું તો તેમાંથી દષ્ટિવિષ સાપ નીકળી આવ્યો. અને તેની ઝેરી નજરથી આખું ય વન સૂકાઈ ગયું.

ચંડપ્રદ્યોતને અભયકુમારની વિચક્ષણ બુદ્ધિનો આવો એકથી વધુવાર પરિચય થયો હતો. ચંડપ્રદ્યોતે અભયકુમારને તે દરેક પ્રસંગે વર માગવા કહ્યું. અભયકુમારે તે બધા જ વરદાન સાથે માંગવા જણાવ્યું. રાજાએ કહ્યું. ભલે. અને અભયકુમારને તેણે મુક્તિ આપી.

અભયકુમારે મુક્ત થતાં અને રાજગૃહી તરફ જતા ચંડપ્રદ્યોતને કહ્યું. "આજે તો હું જાઉં છું પરંતુ તમને ધર્મની બનાવટ વિના તમારા જ રાજ્યમાંથી તમને

ધોળા દિવસે રાડો પાડતાં લઈ જઉં તો જ હું અભયકુમાર ખરો." આવી દૃઢ પ્રતિજ્ઞા લઈ અભયકુમાર રાજગૃહી આવ્યો.

થોડો સમય બાદ વણિકનો સ્વાંગ સજી અભયકુમાર વેશ્યાની બે પુત્રીઓ સાથે ઉજ્જયિનીમાં આવ્યો. અને ચંડપ્રદ્યોતના મહેલની સામે જ એક દુકાન ભાડે રાખી. આ દુકાનમાં વેશ્યાની બે પુત્રીઓ પણ સતત બેસતી.

ચંડપ્રદ્યોત પોતાના મહેલના ઝરુખે અવારનવાર ઉભો રહેતો. અને ચારે બાજુનું નિરીક્ષણ કરતો. તેની નજર સામેની દુકાન પર બેસતી બે યુવતીઓ તરફ ચીટકી રહેવા લાગી. એ યુવતીઓનું છલકાતું યૌવન અને લાવણ્ય ચંડપ્રદ્યોતને વિહ્‌વળ કરી ગયું. તેણે એ યૌવનનો ઉપભોગ કરવાનો નિર્ણય કર્યો. અંગત માણસ મોકલી એ યુવતીઓને પોતાની ઇચ્છા જણાવી.

અભયકુમારને આ પરિણામની ખબર જ હતી. આથી તેણે બંને યુવતીઓને તે માટે અગાઉથી તૈયાર કરી રાખી હતી. શીખવ્યા મુજબ બંનેએ રાજાને કહેવડાવ્યું. "અમારો નાનો ભાઈ ગાંડો થઈ ગયો છે. તેને કંઈ ભૂત વળગેલું છે આથી તેનું ભૂત ઉતારવા માટે અમારો મોટોભાઈ બપોરના સમયે બહાર જાય છે. ત્યારે અમારા ઘરમાં કોઈ નથી હોતું. તો એ સમયે કોઈને ખબર ન પડે તે રીતે તમારા રાજાને અમારે ત્યાં આવવાનું કહેજો. અમે તેમની મનની મુરાદ જરૂર પૂરી કરીશું."

જવાબ સાંભળી ચંડપ્રદ્યોતના આનંદની સીમા ન રહી અને બીજા દિવસે બપોર શરૂ થવાના સમયે વણિકના સ્વાંગમાં રહેલા અભયકુમારને ત્યાં ગયો.

આ બાજુ અભયકુમારે એક નવું જ નાટક ચાલુ રાખ્યું હતું. તેણે એક માણસને રોકયો હતો. એ માણસને ભૂતનો વળગાડ વળગ્યો હોય તેવો પાઠ ભજવવાનું શીખવી રાખ્યું હતું. રોજ બપોરના તેને લઈ તે બજારમાં જતો. આ સમયે પેલો માણસ મોટેથી બૂમ મારતો "અરે કોઈ મને બચાવો. બચાવો. હું રાજા ચંડપ્રદ્યોત છું. આ માણસ મને બાંધીને લઈ જાય છે. હું પ્રદ્યોત છું. રાજા ચંડપ્રદ્યોત છું."

અભયકુમાર નગરજનોને કહેતો "છેને સાવ પાગલ. પોતાને રાજા ચંડપ્રદ્યોત કહે છે. હું તો તેના ગાંડપણથી તંગ આવી ગયો છું.'

આ બાજુ નક્કી થયા મુજબ રાજા ચંડપ્રદ્યોત યુવતીઓ પાસે આવ્યો. બપોરનો સમય હતો. આસપાસ સોપો પડી ગયો હતો. દુકાનના પાછળના ભાગમાં વેશ્યાની બે પુત્રીઓ અને રાજા ચંડપ્રદ્યોત એકલા જ હતા. ચંડપ્રદ્યોત પોતાની વાસના પૂરી કરવા પલંગ ઉપર બેઠો અને સંકેત થતાં જ અભયકુમાર અને તેના માણસો ચંડપ્રદ્યોત પર તૂટી પડયા. પલંગ સાથે જ તેને દૃઢ રીતે બાંધી દીધો.

અને અભયકુમાર ચંડપ્રદ્યોતને એ હાલતમાં લઈને ભર બજારે, બળતી બપોરે રાજગૃહી તરફ જવા નીકળી પડયો.

ચંડપ્રદ્યોતે બૂમા બૂમ કરી મૂકી 'અરે! મને કોઇ બચાવો. હું ચંડપ્રદ્યોત છું. આ મને બાંધીને લઈ જાય છે. કોઈ મને બચાવો."

પણ નગરજનો તો જાણતા હતા કે આ તો ગાંડો છે. તેને ભૂત વળગેલું છે. આથી કોઇએ તેને છોડાવ્યો નહિ. રાજગૃહી જઈ અભયકુમારે રાજા ચંડપ્રદ્યોતનું ઉચિત સન્માન કર્યું અને પ્રેમથી મુક્તિ આપી.

રાજા ચંડપ્રદ્યોતે ઉજ્જયિની આવી લોહજંઘને શીખામણ આપી કે તારે સ્વેચ્છાએ બેમર્યાદપણે બધી દિશાઓમાં જવું નહિ. રોજ અમુક જ દિશામાં જવાનો તારે નિયમ કરવો જેથી દુશ્મનો તને કોઈ રીતે અણધાર્યા હેરાન કરે નહિ.'

લોહજંઘે એ શીખામણનો સહર્ષ સ્વીકાર કરી દિશાગમનનો સંક્ષેપ કર્યો. એમ કરવાથી તે અનેક આફતોમાંથી આપોઆપ જ ઉગરી ગયો.

જૈનમંત્રી અને લોહજંઘ દૂતની જેમ શ્રાવકોએ પણ જવા આવવાના ક્ષેત્રની મર્યાદામાં રોજ ઘટાડો નક્કી કરવો જોઇએ.

કહ્યું છે કે "આ દશમા દેશાવકાશિક વ્રતનું પાલન કરવાથી પૂર્વે કરેલા ઘણા પાપકર્મો ટૂંકા થાય છે અને કાળક્રમે મોક્ષ મળે છે."



## ૧૪૭

## છ અટ્ઠાઇ પર્વો.

શિક્ષાવ્રત સામાયિક આદિનું સેવન કરનારા ભવ્યજીવોએ છ અઠ્ઠાઇ પર્વનું પણ નિત્ય આરાધન કરવું જોઇએ. આ વ્યાખ્યાનમાં છ અઠ્ઠાઈ વિષે કહેવામાં આવે છે.

अष्टाह्निकाः षडेवोक्ताः, स्याद्वादाभयदोत्तमैः ।
तत्स्वरूपं समाकर्ण्य, आसेव्याः परमार्हतैः ॥

**ભાવાર્થ:**—સ્યાદ્વાદ મતને કહેનારા ઉત્તમ પુરુષોએ છ અઠ્ઠાઈઓ કહી છે તેનું સ્વરૂપ બરાબર સમજીને પરમ શ્રાવકોએ તે સેવવા યોગ્ય છે.

**વિસ્તરાર્થ:**—વરસના ૩૬૫ દિવસમાં છ અઠ્ઠાઈનું આયોજન કરવામાં આવ્યું છે. વિવિધ શુભ નિમિત્તને લક્ષમાં રાખીને આ છ અઠ્ઠાઇની વ્યવસ્થા શાસ્ત્રજ્ઞોએ કરી છે. આ અઠ્ઠાઇઓ આ પ્રમાણે છેઃ—

એક અઠ્ઠાઈ ચૈત્ર માસમાં, બીજી અષાઢ માસમાં, ત્રીજી પર્યુષણ સંબંધી, ચોથી આસો માસમાં, પાંચમી કારતક માસમાં અને છઠ્ઠી ફાગણ માસમાં અઠ્ઠાઈ આવે છે. આમાં ચૈત્ર અને આસો માસની અઠ્ઠાઈ ઓળીના નામે ઓળખાય છે. આ છમાં બે અઠ્ઠાઈ શાશ્વતી છે. **શ્રી ઉત્તરાધ્યયનની બૃહદ્દવૃત્તિમાં** આ અંગે કહ્યું છે કે "બે અઠ્ઠાઈ શાશ્વતી છે, એક ચૈત્ર માસમાં અને બીજી આસો માસમાં. આ બે શાશ્વતી અઠ્ઠાઈમાં બધા દેવતાઓ નંદીશ્વર દ્વીપની યાત્રા કરે છે અને વિદ્યાધરો તથા મનુષ્યો પોતપોતાના સ્થાને યાત્રા કરે છે. આ ઉપરાંત ચોમાસાની ત્રણ અઠ્ઠાઈ અને એક પર્યુષણની અઠ્ઠાઈ એમ ચાર અઠ્ઠાઈ તથા ભગવાનના જન્મ, દીક્ષા, કેવળજ્ઞાન અને નિર્વાણાદિક અશાશ્વત પર્વ છે." દુષમકાળ અને યુગલિયાના સમયમાં પણ દેવતાઓ હંમેશા ચૈત્ર અને આસો માસની અઠ્ઠાઈનું આરાધન કરે છે, આથી તે શાશ્વત કહેવાય છે. **શ્રી જીવાભિગમ સૂત્રમાં** કહ્યું છે કે "ત્યાં ઘણાં ભવનપતિ, વાણવ્યંતર જ્યોતિષી અને કલ્પવાસી દેવતાઓ ચોમાસાની ત્રણ અઠ્ઠાઈમાં અને પર્યુષણ પર્વમાં મોટો ઉત્સવ કરે છે અને અઠ્ઠાઈની ઉત્કંઠતાથી આરાધના કરે છે"

ચૈત્ર અને આસો માસની શાશ્વતી અઠ્ઠાઈના સમયમાં શ્રીપાળ અને મયણાસુંદરીની જેમ શ્રી સિદ્ધચક્રનું આરાધન કરવું. અરિહંત સિદ્ધ આદિ પંચપરમેષ્ઠીનું ધ્યાન ધરવું. બાહ્યથી મંત્રનું સ્વરૂપ ધારીને અંતરમાં લલાટ વગેરે દશ સ્થાને યંત્રની આકૃતિ સ્થાપીને ભાવથી તેનું મનન ચિંતન અને નિદિધ્યાસન કરવું.

છએ છ અઠ્ઠાઈ દરમિયાન વ્યાપકપણે અહિંસાની—અમારી ઘોષણા કરાવવી. જિનમંદિરોમાં ધામધુમથી ભાવપૂર્વક અઠ્ઠાઈ મહોત્સવ યોજવા. અઠ્ઠાઈના આઠ દિવસોમાં પાપની પ્રવૃત્તિનો ત્યાગ કરવો. ખાંડવું, દળવું, પીસવું, ખોદવું કપડાં ધોવા વગેરે કામો આ દિવસોમાં ન કરવાં. સ્ત્રી અને પુરુષ બંનેએ બ્રહ્મચર્યનું પાલન કરવું, તપ કરવો, બની શકે તેટલો ત્યાગ કરવો. જે પ્રવૃત્તિ કરવાથી પાપકર્મ થાય તેવી પ્રવૃત્તિથી વિરમવું. આરંભ—સમારંભ ન કરવા. અને બને તેટલો સમય ધર્મારાધનમાં જ પસાર કરવો.

છ અઠ્ઠાઈઓમાં પર્યુષણ પર્વની અઠ્ઠાઈનું આરાધન ઉત્કૃષ્ટ અને વિશિષ્ટ રીતે કરવું. આ પર્વની આરાધના પાંચ સાધનોથી કરવી. ૧ અમારીની ઘોષણા કરાવવી. [ કોઈપણ સ્થળે જીવહત્યા ન થાય તેવો પ્રબંધ કરાવવો. કતલખાના બંધ રખાવવા વગેરે ] ૨ સાધર્મીવાત્સલ્ય કરવું. ૩ અઠ્ઠમ તપ કરવો ૪ ચૈત્ય પરિપાટી કરવી [ સ્થાનિક સર્વ જિનાલયોમાં સમૂહમાં જવું. ભાવપૂર્વક ચૈત્યવંદન વગેરે કરવા ] ૫ પરસ્પર એક—બીજાને ક્ષમા આપવી. ક્ષમા માંગવી.

સાધર્મીવાત્સલ્ય એટલે સમાનધર્મી ભાઇબહેનોની ભક્તિ કરવી. તેમનું ઉચિત સન્માન કરવું. સાધર્મી ભાઈબેનોના દુઃખોમાં સમભાગી બનવું. તેમના સમ્યક્ કાર્યોમાં ઉપયોગી બનવું. ગુપ્તરીતે દુઃખી સાધર્મી ભાઇ—બેનોને જરૂરી સહાય કરવી. તેમની

માંદગીમાં સેવા કરવી. જરુરી દવા વગેરેનો પ્રબંધ કરવો. ટુંકમાં દુઃખી સાધર્મી ભાઇ-બેનોના દુઃખોને દૂર કરવા શકય તમામ રીતે સહાયભૂત થવું. સાધર્મી માટે કહ્યું છે કે "સર્વ જીવો પરસ્પર પૂર્વમાં સંબંધી છે તેથી તેમનો વારંવાર યોગ થાય છે. સાધર્મીનો યોગ કોઈ એકલ-દોકલ ભવમાં જ થાય છે."

સાધર્મીવાત્સલ્યનો કેટલો મહિમા છે તે અંગે કહેવામાં આવ્યું છે કેઃ—

एगत्थ सव्वधम्मा, साहम्मिअवच्छलं तु एगत्थ ।
बुद्धितुलाए तुलिया, दोवीअ तुल्लाइं भणियाइं ॥

"એક બાજુ સર્વ ધર્મોને મૂકવામાં આવે અને બીજી બાજુ સાધર્મિવાત્સલ્યને મૂકવામાં આવે તો બુદ્ધિના ત્રાજવે તેનો તોલ કરતાં બંનેનો સમાન તોલ ઉતરે છે." સાધર્મીવાત્સલ્ય—સાધર્મીભક્તિ અંગે ભરતચક્રવર્તી, કુમારપાળ, દંડવીર્ય વગેરે રાજાઓના જીવનમાંથી ઘણી પ્રેરણા મળી રહે છે.

એક-બીજાને પરસ્પર ખમાવીને અઠ્ઠાઈની-પર્યુષણપર્વની આરાધના કરવી જોઇએ. આ ક્ષમાપના અંગે ઐતિહાસિક કથા છે.

સાધ્વી ચંદનબાળા અને સાધ્વી મૃગાવતી ભગવાન મહાવીરને વંદન કરવા ગયાં. આ સમયે સૂર્ય અને ચંદ્ર પણ ભગવાનને વંદન કરવા પોતાના મૂળ વિમાનને લઇને આવ્યા હતા. સૂર્ય પોતે ધરતી ઉપર હોવાથી સંધ્યાનો સમય થયો હોવા છતાંય સમવસરણમાં દિવસ જ વર્તાતો હતો.

પરંતુ સાધ્વી ચંદનબાળા દક્ષ હતાં. તેમણે સૂર્યાસ્તનો સમય જાણી લીધો. આથી તે તુરત જ ઉપાશ્રયે પાછા ફર્યા અને ઇર્યાપથિકી પડિક્કમીને સૂઇ ગયા.

આ બાજુ સૂર્ય ચંદ્ર સ્વસ્થાનકે ગયા, આથી એકદમ અંધારું થઈ ગયું. અંધારું જોઇને સાધ્વી મૃગાવતીના પેટમાં ફાળ પડી. નિયમ ભંગ થયો તેનું પારાવાર દુઃખ થયું. તે તુરત જ ઉપાશ્રયે આવ્યાં. અને ઇરિયાવહી પડિક્કમી સાધ્વી ચંદનબાળાને કહ્યું. "ગુરુણીજી! મારાથી અપરાધ થઈ ગયો છે. સમયનો ખ્યાલ હું ચૂકી ગઈ છું. ભૂલથી મારાથી રાતે બહાર રહી જવાયું છે. મારાથી આ અપરાધ થઈ ગયો છે તો આપ મને ક્ષમા કરો."

"હે મૃગાવતી! તને આમ કહેવું ઘટતું નથી. તું કુલિન છે. તારે આમ ક્ષમા માગવાની ના હોય. અને તેં કોઇ જાણી-જોઇને ઈરાદાથી અપરાધ નથી કર્યો માટે તારે ક્ષમા માંગવાની જરૂર નથી." ચંદનબાળા સાધ્વીએ મૃગાવતી સાધ્વીને આશ્વાસન આપ્યું.

તો ય સાધ્વી મૃગાવતીએ વિશુદ્ધભાવે ખરા અંતઃકરણપૂર્વક પોતાની ગુરુણીને વારંવાર ખમાવ્યા. આ ઉત્કટ ક્ષમાપનાથી તેમને કેવળજ્ઞાન થયું.

એ જ સમયે તેમણે એક સર્પને સાધ્વી ચંદનબાળા પાસે આવતો જોયો. આથી તેમણે ચંદનબાળાનો હાથ ઉંચો કર્યો એથી તે જાગી ગયાં અને જગાડવાનું કારણ પૂછ્યું. સાધ્વી મૃગાવતીએ કહ્યું કે મેં તમારા તરફ એક સર્પને આવતો જોયો એથી આપને મેં જગાડયાં હતાં.

"પણ આવા ગાઢ અંધકારમાં મધરાતે તમે સર્પને કેવી રીતે જોઈ શકયાં ?" આશ્ચર્યથી સાધ્વી ચંદનબાળાએ પૂછ્યું.

નમ્રતાથી મૃગાવતીએ કહ્યું 'આપના પસાયે'! અને પછી પોતાને થયેલ કેવળ-જ્ઞાનની વાત કરી. ચંદનબાળા સાધ્વીએ તુરત જ કેવળી મૃગાવતીની ક્ષમા માગી. અને તેમને ખમાવતાં ખમાવતાં પોતાને પણ કેવળજ્ઞાન થયું.

આમ અઠ્ઠાઇના આરાધકોએ પરસ્પર એક-બીજાને ખમાવવાં અને મિથ્યાદુષ્કૃત-મિચ્છામિ દુક્કડં કરવું. ચંડપ્રદ્યોત રાજાને ઉદયન રાજાએ જે રીતે ખમાવ્યા હતા તે રીતે પર્યુષણ પર્વમાં પરસ્પરને ખમાવવા. બે જણમાં એક જણ ક્ષમા માંગે અને બીજો ન માંગે તો ક્ષમા માંગનાર આરાધક છે. ક્ષમા નહિ માગનાર આરાધક નથી. આથી પોતે તો અન્યની ક્ષમા માંગીને શાંત અને નિર્મળ બની જવું જોઇએ. કોઈ ઠેકાણે બંને જણ આરાધક થાય છે અને કોઇ ઠેકાણે વૃથા મિચ્છામિ દુક્કડં દેવાથી બંને પણ આરાધક થતા નથી. આ અંગે કુંભકાર અને ક્ષુલ્લક મુનિનું દૃષ્ટાંત જાણીતું છે.

કોઇ એક શિષ્ય કાંકરાથી કુંભારના વાસણોને કાણાં પાડતો હતો. કુંભારે તેને ટોકયો એટલે તેણે મિચ્છામિ દુક્કડં કહ્યું. પણ તોય તે ફરીથી વાસણને કાંકરા મારી કાણાં પાડવા લાગ્યો. આથી કુંભારે કાંકરાથી તેના કાન મરડયા એટલે પેલા શિષ્યે કહ્યું 'મને છોડી દો. મારા કાન દુઃખે છે.' આથી કુંભારે મિચ્છામિ દુક્કડં કહ્યું—આવી જાતના પરસ્પરના મિચ્છામિ દુક્કડં વૃથા સમજવા.

ક્ષમાપના ઉપરાંત પર્યુષણ પર્વમાં અઠ્ઠમ તપ [ત્રણ દિવસના સળંગ ઉપવાસ] અવશ્ય કરવો. પાક્ષિક તપમાં એક ઉપવાસ, ચોમાસી તપમાં છઠ્ઠ અને વાર્ષિક પર્વમાં અઠ્ઠમ કરવાનું જિનેશ્વર ભગવંતોએ કહ્યું છે. અઠ્ઠમ તપ કરવાને અસમર્થ હોય તેવાઓ માટે તપની પૂર્તિ કરવા છ આયંબિલ કરવા, છ આયંબિલ ન કરી શકે તેવાઓએ નવ નીવી કરવી અથવા બાર એકાસણા કરવાં અથવા ૨૪ બેસણાં કરવા અથવા છ હજાર સ્વાધ્યાય કરવો અને તે પણ કરવાને જેઓ અસમર્થ હોય તેઓએ બાધી સાઠ નવકારવાળી ગણવી. આ રીતે જેઓ તપ કે તપની પૂર્તિ નથી કરતા તેઓ શ્રી જિનેશ્વર ભગવંતની આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે.

આ પ્રસંગે નવકારસી પ્રમુખ તપનું ફળ જણાવતાં કહે છે કે નારકીનો જીવ એકસો વરસ સુધી અકામ નિર્જરાવડે જેટલાં કર્મ ખપાવે તેટલાં પાપકર્મ એક નવ-

કારસીના પચ્ચક્ખાણ કરવાથી ખપે છે, પોરસીના પચ્ચકખાણથી એક હજાર વરસના પાપ ખપે છે. સાર્દ્ધપોરસીના પચ્ચક્ખાણથી દશ હજાર વરસના પાપ દૂર થાય છે, પુરિમડ્ઢ [ પુરિમાર્દ્ધ ] નું પચ્ચક્ખાણ કરવાથી એક લાખ વર્ષના પાપ નાશ થાય છે, અચિત્ત જળયુક્ત એકાસણું કરવાથી દસ લાખ વર્ષનું પાપ ખપે છે. નીવિના તપથી એક કરોડ વર્ષનું પાપ દૂર થાય છે એકલઠાણાથી દસ કરોડ વરસનું પાપ નાશ પામે છે. એકદત્તી તપથી [ એકવાર ભોજન આપ્યું તેટલું જ ભોજન લેવાથી ] સો કરોડ વરસનું પાપ નાશ થાય છે, આયંબિલના તપથી એક હજાર કરોડ વરસનું પાપ ટળે છે, ઉપવાસના તપથી દશ હજાર કરોડ વરસનું પાપ નાશ થાય છે, છટ્ઠ તપથી એક લાખ કોટીનું અને અટ્ઠમ તપ કરવાથી દસ લાખ કોટી વરસના પાપનો નાશ થાય છે. આમાં આગળ એક એક ઉપવાસનો વધારો કરી અનુક્રમે તેમાં ફળનો દશ ગણો વધારો સમજવો. અટ્ઠમ તપ કરવાથી નાગકેતુ તે જ ભવમાં પ્રત્યક્ષ ફળ પામ્યો હતો. બધું જ તપ શલ્ય રહિત કરવું. દંભ રાખીને કરેલું તપ ગમે તેવું ઉગ્ર અને ઘોર હોય તો તે વૃથા સમજવું. આ અંગે એક કથા છે તે આ પ્રમાણેઃ—

## સાધ્વી લક્ષ્મણાની કથા

આજથી એંસીમી ચોવીશીના સમયની વાત છે. એક રાજાને પુત્રો ઘણા હતા પરંતુ પુત્રી એક પણ ન હતી. પુત્રી માટે તેણે પથ્થર એટલા દેવ કર્યા. અનેક માનતાઓ અને બાધાઓ રાખી. આ બધું તેને ફળ્યું. લક્ષ્મણા નામે પુત્રી તેના મહેલના સોનાના ઘોડિયે હીંચવા લાગી.

રાજાની અત્યંત માનીતી લક્ષ્મણા યુવાન થઈ. રાજાએ તેના માટે ઘણો ઠાઠમાઠથી સ્વયંવર યોજ્યો. સ્વયંવરમાં લક્ષ્મણા વરમાળ લઈને ફરતી ગઈ. ઇચ્છિત વરને વરમાળા પહેરાવી. લગ્નનો વિધિ થયો. વર-કન્યા ચોરીમાં મંગળફેરા ફરી રહ્યા હતા ત્યાં જ વરનું અચાનક મૃત્યુ થયું.

આ ઘટનાથી લક્ષ્મણાને ખૂબ જ આઘાત લાગ્યો. સંસાર પરથી તેનું મન ઉડી ગયું. દૃઢ શ્રદ્ધાથી તે શ્રાવક ધર્મનું પાલન કરવા લાગી અને છેવટે તેણે તે ચોવીશીના છેલ્લા તીર્થંકર પાસે દીક્ષા અંગીકાર કરી.

સાધ્વી લક્ષ્મણાએ એક દિવસ કોઈ એક સ્થળે ચકલા-ચકલીને રતિક્રીડા કરતા જોયા. એ દૃશ્યથી સાધ્વી લક્ષ્મણાનું યૌવન ખળભળી ઉઠ્યું. વાસનાની વૃત્તિયો સળવળી ઊઠી. અત્યંત કામાતુર વિચારમાં તેમણે વિચાર્યું.

" અરિહંત પ્રભુએ શું જોઇને આ ક્રિડા નહિ કરવાનું સાધુ-સાધ્વીને ફરમાન કર્યું હશે? પણ તેમાં તેમનો શો દોષ? ભગવાન તો અવેદી છે આથી વેદીજનની વૃત્તિઓની તેમને શું ખબર પડે?"

પરંતુ આ પ્રશ્ન આંખના પલકારાની જેમ જ ઉદ્‌ભવ્યો. તુરત બીજી જ ક્ષણે પોતે પોતાની કુવિચારધારાથી ચમકી ઊઠયા. એ પ્રશ્નથી તેમનું હૈયું ચમકી ઉઠયું. પસ્તાવા કરવા લાગ્યા. અરેરે ! મેં ખૂબ જ ખોટો પ્રશ્ન કર્યો. ન વિચારવાનું મેં વિચાર્યું મારાથી આ એક મહાપાપ થઈ ગયું. હવે હું તેની આલોયણા કેવી રીતે લઉં ? મને આવો પાપી કામી વિચાર આવ્યો હતો તે તો હું કહી શકું તેમ નથી. અને ન કહું તો શલ્ય રહી જાય છે. એ શલ્ય રહી જશે તો હું શુદ્ધ તો થઇશ નહિ."

છતાંય ગુરુ પાસે તે આલોયણા લેવા ગયા. ચાલતા પગમાં કાંટો વાગ્યો. એ અપશુકનથી સાચી વાત ગુરુને કહી દેવા તૈયાર થયેલું મન પાછું પડયું. છેવટે તેમણે બીજાનું નામ દઇને પૂછ્યું. 'ગુરુદેવ ! જે આવું દુર્ધ્યાન ધરે તેને શું પ્રાયશ્ચિત આવે ?"

ગુરુએ સ્પષ્ટ કહેવા કહ્યું પણ તે કહી શકયા નહિ. ગુરુ પાસેથી પ્રાયશ્ચિત જાણી લીધું. તે પ્રમાણે તેમણે પચાસ વરસ સુધી છઠ, અઠ્ઠમ, ચાર ઉપવાસ અને પાંચ ઉપવાસ કરી પારણે નીવી કરી એમ દસ વરસ સુધી તપ કર્યું. બે વરસ સુધી માત્ર નિર્લેપ ચણાનો આહાર લીધો. બે વરસ સુધી ભુંજેલા ચણાનો આહાર લીધો. સોળ વરસ માસખમણ કર્યાં અને વીસ વરસ આંબેલ તપ કર્યું. આમ લક્ષ્મણા સાધ્વીએ ઉગ્ર તપ કર્યું. પરંતુ હૈયે દંભ રાખી આ તપ કર્યું હતું તેથી તેમનો આત્મા વિશુદ્ધ ન થયો અને આર્તધ્યાનમાં તે કાળધર્મ પામ્યા. ત્યારપછી દાસી પ્રમુખ અસંખ્ય ભવમાં ભમ્યા અને એમ અનેક ભવ કરતાં કરતાં તે આવતી ચોવીશીના પ્રથમ તીર્થંકર શ્રી પદ્મનાભ પ્રભુના તીર્થમાં મુક્તિને પામશે.

દંભપૂર્વક તપ કરવા વિષે કહ્યું છે કે "એક હજાર દિવ્ય વરસ સુધી ઘોર તપ કરવામાં આવે પણ જો તે દંભપૂર્વક કરવામાં [સશલ્ય] આવ્યું હોય તો તે તપ નિષ્ફળ જાય છે."

વાર્ષિક પ્રતિક્રમણમાં એક હજાર અને આઠ શ્વાસોચ્છ્‌વાસ પ્રમાણ કાયોત્સર્ગ જાણવો. પ્રત્યેક ચતુર્વિંશતિ સ્તવે 'चंदेसु निम्मलयरा' સુધી ૨૫ શ્વાસોચ્છ્‌વાસ ગણવા. એવા ૪૦ લોગસ્સ એક નવકારે અધિક ગણવાથી ૧૦૦૮ શ્વાસોચ્છ્‌વાસ થાય છે. અહિંયા પદ પ્રમાણે શ્વાસોચ્છ્‌વાસ સમજવો. ચાતુર્માસિક પ્રતિક્રમણમાં પાંચસો શ્વાસોચ્છ્‌વાસનો એટલે ૨૦ લોગસ્સનો અને પાક્ષિક પ્રતિક્રમણમાં ૩૦૦ શ્વાસોચ્છ્‌વાસનો એટલે ૧૨ લોગસ્સનો કાઉસ્સગ્ગ જાણવો.

કાયોત્સર્ગના શ્વાસોચ્છ્‌વાસથી દેવતાનું આયુષ્ય બંધાય છે. તે આ પ્રમાણેઃ—

लक्खदुग सहस्स पणचत्त, चउसया अट्ठ चेव पलियाइं ।
किंचूणा चउभागा, सुराउ बंधो इगुसासे ॥

કાયોત્સર્ગનાં એક શ્વાસોચ્છ્‌વાસથી ભવ્ય જીવ બે લાખ પીસ્તાળીશ હજાર

ચારસો અને આઠ પલ્યોપમ ને એક પલ્યોપમના નવ ભાગ કરીએ તેવા ચાર ભાગ જેટલું દેવગતિનું આયુષ્ય બાંધે છે.

આખા નવકારનાં આઠ શ્વાસોચ્છ્વાસમાં ઓગણીસ લાખ ત્રેસઠ હજાર બસો ને સડસઠ પલ્યોપમનું દેવગતિનું આયુષ્ય બંધાય છે. જ્યારે એક લોગસ્સના પચ્ચીસ શ્વાસોચ્છ્વાસમાં એકસઠ લાખ પાંત્રીસ હજાર બસો અને દશ પલ્યોપમનું આયુષ્ય બંધાય છે.

પર્યુષણ પર્વમાં ચૈત્યપરિપાટીથી આત્મસાધના કરવાનું પણ જણાવ્યું છે. આ ઉપરાંત ચૈત્ય પૂજા વગેરેથી શાસનની ઉન્નતિ કરવાનું પણ ફરમાવ્યું છે. શાસ્ત્રોમાં આ અંગે એક કથા જાણીતી છે.

તે સમયે ભીષણ દુષ્કાળ પડ્યો હતો. આથી વજ્રસ્વામી સમસ્ત સંઘને પટ્ટ ઉપર બેસાડીને સુભિક્ષાપુરી લઈ ગયા. આ નગરીનો રાજા બૌદ્ધધર્મી હતો. તેણે જિન-પૂજા માટે ફુલ આપવાની મનાઈ ફરમાવી. તેવામાં પર્યુષણ પર્વના મહાન દિવસો આવ્યા. પર્વના દિવસોમાં અનંત ઉપકારી જિનેશ્વર ભગવંતોની પુષ્પપૂજા ન થાય તે શ્રાવકોથી કેમ સહન થઈ શકે?

એકબાજુ રાજાની પુષ્પ આપવાની મનાઈ અને બીજી બાજુ પર્યુષણ પર્વના દિવસો. શ્રાવકોએ ગુરુ વજ્રસ્વામીને પોતાના ધર્મસંકટની જાણ કરી અને કંઇક વિનમ્ર વિનંતી કરી.

શ્રાવકોની ઉમદા અને ઉત્કૃષ્ટ ભાવના જાણી વજ્રસ્વામીએ આકાશગામિની વિદ્યાનો ઉપયોગ કર્યો. તે વિદ્યાના બળથી તે માહેશ્વરી નગર ગયા. પોતાના સંસારી પિતાના કોઇ માળી મિત્રને પુષ્પો તૈયાર કરવા કહ્યું અને પોતે હેમવંત પર્વત ઉપર શ્રીદેવીના ભુવનમાં ગયા.

શ્રીદેવીએ તેમને એક મહાપદ્મ આપ્યું. આ મહાપદ્મ અને હુતાશન વનમાંથી ૨૦ લાખ પુષ્પો લીધા. ત્યાપછી જૃંભક દેવતાએ તૈયાર કરી આપેલ વિમાનમાં એ ૨૦ લાખ પુષ્પો લઇને સુભિક્ષાપુરી પાછા ફર્યા.

શ્રાવકોએ એ પુષ્પોથી જિનપૂજા કરી અને પર્યુષણ પર્વની ભવ્ય ઉજવણી અને આરાધના કરી. બૌદ્ધધર્મી રાજા તો આ જોઈ આશ્ચર્યથી દિગ્મૂઢ થઇ ગયો. તે વજ્ર-સ્વામીને મળ્યો અને તેમની પાસે તેણે શ્રાવકધર્મ અંગીકાર કર્યો.

અઠ્ઠાઈમાં અહિંસાધર્મનું પાલન કરાવવું. આ દિવસોમાં પોતે તો શક્ય તમામ આરંભ–સમારંભથી દૂર રહીને અહિંસાની આરાધના કરવી પણ બીજાઓ પણ આ દિવસોમાં જીવહિંસા ન કરે તેવો પ્રચાર અને વ્યવસ્થા કરવી. કતલખાનાઓ બંધ રખાવવા માટે પ્રયાસ કરવા. એમ કરીને અમારિ પ્રવર્તન કરવું. સંપ્રતિ અને કુમારપાળ રાજાએ અમારિ પ્રવર્તન કરાવ્યું હતું. મુસલમાન મશહુર અકબર બાદશાહે પણ પૂજ્ય પ્રભાવક શ્રી હીરસૂરીશ્વરજી મહારાજની પ્રેરણાથી પોતાના બધા પ્રદેશમાં છ માસ સુધી અમારિ પ્રવર્ત્તાવી હતી.

અકબર બાદશાહે પોતાના ખાસ માણસો મોકલીને આચાર્ય શ્રી વિજયહીરસૂરીશ્વરજી મહારાજને પોતાને ત્યાં પધારવા માટે ભાવભરી વિનંતી કરી. આચાર્યશ્રીએ આ વિનંતીમાં ધર્મની પ્રભાવના જોઇ. ગંધારથી વિહાર કરી આચાર્યશ્રી પોતાના શિષ્ય પરિવાર સહિત સંવત ૧૬૩૯ માં જેઠ વદ તેરસના દિવસે દિલ્હી પધાર્યા ત્યારે અકબર બાદશાહે તેઓ સૌનું ભવ્ય સ્વાગત કર્યું.

આચાર્યશ્રીએ અકબરને ધર્મલાભ આપ્યા. આચાર્યશ્રીને રોજ દરબારમાં આવી ધર્મોપદેશ આપવાની વિનંતી કરી. આચાર્યશ્રીએ પોતાની પ્રેરક વાણીથી અહિંસાનું મહત્ત્વ સમજાવ્યું. હિંસાનું રૌદ્ર સ્વરૂપ અને તેના ફળ સ્વરૂપે જીવની થતી બેહાલી વગેરેનો રોમાંચ ખડા કરે તેવો ઉપદેશ સાંભળી મુસલમાન બાદશાહ અકબરના હૈયે દયાના અંકુર ફુટ્યા.

એક દિવસે અકબરે આચાર્યશ્રીને કહ્યું: " મહારાજશ્રી ! સત્સંગ કરવાની અને જૈનધર્મનું કંઇક જાણવાની ભાવનાથી મેં આપને અહીં તેડાવ્યા. આપે મારી વિનંતીનો સ્વીકાર કરી મારા પર ખરેખર ઉપકાર કર્યો છે. પરંતુ આપ તો મારી પાસેથી કંઈ માગતા જ નથી. તો આપ કંઈક માંગો અને તમારું ઋણ ચુકવવાની તક આપો."

આચાર્યશ્રીએ વિચાર કરીને કહ્યું: " બાદશાહ ! તમારી પવિત્ર ભાવનાની હું અનુમોદના કરું છું. તમે મને કંઈક માગવા કહો છો પરંતુ અમે જૈન સાધુઓ અમારા માટે કશું માગતા નથી. અમને તો અહિંસાધર્મનો પ્રચાર કેમ વધુ થાય અને વધુ ને વધુ લોકો તેનું કેમ પાલન કરે. તેમાં જ વધુ રસ હોય છે. તમે બાદશાહ છો. તમો ધારો તો આ માટે ઘણું કરી શકો તેમ છો.

જીવહિંસાથી જૈનોના હૈયા દુભાય છે. કતલ થતાં જીવોનો તડફડાટ તેમનાથી સહ્યો જતો નથી. પર્યુષણ પર્વના આઠ દિવસમાં તમારા તાબાના પ્રદેશોમાં જીવહિંસા પર પ્રતિબંધ મૂકવાનું તમે ફરમાન કરો અને કેદીઓને મુક્ત કરો."

આચાર્યશ્રીની નિઃસ્પૃહાથી અકબરને તેમના પ્રત્યે હતું તેથી ય વધુ માન થયું. તેણે એ વિનંતીનો ઉત્સાહપૂર્વક સ્વીકાર કરતાં કહ્યું: " આપના આઠ દિવસ અને મારા ચાર દિવસ. આ બાર દિવસમાં ક્યાંય જીવહિંસા ન થાય તે માટે હું હમણાં જ ફરમાન બહાર પાડું છું "

અકબરના તાબા હેઠળ ગુજરાત, માળવા, અજમેર, દિલ્હી, ફત્તેહપુર, લાહોર અને મુલતાન એમ છ પ્રાંતો હતા. આ છ પ્રાંતો માટે તેણે સુવર્ણ રત્નમય અને મોર છાપવાળા છ ફરમાન લખ્યાં અને છ એ છ ફરમાન આચાર્યશ્રીને અર્પણ કર્યાં અને એ પ્રદેશોમાં શ્રાવણ વદ દસમથી ભાદરવા સુદ છટ્ઠ સુધી અમારિની–અહિંસાની ઘોષણા કરાવી. એ પછી આચાર્યશ્રી પાસેથી ઉઠીને અનેક ગાઉના વિસ્તારમાં પથરાયેલ ડાબર નામના સરોવર કિનારે જઇને દેશ–દેશાંતરના લોકોએ પોતાને ભેટ આપેલ અનેક

પ્રકારના પક્ષીઓને સાધુઓ સમક્ષ છોડી મૂકયા. આ ઉપરાંત કારાગૃહમાંના બધા કેદીઓને પણ મુક્તિ આપી.

આ બાદ અકબરની વિનંતિથી આચાર્ય શ્રી હીરસૂરિજી મહારાજે બાદશાહને ધર્મોપદેશ આપવા માટે જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિની ટીકા કરનારા સ્વ અને પરશાસ્ત્રના જ્ઞાતા, પશ્ચિમ દિશાના લોકપાળ વરુણનું વરદાન મેળવનાર ઉપાધ્યાય શ્રી શાંતિચંદ્રને દિલ્હીમાં રહેવાની આજ્ઞા કરી અને પોતે ત્યાંથી વિહાર કર્યો.

ઉપાધ્યાયજી સમયજ્ઞ અને મેધાવી હતા. અકબરના અહિંસાના સંસ્કાર કેમ વધુ દૃઢ બને તેવો તે ઉપદેશ આપતા. એક દિવસે તેણે કુતૂહલથી ઉપાધ્યાયજી મહારાજને યોગનો ચમત્કાર બતાવવાની વિનંતી કરી. ઉપાધ્યાયજી શાંતિચંદ્ર મહારાજે કહ્યું: "કાલે સવારે ગુલાલવાડી આવજો."

બીજે દિવસે સવારે બાદશાહ ગુલાલવાડી પહોંચી ગયો. ઉપાધ્યાયજી મહારાજે તેને ધર્મદેશના આપવા માંડી. થોડીવાર બાદ નોબતના ગડગડાટથી અકબર ચમકી ઊઠ્યો. નોબત વાગતી હતી, પણ એ વાગે જ કેવી રીતે? બાર ગાઉ સુધી પોતાના હુકમ વિના નોબત વગાડવાની મનાઈ હતી. તેણે તુરત જ પોતાના સેવકોને આ અંગે તપાસ કરવા કહ્યું:

તપાસ કરી સેવકોએ કહ્યું: "જહાંપનાહ! આ નોબત તો આપના પિતા હુમાયુ બાદશાહ તમને મળવા આવે છે તે માટે વાગી રહી છે."

પિતાજી આવી રહ્યા છે? એ શકય જ નથી. એ તો જન્નતનશીન થઈ ગયા છે ભલા, કોઈ મરેલું પાછું આવ્યું છે કે મારા પિતા પાછા આવે? નહિ, નહિં, સેવકોની કંઈ ભૂલ થાય છે. આવા વિચારોમાં અકબર અટવાયો હતો ત્યાં જ સેના સહિત હુમાયુ આવી પહોંચ્યો અને પુત્ર અકબરને ભેટી પડયા અને અકબરના માણસોને મેવા–મીઠાઈથી ભરેલા રૂપાના થાળ ભેટ આપ્યાં. અકબરને પણ આશીર્વાદ સાથે અમૂલ્ય ભેટો આપી અને જેવા આવ્યા હતા તેવા જ ચાલ્યા ગયા.

આંખના પલકારામાં જ આ બધું બની ગયું અને હુમાયુ આવ્યો અને ગયો. અકબરના આશ્ચર્યનો પાર ન રહ્યો. શું આ ઇન્દ્રજાળ હતી? સંમોહન હતું? પણ ના. પોતે પિતાને ભેટયો હતો. તેમના વત્સલ સ્પર્શનો અનુભવ હજી પણ તે અનુભવી શકતો હતો અને તેમણે આપેલી ભેટો તો પડેલી જ હતી.

અકબરને પછી પ્રતીતિ થઇ કે આ તો ગુરુદેવ ઉપાધ્યાય શ્રી શાંતિચંદ્રજી મહારાજે સર્જેલો ચમત્કાર છે.

ઉપાધ્યાયજી મહારાજની આવી યોગ અધ્યાત્મની શક્તિ જોઈને અકબરને તેમના પ્રત્યેના પ્રેમ–આદર અને ભક્તિ ખૂબ જ વધી ગયાં. પહેલાં કરતાં ય વધુ સમય તેમની સાથે તે ધર્મચર્ચા કરતો. એક પણ દિવસ ઉપાધ્યાયજીને મળે નહિ. તેમની પ્રેરક

વાણી સાંભળે નહિ તો અકબરને ચેન ન પડતું. આ અનુરાગ-પ્રશસ્ય રાગ એટલો બધો ગાઢ બની ગયો કે એક વખત અટક દેશના રાજાને જીતવા માટે ચડાઈનો પ્રસંગ આવ્યો તો ઉપાધ્યાયજીને પણ આ યુદ્ધ યાત્રામાં આવવા અને પોતાને વીતરાગ વાણીનું પાન કરાવવા માટે સાથે લીધા.

સુભટોએ તો વાહન ઉપર કે ઘોડે ચઢીને એક દિવસમાં બત્રીસ કોશની મજલ કરી પરંતુ ઉપાધ્યાયજી મહારાજે તો પગે ચાલીને જ આ લાંબી ખેપ પૂરી કરી.

મંજિલે પહોંચી અકબરે ઉપાધ્યાયજીની ખબર અંતર પૂંછાવી તો તે જાણીને તેને દુઃખ થયું. ઉપાધ્યાયજી મહારાજના પગ સૂઝી ગયા હતા. સમગ્ર શરીર પર લાંબી ખેપનો ભારે થાક સ્પષ્ટ વર્તાતો હતો. બે શિષ્યો તેમની ભક્તિપૂર્વક સારવાર [ વૈયાવચ્ચ ] કરી રહ્યા હતા.

બાદશાહનું તેડું આવતાં તેની ભક્તિ જોઈને અસહ્ય થાક હોવા છતાં ય ઉપાધ્યાયજી મહારાજ ડોળીમાં બેસીને ગયા. બે શિષ્યોને પોતાની ખાંધ ઉપર ડોળી ઉંચકીને ગુરુદેવને લઈને આવતાં જોઈને બાદશાહ સામે ગયો. ભાવથી વંદના કરી પગ દબાવ્યા અને ગદ્‌ગદ્‌ કંઠે કહ્યું : " મહારાજશ્રી ! મને ક્ષમા કરો. મારી વિનંતી સ્વીકારવાથી આપને આટલું બધું કષ્ટ પડયું. હવેથી આપ સુભટોની જેમ ઝડપથી વિહાર ન કરશો. આપ ધીમે ધીમે પાછળથી પધારજો. "

પડાવ છોડીને બાદશાહની સેના આગળ વધી અને અટક રાજાના નગરની બહાર આવી પહોંચી. સેનાએ નગરને ઘેરો ઘાલ્યો. આ ઘેરો બાર બાર વરસ સુધી ચાલ્યો. અટકના રાજાએ અકબરને જરાપણ મચક ન આપી.

મુસલમાન સુભટો કાઝીઓ અને મુલ્લાંઓએ આનો દોષ ઉપાધ્યાયજી મહારાજ પર ઢોળ્યો. અકબરને તેમણે કહ્યું : " જહાંપનાહ ! આપ આ કાફરના કુસંગે ચડયા છો તેથી આપણી આ અવદશા છે. નહિ તો આ કિલ્લો લેતાં શું આટલાં બધાં વરસો લાગે ? અમારું માનો તો આપ આ કાફર સાધુનો સંગ છોડો. "

અકબરે નિખાલસ હૈયે આ બધી વાત ઉપાધ્યાયજી મહારાજને કહી. તેમણે કહ્યું. " અકબર ! તેઓ અજ્ઞાન છે. તેઓ શું બોલે છે તેનું તેમને ભાન નથી અને આ કિલ્લો તારે જીતવો હોય ત્યારે મને કહેજે. તે દિવસે આપણે બંને જ જઈને એ જીતી લઈશું. પરંતુ આમ કરવા માટે તારે એક શરતનું પાલન કરવું પડશે. "

" આપની શરત મને માન્ય છે. આપ ફરમાવો તે કરવા હું તૈયાર છું. " અકબરે વિનયથી કહ્યું.

ઉપાધ્યાયજી કહે " બધી સેનાને તારે છાવણીમાં જ રાખવાની. તે દિવસે માત્ર આપણે બંને જ કિલ્લો લેવા જઈશું. એ દિવસે નગરની બહાર કે અંદર કોઈએ હિંસા કરવી નહિ. "

અકબરે શરતનો સ્વીકાર કર્યો અને અહિંસાની ઘોષણા કરાવી. બીજે દિવસે સવારે અકબર અને ઉપાધ્યાયજી મહારાજ બંને એકલા જ કિલ્લો લેવા માટે નીકળી પડયા.

આ જોઈ મુસલમાનોએ કાગારોળ કરી મૂકી " આ કાફર આપણા બાદશાહને હવે શત્રુને સોંપી દેશે. " વગેરે વગેરે. પરંતુ અકબરને ઉપાધ્યાયજીમાં શ્રદ્ધા હતી. તેણે કશી જ નિંદા કે ટીકા સાંભળી નહિ.

કિલ્લા પાસે આવી પહોંચતાં વાચકેન્દ્ર શ્રી શાંતિચંદ્રજી મહારાજે એક ફુંક મારીને બધી જ ખાઈઓ પૂરી દીધી. બીજી ફુંકથી શત્રુના સૈન્યને સ્તંભિત કરી દીધું અને ત્રીજી ફુંક મારતાં કિલ્લાનાં બધા જ બારણાં ફટાફટ ઉઘડી ગયા. ઉપાધ્યાયની આવી અનંત શક્તિ જોઈને અકબરના આશ્ચર્યની કોઈ પરિસીમા ન રહી. તેણે એ નગરમાં પોતાની આજ્ઞા પ્રવર્તાવી.

એ પછી અકબરે આગ્રહપૂર્વક ઉપાધ્યાયજી મહારાજને કંઈક માંગવા માટે વિનંતી કરી.

તે સમયે જજિયાવેરાથી રાજભંડારમાં દર વરસે ૧૪ કરોડનું દ્રવ્ય જમા થતું હતું. ઉપાધ્યાયજી મહારાજે કહ્યું : ' અકબર ! તમે રોજ સવારે ચકલાની સવાશેર જીભ ખાવ છો, આ માંસાહાર ખાવાનો બંધ કરો અને શત્રુંજયગિરિ પર યાત્રિક દીઠ એક સોનૈયાનો જે કર તમે નાંખ્યા છે તે કર માફ કરો અને છ માસ સુધી તમારા રાજ્યમાં અહિંસાની ઘોષણા કરો. "

અકબરે આ તમામ બાબતોનો સહર્ષ સ્વીકાર કર્યો. અકબરનો જન્મ માસ, પર્યુષણ પર્વના બાર દિવસ, બધા રવિવાર, ૧૨ સંક્રાંતિની ૧૨ તિથિઓ, રોજાનો મહિનો, ઈદના દિવસો, મહોરમના દિવસો અને સોફિઆનના દિવસોમાં અહિંસા ધર્મનું પાલન કરવા માટે અકબરે ફરમાન બહાર પાડયું. આ ચારે ય ફરમાનો તેણે ઉપાધ્યાયજીને અર્પણ કર્યાં. મહારાજશ્રીએ તે ફરમાનો આચાર્ય શ્રી વિજયહીરસૂરીશ્વરજી મહારાજને ભેટ ધર્યાં.

અકબરના જીવનમાંથી પ્રેરણા લઈ ભવ્ય જીવોએ પર્યુષણ પર્વના દિવસોમાં અહિંસાનું આરાધન કરવું. પશુ-પંખીઓને અભયદાન અપાવવું અને હિંસાજન્ય આરંભ-સમારંભનો ત્યાગ કરવો.



## વાર્ષિક ૧૧ ધર્મકૃત્યો.

અઠ્ઠાઈ પર્વની આરાધના કરનાર શ્રાવકોએ-ભવ્ય જીવોએ કેટલાંક વાર્ષિક ધર્મ-કૃત્યો પણ કરવાં જોઈએ. આ અંગે કહેવામાં આવ્યું છે કે:—

संघार्चादिसुकृत्यानि, प्रतिवर्षं विवेकिना ।
यथाविधि विधेयानि, एकादशमितानि च ॥

**ભાવાર્થ:**—વિવેકી શ્રાવકે દર વરસે સંઘપૂજા આદિ ૧૧ પ્રકારનાં સુકૃત્ય વિધિ-પૂર્વક કરવાં જોઈએ.

**વિસ્તરાર્થ:**—ગીતાર્થ જ્ઞાની ભગવંતે કહેલ ૧૧ સુકૃત્યો આ પ્રમાણે છે :— ૧ સંઘપૂજા, ૨ સાધર્મિભક્તિ, ૩ યાત્રા, ૪ જિનમંદિરમાં સ્નાત્રોત્સવ, ૫ દેવદ્રવ્યની વૃદ્ધિ, ૬ મહાપૂજા, ૭ રાત્રિજાગરણ, ૮ સિદ્ધાંત પૂજા, ૯ ઉજમણું, ૧૦ તીર્થ પ્રભાવના અને પ્રાયશ્ચિત [ શોધિ ]

**સંઘપૂજા:**—એટલે સાધુ-સાધ્વીજી મહારાજોને ભાવપૂર્વક પોતાના ઘરે લઈ જઈને નિર્દોષ આહાર વહોરાવવો. ચારિત્રની વૃદ્ધિ અને રક્ષા માટે તેમને જરૂરી એવી સાધન સામગ્રી [પાતરા, શાલ, કાપડ, વગેરે સાધૂપયોગી ચીજ વસ્તુઓ] વહોરાવવી, પુસ્તકો વગેરેનો પ્રબંધ કરી આપવો અને શ્રાવક-શ્રાવિકાનું ઉચિત બહુમાન કરવું. વરસમાં ઓછામાં ઓછી એકવાર આવી સંઘપૂજા કરવી જોઈએ. સમગ્ર સંઘનું બહુમાન કરવું તે ઉત્કૃષ્ટ સંઘપૂજા છે. સૂત્રની નવકારવાળીથી બહુમાન કરવું તે જઘન્ય સંઘપૂજા છે. પોતાની શક્તિ ન હોય અને સકળ સંઘનું બહુમાન ન થઈ શકે તો સાધુ-સાધ્વીજી મહારાજોને મુહપત્તિ વગેરે નાની વસ્તુઓ વહોરાવવી અને એકાદ બે શ્રાવક-શ્રાવિકાને સોપારી-બદામ જેવી વસ્તુઓ આપીને બહુમાન કરવું. પોતાની આર્થિક પરિસ્થિતિ ખૂબ જ ખરાબ હોય તેમણે પુણિયા શ્રાવકની જેમ ભક્તિ કરવી તેથી પણ સંઘપૂજાનું ફળ મળે છે.

**સાધર્મિભક્તિ:**—પોતાના સાધર્મી ભાઈ-બેનોને હાર્દિક નિમંત્રણ આપી ઘરે તેડવા, તેમનો પ્રેમથી સત્કાર કરવો, ભાવથી જમાડવા અને જે સાધર્મી ભાઈ કે બેન દુઃખી હોય, દરિદ્રી હોય તેની તો વધુ ભક્તિ કરવી. એવા સીદાતા સાધર્મી ભાઈ કે બેન માટે તન, મન અને ધન ત્રણેયનો સદુપયોગ કરવો. કહ્યું છે કે :—

न कयं दीणुद्धरणं, न कयं साहम्मिआण वच्छल्लं ।
हिअयंमि वीयराओ, न धारिओ हारिओ जम्मो ॥

"જેમણે ગરીબોનો ઉદ્ધાર કર્યો નથી, સાધર્મીનું વાત્સલ્ય કર્યું નથી અને હૃદયમાં શ્રી વીતરાગપ્રભુને ધારણ કર્યાં નથી તે પોતાનો જન્મ હારી ગયો છે. તેમ સમજવું"

મહામોંઘો અમૂલ્ય માનવભવ મળ્યો છે ત્યારે આ ભવમાં ગરીબોની ગરીબાઈ દૂર કરીને સીદાતા સાધર્મી ભાઈ-બહેનોને શક્ય તમામ રીતે ઉપયોગી થઇને તેમજ વીતરાગ ધર્મનું પાલન કરીને તેને–માનવભવને સફળ કરવો જોઇએ.

સાધર્મી ભક્તિમાં શ્રાવકના જેટલી જ શ્રાવિકાની ભક્તિ કરવી જોઇએ. શ્રાવિકા, જ્ઞાન, દર્શન અને ચારિત્ર્યવાળી હોય તો તે પછી ભલે સધવા હોય કે વિધવા તે સાધર્મી જ છે. આ અંગે શિષ્ય શંકા કરે છે કે 'ગુરુદેવ! લૌકિકમાં ને લોકોત્તરમાં સ્ત્રીઓને દોષવાળી કહી છે. "સ્ત્રીઓમાં જુઠાણું, સાહસ, કપટ, મૂર્ખતા, અતિલોભ, અપવિત્રતા અને નિર્દયતાના દોષ સામાન્ય હોય છે." કપિલા, અભયા,નુપૂરપંડિતા, નાગશ્રી, સુકુમાળિકા અને સુરિકાંતા વગેરેના દૃષ્ટાંતો ઘણાં જાણીતા છે. સિદ્ધાંતમાં પણ કહ્યું છે કે—

**अणंताउ पावरासीउ, जया उदयमागया।**
**तया इत्थित्तणं पत्तं, सम्मं जाणाहि गोयमा ॥**

"હે ગૌતમ! અનંતા પાપની રાશિઓ ઉદયમાં આવે છે, ત્યારે સ્ત્રીઓનો જન્મ મળે છે. એમ સમ્યક્ પ્રકારે જાણવું." આમ સર્વત્ર સ્ત્રીઓની નિંદા કરવામાં આવી છે તો તેવી સ્ત્રીઓનું બહુમાન કરવું કેવી રીતે ઉચિત ગણાય?"

ગુરુમહારાજ શિષ્યને જવાબ આપતાં કહે છે. 'હે વત્સ! સ્ત્રીઓ માત્ર દોષથી જ ભરેલી છે એવું એકાંતે સત્ય ન માનવું. કેટલા પુરુષો પણ એવા દોષિત હોય છે. અખાઈ રાઠોડ જેવા મહાક્રૂર આશયવાળા, નાસ્તિક અને દેવ–ગુરુને પણ ઠગનારા ઘણાં પુરુષોના દૃષ્ટાંત જોવા મળે છે. આમ બંને બાજુ જોવી જોઇએ. બધી જ સ્ત્રીઓ દોષવાળી નથી હોતી. સુલસા, રેવતી, કળાવતી, મનોરમા જેવી ઘણી સ્ત્રીઓ સંસ્કારી પણ હતી. એવી કેટલીક ઉત્તમ શ્રાવિકાઓની તીર્થંકર ભગવંતોએ પણ પ્રશંસા કરી છે. શ્રાવિકાઓનું માતાની જેમ, બેનની જેમ અને પુત્રીની જેમ બહુમાન કરવું જોઇએ.

**યાત્રા :** દર વરસે ઓછામાં ઓછી એકવાર તો યાત્રા કરવી જોઇએ. આ યાત્રા ત્રણ પ્રકારની છે. તે આ પ્રમાણે ૧. અઠ્ઠાઈ ઉત્સવ યાત્રા ૨. રથયાત્રા અને તીર્થયાત્રા.

રાજા કુમારપાળે આ પ્રમાણે રથયાત્રા કરી હતી. "ચૈત્રમાસની શુક્લ અષ્ટમીનાં ચોથા પહોરે મહા સંપત્તિવાન શ્રી જિનેશ્વર ભગવંતનો રથ તૈયાર કરવામાં આવ્યો. લોકોએ આનંદથી ભગવાનનો જયજયકાર કર્યો. રસ્તા ઉપરથી આ ભવ્ય રથ પસાર થઈ રહ્યો હતો ત્યારે જાણે એમ લાગતું હતું કે મેરુ પર્વત જઈ રહ્યો છે. ઉપર સોનાના મોટા દંડવાળી ધ્વજા ફરકતી હતી. અંદર છત્ર હતું અને બાજુમાં ચામરની શ્રેણીઓ હતી. આવા આ ભવ્ય સોહામણા રથમાં સ્નાન, વિલેપન કરીને પુષ્પ ચડાવેલી શ્રી

પાર્શ્વનાથપ્રભુની પ્રતિમા સ્થાપવામાં આવી હતી. મહાજનો વાજતે ગાજતે આ રથને રાજા કુમારપાળના દ્વાર પાસે લાવ્યા.

તે સમયે દશે દિશાઓ વાજિંત્રોની ગૂંજ અને નૃત્યના ઝણુકારથી ગૂંજી રહી. રથને ખૂબજ ઠાઠથી અને વાજતે ગાજતે રાજમંદિરમાં લઈ જવાયો. રાજા કુમારપાળે રાજમંદિરમાં આવેલા રથમાં સ્થાપિત કરેલી પાર્શ્વનાથપ્રભુની પ્રતિમાને પટવસ્ત્ર તથા સુવર્ણના અલંકારોથી પૂજા કરી. ભાવિકોએ ભક્તિનૃત્ય કર્યાં. તે રાત ત્યાં ભાવનામાં પસાર કરી. બીજે દિવસે સવારે રાજા કુમારપાળે એ રથને નગર બહાર ફેરવ્યો અને નગર બહાર ધ્વજ તોરણોથી શણગારેલા વિશાળ મંડપમાં રથ મૂક્યો. પછી રથમાંની જિન પ્રતિમાની પૂજા રચી અને ચતુર્વિધ સંઘની સમક્ષ પોતે આરતી ઉતારી. પછી હાથી જોડેલા તે રથને આખા નગરમાં ફેરવી ઠેક-ઠેકાણે પટમંડપમાં વિસ્તારવાળી રચના કરાવી તે ઉત્સવને દીપાવ્યો.” આમ રથયાત્રા કરવી જોઈએ.

**તીર્થયાત્રા :** શ્રી શત્રુંજય, ગિરનાર, સમેતશિખર આદિ તીર્થધામો છે. તેમજ શ્રી તીર્થંકરના જન્મ, દીક્ષા, કેવળ, વિહાર અને નિર્વાણની ભૂમિ પણ તીર્થ ગણાય છે. આ તીર્થયાત્રાથી ભવ્ય જીવોને શુભ ભાવના જાગે. શુભ ભાવના જગાડવામાં આ તીર્થો નિમિત્ત બને અને આવી વિશુદ્ધ ભાવનાથી ભવ્ય જીવો ભવસાગર તરી જાય. આમ આ તીર્થો ભવસાગરતારક પણ છે. આવા તીર્થોની વિધિપૂર્વક યાત્રા કરવી જોઈએ.

શ્રી સિદ્ધસેન દિવાકરસૂરિ પ્રતિબોધિત **રાજા વિક્રમાદિત્યે** શ્રી શત્રુંજય તીર્થની યાત્રાનો સંઘ કાઢયો હતો. તે સંઘમાં એકસો ને અગણોત્તેર સોનાના અને ચંદન, હાથીદાંત વગેરેના ૫૦૦ જિનાલયો હતાં. શ્રી સિદ્ધસેન આદિ પાંચ હજાર આચાર્યો, ૧૪ મુગુટધારી રાજાઓ, ૭૦ લાખ શ્રાવક કુટુંબો, એક કરોડ દશ લાખ અને નવ હજાર ગાડાઓ, અઢાર લાખ ઘોડાઓ, અને છોતેરસો હાથીઓ અને તેટલાજ ઊંટ અને બળદો વગેરે હતાં.

**રાજા કુમારપાળના** સંઘમાં સોનારૂપાનાં ૧૮૭૪ દેહરાસરો હતાં. **આભૂ** સંઘપતિના સંઘમાં સાતસો જિનમંદિરો હતાં. અને તેમની યાત્રામાં બાર કરોડ સોનૈયાનો ખર્ચ થયો હતો. શાહુકાર **પેથડને** તીર્થનું દર્શન થતાં અગિયાર લાખ રૂપિયાનો ખર્ચ થયો હતો. તેના સંઘમાં બાવન જિનાલય અને સાત લાખ મનુષ્યો હતા મંત્રી **વસ્તુપાળની** સાડાબાર યાત્રા જાણીતી છે.

**સ્નાત્ર મહોત્સવ :** પર્વના દિવસોએ જિનાલયમાં ભારે ઠાઠમાઠથી સ્નાત્ર મહોત્સવ કરવો જોઈએ. દરેક પર્વના દિવસે સ્નાત્ર મહોત્સવ થઈ શકે તેમ ન હોય તો વરસમાં એકવાર તો આવો મહોત્સવ અવશ્ય કરવો. એવો ઉલ્લેખ છે કે પેથડ શ્રાવકે ગિરનાર ઉપર સ્નાત્ર મહોત્સવ કરતી સમયે છપ્પન ધડી સુવર્ણ વડે ઈંદ્રિમાળા પહેરી હતી અને શત્રુંજયથી ગિરનાર સુધી સુવર્ણની ધ્વજા ચડાવી હતી. તેના પુત્ર ઝાંઝણે એજ પ્રમાણે ધ્વજા ચડાવી હતી.

**દેવદ્રવ્યની વૃદ્ધિ :** દેવદ્રવ્યમાં વધારો થાય તે માટે દર વરસે માળા પહેરવી જરૂરી છે. ઈંદ્રમાળા અથવા બીજી માળા પણ પહેરી શકાય. એક વખત ગિરનાર ઉપર દિગંબર અને શ્વેતામ્બર સંઘ વચ્ચે તીર્થ અંગે વિવાદ થયો ત્યારે વૃદ્ધ ડાહ્યા જૈનોએ રસ્તો કાઢયો કે જે ઈંદ્રમાળા પહેરે તેનું આ તીર્થ. તે સમયે શાહુકાર પેથડે છપ્પન ઘડી સુવર્ણ વડે ઈંદ્રમાળા પહેરી અને ચાર ઘડી યાચકોને સુવર્ણનું દાન કરી ગિરનાર તીર્થને પોતાનું કર્યું.

૬. દરેક પર્વના દિવસે અથવા દરેક વરસે જિનાલયમાં મહાપૂજા ભણાવવી.

૭. તીર્થયાત્રા સમયે, ભગવાનના વિવિધ કલ્યાણકના દિવસોએ રાત્રિજાગરણ કરીને પ્રભુના ગુણગાન ગાવાં. જિનેન્દ્રભક્તિ સંગીત–નૃત્ય કાર્યક્રમ કરવા અને વીતરાગ ભક્તિમાં તલ્લિન બનવું.

૮. દરરોજ શ્રુતજ્ઞાનની ભક્તિ કરવી. તેમ ન બની શકે તો દર મહિને કે દરેક વરસે તેવી ભક્તિ અવશ્ય કરવી.

નવપદની ઓળી અર્થાત્ શ્રી સિદ્ધચક્ર સંબંધી, એકાદશી, પંચમી વગેરે જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિના આરાધનભૂત તપ નિમિત્તે ઉજમણું કરવું. વરસમાં ઓછામાં ઓછું એકવાર આવું ઉજમણું કરવું જોઈએ. કહ્યું છે કે–

"તપસ્યાનું ઉજમણું કરવું તે જિનમંદિર ઉપર કળશ ચડાવવા જેવું, અક્ષયપાત્ર ઉપર ફળ આરોપવા જેવું અને ભોજન કરાવીને પાન ( તાંબૂલ ) આપવા જેવું સ્તુત્ય કાર્ય છે."

શુક્લ પંચમી વગેરે વિવિધ તપનાં ઉજમણામાં ઉપવાસની સંખ્યાના પ્રમાણમાં નાણાંવાટિકા, નાળિયેર અને મોદક વગેરે વસ્તુઓ મૂકીને શાસ્ત્રોક્ત રીતે ઉદ્યાપન કરવું.

૧૦. તીર્થની પ્રભાવના નિમિત્તે શ્રી ગુરુમહારાજનો પ્રવેશોત્સવ તથા પ્રભાવના વરસમાં ઓછામાં ઓછાં એકવાર કરાવવા. તેમાં શ્રી ગુરુના પ્રવેશોત્સવમાં મોટા આડંબર સાથે શ્રી ચતુર્વિધ સંઘે ગુરુને સામે તેડવા માટે જવું. અને ગુરુનો તથા સંઘનો યથાશક્તિ સત્કાર કરવો.

શ્રી વીરપ્રભુને વાંદવા જતાં રાજા કોણિકે જેવો મહોત્સવ કર્યો હતો તેમજ પરદેશી રાજા, ઉદાયી રાજા અને દશાર્ણભદ્ર રાજાની આ જેમ આ મહોત્સવ કરવો. પેથડ શ્રાવકે શ્રી ધર્મઘોષસૂરિના પ્રવેશોત્સવ પ્રસંગે સત્તાવીશ હજાર ટંક દ્રવ્યનો ખર્ચ કર્યો હતો.

સંવેગી સાધુનો પ્રવેશોત્સવ ઉજવવો તે અનુચિત છે એમ ન કહેવું. કારણ કે વ્યવહાર ભાષ્યમાં સાધુને પ્રતિમા વહનના અધિકારમાં કહ્યું છે કે "સાધુ સંપૂર્ણ પડિમા વહી રહ્યા પછી એકાએક નગરમાં પ્રવેશ ન કરે પણ નજદીકમાં આવીને કોઈ સાધુ કે શ્રાવકને પોતાના દર્શન આપે અથવા સંદેશો પહોંચાડે જેથી નગરનો રાજા,

મંત્રી કે ગ્રામાધિકારી મહોત્સવપૂર્વક પ્રવેશ કરાવે. આવા અધિકારીઓ ન હોય ત્યાં શ્રાવક સંઘ પ્રવેશોત્સવ ઉજવે." આમ શાસનની પ્રભાવના કરવાથી તીર્થંકરપણાનું ફળ પ્રાપ્ત થાય છે.

૧૧. આલોયણા–પ્રાયશ્ચિત. ગુરુનો યોગ હોય તો ઓછામાં ઓછી વરસમાં એક વાર આલોયણા લેવી જોઇએ. કહ્યું છે કે "જંબૂદ્વીપમાં જેટલા વેલુઓના રજકણ છે તે બધાં જ રત્નો થઈ જાય અને તે રત્નોનો કોઈ જીવ સાત ક્ષેત્રમાં ઉપયોગ કરે તો પણ અલોયણા કર્યા વિના એક દિવસના પાપથી પણ છુટાતું નથી."

પાપથી છુટવા માટે ગુરુ પાસે જઇને થઈ ગયેલા પાપની કબૂલાત કરી તે પાપોનું પ્રાયશ્ચિત માંગવું જોઇએ. તેમ કરવામાં આવે તો જ તે આત્માની શુદ્ધિ થાય છે. પાપની આલોયણા કરવાથી દૃઢપ્રહારીની જેમ તેજ ભવે સિદ્ધિગતિએ જવાનું પણ સંભવિત બને છે.

આમ વિવેકી શ્રાવકો દર વરસે આ અગિયાર ધર્મકૃત્યો થઈ શકે તો ઉત્કૃષ્ટથી નહિ તો જઘન્યથી તો જરૂર કરવાં જોઇએ.



## ૧૪૯

## ૧૧ મું પૌષધોપવાસ વ્રત

પર્વના દિવસે શ્રાવકે અવશ્ય પૌષધ કરવો. કહ્યું છે કે—

ये पौषधोपवासेन, तिष्ठंति पर्ववासरे।
अंतिम इव राजर्षिर्धन्यास्ते गृहिणोऽपि हि ॥

"પર્વના દિવસે ઉપવાસ કરી જે પૌષધમાં રહે છે, તે ગૃહસ્થ છેલ્લા રાજર્ષિની જેમ ધન્ય છે.

### છેલ્લા રાજર્ષિની કથા.

ચંપાનગરીમાં એક સોની રહેતો હતો. કુમારનંદી તેનું નામ. સ્વભાવે તે સ્ત્રી લંપટ હતો. જે રૂપાળી કન્યાને જોઈ તેને મોહ થતો તે કન્યાને જોઈતી સોનામહોર આપીને તેની સાથે લગ્ન કરતો. આવી ખરીદ કરેલ તેને પાંચસો પત્ની હતી. આ બધી પત્નીઓ સાથે તે એક થાંભલાવાળા મહેલમાં વિષયસુખ ભોગવતો.

આ કુમારનંદીને નાગીલ નામનો એક શ્રાવક મિત્ર હતો. આ મિત્રે તેના જીવ-

નમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો અને તેને વિષયના કુંડમાંથી બહાર કાઢી તેનો આત્મોદ્ધાર કર્યો હતો.

એક સમયની વાત છે. કુમારનંદી પોતાના મહેલની અગાસીમાં ઊભો હતો ત્યાં તેણે બે રૂપ–રૂપની અંબાર સમી યુવતીઓ જોઈ.

તે સમયે પંચશૈલ દ્વીપની બે અધિષ્ઠાત્રી વ્યંતર દેવીઓ ઈન્દ્રની આજ્ઞાથી નંદીશ્વર દ્વીપ જઇ રહી હતી. સાથે તેમનો પતિ વિદ્યુન્માળી દેવ પણ હતો. દુર્ભાગ્યવશ રસ્તામાં જ આ દેવ ચ્યવી [મૃત્યુ] ગયો. છતાંય આ બે વ્યંતર દેવીઓ હાસા અને પ્રહાસાએ પોતાની યાત્રા ચાલુ જ રાખી. ત્યાં તેમણે કુમારનંદીને જોયો. તેની આંખો અને હોઠ ઉપરથી તેમને લાગ્યું કે આ પુરુષ ખૂબ જ કામી છે. અને વિષયલંપટ છે. કંઈક મજાક ખાતર બંને દેવીઓ તેની નજદીક આવી.

કુમારનંદીની દેહભૂખ ભડકી ઊઠી. તેણે પૂછયું: "હે રૂપાંગનાઓ! તમે કોણ છો? અને અહીં મારી પાસે શા માટે આવ્યા છો?"

"અમે તમારા માટે જ આવ્યા છીએ" કુમારનંદીના કાને જાણે ઝરણાંનો અવાજ સંભળાયો.

"તો પછી રાહ કોની જુવો છો? ચાલો મારા રંગભવનમાં" કુમારનંદીએ ઉત્સાહથી તે નિમંત્રણને વધાવી લીધું.

"ના, તમારા રંગભવનમાં નહિ. તમે પંચશૈલ દ્વીપમાં આવજો. ત્યાં અમે તમારી મનની મુરાદ પૂરી કરીશું." એટલું કહીને હાસા અને પ્રહાસા બંને આકાશમાં ઉડી ગઈ.

તે પછી કુમારનંદીની ઊંઘ હરામ થઈ ગઈ. તેની નજરમાં માત્ર એ બે દેવીઓ જ તરવરવા લાગી. તેણે કોઇપણ ભોગે અને ખર્ચે પંચશૈલ દ્વીપ પહોંચવાનો નિર્ણય કર્યો. આ માટે તેણે રાજાને રાજી કર્યા અને નગરમાં ઢંઢેરો પીટાવ્યો: "કુમારનંદી સોનીને જે પંચશૈલ દ્વીપે લઇ જશે તેને એક કોટી દ્રવ્ય આપવામાં આવશે."

એક વૃદ્ધ ખલાસીએ આ ઢંઢેરો ઝીલી લીધો. સોની પાસેથી કોટી દ્રવ્ય લીધું અને એક વહાણ તૈયાર કરાવ્યું. કુમારનંદીને એ વહાણમાં બેસાડયો અને સમુદ્રયાત્રા શરૂ કરી દીધી. ઘણે દૂર ગયા બાદ ખલાસીએ કહ્યું: "જુઓ ત્યાં એક વડ દેખાય છે. એ વડ પંચશૈલ દ્વીપમાં ઉગેલો છે. આપણું એ વહાણ એ વડ નીચેથી પસાર થાય ત્યારે તમે ઝડપથી એ વડની વડવાઇ પકડી લેજો. એ વડ ઉપર ભારંડ પક્ષીઓ આવે છે અને ત્યાં સૂઇ જાય છે. તમે એ પક્ષીના પગે બંધાઈ જજો. સવારે એ ભારંડ પક્ષી પંચશૈલ દ્વીપ તરફ જશે. એટલે તમે પણ સાથે ત્યાં પહોંચી જશો..'

કુમારનંદીએ ખલાસીની વાત ધ્યાનથી સાંભળી. તે પ્રમાણે તેનો અમલ પણ કર્યો. પંચશૈલ દ્વીપ પર પહોંચી તેણે હાસા–પ્રહાસાને શોધી. એકાદ બે દિવસ સતત શોધ બાદ એ બે દેવીઓનો ભેટો થઈ ગયો.

"રૂપાંગનાઓ! તમે કહ્યું હતું ને પંચશૈલ દ્વીપ આવજો. તો જુઓ હું અત્યારે તમારા દ્વીપમાં અને તમારી સામે જ ઉભો છું. કહો હવે તમે મારા દેહની આગ ક્યારે ઠંડી કરો છો.?"

"કુમારનંદી! તમે આવ્યાં તે સારું કર્યું. પરંતુ તમે રહ્યા મનુષ્ય અને અમે તો દેવલોકની દેવીઓ છીએ. આથી આ અંગથી કોઈ તમારો સંગ થાય નહિ. અમારી તીવ્ર લાલસા હોય તો મરીને આ દ્વીપના સ્વામી થાવ." હાસા–પ્રહાસાએ રોકડું પરખાવ્યું.

કુમારનંદી તો આ જવાબ સાંભળી ઉભો ઉભો જ થીજી ગયો. તેના પસ્તાવાનો પાર ન રહ્યો. આટલું મોટું સાહસ કરી, કોટી દ્રવ્ય ખર્ચી શું હું આ જવાબ સાંભળવા આવ્યો હતો? અરે! હું તો ન આમનો રહ્યો કે ન તેમનો રહ્યો.

ત્યાં દેવીઓએ પોતાની વિદ્યાના બળથી કુમારનંદીને તેના મહેલ ઉપર મૂકી દીધો. આ બધું પળમાં જ બની ગયું. કુમારનંદી પાછો આવી ગયો પણ તેના મનમાં હવે સતત એકજ રટણ હતું. "મરીને પંચશૈલ દ્વીપનો સ્વામી બનું અને એ રૂપાંગનાઓ સાથે યથેચ્છ ભોગવિલાસ માણું."

છેવટે તેણે અગ્નિસ્નાન કરવાનો નિર્ણય કર્યો. એ માટેની તૈયારી પણ કરી. એ જાણી નાગિલ શ્રાવકમિત્રે તેને કહ્યું: મિત્ર! આમ આત્મહત્યા કરવી તે ઠીક નથી. તેવા મરણથી જીવની દુર્ગતિ થાય છે.'

પણ વિષયાંધ કુમારનંદી માન્યો નહિ. નિયાણું બાંધીને તે આગમાં જીવતો બળી મૂઓ, મરીને તે પંચશૈલ દ્વીપનો સ્વામી થયો.

આ દુર્ઘટનાથી નાગિલનું મન સંસાર પરથી ઉઠી ગયું. તેણે દીક્ષા લઈ લીધી અને ચારિત્ર ધર્મની વિશુદ્ધ આરાધના કરી તે અચ્યુત લોકમાં દેવતા થયો.

દેવલોકમાં એક સમયે દેવતાઓ નંદીશ્વર દ્વીપની યાત્રાએ જવા નીકળ્યા. ઈન્દ્રની આજ્ઞાથી હાસા–પ્રહાસા દેવીઓએ નૃત્ય કર્યું. ગીતો ગાયા. તેમણે કુમારનંદીના જીવ દેવતા વિદ્યુન્માળીને ઢોલ વગાડવા કહ્યું. અભિમાનથી તેણે ઢોલ વગાડ્યો નહિ. આથી પૂર્વના કર્મના ઉદયથી એ ઢોલ તેના ગળામાં આવીને ભેરવાઈ ગયો. ત્યારે દેવીઓએ કહ્યું "સ્વામી! ઢોલ વગાડવામાં શરમાઓ નહિ. આપણા કુળને શોભે તેવું તે કામ છે. માટે પ્રેમથી તમે ઢોલ વગાડો."

અને વિદ્યુન્માળીએ ઢોલ વગાડ્યો. હાસા–પ્રહાસા નૃત્ય કરવા લાગી અને દેવયાત્રા આગળ ચાલી. આ યાત્રામાં નાગિલ શ્રાવક મિત્રનો જીવ અચ્યુત દેવ પણ હતો. અવધિજ્ઞાનથી તેણે પોતાના પૂર્વભવના મિત્રને જોયો. તુરત જ ત્યાં ગયો અને પૂછ્યું. "દોસ્ત! મારી ઓળખાણ કંઈ પડે છે?'

"ના, તમે કોણ છો?' વિદ્યુન્માળીએ પૂછ્યું.

નાગિલે આથી બધી હકીકત કહી સંભળાવી. એ સાંભળી વિદ્યુન્માળીએ પૂછ્યું.

"મૃત્યુલોકમાં તો મેં તારું ન માન્યું અને આજે મારે ઢોલ વગાડવો પડે છે. મને આ નથી ગમતું. તેમા મને નાનમ લાગે છે. હવે તું મારા ઉદ્ધારનો કંઈ ઉપાય બતાવ. હું તે જરૂરથી અમલમાં મૂકીશ."

અચ્યુત દેવે કરુણાથી કહ્યું. "મિત્ર! કર્મસત્તા બળવાન છે. તે દેવને પણ નથી છોડતી. અશુભ કર્મબંધને તોડવા માટે ગૃહસ્થપણે ચિત્રશાળામાં કાયોત્સર્ગ કરી રહેલા ભાવ સાધુ શ્રી વીર પરમાત્માની તું પ્રતિમા કરાવ તેનાથી તને બોધિબીજ ઉત્પન્ન થશે."

નંદીશ્વર દ્વીપની યાત્રાએથી પાછા ફર્યા બાદ વિદ્યુન્માળીએ પહેલું કામ ભાવસાધુ શ્રી વીરપરમાત્માને જોવાનું કર્યું. તેમનાં દર્શન કરી તે હિમવંત પર્વત પર ગયો. ત્યાંથી ગોશીર્ષ ચંદન લઈ આવ્યો. વીર પરમાત્માનું જેવું નિર્મળ દિવ્ય સ્વરૂપ જોયું હતું તેવી જ પ્રતિમા એ ચંદનમાંથી તૈયાર કરી. એ પ્રતિમાને દિવ્ય અલંકારોથી શણગારી અને કપિલ કેવળી પાસે એ પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી તેને ચંદનની પેટીમાં મૂકી.

તે સમયે સમુદ્રમાં એક વહાણ છેલ્લા છ મહિનાથી તોફાનમાં સપડાયેલું હતું. તેને કોઈ કિનારો લાધતો ન હતો. વિદ્યુન્માળીએ એ વહાણને તોફાનમાંથી ઉગાર્યું અને તેમાં બેઠેલા એક મુસાફરને પ્રતિમાની પેટી આપીને કહ્યું: "આ પેટી તું વીતભય પાટણ લઈ જજે. ત્યાં જઈને ઘોષણા કરાવજે કે આ પેટીમાં શ્રી વીર પરમાત્માની પ્રતિમા છે. તમે તેને ગ્રહણ કરો."

વીતભય પાટણમાં આવીને મુસાફરે દેવની સૂચના મુજબ ઘોષણા કરાવી. એ સાંભળી નગરના રાજા સહિત અનેક બ્રાહ્મણો, તાપસો આદિ ત્યાં આવ્યા. પેટી લેવા તૈયાર થયા. પેટી ઉઘાડવા માટે પ્રયત્ન કર્યો. પરંતુ ન પેટી ઉચકાય કે ન પેટી ખૂલે. એમ કરતાં બપોર થવા આવી. રાણીએ દાસીને મોકલી રાજાને ભોજન માટે બોલાવ્યા. રાજાએ કહેવડાવ્યું કે અહીં એક એવી પેટી આવી છે કે કોઇનાથી ખૂલતી નથી. તે પેટીમાં પરમાત્માની પ્રતિમા છે.

રાણી પ્રભાવતીએ વિચાર્યું કે પરમાત્મા તો વીતરાગ છે. તે કોઇ દેવતા નથી. આથી તેમની સ્તુતિ કરવામાં આવે તો જ તે પેટી ઉઘડી શકે. રાણી એમ વિચારીને પૂજાની સામગ્રી લઈ સમુદ્રકાંઠે આવી. પ્રથમ તેણે પેટીની પૂજા કરી અને પછી આ પ્રમાણે સ્તુતિ કરી.

प्रतिहार्याष्टकोपेतः प्रास्तरागादिदूषणः ।
देयान्मे दर्शनं देवाधिदेवोऽर्हन् त्रिकालवित् ॥

"આઠ પ્રતિહાર્યધારી, રાગાદિ દૂષણોને અત્યંતપણે દૂર કરનારા અને ત્રિકાલજ્ઞાની હે દેવાધિદેવ શ્રી અરિહંત પરમાત્મા મને તમારા દર્શન કરાવો."

અને પેટીનું ઢાંકણું આપોઆપ ખૂલી ગયું, પ્રતિમા પોતે જ પ્રગટ થઈ. પ્રભા-

વતીએ વાજતે ગાજતે એ પ્રતિમાને પોતાના ચૈત્યમાં પધરાવી અને રોજ તેની ત્રિકાળ પૂજા કરવા લાગી.

એક સમયની વાત છે. દ્રવ્યપૂજા કરી રાણી પ્રભાવતી ભાવવિભોર હૈયે પ્રતિમા સમક્ષ નૃત્ય કરી રહી હતી. રાજા વીણાવાદનથી રાણીને ભક્તિનૃત્યમાં સાથ આપતો હતો. રાણીનું સમગ્ર ચિત્ત જિનેન્દ્રભક્તિમાં હતું. રાજા પ્રતિમાને પણ જોતો હતો અને રાણીને પણ જોતો હતો. ત્યાં એક ક્ષણ તેણે રાણીને માથા વિના ધડથી જ નૃત્ય કરતી જોઈ.

રાજાના હૈયે ધ્રાસ્કો પડયો. રાણીનું મસ્તક કયાં? વીણાના તાર તૂટી ગયાં.

રાજાના હાથમાંથી વીણા પડી ગઈ. નૃત્યમાં એથી વિક્ષેપ પડયો. તે ગુસ્સાથી બોલી ઉઠી 'વીણા કેમ ફેંકી દીધી.' રાજાએ સત્ય વાત જણાવી. એ જાણી રાણીએ કહ્યું "આ અમંગળ એંધાણ છે. હવે મારું મૃત્યુ નજદીકમાં જ છે."

થોડા જ સમયમાં આવી બીજી ઘટના બની. રાણી પ્રભાવતીએ દેવપૂજા માટે દાસી પાસે શ્વેત વસ્ત્રો મંગાવ્યા. દાસી તે વસ્ત્રો લઈને આવી. રાણીએ તે જોઈ ગુસ્સાથી પૂછ્યું "શું આ સફેદ વસ્ત્રો છે? લાલ રંગને શું તું સફેદ રંગ કહે છે?" અને તેણે દાસી સામે દર્પણનો ઘા કર્યો. દર્પણનો ઘા જીવલેણ નીકળ્યો. દાસીનું તુરત જ મૃત્યુ થયું. ગુસ્સો ઉતરતાં પ્રભાવતીએ જોયું તો લાગ્યું કે પોતાને ભ્રમ થયો હતો. વસ્ત્રો તો સફેદ હતાં પણ પોતાને લાલ રંગના દેખાયા હતાં." પરંતુ ત્યારે તો ઘણું મોડું થઈ ગયું હતું. એ સમયમાં ગુસ્સાના આવેશમાંથી પ્રભાવતીથી જીવહિંસા થઈ ગઈ હતી. આ મહાપાપ માટે તેને પસ્તાવો થયો. એ પાપનો ક્ષય કરવા તેણે દીક્ષા લઈ લીધી.

રાજાએ રાણીને દીક્ષાની અનુમતિ આપતાં કહ્યું "દેવી! તમે ચારિત્રની આરાધનાથી દેવપણું પામો તો મને પ્રતિબોધ પમાડજો."

પ્રભાવતીએ સંયમધર્મનું ઉત્કૃષ્ટ પાલન કર્યું અને અનશન કરી તે સૌધર્મ દેવલોકમાં દેવતા થઈ.

હવે પ્રભાવતીની ગેરહાજરીમાં દેવદત્તા નામની કુબ્જાદાસી આ પ્રભાવક વીર પરમાત્માની પ્રતિમાની પૂજા કરવા લાગી.

આ સમયમાં પ્રભાવતીનો જીવ દેવ તાપસનું રૂપ લઈ રાજદરબારમાં રોજ આવવા લાગ્યો. આવીને રોજ રાજાને એક દિવ્ય અમૃતફળ ભેટ ધરતો. ફળના સ્વાદથી લલચાઈને રાજાએ તાપસને કહ્યું "હે તાપસ! આવાં સ્વાદિષ્ટ ફળ કયાં ઉગે છે.? એ સ્થાન મને બતાવો."

તાપસ રૂપધારી દેવ રાજાને પોતાના વિકુર્વેલા આશ્રમમાં લઈ ગયો. ત્યાં ઉદ્યાનમાં તેણે ઉગેલ અમૃત ફળ બતાવ્યાં. લાલચથી રાજા તે ફળ તોડવા ગયો ત્યાં તાપસોએ

દોડી આવીને તેને લાકડીથી ફટકાર્યો. આથી ભય પામી તેણે પોતાના નગર તરફ દોટ મૂકી. આગળ રાજા ને પાછળ તાપસો. રસ્તામાં નાસતાં નાસતાં તેણે સાધુઓને જોયા તેણે તુરત જ તેમનું શરણું લીધું. સાધુઓએ તેને અભયદાન અને આશ્વાસન આપ્યું. તેણે વિચાર્યું 'ખરેખર મને તાપસે છેતર્યો. મારે આમ ફળના સ્વાદમાં લલચાવું નહોતું જોઈતું."

ત્યાં જ દેવતા થયેલ પ્રભાવતીએ પ્રત્યક્ષ થઈ અને તેણે સર્જેલી માયા સંકેલી લીધી. દેવતા પ્રભાવતીએ રાજાને ઉપદેશ આપ્યો એટલે રાજા જૈનધર્મમાં શ્રદ્ધાળુ બન્યો.

હવે તે અરસામાં ગાંધાર નામના એક શ્રાવક શાશ્વત વીર પરમાત્માની પ્રતિમાને વંદના કરવાની ભાવનાથી વૈતાઢ્યગિરિના મૂળમાં તપ કરતો હતો. તેના ઉગ્ર તપથી પ્રસન્ન થઈ શાસનદેવીએ તેનું મનોવાંછિત પૂર્ણ કર્યું અને તેને મનોવાંછિતદાયક ૧૦૮ ગુટિકા આપી. ગાંધાર શ્રાવકે એક ગુટિકા મોંમાં નાખી વીતભય પાટણમાં જઈ દેવાધિદેવશ્રી વીર પરમાત્માની પૂજાભક્તિની ઈચ્છા કરી. અને ગુટિકાના પ્રભાવથી તે તુરત જ વીતભય પાટણ પહોંચી ગયો. ત્યાં તે વીર પરમાત્માની પૂજાભક્તિ કરવા લાગ્યો.

ગાંધાર શ્રાવકને પોતાની અંતિમ ઘડીનો અણસાર મળ્યો. આથી તેણે પેલી દિવ્ય ગુટિકાઓ પોતાની સાધર્મી દેવદત્તા કુબ્જા દાસીને આપી દીધી. અને પોતે દીક્ષા લીધી.

દેવદત્તા દાસી કુબ્જા હતી. ગુટિકાના પ્રભાવથી તેણે સ્વરૂપવાન સુંદરી થવાની ઈચ્છા કરી. તેની એ ઈચ્છા તુરત જ ફળી. દેવદત્તાને રૂપવતી થયેલી જોઈ તેનું નામ સુવર્ણાંગુલિ રાખ્યું.

રૂપ તો મળ્યું પણ યોગ્ય વર વિના સ્ત્રીનું રૂપ શું કામનું? સુવર્ણાંગુલિએ પોતાના રૂપને યોગ્ય એવા વરનાં નામો વિચારી જોયાં. વિચારના અંતે તેણે પોતાને યોગ્ય રાજા ચંડપ્રદ્યોત જ વર જણાયો. વરની મનથી પસંદગી કરી તેણે દિવ્ય ગુટિકા મુખમાં મૂકી અને કહ્યું "ચંડપ્રદ્યોત રાજા જ મારા ભર્તાર થાઓ."

સુવર્ણાંગુલિની આ ઈચ્છા પૂરી કરવા પેલી દેવી ચંડપ્રદ્યોત પાસે ગઈ. ત્યાં તેણે દાસીના રૂપના અને યૌવનનાં ભારે વખાણ કર્યાં. રાજાએ દૂત મોકલી તેના હાથની માંગણી કરી. દાસીએ દૂત સાથે કહેવડાવ્યું "રાજા પોતે અહિં આવી મને મળશે ત્યારે અમારા બંનેના મનોરથ પૂર્ણ થશે."

આ સંદેશો સાંભળી ચંડપ્રદ્યોત અનિલવેગ હાથી ઉપર બેસી દાસી પાસે જઈને ઊભો રહ્યો. અને કહ્યું 'પ્રાણપ્રિયે! હું તને લેવા આવ્યો છું. ચાલો, આ અનિલવેગ હાથી ઉપર બેસી જાવ."

સ્વામિન્! મારું આ જીવન હવે તમને જ સમર્પણ છે. પરંતુ આ જિનપ્રતિમા

વિના હું જીવી શકું તેમ નથી. આથી આ પ્રતિમાના જેવી જ બીજી પ્રતિમા તૈયાર કરાવીને તમે અહીં લઈ અવો. એ પ્રતિમા અહિં સ્થાપન કરી આ મૂળ પ્રતિમા લઈ આપણે બંને સાથે જ અવંતી ચાલ્યા જઈશું." દાસીએ વિનયથી કહ્યું.

અવંતીપતિ ચંડપ્રદ્યોત તુરત જ અવંતી પાછો ફર્યો. ત્યાં જઈ તેણે તાબડતોબ વીર પરમાત્માની પ્રતિમા તૈયાર કરાવી. આબેહૂબ પ્રતિમા લઈને ફરી પાછો દાસી પાસે આવ્યો. અને મૂળ પ્રતિમા લઈ બંને–સુવર્ણાંગુલિ અને રાજા ચંડપ્રદ્યોત અવંતી આવી ગયા.

બીજે દિવસે સવારે ઉદાયન રાજા દર્શન કરવા આવ્યો. પ્રતિમાના મુખારવિંદ સામું જોયું તો પ્રતિમાના ગળામાં પહેરાવેલી પુષ્પમાળા તેને મ્લાન દેખાઈ અને તેની સતત સેવા કરતી દાસી પણ જોવામાં ન આવી. ઉદયનને તુરત જ શંકા ગઈ કે જરૂર આ પ્રતિમા સાથે કંઈ ચેડાં થયા છે. તેણે ગ્રીષ્મ ઋતુમાં દુર્લભ એવો મરુ દેશના જળ જેવો હાથીનો મદ પડેલો જોયો. નક્કી રાજા ચંડપ્રદ્યોત પોતાના અનિલવેગ હાથી ઉપર અહીં આવ્યો હોવો જોઇએ અને મૂળ પ્રતિમાને તેમજ દાસીને ઉપાડી ગયો હોવો જોઇએ.

ઉદાયનરાજાને આ ઘટનાથી ખૂબજ ગુસ્સો ચડયો. તેણે તુરત જ સેનાને અવંતી ઉપર ચડાઈ લઈ જવા આજ્ઞા કરી. સેના અવંતી પહોંચી. ઉદાયન અને ચંડપ્રદ્યોત વચ્ચે તુમુલ યુદ્ધ થયું. અનિલવેગ ઉપરથી ઉદયનની સખત ઝીંક ઝીલતા રાજા ચંડ-પ્રદ્યોત પર ઉદાયને બાણનો વરસાદ વરસાવી ભોંય પર પાડી દીધો અને જીવતો જ બાંધી લીધો.

ચંડપ્રદ્યોતને કેદ કરી તેના કપાળ ઉપર તપાવેલા સળિયાથી લખાવ્યું કે "આ મારી દાસીનો પતિ છે."

એ પછી ઉદાયન પ્રદ્યોતના દરબારમાં જ્યાં જિનાલય હતું ત્યાં ગયો. જઈને શ્રી વીર પરમત્માની મૂળ પ્રતિમાની ભાવપૂર્વક સ્તુતિ કરી. અને એ પ્રતિમાને પોતાને ત્યાં લઈ જવા માટે ઉઠાવવા ગયો પણ પ્રતિમા સહેજે પણ હલી નહિ. એથી આંસુ-ભીની આંખે ઉદાયને પૂછયું.

"હે નાથ! મેં આપનો તો એવો શો અપરાધ કર્યો છે કે મારી સાથે આવવા આપ તૈયાર નથી થતા?"

ઉદાયનની આ ફરીયાદ સાંભળી એ જિનાલયના અધિષ્ઠાયક દેવે કહ્યું. "રાજન્! ધૂળના તોફાનથી તારું નગર ઉજડી જવાનું છે. આથી હું ત્યાં આવીશ નહિ માટે તું વૃથા શોક ન કરીશ."

દેવવાણી સાંભળી ઉદાયને પોતાની સેના અને બંદીવાન ચંડપ્રદ્યોત સાથે પોતાના નગરે પહોંચવા પ્રયાણ આરંભ્યું. રસ્તામાં જ ચાતુર્માસનો પ્રારંભ થયો. આથી નિયમ-

ધારી ઉદાયને ત્યાં રસ્તામાં જ પડાવ નાંખ્યો. ત્યાં દશ રાજાઓના એકી સાથે પડાવ નંખાતા તે સ્થાન દશપુર નામે ઓળખાયું.

ચાતુર્માસનો સમય વીતતાં પર્યુષણ પર્વ આવ્યા. રાજા ઉદાયને પ્રથમ દિવસે પોષહ લીધો હતો. આથી રસોયાએ બંદીવાન ચંડપ્રદ્યોતને પૂછ્યું "આપ આજે શું જમશો?'

રસોયાના આ પ્રશ્નથી ચંડપ્રદ્યોત ઘડીક ક્ષોભ પામ્યો. તેને પ્રશ્ન થયો કે રસોયો આજે જ કેમ આવો પ્રશ્ન પૂછે છે? જરૂર તેની પાછળ કોઈ હેતુ હોવો જોઇએ. એટલે તેણે રસોયાને પૂછ્યું. "ભાઈ! તું આજે મને રસોઈ માટે શું કરવા પૂછે છે?"

રસોયાએ જવાબમાં કહ્યું, "રાજન્! આજે પર્યુષણ પર્વનો પ્રથમ દિવસ છે. મારા સ્વામી ઉદાયન રાજાએ આજે ઉપવાસ કર્યો છે અને પોષહ લીધો છે. આથી રસોઈ આજે મારે માત્ર તમારા માટે જ બનાવવાની છે. માટે તમને પૂછુ છું કે તમારા માટે શું રસોઈ બનાવું?"

"પાચક! તેં આજે ઉત્તમ કાર્ય કર્યું. પર્વની તેં મને યાદ આપી મારા પર ઉપકાર કર્યો છે. આજે મારે પણ ઉપવાસ છે, માટે હવે તારે રસોઈ બનાવવાની જરૂર નથી."

રસોયાએ આ વાત રાજા ઉદાયનને કરી. એ જાણી તેણે વિચાર્યું કે ચંડપ્રદ્યોતે પર્યુષણ પર્વની આરાધના ઉપવાસના તપથી કરી છે, આથી એ મારો સાધર્મી ભાઈ ગણાય. આવા સાધર્મીને બંદીખાનામાં પૂરી રાખીને મારાથી પર્યુષણ પર્વની આરાધના કેવી રીતે થઈ શકે?

ઉદાયને સાચી રીતે વિચારીને રાજા ચંડપ્રદ્યોતને બંદીખાનામાંથી મુક્ત કર્યો. તેના કપાળમાં ડામ દીધેલ અક્ષરો ઢાંકવા માટે સુવર્ણરત્નમય પટ્ટ બંધાવી આપ્યા અને અવંતી દેશ પાછો આપી દીધો.

ચાતુર્માસ પૂરું થયાં બાદ ઉદાયન રાજા પોતાની નગરીમાં પાછો ફર્યો અને શ્રી વીર પરમાત્માની મૂળ પ્રતિમાની પૂજાના નિર્વાહ માટે તેણે અવંતીપતિને બાર ગામ ભેટ આપ્યાં અને પ્રભાવતી દેવીની આજ્ઞાથી નવી પ્રતિમાની ભાવથી પૂજા કરવા લાગ્યો.

એક સમયે પર્વના દિવસે ઉદાયન પોષહ લઈને ધર્મધ્યાન કરી રહ્યો હતો. મધ-રાતે શુભ ધ્યાન ધરતાં તેને એવો શુભ ભાવ થયો કે "જે રાજાઓ અને બીજાઓએ શ્રી વીર પ્રભુ પાસે દીક્ષા લીધી છે, તેમજ સમ્યક્ત્વાદિ બીજા વ્રત લીધાં છે તેમને ધન્ય છે! તેઓ વંદનને યોગ્ય છે. જો પ્રભુ મારા નગરમાં પધારી મારી ધરતીને પાવન કરે તો હું પણ તેમના પવિત્ર હસ્તે દીક્ષા લઉં અને મારું બાકીનું આયુષ્ય સફળ કરું."

ઉદાયનના આ ભાવ પ્રભુ પારખી ગયા. એક સમયે તેની નગરીમાં પધાર્યા. ઉદા-

યને શ્રી વીરપ્રભુનું ખૂબજ ઠાઠમાઠથી ભવ્ય સ્વાગત કર્યું. વિધિપૂર્વક પ્રભુને વંદના કરી અને તેમની ભવતારક દેશના સાંભળી મહેલમાં પાછો ફર્યો. મહેલની સુવર્ણ પથારીમાં સૂતાં સૂતાં તે વિચારવા લાગ્યો. "સાચે જ આ રાજ્ય અંતે નરકગતિ આપનાર છે. આથી મારા પુત્ર અભિચિને આપવું યોગ્ય નથી." અને તેણે પોતાનું રાજ્ય ભાણેજ કેશીને આપ્યું અને પોતે શ્રી વીર પ્રભુ પાસે દીક્ષા લીધી. સંયમ લેવાના દિવસથી જ તેણે ઉગ્ર તપસ્યા આરંભી દીધી. અને પોતાના દેહને ખૂબજ શોષવી નાંખ્યો.

પારણામાં નિરંતર નિરસ આહાર લેવાથી ઉદાયન રાજર્ષિને કંઈક રોગ થયો. કોઈ વૈદના ધ્યાનમાં આવતાં તેણે કહ્યું: "આપ દહીંનું સેવન કરી તમારું આરોગ્ય જાળવી રાખો."

રાજર્ષિ સ્વદેહમાં નિઃસ્પૃહ હતા. દેહ પ્રત્યે તેમને જરાય મમત્વ ન હતું. છતાંય તે દહીંની ગવેષણા કરવા લાગ્યા. વિહાર કરતાં કરતાં એક દિવસ તે વીતભય પધાર્યા. તેમને જોઇ પૂર્વ દ્વેષથી મંત્રીએ કેશી રાજાને ભંભેર્યો કે "હે રાજન્! તમારા મામા સાધુજીવનથી કંટાળી ગયા છે આથી તે તમારું રાજ્ય લેવા માટે અહીં પાછા ફર્યા છે માટે તમે તેમનો જરાપણ વિશ્વાસ કરશો નહિ."

કેશીએ કહ્યું. "મંત્રીજી! આ રાજ્ય તેમનું જ આપેલું છે. ભલે તે પાછું લઇ લે."

મંત્રીએ કહ્યું: "રાજન્! કોઈ રાજ્ય આપતું નથી. રાજ્ય પુણ્યથી મળે છે. પુણ્યથી મળેલું રાજ્ય શા માટે પાછું આપી દેવું? અને તમારા આ મુનિ મામા રાજ્ય પાછું લેવા આવ્યા છે, તો એ રાજ્ય પાછું ન લઈ જાય તે માટે તમે તેની હત્યા કરાવી નાંખો."

કાચા કાનના કેશીને મંત્રીની વાત ગળે ઉતરી ગઇ. તેણે પશુપાલિકા મારફત ઉદાયન રાજર્ષિને ઝેર ભેળવેલું દહીં અપાવ્યું.

કોઈ દેવતાએ એ ઝેર હરી લીધું અને મુનિ ઉદાયનને ચેતવ્યા: "તમને ઝેર ભેળવેલું દહીં ગોચરીમાં મળશે માટે તમે દહીં ખાશો નહિ અને તેની ઇચ્છા રાખશો નહિ."

મુનિએ તે દિવસથી દહીં ખાવાનું છોડી દીધું. આ બાજુ દહીંના અભાવે રોગ ભીષણ બનતો ગયો. મુનિએ પુનઃ દહીં લેવાનો પ્રયત્ન કર્યો તેમાં ઝેર ભેળવ્યું હતું તે પેલા દેવતાએ હરી લીધું. આમ ઝેર હરવાની બે ત્રણ વાર ઘટના બની. એક સમયે દેવતા તેમ કરવાનું ચૂકી ગયો. રાજર્ષિ ઝેરી દહીં વાપરી ગયા. અને ઝેરે શરીરમાં તીવ્ર અસર કરી. એ જોઈ રાજર્ષિએ અનશન કર્યું. ત્રીસ દિવસ સુધી અનશન પાળ્યું અને કેવળજ્ઞાન પામી કાળક્રમે નિર્વાણ પામ્યા. આથી પેલા દેવતાએ કોપાયમાન થઇ કેશી રાજાના વીતભય નગરને ધૂળથી પૂરી દીધું.

આ બાજુ પુત્ર અભિચિએ વિચાર્યું કે "રાજગાદીનો હું હકદાર હોવા છતાં

મારા પિતાએ તે રાજ પોતાના ભાણેજને આપ્યું. ધિક્કાર છે મારા પિતાને.” અને કેશી રાજાની સેવા છોડી તે કોણિક રાજા પાસે આવ્યો. ત્યાં શ્રી વીરપ્રભુની વાણીથી પ્રતિબોધિત થઈ શ્રાવકધર્મ પાળવા લાગ્યો. પરંતુ અંતરથી તે પિતા પરની વૈરવૃત્તિને છોડી શક્યો નહિ. અંતસમયે પાક્ષિક અનશન કરી મૃત્યુ પામ્યો. પૂર્વોક્ત પાપને આલોચ્યું નહિ. મૃત્યુ પામીને તે ભવનપતિમાં દેવતા થયો. ત્યાંથી એક પલ્યોપમનું આયુષ્ય ભોગવીને મહાવિદેહક્ષેત્રમાં મનુષ્યભવ પામીને અંતે મોક્ષે જશે.

આમ રાજર્ષિ ઉદાયને પર્વના દિવસોએ તમામ આરંભ–સમારંભ છોડી નિષ્કામ ભાવનાથી ધર્મારાધન કર્યું, તેમ શ્રાવકોએ પણ નિઃસ્પૃહભાવે વિવિધ વ્રતોનું પાલન કરવું જોઇએ.



## ૧૫૦

## પૌષધવ્રતના ભેદો

ત્રીજા શિક્ષાવ્રત–પૌષધવ્રતનું આ વ્યાખ્યાનમાં વિસ્તારથી સ્વરૂપ કહેવામાં આવે છે.

पोषं धर्मस्य धत्ते यत्तद्भवेत्पौषधव्रतम्।
तच्चतुर्धा समाख्यातं आहारपौषधादिकम्॥

**ભાવાર્થ :** જેનાથી ધર્મની પુષ્ટિ થાય તે પૌષધવ્રત કહેવાય છે. આહારપૌષધ આદિ તેના ચાર ભેદ છે.

**વિસ્તરાર્થ :** पुष् पुष्टौ પુષ્ ધાતુનો અર્થ પુષ્ટિ થાય છે. **धर्मस्य पोषं पुष्टिं धारयतीति पोषधम्।** ધર્મની પુષ્ટિને ધારણ કરે તે પૌષધ કહેવાય છે. આઠમ, ચૌદશ વગેરે પર્વ દિવસોએ આ અનુષ્ઠાન કરવાનું હોય છે. આ અનુષ્ઠાનના ચાર પ્રકાર છે અને તે દરેકના બબ્બે ભેદ છે. શ્રી આવશ્યક નિર્યુક્તિની વૃત્તિમાં તથા તેની ચૂર્ણિમાં પણ આ પ્રમાણે પાઠ છે.

**આહારપૌષધના** દેશથી અને સર્વથી એમ બે પ્રકાર છે. અમુક વિગઇનો ત્યાગ કરવો અથવા આંબેલ કે એકાસણું કરવું તે દેશથી આહાર પૌષધ કહેવાય છે. અને રાત દિવસ બેયના મળીને આઠે પહોર ચારેય પ્રકારના આહારનો ત્યાગ કરવો તે સર્વથી આહારપૌષધ કહેવાય છે.

**શરીરસત્કાર પૌષધ** પણ દેશથી અને સર્વથી એમ બે પ્રકારના. અમુક પ્રકારના દેહપ્રસાધનના સાધનોનો ઉપયોગ ન કરવો, તે દેશથી. સ્નાન, માલિશ, પ્રસાધન તથા શણગાર વગેરેનો તદ્દન ત્યાગ કરવો તે સર્વથી શરીરસત્કાર પૌષધ છે.

**બ્રહ્મચર્ય પૌષધ** પણ દેશથી અને સર્વથી એમ બે પ્રકારે છે. દિવસે કે રાતે વિષયસેવન ન કરવું, તેની મર્યાદા બાંધવી તે દેશથી બ્રહ્મચર્ય પૌષધ છે. અને દિવસ–રાતના આઠેય પહોરનું બ્રહ્મચર્ય પાળવું તે સર્વથી બ્રહ્મચર્ય પૌષધ છે.

**અવ્યાપાર પૌષધ** પણ દેશથી અને સર્વથી એમ બે પ્રકારે છે. "અમુક વ્યાપાર હું નહિ કરું" એમ ધારવું તે દેશથી અને દિવસ–રાતનાં આઠેય પહોર માટે સર્વ પ્રકારનો વ્યવસાય કે વ્યાપારનો ત્યાગ કરવો તે સર્વથી અવ્યાપારનો પૌષધ કહેવાય છે.

દેશથી પૌષધ કરનાર સામાયિક કરે પણ ખરો અને ન પણ કરે. પરંતુ જો સર્વથી પૌષધ કરવાનો હોય તો સામાયિક અવશ્ય કરવું જોઇએ. સામાયિક લીધેલો પૌષધ જ ફળ આપે છે. આ ચારેય પ્રકારનો સર્વથી પૌષધ ઉપાશ્રય, ચૈત્યગૃહ કે પૌષધશાળામાં કે ઘરમાં કરવો. આ પૌષધ ગુરુની સમક્ષ કરવો જોઇએ. પૌષધ લેતી વખતે સર્વ પ્રકારનાં આભૂષણો ઉતારી નાંખવા જોઇએ. પૌષધના સમય દરમિયાન જ્ઞાનાભ્યાસ કરવો, સ્વાધ્યાય કરવો, ધર્મગ્રંથનું વાંચન કરવું, જાપ જપવો અથવા શુભ ધ્યાન ધરવું.

**શ્રાવક પ્રજ્ઞપ્તિની** વૃત્તિમાં અને **પૌષધસૂત્રમાં** પણ કહ્યું છે.

**करेमि भंते पोसहं आहारपोसहं देसओ सव्वओ।** વગેરે ચાર ભેદથી પોસહ કહ્યો છે. અને પોષધ શબ્દનો અર્થ **નિયમ** કરીએ તો જ તેનો અર્થ બરાબર બંધબેસતો થાય છે. આહારપોસહ વગેરે ચાર પ્રકારના દેશથી અને સર્વથી મળી આઠ ભાંગાના એક બે વગેરે સંયોગી ભાંગા ગણતા એંશી ભાંગા થાય છે. તેમાં અત્યારે આહારપૌષધ બે પ્રકારે કરવામાં આવે છે, કારણ કે નિર્દોષ આહાર લેવામાં સામાયિકની સાથે વિરોધ જોવામાં નથી આવતો. બીજું સાધુ અને ઉપધાન કરનાર શ્રાવકો પણ આહાર લે છે. બાકીના ત્રણ પૌષધ તો સર્વથી જ કરવા.

અહીં કોઈ શંકા કરે કે નિર્દોષ શરીર સત્કાર અને વ્યાપાર કરવામાં શો દોષ છે? આનું સમાધાન આ પ્રમાણે છે. આ બન્ને ક્રિયા શરીરશોભા અને લોભના હેતુભૂત છે. અને સામાયિકમાં આવી પ્રવૃત્તિઓના નિષેધ ફરમાવ્યા છે. શક્તિના અભાવે ધર્મક્રિયાનો ઉત્સાહ અને શક્તિ ટકાવી રાખવા માટે સાધુની જેમ પૌષધમાં આહાર સ્વીકારવા યોગ્ય છે. આ સંબંધમાં શ્રી **મહાનિશીથ સૂત્રમાં** કહ્યું છે કે "દેશથી આહાર પૌષધ કર્યો હોય તો ગુરુની સમક્ષ પચ્ચક્ખાણ પારીને 'આવસ્સહી' કહીને ઉપાશ્રયની બહાર નીકળવું. ઈર્યાસમિતિ વડે ઘરે જઇ ઇરિયાવહી પડિક્કમી, ગમણા-

ગમણે આલોવી ચૈત્યવંદન કરવું. પછી સંડાસા પ્રમાર્જી કટાસણા ઉપર બેસવું. પાત્રને પ્રમાર્જવા અને પછી ઉચિત ભોજન પીરસાવવું. ભોજન પીરસાઈ ગયા બાદ પચ્ચક્ખાણ સંભારી વદન પ્રમાર્જી ભોજન લેવું. ભોજન સમયે સબડકા કે બચકારા કરવા નહિ. આરામથી રસપૂર્વક જમવું નહિ. છાંડવું નહિ. મન-વચન અને કાયાની ગુપ્તિથી સાધુની જેમ ભોજન લેવું. ભોજન બાદ પ્રાસુક જળથી મુખશુદ્ધિ કરવી અને નવકાર ગણીને ઊઠવું. પછી ચૈત્યવંદન કરી પચ્ચક્ખાણ ધારી અને ફરી પૌષધશાળામાં આવવું અને સ્વાધ્યાય-ધ્યાન વગેરે કરવું."

શ્રાદ્ધપ્રતિક્રમણની ચૂર્ણિમાં પણ આ પ્રમાણે કહ્યું છે. પણ આ સામાયિક અને પૌષધની એકતાની અપેક્ષાએ છે. કારણ કે મુહૂર્ત માત્રના સામાયિકમાં તો અશન કરવું સર્વથા નિષિદ્ધ છે. પૌષધને આશ્રીને શ્રી નિશીથભાષ્યમાં એમ પણ કહેલું છે કે "उद्दिट्ठकडंपि सो भुंजे" તેને ઉદ્દેશીને કર્યું હોય તો પણ પૌષધવાળો શ્રાવક ખાય. નિશીથ ચૂર્ણીમાં પણ કહ્યું છે કે "જેને ઉદ્દેશીને કરેલું હોય તે સામાયિક કર્યું હોય "છતાં પણ ખાય." નિર્વિવાદ વૃત્તિએ તો સર્વ આહાર વગેરેનો ત્યાગ કરવો એ જ સર્વોત્તમ પૌષધ છે. શંખ નામના શ્રાવકે આવો સર્વોત્તમ પૌષધ કર્યો હતો.

## શંખ શ્રાવકની કથા.

શ્રાવસ્તી નગરી. તેમાં શંખ અને પુખલિ નામના બે શ્રાવકો રહેતા હતા. એક દિવસ તેઓ બંને શ્રી વીર ભગવંતને વંદના કરી પોતાના ઘરે પાછા ફરી રહ્યા હતા ત્યારે શંખે પુખલિને કહ્યું. "તમે સારું ભોજન તૈયાર કરાવો. જમ્યા બાદ આપણે પાક્ષિક પૌષધ લઈશું"

શંખ ઘરે આવ્યો. પુખલિને તેણે ભોજન કરવા માટે કહ્યું તો ખરું પણ ઘેર પહોંચતાં તેને બીજો શુભ વિચાર આવ્યો. જમ્યા બાદ પૌષધ શા માટે લેવો. ભોજન વિના જ પૌષધ કરવો ઉત્તમ છે. કારણ એવા પૌષધનું ફળ મોટું બતાવાયું છે."

અને શંખે પોતાની પત્નીને પોતે ભોજન નહિ લે તેમ જણાવી દીધું. પછી તે પૌષધશાળામાં ગયો. શરીર ઉપરના આભૂષણો ઉતારી નાંખ્યાં. શરીરસત્કારનો ત્યાગ કર્યો અને પૌષધ લઈ દર્ભના સંથારા ઉપર શુભધ્યાન ધરવા લાગ્યો.

આ બાજું પુખલિએ ભોજન તૈયાર કરાવ્યું. ભોજન તૈયાર થઈ ગયા બાદ તે શંખને જમવા તેડવા તેના ઘરે આવ્યો. પુખલિને આવતો જોઈ શંખની પત્ની ઉત્પલા તેનું સ્વાગત કરવા ઉભી થઈ અને સત્કારથી તેને ઘરમાં લઈ આવી. શંખ પૌષધશાળામાં છે એમ જાણી પુખલિ ત્યાં ગયો. અને ઇર્યાપથિકી પડિક્કમીને ભોજન માટે પધારવા નિમંત્રણ આપ્યું.

શંખે કહ્યું "મારે એ ભોજનમાંથી કંઈ પણ કલ્પે નહિ. તમારી ઈચ્છાથી તમને ઠીક લાગે તેમ તમે કરો. મારી સૂચનાથી તમારે કંઈ પણ વાનગી બનાવવાની નથી."

શંખનો જવાબ સાંભળી પુખલિ પોતાના ઘરે પાછો ફરી ગયો શંખે ધ્યાન ધરતાં વિચાર્યું કે "સવારમાં શ્રી પ્રભુને વંદના કરીને હું પૌષધ પારીશ." સવાર પડતાં શંખ શ્રી વીરપ્રભુ પાસે ગયો. પુખલિ પણ તે સમયે આવી પહોંચ્યો હતો. શંખને જોઈ તેણે ઠપકો આપ્યો કે "ગઈકાલે તમે જે કર્યું તે ઠીક નથી કર્યું."

ભગવને એ સાંભળી કહ્યું પુખિલ! "તમે શંખની નિંદા ન કરો. ગઈકાલે રાતે તે **સુદક્ષ જાગરિકાથી** જાગેલો છે."

ત્યાં શ્રી ગૌતમસ્વામીએ પ્રશ્ન કર્યો "ભગવંત! જાગરિકા કેટલા પ્રકારની છે?" ભગવંતે કહ્યું "હે ગૌતમ! જાગરિકા ત્રણ પ્રકારની છે. પહેલી બુદ્ધ જાગરિકા, તે કેવળી ભગવંતને હોય છે. બીજી અબુદ્ધ જાગરિકા, તે છદ્મસ્થ અનગારી (મુનિ)ને હોય છે અને ત્રીજી સુદક્ષ જાગરિકા, તે શ્રમણોપાસક (શ્રાવક)ને હોય છે.

આ ધર્મસંવાદ સાંભળી શંખે ભગવંતને ક્રોધાદિકનું ફળ પૂછ્યું. ભગવંતે કહ્યું–

"હે શંખ! ક્રોધ, માન વગેરે કષાયો આયુષ્ય કર્મ સિવાયના સાત કર્મની શિથિલ બંધનવાળી પ્રકૃતિઓને દૃઢ બંધનવાળી કરે છે."

આ સાંભળી પુખિલ આદિ શ્રાવકોએ શંખને વારંવાર ખમાવ્યો. શંખ પૌષધ વગેરે વ્રતો પાળી સૌધર્મ દેવલોકના અરૂણાભ વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયો. ત્યાં ચાર પલ્યોપમનું આયુષ્ય ભોગવી મહાવિદેહ ક્ષેત્રમાંથી મોક્ષે જશે.

પાંચમા અંગમાં શ્રી જિનેશ્વર ભગવંતે પણ શંખ શ્રાવકનું ચાર પ્રકારવાળું ઉત્કૃષ્ટ પૌષધવ્રત વખાણેલું છે. આથી પર્વના દિવસોએ આત્માના ઉલ્લાસથી આ વ્રતનું અવશ્ય પાલન કરવું.



## ૧૫૧

## પર્વની આરાધનાનો વિધિ

**चतुर्दश्यष्टमी राकोदिष्टा पर्वसु पौषधः ।**
**विधेयः सौधस्थेनेत्थं पर्वाण्याराधयेद् गृही ॥**

**ભાવાર્થ :** ચૌદશ, આઠમ, પૂર્ણિમા અને અમાવાસ્યાદિ પર્વમાં ગૃહસ્થે પૌષધ-વ્રત કરવું અને તેમ કરીને પર્વની આરાધના કરવી.

**વિસ્તરાર્થ :** ચૌદશ, આઠમ પૂર્ણિમા અને અમાવાસ્યા એ પર્વ કહેવાય છે. આ પર્વના દિવસોએ ગૃહસ્થે પૌષધ કરવો જોઈએ. રોજ ધર્મક્રિયા થઈ શકે તો તે

ઘણું ઉત્તમ છે. પરંતુ દરરોજ તેમ કરવું શક્ય ન હોય તો પર્વના દિવસે તો અવશ્યપણે ધર્મની આરાધના ને સાધના કરવી જોઇએ. વાદીવેતાળ શ્રી શાંતિસૂરિજીએ રચેલી શ્રી ઉત્તરાધ્યયન સૂત્રની વૃત્તિમાં કહ્યું છે કે—

सर्वेष्वपि तपोयोगः प्रशस्तः कालपर्वसु ।
अष्टम्यां पंचदश्यां च, नियतः पौषधं वसेत् ।।

"સર્વ કાળ પર્વમાં તપનો યોગ શ્રેષ્ઠ છે પરંતુ આઠમ અને પુનમે તો અવશ્ય પૌષધ ગ્રહણ કરવો."

દશેરા, દિવાળી વગેરે લૌકિક પર્વમાં માણસો વિશેષ પ્રકરે પરિધાન અને ભોજન વગેરે કરે છે તે રીતે શ્રાવકોએ પર્વના દિવસોએ પણ વિશેષપણે ધર્મક્રિયા વગેરે કરવી જોઇએ. પર્વણીના સંબંધમાં કહ્યું છે કે "બીજ પાળવાથી અણુવ્રત અને મહાવ્રત રૂપ બે પ્રકારનો ધર્મ આરાધાય છે, પાંચમ પાળવાથી પાંચ જ્ઞાન પમાય છે આઠમની આરાધનાથી આઠ કર્મ ખપે છે. એકાદશીની આરાધનાથી અગિયાર અંગ પ્રાપ્ત થાય છે અને ચૌદશ આરાધવાથી ચૌદ પૂર્વનો લાભ થાય છે." આ પાંચ પર્વ છે તેમાં પૂર્ણિમા તથા અમાવાસ્યા ઉમેરવાથી સાત પર્વ થાય છે.

શ્રી ગૌતમસ્વામીએ શ્રી વીર પ્રભુને પૂછયું "ભગવંત! બીજ વગેરે પાંચ પર્વણીએ કરેલ ધર્માનુષ્ઠાનથી શું ફળ પ્રાપ્ત થાય?"

ભગવંતે કહ્યું "હે ગૌતમ! પ્રાયઃ આ જીવ પર્વણીઓને દિવસે પરભવનું આયુષ્યકર્મ ઉપાર્જે છે. એક ભવમાં આયુષ્ય બાંધવાનો કાળ એકજ હોય છે. દરેક જીવ પોતપોતાના આયુષ્યના ત્રીજા ભાગે આગામી ભવનું આયુષ્ય બાંધે છે. અને તે કદી પણ ચલાયમાન થતું નથી. જેમ શ્રેણિક રાજાએ પૂર્વે ગર્ભિણી મૃગલીને મારતા ગર્ભ જુદો પડયો તેથી પોતાના બળનું વર્ણન કરતાં નારકીનું આયુષ્ય બાંધ્યું હતું, તે કોઈપણ રીતે છૂટી શકયું નહિ, તે પ્રમાણે સમજવું."

જૈનેતર શાસ્ત્રોમાં પણ પર્વના દિવસોમાં સ્નાન–મૈથુનાદિનો નિષેધ કરેલો છે. વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે–

चतुर्दश्यष्टमी चैव, अमावास्या च पूर्णिमा ।
पर्वाण्येतानि राजेन्द्र ! रवि–संक्रांतिपर्व च ।।१।।

तैलस्त्रीमांससंभोगी, पर्वस्वेतेषु वै पुमान् ।
विण्मूत्रभोजनं नाम, प्रयाति नरकं मृतः ।।२।।

"હે રાજેન્દ્ર! ચૌદશ, આઠમ અમાવાસ્યા, પૂર્ણિમા અને સૂર્યની સંક્રાતિના દિવસો એ પર્વણીઓ છે. તે દિવસે તેલ ચોળીને સ્નાન કરનાર, સ્ત્રી સંભોગ કરનાર,

માંસ ખાનાર મૃત્યુ પામ્યા પછી વિણ્મૂત્ર ભોજન નામની નરકમાં (આ નરકમાં વિષ્ટા અને મૂત્રનું ભોજન કરવું પડે છે.) જાય છે.

અવસરે કરેલું ધર્મકાર્ય મહાન લાભ આપે છે. આથી ખાસ કરીને પર્વના દિવસે અહોરાત્ર પૌષધ કરવો. તેમ ન બની શકે તેમ હોય તો રાત્રિપૌષધ કરવો આ પૌષધ-વ્રતની અરાધના અંગે **પૃથ્વીપાળ રાજાની કથા** કહેવામાં આવે છે.

## પૃથ્વીપાળ રાજાની કથા

ક્ષિતિપ્રતિષ્ઠ નગરના રાજા પૃથ્વીપાળે મોરનો શિકાર કરવા બાણ છોડયું. બાણ વાગતાં જ ઝાડ પર બેઠેલો મોર એક ચીસ સાથે ભોંય ગબડી પડયો. તીર શરીરમાં ખૂંપેલું હતું પરંતુ પ્રાણ હજી બહાર નહોતો નીકળ્યો. તીરના ઘાથી મોર જીવન અને મૃત્યુ વચ્ચે તરફડિયા ખાતો હતો. તેના ગળામાંથી દર્દ ટપકતું હતું.

મોરની મૃત્યુની કારમી વેદના જોઈ પૃથ્વીપાળના હૈયે કરૂણા ફુટી "અરેરે! મેં આ કેવું દુષ્કૃત્ય કર્યું? આ નિર્દોષ જીવને મેં નાહક તીરથી વીંધી નાંખ્યો. આવી જ રીતે મારાથી કોઈ વધુ બળવાન માણસ કે પશુ મને વીંધી નાંખે કે ફાડી નાંખે તો મારી હાલત આ મોર જેવી થાયને? ખરેખર! મને ધિક્કાર છે. મને આ રીતે કોઈનો જીવ લેવાનો કોઇ જ અધિકાર નથી."

અને મોર પાસે જઈ તેણે ખૂંપેલું તીર હળવેથી કાઢી નાંખ્યું. લોહી બંધ કરવાનો પ્રયત્ન કર્યો અને મોરને પ્રેમથી પંપાળી તેની ક્ષમા માગવા લાગ્યો. રાજાની સારવાર અને પ્રેમથી મોરને કંઈક શાતા વળી. તે શુભ ધ્યાન કરવા લાગ્યો. તેનું આયુષ્ય હવે પૂરું થયું હતું. થોડી જ ક્ષણોમાં તેનો આત્મા દેહ છોડી ગયો. અને ત્યાંથી તે વિશાલપુર નગરમાં મનુષ્યભવને પામ્યો.

મોરના મડદાને ત્યાં જ રહેવા દઈ રાજા પૃથ્વીપાળ પાછો નગર તરફ આવવા નીકળ્યો. રસ્તામાં તેણે એક મુનિરાજને શિલાપટ્ટ ઉપર બેઠેલા જોયા. રાજા તેમની પાસે ગયો. પ્રણામ કર્યાં અને તેમની સામે બેઠો. મુનિએ તેને કહ્યું.

"જીવદયા એ ધર્મજનેતા છે. આ જનેતા દેવતાઓને પણ માનવા યોગ્ય છે. આથી બુદ્ધિમાન–ડાહ્યા જનો જીવદયાની વૈરિણી હિંસાનો આદર કરતા નથી."

મુનિના મુખેથી આ શ્લોક સાંભળી રાજા વિચારમાં પડી ગયો. શું આ મુનિએ મેં મોરનો શિકાર કર્યો તે જોયું હશે? ન જોયું હોય તો પણ તેમણે આડકતરો નિર્દેશ તો કરી જ દીધો છે. અને તેઓ કહે છે તે પણ બરાબર છે. જીવદયા ધર્મની માતા જ છે. રાજાના અંતરનાં ભાવ જાણીને મુનિએ તેને વધુ ધર્મપ્રેરણા આપી. રાજાએ તુરત જ તેમની પાસે શ્રાવકધર્મ અંગીકાર કર્યો.

શ્રાવક બની મહેલમાં પાછા ફરેલા રાજા પૃથ્વીપાળે જાળ ધનુષ્યબાણ જેવા જીવ-હિંસાના તમામ સાધનો બાળી નંખાવ્યા. આ ઉપરાંત પર્વ દિવસોએ દળવું, ખાંડવું,

ધોવું, પીસવું વગેરે બંધ કરાવ્યું. આમ અનેક રીતે શ્રાવકધર્મનું પાલન કરતાં રાજા મૃત્યુ પામીને વિશાળપુર નગરમાં સુનંદ નામે ખૂબ જ શ્રીમંત અને ધનાઢય વેપારી થયો.

મોરનો જીવ વિશાલપુર નગરમાં જ મનુષ્યભવ પામ્યો હતો. તે રાજાનો સેવક હતો. આ સેવકે સુનંદ વેપારીને એક દિવસ જોયો. પૂર્વભવના સંસ્કારથી સુનંદને જોતા જ સેવકના મનમાં તેની હત્યા કરવાના વિચાર આવ્યા. અને તે દિવસથી સેવક સુનંદની હત્યાની તક જોવા લાગ્યો.

થોડા દિવસ બાદ રાજાના સેવકે રાણીનો રત્નહાર ચોરી લીધો આ ચોરેલો હાર લઈ તે સુનંદ પાસે ગયો. અગાઉથી તેણે બધી પાકી માહિતી ભેગી કરી લીધી હતી અને તેજ પ્રમાણે તે બધાં પગલા ભરતો હતો, જેથી સુનંદની હત્યાનો આરોપ પોતાના માથે ન આવે અને તેની હત્યા થઈ જાય.

સેવકની માહિતી સાચી પડી. સુનંદે તે દિવસે પૌષધ લીધો હતો. પૌષધશાળામાં સુનંદ એકલોજ હતો અને આંખ બંધ કરી સ્થિર ચિત્તે અને શરીરે પંચપરમેષ્ઠીનું ધ્યાન ધરતો હતો. સેવકે રાણીનો ચોરેલો રત્નહાર કાળજીપૂર્વક સુનંદના ગળે પહેરાવી દીધો.

આ બાજુ રાણીને પોતાનો રત્નહાર ગૂમ થયાની ખબર પડી. તેણે હાર માટે કાગારોળ કરી મૂકી. સેવકોએ મહેલનો ખૂણે ખૂણો શોધી જોયો. કયાંય રત્નહાર ન મળ્યો. રાજાએ તુરત જ સેવકોને ઘરે ઘરમાં જડતી લેવા મોકલી દીધા. મયૂરના જીવ-વાળો સેવક અને બીજા સેવકો પણ રત્નહારની શોધમાં નીકળ્યા. આ સેવક બીજા સેવકોની સાથે પૌષધશાળામાં આવ્યો. ત્યાં સૌએ સુનંદ શ્રાવકને ધ્યાનમાં ઉભેલો જોયો અને સાથોસાથ તેના ગળામાં પહેરેલો રાણીનો રત્નહાર પણ જોયો. રાજસેવકો તેને બાંધીને રાજા પાસે લઈ આવ્યા.

રાજાએ પૂછયું: 'સુનંદ! રાણીનો આ રત્નહાર તારી પાસે કેવી રીતે આવ્યો ?'

સુનંદે આ કે બીજા કોઇ જ પ્રશ્નનો જવાબ ન આપ્યો. રાજાએ કોપાયમાન થઈ સુનંદનો વધ કરવાનો હુકમ કર્યો.

બીજે દિવસે સુનંદને વધસ્થાને લઈ જવાયો. રાજાની આજ્ઞાથી મયૂરના જીવ-વાળો સેવક સુનંદનો વધ કરવા માટે ગયો. સુનંદનું માથું ધડથી જુદું કરવા જેવું તેણે ખડ્ગ ઉપાડયું કે તુરત જ ખડ્ગના આપોઆપ ટૂકડેટૂકડા થઈ ગયા. બીજા સેવકોએ આવી બીજા હથિયારથી સુનંદનો વધ કરવા પ્રયત્ન કર્યો, પરંતુ એ બધા જ હથિયારની દશા પેલા ખડ્ગ જેવી થઈ. ઘા ઉગામતાં જ તે શસ્ત્રના ટૂકડે ટૂકડા થઈ જતા.

સેવકોએ તુરત જ આ હકીકત રાજાને જણાવી. રાજા દ્વેષરહિત તુરત જ ત્યાં આવ્યો અને સુનંદને છોડી દેવાની આજ્ઞા કરી. મુક્તિ મળતાં સુનંદે પૌષધ પાર્યો અને પોતાના ઘરે ગયો. પરવારીને પાછો રાજા પાસે આવ્યો અને વિનયથી કહ્યું 'રાજન્! હું શ્રાવક છું અમે શ્રાવકો કદી ચોરી નથી કરતા. પૂછયા વિના તણખલાને પણ હાથ

નથી અડકાડતાં. અને પૂર્વભવની પુણ્યાઈના પ્રતાપે આવા તો ઘણા રત્નહાર મારા ભંડારમાં છે. આપને તે જોવા માટે હું અત્યારે નિમંત્રણ આપવા આવ્યો છું.'

સુનંદની સાથે રાજા ગયો. સુનંદનો ધનભંડાર જોઈ રાજા આંગળા નાંખી ગયો. રાણીના રત્નહારથી ય વધુ કિંમતી હાર તેના ભંડારોમાં પડયા હતા. છેવટે તેણે સુનંદને પૂછ્યું "સુનંદ! તો પછી ગઈકાલે રાતે તમને બાંધીને લાવ્યા અને મેં હાર વિષે પૂછ્યું ત્યારે કેમ કંઈ જણાવ્યું નહિ?"

સુનંદ "રાજન્! ગઈકાલે પર્વનો દિવસ હતો. આ દિવસે હું પૌષધ કરું છું. પૌષધમાં કંઈ પણ સાવદ્ય બોલી શકાય નહિ."

સુનંદનો આ નિયમ જાણી રાજાને તેના પ્રત્યે માન થયું. ત્યાં તેની ખૂબજ પ્રશંસા કરી અને પોતાના મહેલમાં પાછો ફર્યો.

સમય જતાં સુનંદે પોતાનો કારભાર પોતાના પુત્રને સોંપી દીધો અને પોતે દીક્ષા લઈ લીધી. કાળક્રમે તેને કેવળજ્ઞાન થયું. એક દિવસ વિહાર કરતાં તે વિશાળપુરી નગરીમાં પધાર્યા. પેલો મયૂરનો જીવ સેવક તેમને જોઈ કષ્ટ ધ્યાન ધરવા લાગ્યો. આ જોઈ કેવળીએ તેને ઉદ્દેશીને કહ્યું :

તું પૂર્વભવે મયૂર હતો અને મારા છોડેલા બાણથી તું મૃત્યુ પામ્યો હતો. હવે તું મનુષ્યભવ પામ્યો છે, તો સંસારમાં રઝળાવતી દુષ્ટતાનો તું ત્યાગ કર."

આ સાંભળી સેવકને જાતિસ્મરણ જ્ઞાન થયું અને નિખાલસપણે તેણે રત્નહારની ચોરીની વાત બધાને જણાવી અને ખમાવીને પોતે દીક્ષા લીધી. વિશાળપુરીના રાજાએ પણ ધર્મને અંગીકાર કર્યો અને પર્વતિથિએ પૌષધ કરવા લાગ્યો. આમ જે ભવ્ય જીવો આનંદથી પૌષધવ્રતથી પર્વની આરાધના કરે છે અને અંતરમાંથી ધર્મપર્વોને ત્યજતા નથી તેથી સર્વ સંપત્તિ પામે છે.



## ૧૫૨

## પર્વોની આરાધના

પર્વની આરાધના વિષે થોડુંક વિશેષ કહેવામાં આવે છેઃ—

सर्वारंभपरित्यागात्पाक्षिकादिषु पर्वसु ।
विधेयः पौषधोऽजस्रमिव सूर्ययशा नृपः ॥

"ચતુર્દશી પર્વ વગેરેમાં સર્વ પ્રકારનાં આરંભ–સમારંભનો ત્યાગ કરી સૂર્યયશા રાજાની જેમ પૌષધવ્રતનું પાલન કરવું"

### સૂર્યયશા રાજાની કથા

સૂર્યયશા પ્રથમ ભરત ચક્રવર્તીનો જ્યેષ્ઠ પુત્ર હતો. દશ હજાર મુગટધારી રાજાઓનો તે અધિપતિ હતો. વિનીતા નગરીના નગરજનોનું તે નીતિથી પાલન કરતો હતો. શક્રાવતાર નામના શ્રી ઋષભદેવ પ્રભુના ભવ્ય જિનાલયમાં રોજ સવારે સેના સહિત જવાનો તેનો નિયમ હતો. સવારમાં દેરાસરે જઈ ભાવથી તે પ્રભુની સ્તુતિ કરતો. આ ઉપરાંત પાક્ષિકના દિવસે દશ હજાર રાજાઓ અને બીજા અનેક પરિજનો સહિત પૌષધ કરવાનો તેનો નિયમ હતો. આ પાક્ષિકના દિવસે તે પોતે તો કોઈ આરંભ કરતો નહિ પરંતુ બીજાની પાસે પણ કરાવતો નહિ.

સંજોગો સાનુકૂળ હોય કે પ્રતિકૂળ, પરંતુ સૂર્યયશા પાક્ષિકના દિવસે પૌષધ કરવાનું ક્યારે પણ ચૂકતો નહિ. નગરજનો પાસે પણ તે દિવસે આરંભ–સમારંભનો ત્યાગ કરાવતો.

એક દિવસ સૌધર્મેન્દ્રે પોતાની સભામાં બેઠા બેઠા અવધિજ્ઞાનથી સૂર્યયશાનું પર્વ સંબંધી દૃઢ મન જોયું. સૂર્યયશાની ધર્મમાં શ્રદ્ધા–શુદ્ધિ અને આગ્રહ જોઈ સૌધર્મેન્દ્રે મનોમન તેની પ્રશંસા કરી અને મસ્તક નમાવી ભાવથી સૂર્યયશાને પ્રણામ કર્યા.

એ સમયે ઇન્દ્ર સભામાં રંભા, ઉર્વશી અને બીજી ગંધર્વીઓ નૃત્ય કરી રહી હતી. સંગીત અને નૃત્યનો ભારે જલસો જામ્યો હતો. સૌધર્મેન્દ્રને આમ અચાનક માથું નમાવતાં જોઇ અપ્સરાઓએ ઇન્દ્રને પૂછ્યું : "સ્વામિન્! મૃત્યુલોકના વૃદ્ધ માનવીની જેમ તમે માથું કેમ ધુણાવ્યું? શું અમારા નૃત્ય–સંગીતમાં કંઇ ભૂલ થઇ છે? કોઈ તાલ શું અમે ચૂકી ગયા છીએ? હે દેવ! જે હોય તે સત્ય કહીને સભાની શંકાનું નિવારણ કરવાની કૃપા કરો."

સૌધર્મેન્દ્ર : "દેવીઓ! તમારા નૃત્ય–સંગીતમા કંઇ જ ભૂલ થઈ નથી. તમે કોઇ તાલ પણ નથી ચૂકી ગયા. મેં માથું ધુણાવ્યું નથી. મેં માથું નમાવ્યું છે. મૃત્યુ–

લોકમાં ભરતચક્રવર્તીના જયેષ્ઠ પુત્ર સૂર્યયશાની ધર્મ પ્રત્યેની દઢ શ્રદ્ધા જોઈને મેં તેમને અહીં બેઠા ભાવથી વંદના કરી છે.

સૂર્ય કદાચ પશ્ચિમ દિશામાં ઉગે, ધરતી ચલાયમાન થાય પરંતુ સૂર્યયશા રાજા પોતાના વ્રત–નિયમમાંથી કદી ચલિત થતો નથી. પોતાના વ્રત–નિયમમાં તે હંમેશા અટલ અને અડગ રહે છે. બીજું તેનાં સંગથી બીજા પણ અનેક લોકો ધર્મારાધનામાં જોડાય છે. આથી આવા દઢ શ્રદ્ધાળુ સૂર્યયશાને મેં ભાવથી વંદના કરી છે."

રંભા અને ઉર્વશી તુરતજ બોલી ઉઠી "અન્ન અને પાણી ઉપર જીવતા પામર માનવની આટલી પ્રશંસા? દેવોના દેવ થઈ એક ક્ષુદ્ર માનવીની આવી ભારે પ્રશંસા કરવી આપના માટે યોગ્ય નથી. અને એ સૂર્યયશા રાજાએ અમારું સૌંદર્ય જોયું નથી એટલે તે પોતાના વ્રત–નિયમમાં અટળ અને અડગ છે. એક વખત તે અમારા રૂપમાં મોહ પામશે તો તેની એ દઢતા ક્યાંય તૂટીને ફેંકાઇ જશે."

રંભા અને ઉર્વશી આવી પ્રતિજ્ઞા લઇને માનવસ્રીનું રૂપ ધરીને વિનીતા નગરીમાં આવી. આવીને સીધી શક્રાવતાર નામના જિનાલયમાં ગઈ. ત્યાં જઇને વીણાના મધુર સૂર અને પોતાનાં કોકિલ કંઠે જિનેશ્વર ભગવંતની સ્તુતિ કરવા લાગી. સપ્તસ્વરથી જિનાલયની આસપાસનું વાતાવરણ ભક્તિતરબોળ બની ગયું.

સમય થતાં પૌષધ પારીને સૂર્યયશા પરિવાર સહિત દર્શન કરવા માટે શક્રાવતાર ચૈત્યે આવવા નીકળ્યો. ચૈત્યને જોતા પોતાના વાહનમાંથી તે નીચે ઉતર્યો. મુગટ, છત્ર અને ચામર વગેરે બાજુએ મુકયાં. ઉપાનહ પણ કાઢી નાંખ્યાં. અને ઉઘાડા પગે ચૈત્ય તરફ જવા લાગ્યા. ત્યાં તેણે સપ્તસ્વરમય ભક્તિ સંગીત સાંભળ્યું. ચૈત્યમાં આવી સૂર્યયશાએ ભાવપૂર્વક પ્રથમ તીર્થંકર પરમાત્મા શ્રી ઋષભદેવપ્રભુની સ્તુતિ કરી. ત્યાં તેની નજર રંગમંડપમાં નૃત્ય–ગાન કરતી બે યુવતીઓ ઉપર ગઈ. પરંતુ જિનાલયમાં એવી નજર કરવી તે વ્યર્થ છે, એમ સમજી તેણે તે અંગેના તમામ વિચાર બળપૂર્વક છોડી દીધા. દર્શન કરી મહેલમાં પાછા ફરી તેણે એ યુવતીઓની માહિતી મંગાવી.

મંત્રી યુવતીઓ પાસે આવ્યો અને તેમનો પરિચય પૂછયો. તેમણે કહ્યું: "અમે બંને વિદ્યાધરની પુત્રીઓ છીએ. કુમારિકા છીએ. અમારું વચન પાળનાર, અમારું કહ્યું કરનાર પતિની શોધમાં અમે નગર નગર ફરી રહ્યા છીએ. ઘણાં સમયથી અમે કહ્યાગરા કંથની શોધમાં છીએ, પરંતુ તેવો કોઈ પુરુષ હજી જોવા નથી મળ્યો. હવે અમને આશા નથી. આથી અહીંથી અમે અમારા સ્થાને જઇશું."

મંત્રી: "સુકન્યાઓ! તમે નિરાશ ન થાવ. તમારી ઇચ્છાને પૂર્ણ કરે એવો પુરુષ આજ નગરીમાં છે. આ નગરીનો રાજા સૂર્યયશા શ્રી ઋષભદેવ પ્રભુનો પૌત્ર થાય છે. ભરતચક્રવર્તીનો તે જયેષ્ઠ પુત્ર છે. તે રૂપવાન, ગુણવાન અને બળવાન છે. તેના જેવો કોઇ પુરુષ આ ત્રણેય ભુવનમાં નથી. તમે તેને તમારો ભર્ત્તાર કરો. તમારા

વચનનું તે કદી ઉલ્લંઘન નહિ કરે. કારણ એક વખત પ્રતિજ્ઞા લીધા પછી તે પ્રતિજ્ઞા ભંગ કદી નથી કરતા."

યુવતીઓ [ રંભા અને ઉર્વશી ]: "અમારા વચનનું તે ઉલ્લંઘન નહિ કરે તેની ખાતરી શી ?"

મંત્રી: "મારા રાજા વતી હું તમને ખાતરી આપું છું કે સૂર્યયશા રાજા તમારા વચનનું કદી ઉલ્લંઘન નહિ કરે."

મંત્રીનું વચન મળતાં આ માનવ દેહધારી રંભા અને ઉર્વશીએ સૂર્યયશા સાથે લગ્ન કર્યાં. રાજા સાથે સંસારનો સુખોપભોગ કરતી સ્વર્ગની અપ્સરાઓએ એક દિવસ પટહનો અવાજ સાંભળ્યો. "સ્વામી! આ શેનો અવાજ સંભળાય છે ?"

સૂર્યયશા : "પ્રિયે ! આ ધર્મપટહનો અવાજ છે. આવતી કાલે અષ્ટમીનો પર્વનો દિવસ છે. પર્વના દિવસે નગરનો કોઈપણ પ્રજાજન દળણ, ખંડન, પેષણ, રંધન, અબ્રહ્મ સેવન, જ્ઞાતિ ભોજન, તિલ તથા એરંડી વગેરેનું પિલન, રાત્રિભોજન, વૃક્ષછેદન, ભૂમિવિદારણ, ઈંટ તથા ચૂનો પકાવવા માટે અગ્નિ પ્રજ્વાલન, વસ્ત્રક્ષાલન, વાસી ભોજન, શાળી તથા ચણાનું શેકન, શાકભાજી ખરીદવા વગેરે કોઈપણ જાતનો પાપ વ્યવહાર કરશે નહિ તેમજ કરાવશે નહિ. બાળકો સિવાય લગભગ બધા જ કાલે ઉપવાસ કરશે."

"બીજું પર્વના દિવસે દશ હજાર રાજાઓ પૌષધ કરે છે. રાજાઓ સુખમગ્ન હોવાથી તેમને પર્વના દિવસની યાદ આપવા આગલા દિવસે આવો પટહ વગાડવામાં આવે છે. જેથી તે સાંભળીને પર્વના દિવસે પૌષધ કરવા તૈયાર થાય. સુંદરીઓ ! હું પણ પર્વના દિવસે પૌષધ કરું છું. કાલે અષ્ટમી છે આથી આખો દિવસ હું કાલે પૌષધશાળામાં રહીને ધર્મની આરાધના કરીશ."

રંભા અને ઉર્વશી જે તકની રાહ જોતા હતા તે તક તેમને મળી ગઈ. સૂર્યયશાનો ખુલાસો સાંભળતાં જ બંને મૂર્ચ્છિત થઈ ગઈ. રાજાએ તુરત જ ચંદનના સિંચનથી તેમની સારવાર કરી. થોડુંક સ્વસ્થ થયા બાદ બંનેએ કહ્યું :

"પ્રાણેશ ! અમને તમારા ઉપર એટલો બધો પ્રેમ છે કે પળનો પણ તમારો વિરહ અમારા માટે અસહ્ય છે. અને તમે કાલે આખો દિવસ અમારાથી દૂર રહેવા માંગો છો. ના નાથ ! ના. અમારાથી તમારો વિરહ જીરવાશે નહિ. સંભવ છે તમારા વિરહથી તરફડીને અમારું મૃત્યુ પણ થઈ જાય. માટે અમારી પ્રાર્થના સ્વીકારો અને કાલે પૌષધ કરવાનું માંડી વાળો."

સૂર્યયશાએ તેના જવાબમાં કહ્યું 'દેવીઓ ! મારા માટેનો તમારો પ્રેમ હું જોઈ શકું છું. પરંતુ ક્ષણિક આનંદ આપતા દેહસુખને ખાતર શાશ્વત આનંદ આપતાં ધર્મને હું છોડી શકું તેમ નથી. સ્વર્ગનું સુખ સુલભ છે. પરંતુ જિનધર્મ મળવો

અત્યંત દુર્લભ છે. આવા ધર્મની આરાધના કરવાનો કાલે પર્વનો દિવસ છે. એ પવિત્ર દિવસે હું ધર્મનો ત્યાગ કરી શકું તેમ નથી. પર્વના દિવસે પૌષધ કરવાનો મારો નિયમ છે. નિયમભંગ કરી મારો માનવભવ હું એળે જવા દેવા નથી માંગતો."

"સૂર્યયશાનો આવો દૃઢ જવાબ સાંભળી રંભા–ઉર્વશી બોલ્યા "નાથ! આમ કહેતા તમે એ કેમ ભૂલી જાવ છો કે લગ્ન વખતે તમે અમને અમારું કહ્યું કરવાનું વચન આપ્યું હતું. અમે તમને પૌષધ કરવાની ના કહીએ છીએ. છતાંય પૌષધ કરીને શું તમે વચનભંગી થવા માંગો છો?"

સૂર્યયશા: "રૂપાંગનાઓ! તમને વચન આપ્યું હતું એ ખરું પરંતુ તમે કહો તો રાજપાટ સઘળું છોડી દઉં પણ હું મારો સ્વધર્મ નહિ છોડી શકું."

"તો અમે કાલે આગમાં જીવતાં બળી મરીશું" છંછેડાઈને રંભા–ઉર્વશીએ કહ્યું.

સૂર્યયશા આથી મનની શાંતિ ખોઈ બેઠો. તેણે ઊંચા અવાજે કહ્યું: "લાગે છે તમે કોઈ વિદ્યાધરની કન્યાઓ નથી. કોઈ ચાંડાળ કુળની પુત્રીઓ છો. નીચ કુટુંબના માણસો જ ધર્મમાં અંતરાય ઊભો કરે અને હું પૌષધ કરું તેથી તમારે આત્મહત્યા કરવાની શી જરૂર છે? તમારા વચનના બદલામાં તમે બીજું ગમે તે માંગો, હું તે જરૂરથી આપીશ."

"પ્રાણેશ! તમારા ઉપર અમને અતૂટ સ્નેહ છે આથી તપસ્યાથી તમારા દેહને કોઈ કષ્ટ ન પડે તેવા શુભ હેતુથી અમે તમને પૌષધ ન કરવા કહીએ છીએ. આથી તમારે ગુસ્સે થવાનું કોઈ કારણ નથી. બાકી આજે તો અમારી હાલત દયનીય થઈ ગઈ છે. પિતાના વચનનું ઉલ્લંઘન કરી અમે પિતાનું ઘર છોડયું અને અહીં પતિના ઘરે પણ એવી જ દશા ઉભી થઈ છે. અમે અભંગ સુખ માંગીએ છીએ અને તમે વચનભંગ કરી તે સુખ ખંડિત કરો છો. આથી અમે તો શીળથી પણ ભંગ થયા અને પિતાના ઘરથી પણ ભ્રષ્ટ થયા. હવે તમારા રાજ્યને અમારે શું કરવું?"

અમે તો હજીય પ્રાર્થના કરીએ છીએ કે કાલે પૌષધ કરવાનું માંડી વાળી તમે અભંગ સુખ અમને આપો અને એમ ન કરી શકો તેમ હો તો જે જિનેશ્વર ભગવંત સમક્ષ તમે અમને વચન આપ્યું હતું એ જિનાલયને તોડાવી નાંખો. જેથી જે જોઈને અમને તમારા વચનભંગની કોઈ કડવી યાદ ન આવે."

જિનાલય તોડી નાંખવાનું? આ સાંભળતાં જ રાજા સૂર્યયશાના હૈયે વજ્રાઘાત થયો. મૂર્છાથી તે ભોંય પર પડી ગયો. ઉપચારથી ભાનમાં આવતાં તે બોલ્યો "તમે સાચે જ બંને અધમ સ્ત્રીઓ છો. મેં તમને કંચન ધારી હતી તમે કથીર નિકળ્યાં. અરે જેવા મારા ભાગ્ય. પણ હવે તમે ધર્મનો લોપ ન થાય તેવું કંઈપણ માંગો જેથી તે આપીને હું વચનદાનનો અનૃણી થાઉં."

"તો તમે તમારા પુત્રનું મસ્તક છેદીને અમને આપો." અપ્સરાઓ બોલી.

"ભદ્રે! શા માટે બીજા કોઈની જીવહિંસા માંગો છો? જોઇએ તો તમે મારું જ મસ્તક લઈ લો." એમ કહીને સૂર્યયશાએ તુરતજ ખડ્ગ કાઢી પોતાનું મસ્તક છેદવા ગયો.

પણ ત્યાં જ ખડ્ગ સ્તંભિત થઈ ગયું. રાજાએ બીજું ખડ્ગ લીધું. તે પણ સ્તંભિત થઈ ગયું આમ બેથી વધુ વાર તેણે પોતાનું મસ્તક છેદવા પ્રયત્ન કર્યો પણ તેમાં તે સફળ ન થયો.

છેવટે સૂર્યયશાની નિયમમાં દઢ અને અવિચળ શ્રદ્ધા જોઈ રંભા–ઉર્વશીએ પુષ્પ-વૃષ્ટિ કરી અને મૂળ સ્વરૂપે પ્રકટ થઈ બોલી "રાજન્! તારા દઢ નિયમને ધન્ય છે! તારા મહિમાથી અમારું મિથ્યાત્વ નાશ પામ્યું."

ત્યારપછી સૂર્યયશા આરિસાભવનમાં જ પોતાના પિતાની જેમ કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા.

સૂર્યયશાના જીવનમાંથી પ્રેરણા લઇને ભવ્ય જીવોએ પર્વના દિવસે પૌષધ કરવાનો અતૂટ નિયમ જાળવવો. તેવા નિયમપાલનથી આ લોકમાં અને પરલોકમાં સુખ મળે છે.



# ૧૫૩

## પ્રતિક્રમણના પર્યાયો

પૌષધમાં પ્રતિક્રમણ કરવું જોઇએ. આ અંગે કહેવામાં આવે છે કે—

पर्यायाः सन्ति ये चाष्टौ, निर्धार्य सूरिभिः कृताः ।
प्रतिक्रमणशब्दस्य, कार्यं तत्पौषधे मुदा ॥

**ભાવાર્થ :** "સૂરિ મહારાજોએ વિચારીને કરેલા એવા જે પ્રતિક્રમણ શબ્દના આઠ પર્યાય છે તે પ્રતિક્રમણ શ્રાવકે પૌષધવ્રતમાં હર્ષથી કરવું."

**વિસ્તરાર્થ :** પ્રતિ એટલે પાછું, ક્રમણ એટલે ચાલવું. અર્થાત્ પાપથી પાછા હટવું તેનું નામ પ્રતિક્રમણ. કહ્યું છે કે—

स्वस्थानाद्यत्परस्थानं, प्रमादस्य वशाद्गतः ।
तत्रैव क्रमणं भूयः प्रतिक्रमणमुच्यते ॥

"પ્રમાદને વશ થઈ પોતાના સ્થાનથી પરસ્થાન તરફ જવાયું હોય; ત્યાંથી ફરી પાછા ત્યાં જ મૂળ પોતાના સ્થાનમાં ગમન કરવું તે પ્રતિક્રમણ કહેવાય છે."

અથવા પ્રતિકૂળ ગમન કરવું એટલે કે રાગાદિકથી વિરુદ્ધ ગમન કરવું તે પ્રતિક્રમણ કહેવાય છે. આ સંદર્ભમાં કહ્યું છે કે—

क्षायोपशमिकाद्भावादौदयिकस्य वशं गतः ।
तत्रापि च स एवार्थं प्रतिकूलगमात् स्मृतः ॥

ક્ષાયોપશમિક ભાવથી ઔદયિક ભાવમાં ગયેલાઓનું જે પાછું પ્રતિકૂળ ગમન થવું અર્થાત્ ક્ષયોપશમ ભાવમાં આવવું. આમ પણ તે જ અર્થ સિદ્ધ થાય છે.

આ અંગે કોઈ પ્રશ્ન કરે કે–પ્રતિક્રમણ તો અતીત–પૂર્વકાળના પાપને પડિક્કમવા રૂપ છે. કારણ કે કહ્યું છે કે–અતીત કાળ સંબંધી હું પ્રતિક્રમું છું, વર્તમાન કાળે સંવરું છું અને અનાગત કાળે પાપ ન કરવાનું પચ્ચક્ખાણ કરું છું એટલે નવું પાપ નહિ કરવાનું પચ્ચખાણ લઉં છું તો અહીં ત્રણ કાળનું પ્રતિક્રમણ કેમ કહ્યું છે?"

આના ઉત્તરમાં કહેવાનું કે અહીં પ્રતિક્રમણ શબ્દનો અર્થ સામાન્યથી માત્ર અશુભ યોગની નિવૃત્તિના અર્થમાં છે. આથી અતીત કાળ સંબંધી પાપની નિંદા દ્વારા અશુભ યોગની નિવૃત્તિ અને અનાગત કાળ સંબંધી પ્રત્યાખ્યાન દ્વારા અશુભ યોગની નિવૃત્તિ સમજવી.

દૈવસિક વગેરે પાંચ પ્રકારનું પ્રતિક્રમણ છે. તેમાં ઉત્સર્ગે દૈવસિક પ્રતિક્રમણનો કાળ આ પ્રમાણે કહ્યો છે. "જ્યારે સૂર્ય અડધો આથમતો હોય તે વખતે ગીતાર્થ પ્રતિક્રમણ સૂત્ર (શ્રમણ સૂત્ર) કહે. શ્રાવકોએ વંદિત્તા સૂત્ર કહેવાનું હોય છે. આ વિધાન પ્રમાણે દેવસિઅ પ્રતિક્રમણનો કાળ સમજવો. પ્રતિક્રમણ સંપૂર્ણ થાય તે સમયે આકાશમાં બે ત્રણ તારા ઉગેલા દેખાય એમ પણ કહ્યું છે.

રાત્રિપ્રતિક્રમણનો કાળ આ પ્રમાણે કહ્યો છે. 'આવશ્યક કરવાને સમયે આચાર્યો નિદ્રાનો મોક્ષ કરે છે. અર્થાત્ ઊંઘ છોડી જાગી જાય છે. પછી પ્રતિક્રમણની ક્રિયા તે વખતે કરે છે કે જ્યારે સવારે પ્રતિલેખના કર્યા પછી તરત સૂર્ય ઉગે.

ઉત્સર્ગથી બતાવેલા ઉપરોક્ત સમયે પ્રતિક્રમણ કરવાથી યોગ્ય સમયે ખેતી કરનાર ખેડૂતને જેમ નિશ્ચિત ફળ મળે છે, તેમ યોગ્ય સુફળ મળે છે, અપવાદથી યોગશાસ્ત્રની વૃત્તિમાં લખે છે કે દેવસી પ્રતિક્રમણ મધ્યાહ્ન પછી અર્ધ રાત્રિ સુધી થઈ શકે છે, અને રાઈ પ્રતિક્રમણ અર્ધ રાત્રિથી માંડી મધ્યાહ્ન સુધી થઈ શકે છે."

શ્રી ભદ્રબાહુસ્વામી આદિ પૂજ્ય આચાર્ય ભગવંતોએ પ્રતિક્રમણનાં આ પ્રમાણે આઠ પર્યાય કહ્યા છે. તે આઠ પર્યાય નિશ્ચયપૂર્વક ધારીને તેનું પ્રતિક્રમણ પૌષધવ્રતમાં શ્રાવકે આત્માના ઉલ્લાસથી કરવું. આ અંગે ચૂલનીપિતા શ્રાવકની કથા શ્રી ઉપાસક

દશાંગ સૂત્રમાંથી જાણી લેવી. એમાં કહ્યું છે કે જે પ્રતિક્રમણ યુક્ત પૌષધ કરે છે તે ગૃહસ્થને ધન્ય છે અને ચૂલનીપિતાની જેમ જે પાળે છે તેને વિશેષ ધન્ય છે.”

પ્રતિક્રમણના આઠ પર્યાય છે તે આ પ્રમાણે ૧. પ્રતિક્રમણ, ૨. પ્રતિચારણા, ૩. પરિહરણા, ૪. વારણા, ૫. નિવૃત્તિ ૬. નિંદા, ૭. ગર્હા અને ૮. શોધિ.

પ્રતિક્રમણ શબ્દમાં પ્રતિ એ ઉપસર્ગ પ્રતીપ–ઉલટું એ અર્થમાં વપરાયો છે. ક્રમણ એ શબ્દમાં ક્રમ્ એ ધાતુ પાદવિક્ષેપ એટલે ડગલા ભરવા એ અર્થમાં વપરાયો છે. તેને અનટ્ પ્રત્યય આવવાથી પ્રતિક્રમણ શબ્દ સિદ્ધ થાય છે. પ્રતિ એટલે પાછું ક્રમણ એટલે ગમન કરવું પાછા ગમન કરવું તેનું નામ પ્રતિક્રમણ. તેનો આશય આ પ્રમાણે છે. અશુભ યોગમાં ગયેલા મન–વચન કાયાને શુભ યોગમાં પાછા સ્થિર કરવા તેનું નામ પ્રતિક્રમણ. આ અંગે એક રૂપક દૃષ્ટાંત છે. તે આ પ્રમાણે—

એક રાજાએ મહેલ બાંધવા માટે એક જમીન લીધી. જમીનને કાંટા–કાંકરા–ઝાડવા વગેરેથી સાફ કરાવી અને પછી એ જમીન ફરતી એક વાડ બંધાવી. એ વાડનું રક્ષણ કરવા રક્ષક મૂકયા અને તેમને સ્થાયી હુકમ કર્યો કે જે કોઈ માણસ આ વાડ ઓળંગી પ્રવેશ કરે તેને તમારે મારી નાંખવો પરંતુ પ્રવેશ કર્યા પછી તુરત જ પાછો ફરી જાય તેને તમારે છોડી મૂકવો.”

એક દિવસ બે ગામડિયા એ વાડમાં દાખલ થયા. રક્ષકે તેમને પડકાર્યા. આથી એકે કહ્યું “વાડમાં પેઠા તેમાં અમે શું ગુનો કરી નાંખ્યો કે તું અમને ધમકાવે છે?’

રક્ષકે તેને ઠાર કર્યો આથી બીજો ગામડીયો તુરત જ બહાર નીકળી ગયો.

આનો ઉપનય આ પ્રમાણે છે. રાજા એટલે શ્રી તીર્થંકર પરમાત્મા. જમીન એટલે સંસાર. બે ગામડિયા એટલે એક કુસાધુ અને દુઃસાધુ. પ્રમાદના દોષથી બંને સંસારમાં આવ્યા. એકે તેમાં આવવાનો શો ગુનો કર્યો એમ કહી સંસારને માણ્યો એટલે તેની દુર્ગતિ થઈ. જ્યારે બીજો સંસારમાંથી પાછો ફરી ગયો એટલે જીવતો છૂટયો. આમ સંસારથી જેઓ પાછા ફરે છે તેઓ મુક્તિના સુખને પામે છે.

પ્રતિચારણા એટલે વારંવાર તે તે ભાવમાં ગમન કરવું. ભાવ ભાવવા. આ પ્રતિચારણા પ્રશસ્ત અને અપ્રશસ્ત એમ બે પ્રકારની છે. મિથ્યાત્વાદિકનું સેવન તે અપ્રશસ્ત વિચારણા અને સમ્યગ્દર્શન જ્ઞાન–ચારિત્રનું સેવન તે પ્રશસ્ત વિચારણા. આ અંગે એક રૂપક કથા છે. તે આ પ્રમાણે :—

એક હતો વાણિયો. બહારગામ જતાં અગાઉ તેણે પોતાની પત્નીને ભલામણ કરી કે “આ રત્નાદિકથી ભરેલા મહેલની સંભાળ રાખજે.”

વાણિયાની ગેરહાજરીમાં તેની પત્ની સતત રત્નો વગેરે ધનની સંભાળ રાખતી. તેને કોઈ નુકશાન ન થાય કે તે કોઈ ચોરી ન જાય તેની તે ખૂબ જ કાળજી રાખતી. આ કાળજીમાં તે મહેલની સંભાળ રાખવામાં ઉદાસીન રહી. પરિણામે મહેલની એક

દિવાલમાં પિપળો ફુટયો. સમય જતાં તે વધ્યો અને દિવાલ પણ તૂટી અને મહેલ પણ તૂટયો.

વાણિયાએ પાછા આવીને જ્યારે જોયું ત્યારે તેને ખૂબ જ દુઃખ થયું. તેણે પત્નીને કાઢી મૂકી. બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યા અને મહેલ પણ નવો બંધાવ્યો.

કોઈ એક પ્રસંગે વાણિયાને બહારગામ જવાનું થયું. જતાં અગાઉ તેણે નવી પત્નીને મહેલ વગેરેની સંભાળ રાખવાનું કહ્યું. નવી પત્નીએ ભલામણ મુજબ સમગ્ર રીતે ત્રિકાળ મહેલની સંભાળ રાખી. વાણિયો પાછો ફર્યો ત્યારે મહેલની શાન અને શોભા જોઈને ખૂશ થઈ ગયો.

ઉપનય : વણિક એટલે ગુરુ મહારાજ. મહેલ એટલે સંયમ. જેની સતત સંભાળ રાખવી જરૂરી છે. પ્રથમ પત્નીની જેમ જે પુરુષ સંયમની સુરક્ષા નથી કરતો તે દુઃખી થાય છે અને જે સતત ત્રિકાળ જાગૃત સુરક્ષા કરે છે તે બીજી પત્નીની જેમ સુખી થાય છે.



## ૧૫૪

## પ્રતિક્રમણના પર્યાયો (ચાલુ)

પરિહરણું એટલે સર્વ પ્રકારે વર્જવું તે. વર્જન [ત્યાગ] અપ્રશસ્ત અને પ્રશસ્ત એમ બે પ્રકારનું છે. જ્ઞાનાદિકનું ત્યજવું તે અપ્રશસ્ત અને ક્રોધાદિકનું ત્યજવું તે પ્રશસ્ત. આ અંગે દૂધની કાવડનું દૃષ્ટાંત છે. તે આ પ્રમાણે :—

એક કૂળપુત્ર હતો. તેને બે બહેનો હતી. બંનેને એક એક પુત્ર હતો. યુવાન થતાં બંને પુત્રો મામાની દિકરી સાથે લગ્ન કરવા માટે આવ્યા. મામાએ કહ્યું : 'તમારામાંથી જે દક્ષ હશે તેના હાથમાં મારી પુત્રીનો હાથ મૂકીશ."

એમ કહી તેમની પરીક્ષા લેવા બંનેને એક એક કાવડ આપી ગોકુળમાં દૂધ લેવા માટે મોકલ્યા.

ગોકુળથી પાછા ફરવા માટે બે રસ્તા હતા. એક વિકટ રસ્તો હતો પરંતુ તે રસ્તેથી ગામમાં જલદી પહોંચાતું હતું. બીજો સરળ પણ લાંબો માર્ગ હતો. એક પુત્ર વિકટ માર્ગે ગયો અને બીજો સરળ માર્ગે. વિકટ માર્ગે ગયેલા પુત્રથી દૂધની કાવડ તૂટી ગઈ અને ખાલી હાથે તે મામાના ઘરે પહોંચ્યો. બીજો પુત્ર મોડો પહોંચ્યો પણ દૂધની ભરેલી કાવડ લઈને પહોંચ્યો. મામાએ તેને પોતાની દિકરી પરણાવી.

ઉપનય : કૂળપુત્રને શ્રી જિનેશ્વર ભગવંત સમજવા. દૂધ તે ચારિત્ર. કન્યા તે મુક્તિ અને ગોકુળ તે મનુષ્યભવ. સમ-વિષમ બે માર્ગ તે સ્થવિરકલ્પી અને જિન-કલ્પી બે માર્ગ જાણવા. તે સરળ અને વિકટ છે. અગીતાર્થ છતાં જિનકલ્પી થવા ઈચ્છનાર સાધુ સહસ્રમલ્લ દિગંબરની જેમ ચારિત્રરૂપી દૂધને રાખી શકતા નથી. અને તેથી પોતાનું મનોવાંછિત ફળ પામી શકતા નથી. તેવાઓને માટે મુક્તિ દુષ્પ્રાપ્ય છે. જે સ્થવિરકલ્પી છે તે ધીમે ધીમે સુમાર્ગે ગમન કરીને ચારિત્રરૂપી દૂધનું રક્ષણ કરીને કાળક્રમે મુક્તિને પામે છે.



## ૧૫૫

## પ્રતિક્રમણના પર્યાયો (ચાલુ)

પ્રતિક્રમણનું ચોથું પર્યાયી નામ **વારણા** છે. જે નિવારવામાં આવે તે વારણા કહેવાય છે. આ અંગે એક રૂપક છે. તે આ પ્રમાણે :—

એક રાજાએ જાણ્યું કે પોતાનો દુશ્મન પોતા પર ચડાઈ કરવા આવી રહ્યો છે આથી તેણે જળાશયો, સરોવરો અને તળાવ વગેરેમાં બધે ઝેર નાંખી દીધું.

દુશ્મન રાજાને આ ખબર પડી એટલે તેણે ઘોષણા કરાવી એ રાજાના નગરનાં પાણી નહિ પીવાનું ફરમાવ્યું. છતાંય જેમણે એ ઘોષણાની અવગણના કરી ને પાણી પીધું તે કમોતે મરી ગયા.

ઉપનય : વિષ સમાન વિષયો જાણવા. નિવારનાર રાજા તે ગુરુ. તેનાં સૈનિકો તે ભવ્ય જીવો. ગુરુ આજ્ઞાથી જેઓ વિષયસુખમાં લોભાયા નહિ તેઓ તરી ગયા અને જેમણે તે સુખ ચાખ્યું તે દુઃખી થયા.

પ્રતિક્રમણનું પાંચમું પર્યાય નામ **નિવૃત્તિ** છે. તે પ્રશસ્ત અને અપ્રશસ્ત એમ બે પ્રકારે છે. સમિતિ અને ગુપ્તિ વગેરેથી નિવૃત્તિ તે અપ્રશસ્ત અને પ્રમાદ વગેરેથી નિવૃત્તિ તે પ્રશસ્ત જાણવી. આ અંગે આ એક રૂપકકથા છે.

એક હતી રાજકન્યા અને બીજી હતી ચિત્રકન્યા. [ચિત્રકારની પુત્રી] આ બંને ગાઢ સખીઓ હતી. બંનેએ એક જ પતિ સાથે લગ્ન કરવાનો નિર્ણય કર્યો.

એક પુરુષને મધુર કંઠે ગાતો જોઈને આ બંને સખીઓ તેના પર મોહી પડી. અને તેની પાછળ પાછળ બંને ચાલી નીકળી. રસ્તામાં રાજકન્યાએ આવા ભાવાર્થનો

શ્લોક સાંભળ્યો. "હે આમ્રવૃક્ષ ! આ કરેણુના વૃક્ષ આજે ભલે પ્રફુલ્લિત થાય પણ પણ તારે આ માસમાં અધિક પ્રફુલ્લિત થવું યોગ્ય નથી કારણ કે નીચ હોય તે આડંબર કરે છે. ઉત્તમ પુરુષો આડંબર કરતા નથી."

રાજકન્યા આ શ્લોકનો અર્થ વારંવાર વિચારવા લાગી. વિચારતાં તેને સમજાયું કે આ શ્લોકમાં તો મને જ ગર્ભિત રીતે કહેવામાં આવ્યું છે. ચિત્રકારની પુત્રી તો ગમે તે પુરુષની સાથે ચાલી નીકળે. તેના કૂળને કદાચ શોભે, પરંતુ હું તો રાજકન્યા છું. રાજકૂળને તેથી કલંક જ લાગે. મારે આમ અજાણ્યા સાથે ભાગી જવું ઠીક નથી. આમ વિચારી તેણે ચિત્રકન્યાને કહ્યું: "અરે! હું તો ઉતાવળમાં આભૂષણોનો ડબ્બો જ ભૂલી ગઈ. તમે એમ કરો, અમુક સ્થળે મારી રાહ જોજો. હું તે લઈને તુરત જ પાછી દોડી આવું છું."

આમ તે રાજકન્યા મહેલમાં પાછી ફરી અને પિતાએ શોધી આપેલ કોઈ રાજપુત્રને પરણીને સુખી થઈ. આ બાજુ પેલી ચિત્રકન્યા ધૂર્ત ગાયકને પરણીને દુઃખી થઈ.

'ઉપનય: કન્યાઓ તે મુનિઓ સમજવા. ધૂર્ત ગાયકો તે વિષયો. ગાથા સંભળાવનાર તે ઉપાધ્યાય. તેમનો ઉપદેશ સાંભળી તેનો અર્થ સમજી વિચારીને અસંયમથી જેઓ નિવૃત્ત થાય છે તેઓ રાજકન્યાની જેમ સુખી થાય છે. અને સુગતિને પામે છે. જ્યારે વિષયોમાં પડી રહેનાર અંતે દુર્ગતિને પામે છે.

નિંદા નામનો પ્રતિક્રમણનો છઠ્ઠો પર્યાય છે, આત્માની સાક્ષીએ આત્માની નિંદા કરવી. તેના અપ્રશસ્ત અને પ્રશસ્ત એવા બે પ્રકાર છે. આ સંબંધી એક દૃષ્ટાંત કથા છે. તે આ પ્રમાણે :—

એક રાજાએ પોતાના સભાગૃહને ચિત્રિત કરવા માટે ગામના યુવાન, વૃદ્ધ અને બાળક ચિત્રકારોને એ દિવાલો સરખે ભાગે વ્હેંચી આપી.

આમાં એક વૃદ્ધ ચિત્રકાર હતો. તેને ભાત આપવા માટે સભાગૃહમાં તેની પુત્રી આવતી. એક સમયે તે પોતાના પિતાને ભાત આપવા જતી હતી. ત્યાં તેને એક તોફાની ઘોડા પર રાજાને આવતો જોયો. ઘોડો બેકાબૂ બન્યો હતો. આથી ઘોડાની અડફેટમાં આવતાં મહામુશીબતે બચીને તે પોતાના પિતા પાસે પહોંચી.

પુત્રીને ભાત લાવેલી જોઈને તેનો પિતા દેહચિંતા માટે ગયો. આ સમયે રાજા ત્યાં ચિત્રો જોવા આવ્યા. વૃદ્ધના ફાળે આવેલ દિવાલ પર મોરનું એક પીંછું ચિતરેલું હતું. રાજાને થયું કે દિવાલ ઉપર પીંછું ચોંટી ગયેલું છે. આથી તેને દૂર કરવા ગયો તેની આંગળીનો નખ ભાંગી ગયો. આ જોઈ પુત્રી બોલી : "મૂર્ખરૂપ માંચાનો ચોથો પાયો આજે મળ્યો."

રાજાએ પૂછ્યું : "એટલે શું ?"

પુત્રી : "મૂર્ખરૂપી માંચાનો પ્રથમ પાયો રાજમાર્ગે તોફાની ઘોડો દોડાવનાર,

બીજો પાયો મારો પિતા કે ભોજન જોઈને દેહચિંતાએ ગયો, ત્રીજો પાયો મયૂર-પીંછીને ભ્રમથી પકડનાર તમે અને ચોથો પાયો તે આ ગામનો રાજા કે જેણે યુવાન, વૃદ્ધ અને બાળક તમામને સરખે ભાગે દિવાલ વ્હેંચી આપી."

રાજા ચિત્રકારની પુત્રીની બુદ્ધિથી ખૂશ થયો અને તેની સાથે તેણે લગ્ન કર્યા.

એક દિવસ રાજા રાણીના વાસગૃહમાં સૂતો હતો. રાજાની આજ્ઞાથી દાસીએ રાણીને કોઈ વાર્તા કહેવાનું કહ્યું. રાજા કંઈક નિદ્રિત થયા એટલે રાણીએ વાર્તા માંડી:

એક ગૃહસ્થને એક જ પુત્રી હતી તેના માટે તેની માતાએ, પિતાએ અને ભાઈએ યોગ્ય વર પસંદ કર્યો. આ ત્રણેય વર એક જ દિવસે એ પુત્રી સાથે લગ્ન કરવા આવી પહોંચ્યા. દુર્ભાગ્યે તેજ રાતે તે પુત્રીનું સર્પદંશથી મૃત્યુ થયું.

પોતાની માનેલી પત્નીના અણધાર્યા અવસાનથી એક જણ તો તેની સાથે જ ચિતામાં બળી મર્યો. બીજાએ તેની સાથે સ્મશાનમાં જઈ ત્યાં જ ઉપવાસ કરીને રહેવા લાગ્યો. જ્યારે ત્રીજાએ સંજીવનીની સાધના કરી અને એ વિદ્યાના બળથી પુત્રીને જીવતી કરી.

"હવે તું કહે, આ ત્રણમાંથી કોની સાથે એ પુત્રીને પરણાવવી જોઇએ?' રાણીએ વાર્તાના અંતે પ્રશ્ન કર્યો.

દાસીએ કહ્યું: "તમે જ તેનો જવાબ આપો." રાણીએ કહ્યું: "આજે મને ઊંઘ આવે છે કાલે તેનો જવાબ આપીશ."

રાજા ત્યારે ઊંઘમાં પણ તેની વાર્તા સાંભળતો હતો. તેનો જવાબ સાંભળવા તે પણ તલપાપડ થઈ ગયો. આથી બીજા દિવસે પણ તેને જ વાત કહેવા માટે કહ્યું. આ સમયે દાસીએ પેલા પ્રશ્નનો જવાબ પૂછયો એટલે રાણીએ કહ્યું:

"જે સાથે બળી મર્યો ને સાથે જીવતો થયો આથી તે તો તેનો ભાઈ થયો. જેણે તેને નવું જીવન આપ્યું તેથી તે તેનો પિતા થાય. આથી ઉપવાસ કરીને જે સ્મશાનમાં રહ્યો હતો તેનેજ એ પુત્રી આપવી યોગ્ય ગણાય."

એ રાતે પણ રાણીએ બીજી વાર્તા કહી. રાણીએ આમ વાર્તાઓ કહી રાજાને પોતાનામાં ખૂબજ આસક્ત કર્યો. છ માસ સુધી રાજા તેના વાસગૃહે રહ્યો. આથી બીજી પત્નીઓ તેની ઈર્ષ્યા કરવા લાગી.

રાણી આથી સભાન હતી. આથી તે રોજ સાંજના એકાંતમાં બેસીને પિતા તરફથી મળેલ કપડાં અને આભૂષણો બહાર કાઢતી. પોતાના આત્માને ઉદ્દેશીને કહેતી: "હે જીવ! આ તારી મૂળ સંપત્તિ છે. તું એક કળાકારની પુત્રી છે. રાજાએ તને માનીતી બનાવી તેથી તું અભિમાન ન કરીશ."

આમાં પણ બીજી રાણીઓએ કંઈક કામણ જોયું. આથી રાજાએ જાતે તેને જોઈ

અને સાંભળી. એથી તો તેના પ્રત્યે તેનો ઘણો પ્રેમ વધી ગયો અને તેને પોતાની પટરાણી બનાવી.

આ દૃષ્ટાંતથી પ્રેરણા લેવી કે મુનિએ ભવ્ય જીવોએ હંમેશા આત્મનિંદા કરવી. સાગરાચાર્યની જેમ ગર્વ કરવો નહિ.



## ૧૫૬

## પ્રતિક્રમણના પર્યાયો (ચાલુ)

પ્રતિક્રમણનાં સાતમા પર્યાયનું નામ ગર્હા છે. આ ગર્હા પર્યાય પણ અપ્રશસ્ત અને પ્રશસ્ત છે, દ્રવ્ય ગર્હા વિષે એક દૃષ્ટાંત કહ્યા છે. તે આ પ્રમાણે:

ઉપાધ્યાય વૃદ્ધ હતા અને તેની પત્ની યુવાન, પોતાના પતિથી અસંતુષ્ટ હતી. તેનું ચિત્ત પરપુરુષોમાં ભટકતું હતું.

નર્મદા નદીને સામેના કિનારે એક યુવાન ગોવળિઓ રહે. આ ગોવાળના પ્રેમમાં તે પડી. દિવસમાં તો ગોવાળને મળાય નહિ. આથી તેને મળવા તે રાતના ઘડાના આધારથી નર્મદા નદી તરીને જતી. આ કામની કોઇને ગંધ ન આવે તેની તે ખૂબજ તકેદારી રાખતી. દિવસના સમયમાં ઉપાધ્યાયની સાથે સતી પતિવ્રતાના જેવો વ્યવહાર રાખતી.

ઉપાધ્યાયને તે કહેતી: "કાગડો કા કા કરે છે તેથી મને ભય લાગે છે." આથી આ સ્ત્રી દિવસે કાગડાને બલી આપતી ત્યારે તેને બીક ન લાગે તે માટે ઉપાધ્યાય તેની પાસે છાત્રોને મોકલતા.

ઉપાધ્યાય ક્યારેક કોઈ પુરુષને બોલાવવા તેની પત્નીને કહેતા. એ સમયે તે જવાબ આપતી: "હું પરપુરુષ સાથે બોલીશ નહિ."

યુવાન સ્ત્રીનો આવો સરળ અને પવિત્ર વ્યવહાર જોઈ એક હોશિયાર વિદ્યાર્થીને તેમાં કશીક ગંધ આવી. તેણે વિચાર્યું કે આટલી બધી સરળતા અને પવિત્રતા બતાવવા પાછળ ગુરુપત્ની કંઈક અપકૃત્ય છુપાવતી હોય એમ લાગે છે. આ તબક્કે તેને પોતે ભણેલો એક શ્લોક યાદ આવી ગયો.

अत्याचारमनाचारमत्यार्जवमनार्जवम् ।
अतिशौचमशौचं च, षड्विधं कूटलक्षणम् ॥

“જ્યાં વધુ પડતો વ્યવહાર–આચાર બતાવવામાં આવતો હોય છે ત્યાં અનાચાર હોય છે અને જ્યાં અતિસરળતા બતાવવામાં આવતી હોય છે ત્યાં સરળતા હોતી નથી અને જ્યાં અતિપવિત્રતા બતાવવામાં આવતી હોય છે ત્યાં પવિત્રતા હોતી નથી આથી અતિઆચાર અનાચારનું, અતિસરળતા અસરળતાનું અને અતિ–પવિત્રતા અપવિત્રતાનું એમ છ એ છ કૂટ–ખોટા લક્ષણો છે.”

આમ વિચારી એ વિદ્યાર્થી ગુરુપત્નીની ચર્યા પર છાની નજર રાખવા લાગ્યો. રાતે પણ તેણે જાસુસી કરી. રાત પડતાં ઉપાધ્યાયની પત્ની નર્મદાના સામા કાંઠે જવા નીકળી. વિદ્યાર્થી પણ છુપાતો તેની પાછળ ગયો.

એક કિનારા ઉપર એક મગરે ચોર લોકોને પકડયા. આ જોઈ પેલી સ્ત્રીએ કહ્યું: ‘અરે! મૂર્ખાઓ! તમે આ નઠારે આરે શા માટે ઉતર્યા? હવે તમે મગરની આંખ ઢાંકી દો એ તમને છોડી દેશે.”

વિદ્યાર્થી તો ઉપાધ્યાયપત્નીની હિંમત અને બુદ્ધિ જોઈ ખુશ થઈ ગયો પણ તેણે આ બધું કોઈને કહ્યું નહિ. મનની વાત મનમાં જ રાખી. બીજે દિવસે ગુરુપત્નીને કાગડાના કા કા શબ્દથી ભય પામતી જણાઇ એટલે પેલા વિદ્યાર્થીએ કહ્યું:

“દિવસે કાગડાથી ડરે છે અને રાતે નર્મદા તરે છે. સારા અને નઠારા આરાને જાણે છે અને જળજંતુની આંખો મીંચવાનો ઉપાય જાણે છે.”

આ સાંભળી ગુરુપત્ની બોલી: “શું કરું? તારા જેવા યુવાનને મારી કંઈ પડી નથી. આથી મારે ત્યાં જવું પડે છે.”

વિદ્યાર્થી: “મને તમારી ઈચ્છા તો ઘણી થાય છે પણ તમારા પતિનો મને ડર લાગે છે.”

એ પછી યુવાન સ્ત્રીએ પોતાના વૃદ્ધ પતિની હત્યા કરી. તેની લાશને પેટીમાં મૂકી એ પેટીને ઉપાડી તેને મૂકવા જંગલમાં ગઇ.

ત્યાં કોઈ વ્યંતરી દેવીએ એ પેટીને સ્ત્રીના માથા સાથે સ્તંભિત કરી દીધી. આમ પેટી લઈ તે જંગલમાં ભમવા લાગી. થોડા સમયમાં તો પેટીનું વજન વધવા લાગ્યું અને તેમાંથી માંસ ગળવા લાગ્યું.

માથા પર ભારે બોજ, માંસની દુર્ગંધ, ફરી ફરીને થાકી ગયેલા પગ અને સૂકાતો કંઠ. યુવાન સ્ત્રીની વેદનાનો કોઈ પાર ન હતો. હવે તે પેટી લઈને ઘરે ઘર ફરવા લાગી અને દરેકને કહેવા લાગી: “પતિની હત્યા કરનાર આ નીચ સ્ત્રીને કંઈક ખાવાનું આપો.”

આમ ઘણો સમય તેણે ભીક્ષા માંગી. એક દિવસ રસ્તામાં તેણે કોઈ એક

સાધ્વીજીને જોયા. તેમને વંદન કરવા માથું નમાવ્યું કે તુરત જ પેલી પેટી નીચે પડી ગઈ, આથી તેણે એ સાધ્વીજી પાસે દીક્ષા લીધી.

આ દૃષ્ટાંત કથામાંથી ભવ્ય જીવોએ પોતાના પાપની નિંદા કરવાની પ્રેરણા લેવી જોઈએ. જાણતાં કે અજાણતાં પોતાનાથી જે પાપ થઈ ગયું હોય તેની દેવ-ગુરુ સમક્ષ કે આત્મા સન્મુખ કડક નિંદા કરવી જોઇએ. તેમ કરવાથી પાપનો બોજ હળવો બને છે અને આત્મા વિશુદ્ધ બને છે.



## ૧૫૭

## પ્રતિક્રમણના પર્યાયો (ચાલુ)

પ્રતિક્રમણમાં આઠમો-છેલ્લો પર્યાય શુદ્ધિ છે. શુદ્ધિ એટલે નિર્મળ કરવું. શુદ્ધિના પણ બે ભેદ છે. અપ્રશસ્ત અને પ્રશસ્ત. જ્ઞાનાદિકની શુદ્ધિ તે પ્રશસ્ત શુદ્ધિ અને ક્રોધાદિકની સ્પષ્ટતા તે અપ્રશસ્ત શુદ્ધિ. તેમાં પણ ક્રોધાદિ રૂપ મળને દૂર કરી આત્માને નિર્મળ કરવો તે પ્રશસ્ત શુદ્ધિ છે. આ પર્યાય અંગે વસ્ત્ર અને વૈદ્યનું એમ બે દૃષ્ટાંત છે.

શ્રેણિક રાજાએ એક ધોબીને બે વસ્ત્ર ધોવા માટે આપ્યા. તે સમય દરમિયાન કૌમુદી મહોત્સવ આવ્યો. આ મહોત્સવમાં મ્હાલવા માટે ધોબીએ શ્રેણિકના બે વસ્ત્ર પોતાની પત્નીને પહેરાવ્યા.

મહોત્સવમાં ફરતાં ફરતાં શ્રેણીકે ધોબણે પહેરેલા પોતાના બે વસ્ત્ર જોયા. આથી તેની નિશાની રાખવા તેણે અજાણતાંનો ડોળ કરી એ વસ્ત્ર પર પાનની પિચકારી મારી. સફેદ વસ્ત્રો તેથી ડાઘવાળા થઈ ગયા.

ધોબીએ બીજે દિવસે એ વસ્ત્રોને બરાબર ધોઈને શ્રેણિકને પાછા આપી દીધા. શ્રેણિકે જોયું તો વસ્ત્ર પર સહેજ પણ ડાઘ ન હતો. તેણે ધોબીને પૂછતાં ધોબીએ સાચી હકીકત જણાવી દીધી. આથી શ્રેણિકે તેના પર ખુશ થઈ તેને ભેટ આપી.

આ પ્રમાણે સાધુ અને શ્રાવકે પોતાના આત્મા પર જે કંઈ દોષ કે અતિચાર લાગ્યા હોય તેની શુદ્ધિ તુરત જ કરી લેવી જોઈએ. શ્રી ઉપાસકદશાંગ સૂત્રમાં સુરદેવ અને ચુલ્લશતક શ્રાવકની કથા આ માટે પ્રેરક છે.

સુરદેવ શ્રાવક વારાણસીમાં રહેતો હતો. એક વખત પૌષધ લઇ તે પૌષધશાળામાં

શુભ ધ્યાન ધરવા લાગ્યો. ત્યાં કોઇ દેવતાએ તેને કહ્યું : "સુરદેવ ! તું જૈનધર્મનો ત્યાગ કર. નહિ તો હું આખા શરીરમાં મહારોગ પેદા કરીશ."

દેવતાના ભયથી તે પોતાનું શુભ ધ્યાન ચૂકી ગયો. બીજે દિવસે તે શ્રી વીર-પ્રભુ પાસે ગયો અને પ્રતિજ્ઞા તોડી તે માટેની આલોયણા લીધી.

આલોયણા લઈ સુરદેવે પ્રતિક્રમણ કરી પોતાના આત્માને વિશુદ્ધ કર્યો અને કાળક્રમે તે ત્યાંથી સુધર્મ દેવલોકે ગયો. ત્યાં ચાર પલ્યોપમનું આયુષ્ય પૂર્ણ કરીને મહાવિદેહ ક્ષેત્રમાં તે સિદ્ધિપદને પામશે.

શુદ્ધિ અંગે વૈદ્યનું દૃષ્ટાંત છે તે આ પ્રમાણે :—

પોતાના ઉપર ચડાઈ કરવા આવતા શત્રુનો નાશ કરવા રાજાએ વૈદ પાસે ઝેર મંગાવ્યું. જવના દાણા જેટલું ઝેર લઈને વૈદ રાજા પાસે હાજર થયો.

"વૈદરાજ ! મારે આખી શત્રુસેનાનો સંહાર કરવો છે અને તમે આટલું અમસ્તું ઝેર લઈને આવ્યા ?" રાજા ગુસ્સે થઈ ગયો.

"રાજન્ ! શાંત થાવ. આ આટલું અમસ્તું ઝેર નથી. તે સહસ્રઘાતિ ઝેર છે." એમ કહી વૈદરાજે તેની સાબિતી માટે મરેલા હાથીના એક રુંવાડા ઉપર તે ઝેર મૂક્યું. જોતજોતામાં તે ઝેર હાથીના આખા શરીરમાં પ્રસરી ગયું.

"રાજન્ ! આ હાથીને જે ખાશે અથવા તો તેનો સ્પર્શ કરશે તેને આ ઝેર ચડશે ને મરી જશે." વૈદરાજે છેવટે કહ્યું.

"વૈદરાજ ! આ રીતે ઝેર ઉતારવા માટેનું પણ કોઈ ઔષધ–દવા છે કે નહિ ?" રાજાએ બીજો પ્રશ્ન પૂછ્યો.

"છે રાજન્ ! ઝેર ચડાવવાની દવા છે તેવી ઝેર ઉતારવાની પણ દવા છે." એમ કહી વૈદરાજે જવના દાણા પ્રમાણ જેટલી બીજી દવા હાથીના રુંવાડા પર મૂકી અને આંખના પલકારામાં બધું ઝેર ઉતરી ગયું.

આમ આ દૃષ્ટાંતકથાઓમાંથી ભવ્ય જીવોએ પોતાના પાપની અવશ્ય શુદ્ધિ કરવી.

આ ગ્રંથના કર્તા કહે છે કે આ પ્રતિક્રમણના આઠ પર્યાય શ્રી **હરિભદ્રસૂરિજી**એ કરેલી આવશ્યક સૂત્રની ટીકાના આધારે મેં લખાવ્યા છે. તેથી તેને બરાબર સમજીને તે ક્રિયા કરવી.



## ૧૫૮

## ઈર્યાપથિકી પ્રતિક્રમણ પૂર્વક પૌષધ.

ઇરિયાવહી પડિક્કમીને પૌષધ કરવો જોઇએ. કહ્યું છે કે:—

प्रतिक्रमणश्रुतस्कंधमिर्यापथिकं तथा ।
प्रतिक्रम्य क्रियाः सर्वा, विधेयाः पौषधादिकाः ॥

**ભાવાર્થ**:—પ્રતિક્રમણ શ્રુતસ્કંધ કે ઈર્યાપથિક તે પડિક્કમીને પૌષધ વગેરે સર્વ ક્રિયાઓ કરવી.

**વિસ્તરાર્થ**:-ઈર્યાપથિકનું બીજું નામ પ્રતિક્રમણશ્રુતસ્કંધ છે. તે પડિક્કમીને સર્વ ક્રિયાઓ કરવી જોઇએ. આ સંબંધમાં **શ્રી વિવાહચૂલિકા**માં કહ્યું છે કે: "વસ્ત્ર તથા અલંકારો વગેરે ઉતારીને ઇરિયાવહી પડિક્કમવા પૂર્વક મુહપત્તિ પડિલેહીને પછી ચાર પ્રકારનો પૌષધ કરવો."

**શ્રી આવશ્યકચૂર્ણિ**માં પણ કહ્યું છે કે "ત્યાં ઢઙ્ઢર નામે શ્રાવક દેહચિંતા કરીને ઉપાશ્રયે આવે છે. આવીને દૂરથી ત્રણ નિસિહિ કહી ગૃહવ્યાપારનો ત્રિવિધે નિષેધ કરી મોટે સ્વરે ઇર્યાપથિકી પડિક્કમે છે. **શ્રી ભગવતી સૂત્ર**માં પણ પુખ્ખલિ શ્રાવકના અધિકારમાં કહ્યું છે. આથી પૌષધ લેતાં અગાઉ સર્વ પ્રથમ ઈર્યાપથિકી પ્રતિક્રમવી જોઈએ.

ઇરિયાવહીમાં પાંચસો ને ત્રેસઠ પ્રકારના જીવોને મિચ્છામિ દુક્કડં દેવાય છે. એ જીવોની સંખ્યા આ પ્રમાણે છે. સાત પ્રકારના નારકીના જીવ તેના પર્યાપ્તા અને અપર્યાપ્તા એમ બે બે ભેદ ગણતાં ચૌદ પ્રકાર થાય. પાંચ પ્રકારના સ્થાવર જીવ તેના પર્યાપ્તા, અપર્યાપ્તા. સૂક્ષ્મ અને બાદર એમ દરેકના ચાર ચાર ભેદ કરતાં વીસ પ્રકારના જીવ થાય. પ્રત્યેક વનસ્પતિકાયના અપર્યાપ્તા અને પર્યાપ્તા એમ બે ભેદ છે. વિકલેન્દ્રિય તે બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચૌરેન્દ્રિય જીવના પર્યાપ્તા અને અપર્યાપ્તા એમ બે બે ગુણતાં છ ભેદ થાય. જળચર, સ્થળચર ( ચતુષ્પદ ) અને ખેચર, ઉરઃપરિસર્પ અને ભુજપરિસર્પ આ પાંચ પ્રકારના તિર્યંચ પંચેન્દ્રિય જીવના સંજ્ઞી ને અસંજ્ઞી તેમજ પર્યાપ્તા અને અપર્યાપ્તા એમ ચાર ચાર ભેદ હોવાથી વીશ ભેદ થાય. એકંદર થાવરથી માંડીને અડતાળીશ ભેદ તિર્યંચના થાય છે. પંદર કર્મભૂમિના, ત્રીસ અકર્મભૂમિના તથા છપ્પન અંતરદ્વીપના એમ બધા મળીને મનુષ્યના એકસો ને એક ભેદ થાય છે. તેમાં ગર્ભજના પર્યાપ્તા અને અપર્યાપ્તા બે ભેદથી બસો ને બે ભેદ થાય છે. તેમાં ક્ષેત્રજ સંમૂર્ચ્છિમ અપર્યાપ્તાના [ સંમૂર્ચ્છિમ મનુષ્ય અપર્યાપ્તપણામાં જ મરણ પામે છે તેથી તેનો એક જ ભેદ કહ્યો છે.] એકસો ને એક ભેદ ઉમેરવાથી

મનુષ્યોના ત્રણસો ને ત્રણ ભેદ થાય છે. ભવનપતિના દશ, વ્યંતરના સોળ, ચર અને સ્થિર ભેદે જ્યોતિષીના દશ, વૈમાનિકના બાર, ગ્રૈવેયકના નવ, અનુત્તરનાં પાંચ, લોકાંતિકના નવ, કિલ્વિષિકનાં ત્રણ, પાંચ ભરત અને પાંચ ઐરવતના મળી દસ વૈતાઢ્ય પર રહેનારા તિર્યંકજૃંભકના દસ અને પરમાધાર્મિકના પંદર એમ કુલ મળીને દેવતાનાં નવાણું ભેદ છે. તેના પર્યાપ્તા અને અપર્યાપ્તાના બે બે ભેદ ગણતાં એકસો ને અઠ્ઠાણું ભેદ થાય છે. એકંદરે ચારે ગતિના ગણતાં બધા મળીને પાંચસો ને ત્રેસઠ ભેદ થાય છે.

૫૬૩ જીવ ભેદને અભિહયા વગેરે દસ પદે ગુણતાં ૫૬૩૦, તેને રાગદ્વેષથી ગુણતાં ૧૧૨૬૦, તેને ત્રણ યોગ વડે ગુણતાં ૩૩૭૮૦, તેને ત્રણ કરણ વડે ગુણતાં ૧૦૧૩૪૦ તેને ત્રણ કાળ આશ્રી ગુણતાં ૩૦૪૦૨૦ ભેદ થાય છે. તેમને અરિહંત, સિદ્ધ, સાધુ, દેવ, ગુરુ અને આત્માની સાક્ષીએ ગુણતાં અઢાર લાખ, ચોવીસ હજાર ને એકસો વીસ પ્રકારનાં જીવ થાય છે. તે વિષે કહ્યું છે કે ૧૮,૨૪,૧૨૦ જેટલું ઈરિયાવહીના મિચ્છામિ દુક્કડંનું પ્રમાણ કહ્યું છે.

ઈરિયાવહી કરતાં અગાઉ પગ મૂકવાની ભૂમિને ત્રણવાર પ્રમાર્જવી પછી સમ્યક્ શુદ્ધ મનથી અતિમુક્ત મુનિની જેમ ઇરિયાવહી પડિક્કમવી.

## અતિમુક્ત મુનિની કથા.

અતિમુક્તના પિતાનું નામ વિજય. તે પોલાસપુર નગરનો રાજા હતો. અતિમુક્તની માતાનું નામ શ્રીદેવી.

અતિમુક્ત છએક વરસના હતા તે સમયની એક ઘટના છે. શ્રી ગૌતમસ્વામીને છઠ્ઠનું પારણું હતું. પોલાસપુરમાં તે ગોચરી માટે જઈ રહ્યા હતા. તે સમયે રમતાં રમતાં અતિમુક્તનું ધ્યાન તેમના તરફ ગયું. દોડતાં દોડતાં તેમની પાસે જઈ આ નાના બાળકે પૂછ્યું : “તમે કોણ છો? અને તમે આમ કેમ ફરી રહ્યા છો?”

ગણધર ભગવંતે વાત્સલ્યભીના સ્વરે કહ્યું : “વત્સ! હું સાધુ છું. ભીક્ષા માટે ફરી રહ્યો છું.”

અતિમુક્ત : “તો ચાલો મારા ઘરે, હું તમને ભીક્ષા અપાવું.”

અને શ્રી ગૌતમસ્વામીને આંગળીએ પકડીને અતિમુક્ત પોતાના મહેલમાં લઈ આવ્યો. પોતાના આંગણે ગણધર ભગવંતને જોઈ શ્રીદેવીના આનંદનો પાર ન રહ્યો. ભાવપૂર્વક તેણે ગોચરી વ્હોરાવી.

ભીક્ષા લઇને પાછા ફરતાં શ્રી ગૌતમસ્વામીને અતિમુક્તે પૂછ્યું : “ભગવન્! આપ ક્યાં રહો છો?”

ગણધર ભગવંત : “વત્સ! શ્રી વીર પરમાત્મા અમારા ગુરુ છે. અમે તેમની સાથે રહીએ છીએ.”

અતિમુક્ત: "શું તમારે પણ બીજા ગુરુ છે? ચાલો, હું પણ તેમના દર્શન કરવા આવું છું."

ગણધર ભગવંત "દેવાનુપ્રિય! સુખ ઉપજે તેમ કરો."

પર્ષદામાં પહોંચી અતિમુક્તે ભગવાન શ્રી વીર પરમાત્માને વિનયથી વંદના કરી ભગવાને તેને બાળભાષામાં ધર્મની પ્રેરણા આપી. બાળ રાજકુમાર ઘરે પાછો ફર્યો. તેના સમસ્ત ચિત્તતંત્ર પર ત્યારે વીરવાણીનો દિવ્ય પ્રભાવ હતો. તેણે પોતાના માતપિતાને વિનયથી કહ્યું: "પૂજ્ય માતુશ્રી તથા પિતાશ્રી! હવે મને આ સંસાર અસાર લાગે છે. મારે શ્રી વીર પરમાત્મા પાસે દીક્ષા લેવી છે, તો આપ મને સહર્ષ અનુમતિ આપો."

"વત્સ! તું હજી ઘણો નાનો છે. દીક્ષા કેવી હોય તેની તને શું ખબર પડે?" વ્હાલથી માતાએ કહ્યું.

અતિમુક્તે તરત જ કહ્યું: "પૂજ્ય માતુશ્રી! જે હું જાણું છું તે નથી જાણતો અને જે નથી જાણતો તે જાણું છું."

કુમારને આવું રહસ્યમય બોલતો જોઈ વિજયરાજા અને શ્રીદેવીએ પૂછ્યું: "વત્સ! એટલે શું?"

અતિમુક્તે પોતાની કાલી ભાષામાં પણ સ્પષ્ટતાથી કહ્યું: "હું જાણું છું કે જે જન્મ્યો છે તે અવશ્ય મરવાનો છે પરંતુ હું એ નથી જાણતો કે તે જીવ ક્યાં અને કેવી રીતે મરશે? અને હું એ પણ નથી જાણતો કે કેવાં કર્મથી જીવ નરકાદિમાં ઉત્પન્ન થાય છે. પણ હું એ જાણું છું કે જીવ પોતાનાં કરેલાં કર્મવડે જ ગતિને પામે છે."

આમ અતિમુક્તના અંતરના ભાવ અને આગ્રહ જોઇ માતા–પિતાએ તેને દીક્ષા માટે અનુમતિ આપી અને ઘણા જ ઠાઠમાઠથી તેનો દીક્ષા–મહોત્સવ ઉજવ્યો. શ્રી વીરપ્રભુએ બાળક અતિમુક્તને દીક્ષા આપી. પછી પ્રભુએ તેમને ધાર્મિક શિક્ષણ અને સંસ્કાર આપવા સ્થવિરોની પાસે મૂક્યો.

થોડા સમય બાદ વરસાદ વરસીને થંભી ગયો હતો. માર્ગો ઉપરના ખાડામાં પાણી ભરાઇ ગયા હતા. આ ખાડામાં પાણી ભરાઈ ગયા હતા. આ ખાડામાં ભરાયેલ પાણીમાં નાના બાળકો પાંદડાની હોડી બનાવી રમતા હતા. હોડી મૂકતાં જાય અને બોલતાં જાય: 'જુઓ આ મારું નાવ તરે છે.'

આ સમયે અતિમુક્ત મુનિ સ્થવિર સાથે સ્થંડિલ જઇ રહ્યા હતા. બાળકોને રમતાં જોઇ તેમને પણ રમવાનું મન થયું. તે પણ ખાડા પાસે ગયા અને ત્યાં પાણીમાં પોતાનું પાત્ર મૂકવા લાગ્યા. સાથેના સ્થવિરે તેમને સમજાવ્યું કે સાધુથી આમ કરાય નહિ. પરંતુ અતિમુક્ત મુનિએ ત્યાં સુધીમાં તો પોતાનું લાકડાનું પાત્ર પાણીમાં મૂકી દીધું અને સાથેના બાળકોને કહ્યું: "જુઓ, મારું નાવ પણ તરે છે."

પર્ષદામાં પાછા ફર્યા બાદ કેટલાક સ્થવિરોએ શ્રી વીર-પરમાત્માને પૂછ્યું: ભગવન્! આ છ વરસનો મુનિ જીવદયામાં શું સમજે? હમણાં તો તે ષટ્કાય જીવનું ઉપમર્દન કરે છે."

ભગવાને કહ્યું: "હે મુનિયો! તમે આ બાળમુનિની કોઈ હીલના કરશો નહિ. તેને સમજાવીને તમે ભણાવો અને તે તમારાં કરતાં પહેલાં કેવળી થનાર છે.

ભગવાનનું આ વિધાન સાંભળી સ્થવિરોએ બાળમુનિ અતિમુક્તને ખમાવ્યા.

અભ્યાસ કરતાં કરતાં બાળમુનિ થોડા જ સમયમાં એકાદશાંગી ભણી ગયા. એક સમયે તે નગરમાં ગોચરી માટે જઈ રહ્યા હતા ત્યાં તેમણે બાળકોને પાણીમાં પાંદડાની નાવડી તરાવતાં જોયાં. એ જોતાં જ પોતે પણ આવી રીતે નાવડી તરાવી હતી તે યાદ આવ્યું. અભ્યાસના લીધે તેમને સમજાયું કે અગાઉ તેમણે ભૂલ કરી હતી. એ ભૂલ માટે પસ્તાવો કરતાં તે સમવસરણમાં આવ્યા.

ઈર્યાપથિકી પડિક્કમતાં તેના અર્થમાં ઊંડા ઊતરી ગયા. સચિત્ત પાણી અને માટીની કરેલી વિરાધનાને યાદ કરી તે કૃત્યની વારંવાર નિંદા કરવા લાગ્યા. ખૂબ જ તીવ્રતાથી તેમણે આત્મનિંદા કરી. તે વખતે શુક્લધ્યાનના બળથી તેમના ઘાતીકર્મ ખપી ગયાં અને તેમણે કેવળજ્ઞાન લાધ્યું. દેવતાઓએ તેમનો મહોત્સવ કર્યો ત્યારે શ્રી વીરપરમાત્માએ કહ્યું: "સ્થવિરો! જુઓ, આ નવ વરસનો બાળક કેવળી થયો." સર્વ સ્થવિરોએ બાળ કેવળી ભગવંત અતિમુક્તને વંદના કરી.

ભવ્યજીવોએ પણ અતિમુક્ત મુનિની જેમ ઉત્કટ ભાવથી ઇરિયાવહી કરવી જોઈએ.



## ૧૫૯

## પૌષધવ્રતના અતિચાર.

उत्सर्गादानसंस्तारा, अनवेक्ष्याप्रमार्ज्य च ।
अनादरः स्मृत्यनुपस्थापनं चेति पौषधे ॥

**ભાવાર્થ:**—૧ ત્યજવું, ૨ લેવું, ૩ બરાબર જોયા અને પ્રમાર્જ્યા વિના સંથારો કરવો, ૪ ક્રિયામાં આદર ન રાખવો અને ૫ ક્રિયાના સમયને યાદ ન રાખવો એ પૌષધવ્રતના પાંચ અતિચાર છે.

**વિસ્તરાર્થ:**—ઉત્સર્ગ એટલે લઘુશંકા સમયે ભૂમિને તપાસે નહિ અને રજોહરણથી ભૂમિને પ્રમાર્જે નહિ, ભૂમિ શુદ્ધિ માટે પ્રતિલેખના કરે નહિ તો પૌષધવ્રત કરનારને તેનો અતિચાર–દોષ લાગે છે.

આદાન એટલે લેવું, કોઈપણ ચીજ વસ્તુ લઈને મૂકવાના સમયે તે ચીજ વસ્તુ બરાબર જોઈને પ્રમાર્જવી જોઈએ. તેમ કરવામાં ન આવે તો બીજો અતિચાર લાગે છે.

પૌષધવ્રત લેનારાએ રાતે ડાભ, ઘાસ, કાંબળ કે વસ્ત્ર વગેરેથી સંથારો કરવો કરવો જોઈએ. તેમ કરવામાં જયણા રાખવામાં ન આવે કે સંથારાને પુંજવામાં ન આવે તો ત્રીજો અતિચાર લાગે.

પૌષધવ્રત લેવામાં ઉત્સાહ રાખે નહિ, લીધા બાદ આળસ કે પ્રમાદ કરે, વ્રત સંબંધી ક્રિયા સમયસર કરવામાં ન આવે તો તેનાથી ચોથો અને પાંચમો અતિચાર લાગે છે.

બીજા ગ્રંથોમાં પાંચમો અતિચાર આ પ્રમાણે બતાવ્યો છે. પૌષધવ્રતમાં અવિધિસર વર્તવું અર્થાત્ પૌષધવ્રત લઈને બરાબર પાલન ન કરવું, આહારપૌષધ કર્યો હોવા છતાંય ભૂખ અને તરસની વેદનાથી એવું વિચારવામાં આવે કે પૌષધ પારીને પારણામાં હું અમુક વાનગી કરાવીને ખાઈશ. આવો કંઈપણ વિચાર કરવાથી પાંચમો અતિચાર લાગે છે.

અતિચારવાળા પૌષધવ્રત ઉપર શ્રેષ્ઠી નંદમણિકારની કથા છે. **શ્રી જ્ઞાતાસૂત્રના** તેરમા અધ્યયન ઉપરથી તે કથા સંક્ષેપમાં અત્રે કહેવામાં આવે છે.

## નંદમણિકારની કથા.

રાજગૃહી નગરીમાં શ્રી વીરપ્રભુ સમવસરણમાં બિરાજ્યા હતા. પ્રથમ દેવલોકનો નિવાસી દર્દુરાંક દેવ સૂર્યાભદેવની જેમ પ્રભુની ભક્તિ કરીને સ્વર્ગે ગયો.

તે સમયે શ્રી ગૌતમસ્વામીએ પૂછ્યું: "ભગવન્! આ દેવતાએ કયા પુણ્યથી આવી સમૃદ્ધિ પ્રાપ્ત કરી?"

પ્રભુ બોલ્યા: "હે ગૌતમ! રાજગૃહીમાં નંદમણિકાર નામે એક શ્રેષ્ઠી રહેતો હતો. તેણે અમારી પાસે શ્રાવકધર્મ ગ્રહણ કર્યો. એક વખતે ગ્રીષ્મ ઋતુમાં તેણે અઠ્ઠમ તપથી પૌષધ વ્રતનું આરાધન કર્યું. શ્રેષ્ઠીએ ચોવિહાર ઉપવાસ કર્યા હતા. તેમાં તેને તરસ લાગી. તે સમયે તેને વિચાર આવ્યો: "જેઓ પોતાના નામથી વાવ કે કુવાઓ કરાવે છે, તેઓને ધન્ય છે."

પૌષધ પારીને એક દિવસ તે શ્રેણિક રાજાની પાસે ગયો. તેની આજ્ઞા લઈ તેણે નગરની બહાર ચાર મુખવાળી નંદવાપિકા નામની એક વાવ બનાવી. તેની ચાર દિશાઓમાં તેણે ઉપવનો પણ કરાવ્યા. વાવ અને ઉપવનને જોઈ લોકો તેની પ્રશંસા કરવા લાગ્યા. આ પ્રશંસા સાંભળી નંદમણિકારશ્રેષ્ઠીને આનંદ થતો. સમય જતાં ભાવથી

તેને ભાવથી મિથ્યાત્વ રુપ રોગ અને દ્રવ્યથી સોળ રોગ થયા. રોગો દૂર કરવા માટે વૈદ્યોએ અનેક ઉપચારો કર્યા પણ એકેય ઉપચાર સફળ ન થયો. છેવટે રોગમાં જ તે શ્રેષ્ઠીનું મૃત્યુ થયું.

મરીને નંદવાપિકા વાવમાં જ તે ગર્ભજ દેડકો થયો. વાવમાં ક્રીડા કરતાં તે દર્દુરે ઘણાનાં મુખેથી વાવનું વર્ણન સાંભળ્યું. એ સાંભળતાંજ તેને જાતિસ્મરણજ્ઞાન થયું. આથી તે આત્મનિંદા કરવા લાગ્યો. "અરે! મને ધિક્કાર છે! મેં સર્વ વ્રતોની વિરાધના કરી. જેનું પરિણામ હું આજે ભોગવી રહ્યો છું. હવે તે વ્રતો આ ભવમાં કરું" એમ વિચારી તેણે અભિગ્રહ કર્યો કે "આજથી નિરંતર છઠ્ઠ છઠ્ઠની તપસ્યા કરી પારણું કરવું અને ઘણા લોકોના પસીના અને મેલથી દુષિત થયેલ નંદાપુષ્કરિણીનું જ પાણી વાપરવું."

આવો અભિગ્રહ કરીને દર્દુર શ્રી વીરપ્રભુનું આગમન સાંભળી તેમને વંદના કરવા માટે નીકળ્યો. ત્યાં રસ્તામાં શ્રેણિક રાજાના અશ્વનો ડાબો પગ તેના પર પડતા તે કચડાઈ મર્યો. પરંતુ શુભધ્યાનથી એકાંતમાં જઈ નમુત્થુણં ઈત્યાદિ સ્તુતિ વડે ધર્માચાર્યને નમી સર્વ પાપને આળોવી મૃત્યુ પામી સૌધર્મ દેવલોમાં દર્દુરાંક નામે દેવતા થયો. તે દેવ અહીં આવ્યો હતો. "હે ગૌતમ! તેણે પૂર્વભવમાં કરેલા શુભધ્યાનાદિથી આવી સંપત્તિ પ્રાપ્ત કરી છે. હવે તે ચાર પલ્યોપમનું આયુષ્ય પૂર્ણ કરી મહાવિદેહક્ષેત્રમાં મનુષ્ય થઇને ભવનો ક્ષય કરીને મોક્ષે જશે."

નંદમણિકારની આ કથા વાંચીને ભવ્ય જીવોએ પૌષધ લઇને પૌષધવ્રતના કોઈ અતિચાર ન લાગે તેની કાળજી રાખવી જોઇએ. તરસ લાગે કે ભૂખ લાગે તો પણ સમતાભાવ રાખવો જોઇએ, તે સમયે પાણી કે ખાવાનો કોઈ વિચાર ન કરવો જોઇએ. આત્મા તો અશરીરી છે. ભૂખ અને તરસ વગેરે તો દેહને હોય છે. આત્માને તો નથી ભૂખ લાગતી કે નથી તરસ લાગતી. એમ વિચારીને સમભાવમાં રહેવું જોઇએ. એમ કરવામાં ન આવે અને પારણાનો વિચાર કરવામાં આવે તો કરેલાં તપ વૃથા જાય છે. અને નંદમણિકાર શ્રેષ્ઠીની જેમ દુર્ગતિ થાય છે.



## ૧૬૦

## પૌષધવ્રત કરનારની સ્તુતિ

**धर्मपौषधमाराध्य, सम्यक् सागरचंद्रमाः ।**
**समाधिना विपन्नोऽभूत्, त्रिदिवे त्रिदिवोत्तमः ॥**

**ભાવાર્થ :** સાગરચંદ્ર પૌષધવ્રતની સમ્યક્ પ્રકારે આરાધના કરી સમાધિથી મૃત્યુ પામીને સ્વર્ગમાં ઉત્તમ દેવતા થયા.

## સાગરચંદ્રની કથા

દ્વારાવતી નગરી. તેમાં બળદેવ રહે. બળદેવને નિષધ નામનો પુત્ર હતો અને સાગરચંદ્ર નામે પ્રપૌત્ર.

આ નગરીનો રાજા હતો ધનસેન. તેને કમલામેલા નામે એક પુત્રી હતી. રાજાએ પોતાની આ પુત્રી ઉગ્રસેનના પુત્ર નભસેનને આપી હતી.

એક સમયની વાત છે. નારદજી ફરતા ફરતા નભસેનને ત્યાં જઈ ચડયાં. એ સમયે નભસેનને ત્યાં વિવાહપ્રસંગની ધમાલ ચાલતી હતી. નભસેન એ કામમાં એટલો બધો વ્યગ્ર હતો કે નારદજીના આગમનની તેને ખબર પડી નહિ. પોતાનું કોઈએ સન્માન ન કર્યું તેથી નારદજીને અપમાન જેવું લાગ્યું. અંતરમાં ગુસ્સો ભરીને ત્યાંથી તે પાછા ફરી ગયા અને સીધા પહોંચ્યા સાગરચંદ્રની પાસે.

સાગરચંદ્ર નારદને જોઈને ઊભો થઈ ગયો. સામે જઈને તેમનું સ્વાગત કર્યું. પ્રેમ અને આદરથી તેમને સિંહાસન પર બેસાડયા. ખબર અંતર પૂછયાં. નારદજી સાગરચંદ્રના વિનય અને આતિથ્યથી ઝૂમી ઉઠયા. વાતમાં ને વાતમાં તેમણે કહ્યું : સાગર! તું યુવાન છે. અપરિણીત છે. તારા યોગ્ય મેં એક કન્યા જોઈ છે. અહાહા! શું એનું રૂપ છે. શું એનું દેહ સૌષ્ઠવ છે. બોલે છે તો જાણે એમ લાગે કે ઝરણું વહી રહ્યું છે. એવું રૂપ મેં તો ત્રણેય ભુવનમાં જોયું નથી."

"એ કન્યા છે કોણ? તેનું નામ શું? તેના માતા-પિતા કોણ છે?" સાગરચંદ્રે એકી સાથે બેચાર પ્રશ્નો પૂછયા.

નારદજી : "એ કન્યાનું નામ છે કમલામેલા. ધનસેનની તે પુત્રી છે. રાજકન્યા છે."

"તેનાં લગ્ન થઇ ગયાં છે?" સાગરચંદ્રે વધુ વિગત પૂછી.

"લગ્ન તો નથી થઈ ગયા. હા, તેનું વેવીશાળ થઈ ગયું છે." નારદે ખુલાસો કર્યો.

સાગરચંદ્ર એ સાંભળી વિચારમાં પડી ગયો. અને નારદજી પણ તેને એ જ વિચારમાં મૂકીને ચાલી નીકળ્યા. ત્યાંથી તે કમલામેલા પાસે આવ્યા.

કમલામેલાએ તેમનું સ્વાગત કરી પૂછયું : "કાંઈ નવીન જાણવા જેવું હોય તો કહો."

નારદજીએ તુરત જ કહ્યું : "હું નભસેનને પણ મળીને આવ્યો અને સાગરચંદ્રને પણ મળીને આવ્યો."

કમલા વચમાં જ બોલી ઊઠી : "નભસેન તમને કેવા લાગ્યા?"

"વત્સે! માઠું ન લગાડીશ. જે જોયું છે તે સત્ય કહું છું. નભસેનમાં મેં કુરૂપ

જોયું અને સાગરચંદ્રમાં સુરૂપ" એમ કહીને નારદજીએ સાગરચંદ્રના ભારોભાર વખાણ કર્યાં.

કમલા સાગરચંદ્રના વર્ણનને એકચિત્તે સાંભળી રહી, નારદજી ચાલ્યા ગયા, પરંતુ તેના મનમાં સાગરચંદ્ર જ રમી રહ્યો.

આ બાજુ સાગરચંદ્ર કમલાનું સતત ધ્યાન ધરી રહ્યો હતો અને પેલી બાજુ કમલા સાગરચંદ્રના જ હરપળે વિચાર કરતી હતી.

સાગરચંદ્ર કમલાના વિચારમાં ડૂબેલો હતો ત્યાં પાછળથી હળવેથી આવીને સાંબકુમારે સાગરચંદ્રની આંખો બંધ કરી દીધી. સાગરચંદ્રે પૂછ્યું: "કોણ કમલા–મેલા કે?"

"અરે! હું તો કમલામેલક છું." કોઈ પુરુષનો અવાજ સાંભળી સાગરચંદ્ર ઝબકીને સાવધ થઈ ગયો અને બોલ્યો: અરે! સાંબકુમાર તું?"

"હા, હું સાંબકુમાર અને કમલામેલક પણ." સાંબકુમારે જવાબ આપ્યો.

"સાચી વાત છે દોસ્ત! કમળનયની કમલાને તું જ એક માત્ર મેળવી આપી શકે તેમ છે, તારા સિવાય બીજા કોઈનું એ ગજું નથી." સાગરચંદ્રે નિખાલસતાથી પોતાના મનની બધી વાત કહી.

સાંબકુમારે કમલામેલાને મેળવી આપવાનું સાગરચંદ્રને વચન આપ્યું. આ વચન પૂરું કરવા પ્રદ્યુમ્ન સાથે બનાવટ કરીને તેની પાસેથી પ્રજ્ઞપ્તિ વિદ્યા માગી લીધી.

આ બાજુ કમલામેલાના લગ્ન ગોઠવ્યા. લગ્નનો દિવસ પણ આવી પહોંચ્યો. એજ દિવસે સાંબે પ્રજ્ઞપ્તિ વિદ્યાના બળથી ઘણાં યાદવો સહિત કમલામેલાને ઉપાડી તે એક ઉદ્યાનમાં લઈ ગયો. ત્યાં તેણે સાગરચંદ્ર સાથે કમલાનું લગ્ન કરાવ્યું.

કમલાના અપહરણથી તેના પિતા અને શ્વસુર સહિત અનેક માણસો તેની શોધમાં નીકળ્યા. તેમને ખબર પડી કે કોઈ વિદ્યાધર તેનું અપહરણ કરી ગયો છે અને તેને એક ઉદ્યાનમાં રાખી છે. આથી આ બધાએ કૃષ્ણ પાસે જઈને ફરિયાદ કરી.

કૃષ્ણે તુરત જ તેમને મદદ કરી અને સેના લઈ ઉદ્યાનમાં ગયા. યુદ્ધ થયું. સાંબે વૈક્રિયલબ્ધિથી અનેક રૂપ કરી કૃષ્ણ સામે બાથ ભીડી. છેવટે સાંબ મૂળરૂપે છતો થયો અને કૃષ્ણના શરણે થયો, કૃષ્ણને બધી માંડીને વાત કરી. કૃષ્ણે એ સાંભળીને કમલાને સાગરચંદ્રને આપી.

આ ઘટનાથી નભસેન ધુંઆપુંઆ થઈ ગયો. પણ કશું બોલ્યો નહિ. સાગરચંદ્ર પર આ પ્રસંગનું વૈર લેવા તે તકની રાહ જોવા લાગ્યો.

ઘણાં સમય બાદ ભગવાન શ્રી નેમિનાથ પાસે સાગરચંદ્રે શ્રાવકધર્મ અંગીકાર કર્યો. એક દિવસ પૌષધ લઈ સાગરચંદ્ર સ્મશાનમાં કાયોત્સર્ગ કરવા લાગ્યો. શુભ ધ્યાનમાં તે દેહને પણ વિસરી ગયો અને આત્મામાં લીન થઈ ગયો.

દૈવયોગે નભસેન ત્યાં આવી ચડ્યા. સાગરચંદ્રને તેણે જોયો. વૈર સળવળી ઊઠ્યું. તેને થયું કે આ એક ઉત્તમ તક છે. સ્મશાનમાં કોઈ છે નહિ. માટે વિલંબ વિના જ બધું કામ પતાવી દઉં.

અને નભસેને સળગતાં દેવતાથી ભરેલી એક ઠીબ સાગરચંદ્રના માથા ઉપર મૂકી દીધી.

આગે તેનું કામ કર્યું. સાગરચંદ્રનું માથું થોડી જ વારમાં તપવા લાગ્યું. સમય જતાં જતાં તો તેનું આખું શરીર ધીમે ધીમે બળવા લાગ્યું. પરંતુ સાગરચંદ્રે હુંકારો પણ ન કર્યો. આ તો મારો દેહ બળે છે, હું ક્યાં બળું છું. આતમા કદી બળતો નથી, મરતો નથી. એવું શુભધ્યાન સતત એકચિત્તે ધરતો રહ્યો.

આગમાં સાગરચંદ્રની કાયા ખાખ થઈ ગઈ અને મરીને આઠમા દેવલોકમાં દેવતા થયો.

ઉપસર્ગો થવા છતાં પણ જે આરાધકો પોતાના લીધેલા વ્રતની આરાધનાથી ચલિત થતા નથી અને સમતાભાવે ઉપસર્ગોને સહન કરે છે તેવા પુણ્યશ્લોક જીવોને નમસ્કાર હો.



## ૧૬૧

## પૌષધવ્રતનું ફળ

विधेयः सर्वपापानां, मथनायैव पौषधः ।
सद्यः फलत्यसौ शुद्ध्या, महाशतकश्रेष्ठिवत् ॥

**ભાવાર્થ :** સર્વપાપનો નાશ કરવા માટે પૌષધવ્રતનું આરાધન અવશ્ય કરવું જોઈએ. વિશુદ્ધ ભાવ અને વિધિથી પૌષધ કરવાથી મહાશતક શ્રેષ્ઠિની જેમ તુરત જ ફળ મળે છે.

**વિશેષાર્થ :** પૌષધનો હેતુ સર્વ પાપાશ્રવનો નિરોધ કરવાનો છે. આ વ્રતનું બરાબર આરાધન કરવાથી અગિયાર વ્રત સારી રીતે પાળેલા ગણાય છે. આ પૌષધ યોગશુદ્ધિ, ક્રિયાશુદ્ધિ અને ધ્યાનશુદ્ધિથી કરવાથી તેનું ફળ તાત્કાલિક મળે છે.

ધ્યાનશુદ્ધિના લક્ષણ આ પ્રમાણે બતાવવામાં આવ્યાં છે : વિદ્વાનોએ દેહમાં ધ્યાન ધરવાના સ્થાનો બતાવ્યાં છે. તેમાં બે આંખ, બે કાન, નાસિકાનો અગ્રભાગ, મુખ,

નાભિ, મસ્તક, હૃદય, તાળવું અને ભૃકુટિ છે. આમાંથી કોઈ એક સ્થાન ઉપર ચિત્તને સ્થિર કરવું અને બીજો વિચારો અને વિકારો છોડી દઈ માત્ર આત્માનું જ ચિંતન, મનન કરવું.

આવું ધ્યાન ધરીને એકાસને પૌષધ વ્રતમાં બેસવું કે ઉભા રહેવું. આવા પૌષધનું ફળ આ પ્રમાણે છે: "કંચનમણિના પગથિયાવાળું, હજારો સ્તંભવાળું, ઊંચું અને સોનાના પાયાનું દેરાસર બંધાવે તો પણ તેનાથી મળતા ફળથી વધુ ફળ તપસંયમથી મળે છે. એક મુહૂર્તના જ સામાયિકમાં "बाणवइकोडियो" એ ગાથામાં કહ્યો છે તેટલો લાભ પ્રાપ્ત થાય છે.

સામાયિકનાં સંબંધમાં આ ગાથા અગાઉ કહેવાઈ ગઈ છે. સામાયિકથી એટલો લાભ થાય તો ત્રીસ મુહૂર્તના પ્રમાણવાળા અહોરાત્રના પૌષધથી બાહ્યવૃત્તિથી ત્રીસ ગણો લાભ પ્રાપ્ત થાય છે. તે આ પ્રમાણે:

"એક પૌષધથી સત્યાવીશસો ને સત્યોતેર કરોડ, સત્યોતેર લાખ, સત્યોતેર હજાર સાતસો ને સત્યોતેર અને $\frac{7}{9}$ [ ૨૭૭૭૭૭૭૭૭૭૭$\frac{7}{9}$ ] એટલા પલ્યોપમના દેવગતિના આયુષ્યનો બંધ થાય છે. સૂક્ષ્મરીતે જોતાં તેથી અધિક પણ બંધ થાય છે. આવું પૌષધ વ્રત આરાધના કરનારને મહાશતકની જેમ તુરત જ ફળ મળે છે.

## મહાશતકશ્રેષ્ઠિની કથા.

રાજગૃહીમાં અનેક શ્રીમંતો હતા. તેમાં મહાશતક શ્રેષ્ઠિનું નામ પણ પહેલી હરોળમાં હતું. મહાશતક પાસે હજારો કોટિ સુવર્ણ હતું અને અનેક ગોકુળોને તે માલિક હતો.

મહાશતકને તેર પત્નીઓ હતી. તેમાં રેવતી નામની પત્ની ઘણી નીચ હતી. તેની પાસે બાર કોટિ સુવર્ણ અને બાર ગોકુળ હતાં.

રેવતી સ્વભાવે ઈર્ષ્યાળુ હતી અને વિષયલંપટ પણ હતી. શ્રી વીરપ્રભુની દેશના સાંભળી મહાશતક શ્રાવક થયો હતો. ચૌદ વરસ સુધી શ્રાવકધર્મનું વિશુદ્ધ આરાધન કર્યા પછી ઉપાસક પ્રતિમાનું વહન કરતાં તેને અવધિજ્ઞાન થયું હતું.

મહાશતક અને તેની સંપત્તિ ઉપર માત્ર પોતાનું જ આધિપત્ય જમાવવાના દુષ્ટ વિચારોથી રેવતીએ ભયાનક અને નિંદ્ય કૃત્ય કર્યું. પોતાની બારે ય શોક્યને તેણે વિવિધ પ્રકારે મારી નાંખી. શોક્યોનો કાંટો નીકળી જતાં તેનાં ગુમાનનો પાર ન રહ્યો, તેનો વિલાસ બેફામ બન્યો. રોજ તે દારૂ પીતી. માંસ ખાતી.

એક દિવસ તેણે પોતાની કામવાસનાને ઉત્તેજિત કરવા માટે સેવક પાસે તાજું જ જન્મેલું બાળક મંગાવ્યું. બાળકની હિંસા કરાવી અને તેના માંસને મરી મસાલાથી રંધાવીને ખાધું. માનવમાંસથી ધરવ ન થયો તો તેના ઉપર તેણે બેહદ દારૂ પીધો.

પેટમાં પડેલું માનવમાંસ અને રગેરગ અને રોમેરોમમાં પ્રસરેલા દારૂએ તેની

ધારી અસર કરી. વાસનાનો ભોરીંગ તેના સમસ્ત દેહને પીંખી રહ્યો. વિષયસેવન માટે તે તરફડી રહી. અંગેઅંગ કોઇ પુરુષ દેહ માટે તડપી ઉઠયું.

આવી હાલતમાં તે મહાશતકને શોધવા નીકળી મહાશતક ત્યારે પૌષધશાળામાં પૌષધ લઈને ધ્યાન ધરી રહ્યા હતા. રેવતી તેને જોઇ વધુ વકરી. અશ્લીલ શબ્દો અને ગીતો બોલતી ગઈ અને એક પછી એક પોતાના કપડાં ઉતારતી ગઈ. મહાશતકને બાઝી પડી. આંખ, હોઠ, સ્તન, હાથ વગેરે તમામ અંગોના સ્પર્શથી મહાશતકને પોતાની સાથે ભોગ ભોગવવા ઉશ્કેરવા લાગી. "સ્વામી! આમ શું ઠંડા થઈ ઊભા છો. આ પૌષધ છોડી દો. આ મારા નગ્ન અંગોની આગને શાંત કરો. ધર્મનું ફળ પણ ભોગનો સંયોગ જ કહ્યું છે. તમારી સામે અત્યારે એ ફળ ઊભું છે, ભોગવી લો."

પરંતુ મહાશતક પર આ અનુકૂળ ઉપસર્ગની કોઇ જ અસર ન થઈ. તેના ચિત્તના કોઈપણ ખૂણે વિષયનો સહેજ પણ સળવળાટ ન થયો. તેણે મક્કમ સ્વરે કહ્યું. "રેવતી! શા માટે ધર્મના ફળને અધર્મ સાથે જોડે છે. જા, તું અહીંથી દૂર થા. તું ભાન ભૂલી છે, પણ હું હજી ભાનમાં છું અને રેવતી! યાદ રાખ કે આજથી સાતમા દિવસે તારું મૃત્યુ થવાનું છે અને મરીને તું પહેલી નારકીમાં ચોરાશી હજાર વરસનું આયુષ્ય પામીશ."

મહાશતકની આર્ષવાણી સાંભળી રેવતીની વિહ્વળતા અને કામુકતા ઓસરી ગઈ અને તુરત જ કપડાં સંકેલી ત્યાંથી ચાલી ગઈ. સાત દિવસ બાદ તેનું મૃત્યુ થયું અને પહેલી નારકીમાં ઉત્પન્ન થઈ.

મહાશતકે વીશ વરસ સુધી શ્રાવકધર્મનું પાલન કર્યું. પછી સંલેખના કરી મૃત્યુ પામીને સૌધર્મ દેવલોકે દેવતા થયો.

ભવ્યજીવો! આ કથામાંથી સાર એ લેવાનો છે કે પૌષધમાં અનુકૂળ કે પ્રતિકૂળ ઉપસર્ગ આવે તો પણ વ્રત છોડવું નહિ અને એકચિત્તે શુભધ્યાનમાં જ રમમાણ રહેવું.

મહાશતક અનુકૂળ ઉપસર્ગથી વિચલિત ન થયો અને પૌષધમાં શુભધ્યાનમાં સ્થિર રહ્યો તેથી તેને તે જ ભવમાં અવધિજ્ઞાન થયું અને બીજા જન્મમાં પ્રથમ દેવલોકને પ્રાપ્ત કરી અનુક્રમે કેવળજ્ઞાન પામી મહાવિદેહ ક્ષેત્રમાં સિદ્ધિપદને પામશે.



## ચોથા શિક્ષાવ્રત અતિથિ સંવિભાગનું સ્વરૂપ

सदा चान्नादिसंप्राप्ते, साधूनां दानपूर्वकम् ।
भुज्यते यत्तदतिथि–संविभागाभिधं व्रतम् ॥

**ભાવાર્થ :** અન્નાદિકની સામગ્રી પ્રાપ્ત થતાં જે ગૃહસ્થ હંમેશા સાધુઓને દાન દીધા બાદ તેનો ઉપભોગ કરે તે અતિથિ સંવિભાગ નામનું ચોથું શિક્ષાવ્રત છે.

**વિશેષાર્થ :** અતિથિ કોને કહેવો ? આ અંગે કહ્યું છે કે "જે મહાત્માએ તિથિ, પર્વ, ઉત્સવ વગેરે સર્વનો ત્યાગ કરેલો હોય તે અતિથિ કહેવાય છે. બાકીના અભ્યાગત કહેવાય છે."

'સમ્' એટલે આધાકર્માદિ બેંતાલીશ દોષથી રહિત, 'વિ' એટલે વિશિષ્ટ, 'ભાગ' એટલે ફરીથી રાંધવું ન પડે વગેરે દોષથી દૂર રહીને અન્નનો અંશ. આમ આધાકર્માદિ બેંતાલીશ દોષ વિનાનો પોતાના ભોજનમાંથી જે ભાગ અતિથિને આપવામાં આવે તે અતિથિ સંવિભાગ કહેવાય છે. **શ્રી આવશ્યકનિર્યુક્તિ**ની વૃત્તિમાં અતિથિ સંવિભાગ વ્રતની વિધિ બતાવવામાં આવી છે. તે આ પ્રમાણે : "સમાચારી શ્રાવકે તો નિયમા પોષહ પારી સાધુને અન્નદાન આપીને પછી પચ્ચક્ખાણ પારવું. બીજાઓ માટે એવો નિયમ નથી. તેથી તે દાન આપીને પચ્ચક્ખાણ પારે અથવા પચ્ચક્ખાણ પારીને દાન આપે."

ભોજનનો સમય થાય ત્યારે શ્રાવકે ઉપાશ્રયે જઈને સાધુ ભગવંતને ભક્તિપૂર્વક ગોચરી માટે પ્રાર્થના કરવી જોઈએ. તેમને આદરપૂર્વક પોતાના ઘરે લઈ આવવા જોઈએ અને સ્પર્ધા, મહત્તા, મત્સર, સ્નેહ, લજ્જા, ભય દાક્ષિણ્ય, પ્રત્યુપકારની ઈચ્છા, માયા, વિલંબ, અનાદર વગેરે દોષોથી વર્જિત એવું દાન વિનયપૂર્વક આપવું જોઈએ. આ દાન આપતી સમયે પોતાના આત્માને તારવાના જ વિચાર કરવા જોઈએ. આ દાન પોતાના હાથે પણ આપી શકાય અને બાજુમાં ઊભા રહી પોતાના આપ્તજન કે સ્વજન દ્વારા પણ આપી શકાય. હવે જો કોઈ સાધુ સ્વેચ્છાએ પોતાના આંગણે પધાર્યા હોય તો તેમનું વિનયપૂર્વક સ્વાગત કરવું જોઈએ. તેમને આવતાં જોઈ સામા તેડવા જવું જોઈએ. અને પછી દોષ રહિત દાન દેવું જોઈએ. આ પ્રમાણે દાન આપ્યા બાદ સાધુને વંદના કરી તેમને અમુક અંતર સુધી વળાવવા જવું જોઈએ.

સાધુનો અભાવ હોય મતલબ કે પોતાના ગામમાં તે સમયે કોઈ સાધુની ઉપસ્થિતિ ન હોય તો અકસ્માતે, શુભયોગે કોઈ સાધુનું આગમન થાય તો અંબિકા શ્રાવિકાની જેમ આનંદ અને ઉલ્લાસથી દાન આપવું.

## અંબિકા શ્રાવિકાની કથા.

ગિરનાર પર્વતની નજદીકનું એક શહેર. તેમાં દેવભટ્ટ નામે એક બ્રાહ્મણ રહે. આ બ્રાહ્મણને દેવીલા નામે પત્ની હતી. તેમને સોમભટ્ટ નામે એક પુત્ર હતો. પુત્ર બ્રાહ્મણ હતો. અને પુત્રવધૂ શ્રાવિકા હતી. તેનું નામ અંબિકા. તેને સિદ્ધ અને બુદ્ધ નામે બે પુત્રો હતા.

અંબિકાના સ્વભાવમાં દાનનો ગુણ વણાયેલો હતો. એ શ્રાદ્ધનો દિવસ હતો. અંબિકાએ તે દિવસે અણધાર્યા જ એક સાધુને દૂરથી આવતા જોયા. એ સાધુ માસક્ષમણના તપસ્વી હતા. દેહમાં તેમને જરાપણ આસક્તિ ન હતી. દેહ કૃશ હતો અને વસ્ત્રો મલિન હતા.

સાધુને ઘણાં સમયે જોઈ અંબિકા શ્રાવિકાનો આત્મા હરખાઈ ઉઠ્યો. તે સાધુની સામે ગઈ અને વિનયપૂર્વક તેમને પોતાને ત્યાં તેડી લાવી અને આત્માના ઉલ્લાસ વડે તેમને ગોચરી વ્હોરાવી.

આ જોઇ તેની પાડોશણ મોટેથી બોલી : “અરેરે ! આ કુલટાએ તો શ્રાદ્ધના દિવસને અમંગળ કરી નાંખ્યો. શ્રાદ્ધના દિવસે પહેલું દાન ગંદા સાધુને કરી તેણે અન્ન અને ઘર બંનેને અપવિત્ર કરી નાંખ્યાં. હાય ! હવે આપણી કુળદેવી ન જાણે શું ય કરશે ?”

આ સાંભળી અંબિકાની સાસુએ તેને પૂછ્યું કે ‘અરે ! તું આમ શું રાડો પાડે છે ? પાડોશણે મીઠું મરચું ભભરાવીને બધી વાત કરી. સાસુ તેથી ગુસ્સે થઈ. અને રસોડામાં જઈ મોટે મોટેથી બોલી : ઓ પાપિણી ! તેં આ શું સત્યાનાશ વાળ્યું ? શ્રાદ્ધના દિવસે પ્રથમ દાન કુળદેવીને કરવાને બદલે તેં ગંદા સાધુને પ્રથમ દાન કર્યું ? એમ કરતાં તારા હાથ તૂટી કેમ ન ગયા ? નીકળ, હમણા ને હમણા મારા ઘરમાંથી બહાર નીકળ.”

એ જ સમયે સોમભટ્ટ પણ આવી પહોંચ્યો તે પણ અંબિકા ઉપર ગુસ્સે થઇને તેને ગમે તેમ બોલવા માંડયો અને તેણે પણ અંબિકાને ઘરની બહાર નિકળી જવા કહ્યું.

પતિની ઈચ્છાને માન આપીને અંબિકા પોતાતા બે પુત્રો લઇને પાછળના બારણેથી ઘર છોડી ગઈ. ચાલતી ચાલતી તે નગરની બહાર નીકળી ગઈ. રસ્તામાં પુત્રોને તરસ લાગી. બંને જણે વારંવાર પાણી માંગ્યું. પણ કયાંય પાણી ન હતું. થોડેક દૂર આગળ જતાં એક સરોવર દેખાયું. અંબિકા પુત્રોને લઇને ત્યાં ગઈ. પરંતુ સરોવરમાં પાણી ન હતું.

અંબિકા સરોવરના કાંઠે ઉભા રહી સરોવરમાં કયાંય પાણી હોય તો તે જોવા લાગી. ત્યાંજ ચમત્કાર થયો. સરોવરની ધરતી ફાટીને પાણી ઉપર આવ્યું. એજ સમયે સૂકાઈ ગયેલ આંબો પણ પલ્લવિત થયો અને ડાળીઓ ઉપર કેરીઓ ઝૂલવા લાગી.

અંબિકાએ પુત્રોને પાણી પાયું અને કેરીઓ ખવડાવી.

આ બાજુ અંબિકા ચાલી જતાં તેની સાસુ રસોડામાં ગઈ. રસોડું જોઈ તેની આંખો આશ્ચર્યથી પહોળી થઈ ગઈ. જોયું તો સાધુને દાન આપવા માટે લીધેલાં પાત્રો સુવર્ણનાં થઈ ગયા હતા. ભાતના દાણા મોતીના દાણા બની ગયા હતા. અને ભોજન પર શીખા ચડેલી હતી. આ ચમત્કારની સાસુએ સોમભટ્ટને વાત કરી અને કહ્યું. "વત્સ! અંબિકા વહૂ ખરેખર પતિવ્રતા છે. આ તેં ચમત્કાર જોયો? સાચે જ બેટા! અંબિકા શીલવતી છે. જા. દોડ અને તેને શોધીને પાછી લઈ આવ."

સોમભટ્ટ શોધતો શોધતો નગર બહાર ગયો. એક કૂવા પાસે અંબિકા બેઠી હતી ત્યાં તેણે જોઈ. તેને લેવા તે ઉમટભેર દોડ્યા. સોમભટ્ટને દોડતો આવતો જોઈને અંબિકાને ભય લાગ્યો. ભયથી તે કૂવામાં કૂદી પડી. કૂદતાં તેણે શ્રી નેમિનાથ ભગવાનનું સ્મરણ કર્યું. કૂવામાં પડતાં જ તે મૃત્યુ પામી. ત્યાંથી તે કોહંડ વિમાનમાં સમૃદ્ધિવાળી અંબિકા નામે દેવી થઈ.

અંબિકાના મૃત્યુ અંગે બીજો એવો મત છે કે 'ગિરનારના શિખર ઉપરથી પડતું મૂકીને મૃત્યુ પામીને તે સૌધર્મ દેવલોકની નીચે ચાર યોજન કોહંડ નામે વિમાન છે તેમાં અંબિકા નામે મહર્દ્ધિક દેવી થઈ તે દેવીને ચાર ભુજા છે. દક્ષિણ બે હાથમાં આંબાની લુમ ધારણ કરેલી છે અને ડાબા હાથમાં બે પુત્ર અને અંકુશ રાખેલા છે.

અંબિકાને કૂવામાં કૂદી પડેલી જોઈ સોમભટ્ટે પણ કૂવામાં પડતું મૂક્યું અને કહ્યું કે "જેનું શરણ મારી પત્નીએ લીધું તે શરણ મારું પણ હજો." તે મરીને તે જ વિમાનમાં અંબિકાનું વાહન સિંહ થયો.

આત્માના ઉલ્લાસથી અને કોઈપણ પ્રકારની કામના વિના સાધુને દાન આપવાથી અંબિકા શ્રાવિકાની જેમ સદ્ગતિ થાય છે. અને તેનાં અન્ય બહુમૂલ્ય લાભો પણ પ્રાપ્ત થાય છે.



## ૧૬૩

## ૧૨ મું અતિથિ સંવિભાગ વ્રત (ચાલુ)

अतिथिभ्योऽशनावासवासःपात्रादिवस्तुनः ।
तत्प्रदानं तदतिथिसंविभागव्रतं भवेत् ॥

**ભાવાર્થ :** અતિથિને અન્ન, નિવાસ, વસ્ત્ર, અને પાત્ર વગેરે વસ્તુઓનું દાન કરવું તે અતિથિ સંવિભાગ નામે વ્રત કહેવાય છે.

**વિસ્તરાર્થ :** જે સંસારીને કોઈ તિથિ નથી, પર્વ નથી, ઉત્સવ નથી તે અતિથિ છે. અતિથિની બીજી વ્યાખ્યા એ પણ કરવામાં આવે છે કે જેને હીરા, માણેક, સુવર્ણ જેવા ધન અને ધાન્યનો લોભ નથી તે અતિથિ કહેવાય. આવા અતિથિ ખાસ કરીને ચારિત્રધારી મુનિ કહેવાય છે. અતિથિને ચારિત્રધારી મુનિ સમજવા ઉપર ભાર મૂકાયો છે. આવા મુનિને અન્ન, વસ્ત્ર, નિવાસ અને પાત્રનું દાન કરવું તે અતિથિસંવિભાગ વ્રત કહેવાય છે.

**શ્રાદ્ધસમાચારીમાં** લખ્યું છે કે "જ્યાં સાધુઓનું આગમન હોય, જ્યાં જિન-મંદિર હોય અને જ્યાં ડાહ્યા સાધર્મી બંધુઓ રહેતા હોય ત્યાં શ્રાવકે નિવાસ કરવો જોઇએ."

શ્રાવકે સવારના ઉઠીને પ્રથમ જિનેશ્વર ભગવંતના દર્શન કરવા જોઇએ. તે બાદ ગુરુ વંદના કરવી જોઈએ. આમ દેવ–ગુરુનાં દર્શન–પૂજા કર્યા બાદ જ તેણે ચા–દૂધ પાણી વગેરે લેવા જોઇએ. ભોજનનો સમય થાય ત્યારે શ્રાવકે ઉપાશ્રયે જવું જોઇએ. ત્યાં બિરાજમાન સાધુ ભગવંતને વંદના કરી તેમને ગોચરી માટે પ્રાર્થના કરવી જોઈએ. અને તેમને આદરપૂર્વક પોતાના ઘરે લાવીને ઉલ્લાસથી અન્નદાન દેવું જોઇએ.

શાસ્ત્રકારોએ દાનનાં આભૂષણો અને દૂષણો બંને બતાવ્યાં છે. દાન દેતાં હર્ષના અશ્રુ આવે. રોમાંચ ખડા થાય, દાતા બહુમાનથી આપે, પ્રેમથી બોલે અને પાત્રની અનુમોદના કરે તે દાનનાં પાંચ આભૂષણો છે. પોતાના આત્માને તારવાની બુદ્ધિ અને ભાવનાથી દાન દઈ જમવામાં આવે તો તે ભોજન દેવભોજન બને છે.

કેટલાક દાન આપે છે પણ દાન કરતાં વિલંબ કરે છે, કટાણું મોં કરે છે, બડબડીને કે ન ગમે એવા વેણ બોલીને દાન કરે છે તો કોક પસ્તાવો કરે છે કે અત્યારે આ સાધુ અહીં ક્યાંથી ટપકી પડયા? આવા દૂષિત ભાવથી કરેલું દાન ઉગી નીકળતું નથી. તેવી રીતે કરેલું દાન દૂષિત દાન કહેવાય છે.

દાનમાં પણ જે સુપાત્રને દાન કરે છે તે દાનથી મોટું ફળ મળે છે. સુપાત્રદાન અંગે કહ્યું છે કે—

दानं धर्मपुरोविष्णुः तच्च पात्रे प्रतिष्ठितम् ।
मौक्तिकं जायते स्वाति–वारि शुक्तिगतं यथा ॥

"ધર્મમાં દાનધર્મ મહાતેજસ્વી છે. આ દાન જો સુપાત્રને આપ્યું હોય તો સ્વાતિ નક્ષત્રનું છીપમાં પડેલું પાણીનું બિંદુ મોતી થાય છે, તેમ તે પણ સફળ થાય છે."

સુપાત્રનો વિશેષ મહિમા બતાવતાં કહ્યું છે કે "કોઈને વિત્ત હો (વિત્ત એટલે ધન,) કોઈને ચિત્ત (બુદ્ધિ) હોય અને કોઈને ધન અને બુદ્ધિ બંને હોય. પરંતુ વિત્ત ચિત્ત અને પાત્ર એ ત્રણેય તો પુણ્ય વડે જ પ્રાપ્ત થાય છે.

દૃષ્ટાંત : એક રાજા એક દિવસ એક જંગલમાં જઈ ચડયો. ત્યાં તેની નજર એક ઝાડ પર જામેલા મધપૂડા ઉપર પડી. મધપૂડામાંથી મધ ટપકી રહ્યું હતું અને માખીઓ બણબણી રહી હતી.

એ જોઈ રાજાએ પોતાના પંડિતોને પૂછયું : "આ મધપૂડો રડે છે કેમ ?"

એક પંડિતે રાજાને પ્રતિબોધ પમાડવાના હેતુથી કહ્યું : 'રાજન્ ! જ્યારે પાત્ર મળે છે ત્યારે વિત્ત હોતું નથી અને વિત્ત હોય છે ત્યારે સુપાત્ર મળતું નથી. મને એમ લાગે છે કે મધપૂડો આવી જ કોઈ ચિંતામાં આંસુ સારી રહ્યો છે."

રાજા પંડિતની ટકોર સમજી ગયો અને તે દિવસથી તે સુપાત્રદાન દેવા લાગ્યો.

આ સુપાત્રદાન અંગે રાજા કર્ણના જીવનનો એક પ્રસંગ જાણવા જેવો છે. રાજા કર્ણ દાનેશ્વરી હતો. રોજ સવારે તે સો ભાર સુવર્ણનું દાન કરીને પછી જ સિંહાસન પરથી નીચે ઉતરતો. એક દિવસ કર્ણને સુપાત્ર-દાન કરવાની ઈચ્છા થઇ. તે દિવસે સવારે સૌ પ્રથમ બે વ્યક્તિ આવી. તેમાંથી એક ચારણ હતો અને બીજો શ્રાવક હતો.

કર્ણે વિચાર્યું. આજે મારે સુપાત્રને દાન આપવું છે. કારણ કે તેવા દાનથી સદ્-ગતિ મળે છે કહ્યું છે કે—

अन्नदातुरधस्तीर्थंकरोपि कुरुते करम् ।
तच्च दानं भवेत् पात्रदत्तं बहुफलं यतः ।।

"અન્ન આપનારના હાથ નીચે તીર્થંકર પણ હાથ ધરે છે. તેવું દાન જો પાત્રને આપ્યું હોય તો તે મહાફળને આપે છે." આવા વિચારથી કર્ણે પરીક્ષા કરવા બેમાંથી કોઇને દાન આપ્યું નહિ. આ જોઇ ચારણ બોલી ઊઠયો.

पत्तं परिक्खह किं करह, दिदओ मग्गंताह ।
वरसंतह किं अंबुदह, जोई समविसमाह ।।

"હે રાજા કર્ણ ! પાત્રની પરીક્ષા કાં કરો ? જે માગવા આવે તેને આપો. વરસાદ વરસે છે તે શું સારું કે ખરાબ સ્થાન જોઇને વરસે છે ?"

રાજા કર્ણે તેના જવાબમાં કહ્યું.

वरसो वरसो अंबुदह, वरसीडां फल जोय ।
धंतुरे विप ईक्षु रस, एवमो अंतर होय ।।

"વરસાદ ભલે ગમે ત્યાં વરસે પરંતુ તેનાં ફળ તમે જુઓ. ધંતુરાને વિષે વિષ થાય છે અને શેરડીમાં અમૃત જેવો મીઠો રસ થાય છે. આમ કુપાત્ર અને સુપાત્ર વચ્ચે અંતર રહેલું છે."

બધા પ્રકારનાં દાનમાં એટલે કે વસ્ત્રદાન, પાત્રદાન વગેરે દાનમાં અન્નનું દાન

ઘણું મોટું કહ્યું છે. કારણ કે "દરેક પ્રાણીના પ્રાણ અન્ન વડે જ રહેલાં છે તેથી અન્નદાન કરનાર પૃથ્વીમાં શ્રેષ્ઠ છે. વિદ્વાનો તેને પ્રાણદાતા કહે છે.

પાત્રમાં સર્વથી ઉત્તમ પાત્ર મુનિ છે. મધ્યમ પાત્ર ઉત્તમ શ્રાવક છે અને જઘન્ય પાત્ર અવિરતિ સમ્યગ્દૃષ્ટિ છે.

ભવ્યજીવોએ રોજ સુપાત્રને દાન દઈને પછી જ ભોજન લેવું જોઈએ. શ્રેયાંસકુમાર, નયસાર અને ચંદનબાળાએ આવું સુપાત્રદાન કર્યું હતું. આત્માના ઉલ્લાસથી નિષ્કામભાવે તેમણે સુપાત્રદાન કર્યું હોવાથી તેમને તેનું ફળ તુરત જ મળ્યું હતું. તેમાંથી પ્રેરણા લઈને ભવ્યજીવોએ આત્માના ઉદ્ધારની ભાવનાથી સુપાત્રદાન દેવું જોઈએ.



## ૧૬૪

## મુનિદાનનો પ્રભાવ

पश्य संगमको नाम, संपदं वत्सपालकः ।
चमत्कारकरीं प्राप, मुनिदानप्रभावतः ॥

"જુઓ, મુનિદાનના પ્રભાવથી સંગમક નામે વત્સપાલ ચમત્કાર પમાડે તેવી સંપત્તિ પામ્યો હતો."

### સંગમકની કથા.

ધન્યા ખૂબજ ગરીબ સ્ત્રી હતી. રાજગૃહી નગરીથી થોડે દૂર આવેલા શાલિ નામના ગામમાં પોતાના એકના એક પુત્ર સાથે તે પોતાના દિવસો મહાકષ્ટથી પસાર કરતી હતી. સંગમ ગાયો ચારવાનું કામ કરતો. માતા અને પુત્ર બંને મહેનત કરતાં તોપણ મહામુશ્કેલીએ તે બે ટંકનું સારું ખાવાને પામતા.

એક દિવસ કોઈ ઉત્સવ આવ્યો. આ દિવસે ઘણાંને ત્યાં ખીરના ભોજન થયાં. સંગમને પણ ખીર ખાવાનું મન થઈ ગયું. માતા પાસે તેણે ખીર માંગી. માતાએ ભારે હૈયે કહ્યું 'મારા વ્હાલા! આપણા ઘરમાં ખીર ક્યાંથી હોય?'

પણ બાળને શું ખબર પડે કે ખીર શેની અને? તેનો કેટલો ખર્ચ લાગે? સંગમે ખીર માટે જીદ કરી. માતાનો જીવ વલોવાઈ ગયો. ખીર માટે રડતા બાળકને જોઈ તે પણ પોતાના ભાગ્યને રડવા લાગી.

માતા–પુત્ર બંનેને ઉત્સવને દિવસે રડતાં જોઈ કોઈ પાડોશણે તેનું કારણ પૂછ્યું ધન્યાએ ખૂબજ આગ્રહ બાદ સાચી વાત કહી. પાડોશણને દયા આવી. તે તુરત જ પોતાના ઘરે ગઈ અને ખીર બનાવવાની તમામ સામગ્રી લઈને ધન્યાને તે પ્રેમથી આપી ગઈ. પાડોશણનો પ્રેમ જોઈ ધન્યાની આંખમાં આભારનાં આંસુ દડી પડયાં. થોડી-વારમાં તેણે ખીર બનાવી દીધી. સંગમ માટે એ ખીર થાળીમાં કાઢી આપી. "સંગમ! આ ખીર જમી લેજે. હું ત્યાં સુધીમાં બહાર જઈને આવું છું." એમ કહીને ધન્યા બહાર ગઈ.

પોતાની મનભાવતી ચીજ જોઈ સંગમના આનંદનો પાર ન રહ્યો. હાથ ધોઈ તે ખીર ખાવા જતો હતો ત્યાં જ તેને વિચાર આવ્યો : "આ સમયે જો કોઈ સાધુ આવી જાય તો તેમને દાન કરીને પછી હું જમું તો સારું." અને તેનો હાથ થંભી ગયો. ઉભો થઈને તે ઘરની બહાર આવ્યો અને કોઈ સાધુ આવતા હોય તો તે જોવા લાગ્યો. દૈવયોગે એક માસખમણના તપસ્વી સાધુને તેણે જોયા. તુરત જ તેમને પોતાને ત્યાં તેડી આવ્યો. સાધુને જોઈને, તેમાંય ભોજનના સમયે પોતાને ત્યાં પધારેલા સાધુને જોઈને સંગમનો આનંદ અને ઉલ્લાસ ચાર ગણો વધી ગયો. હરખાતા હૈયે તેણે બધી જ ખીર સાધુના પાત્રમાં ઠલવી દીધી.

ધન્યા પાછી ફરી ત્યારે સંગમ થાળી ચાટતો હતો. એ જોઈ તેણે તેને બીજી ખીર પીરસી. સંગમ ભૂખ્યો હતો આથી તે બધી જ ખાઈ ગયો. વધુ પડતી ખીર ખાવાથી રાતના તેની તબિયત બગડી અને થોડી જ વારમાં તો તે મૃત્યુ પામ્યો. પરંતુ મૃત્યુ પામતી વખતે તેના હૈયે વેદનાને બદલે મુનિદાનનો આનંદ ઉછળતો હતો. આથી મુનિદાનના પ્રભાવથી તે મરીને રાજગૃહી નગરીમાં ગોભદ્ર શ્રેષ્ઠિની પત્ની ભદ્રાની કુખે અવતર્યો.

ભદ્રાએ સગર્ભા અવસ્થામાં સ્વપ્નમાં પાકેલું શાળીનું ક્ષેત્ર જોયું. પૂર્ણ સમયે ભદ્રા શેઠાણીએ પુત્રને જન્મ આપ્યો. શેઠાણીએ સ્વપ્નમાં શાળીનું ક્ષેત્ર જોયું હતું આથી પુત્રનું નામ શાલીભદ્ર રાખવામાં આવ્યું.

ગોભદ્ર શેઠને ત્યાં શ્રીમંતાઈ આળોટતી હતી. કશી જ વાતની કમી ન હતી. શાલિભદ્ર પાણી માંગે ત્યાં દૂધ હાજર થયું હતું સોનાના ઘૂઘરે રમતાં રમતાં બાળપણ વીત્યું. ગોભદ્રે શાલિભદ્રને બધી જ કળાઓનો અભ્યાસ કરાવ્યો. ઉંમર થતાં કુળવાન બત્રીસ કન્યાઓ સાથે લગ્ન કર્યાં.

માથે પિતા હતા અને પિતાની સંપત્તિ અપરંપાર હતી. શાલિભદ્રને કશી જ ચિંતા ન હતી. તેનો બધોજ સમય પોતાના ભવ્ય નિવાસસ્થાનમાં પ્રમોદમાં પસાર થતો હતો. એ ભવનમાં શાલિભદ્રની પોતાની એક આગવી જ દુનિયા હતી. એ દુનિયામાં તે મસ્ત હતો. બહારની દુનિયાની તેને પડી ન હતી અને એવો તેને કોઈ પરિચય ન હતો.

સમય જતાં ગોભદ્રે શ્રી વીર પ્રભુ પાસે દીક્ષા લીધી. સંયમધર્મનું ઉત્કૃષ્ટ પાલન કરી અનશન કરી તે સ્વર્ગે ગયો. દેવલોકમાં બેઠા બેઠા અવધિજ્ઞાનથી તેણે પોતાના પુત્રનો સુખી સંસાર જોયો. એજ પળે તેના હૈયે પુત્રનું હેત ઉભરાઈ આવ્યું. તે પળથી તેણે શાલિભદ્રને ત્યાં રોજ વિવિધ મૂલ્યવાન વસ્તુઓથી ભરેલી ૩૩ પેટીઓ મોકલવા માંડી. રોજ વસ્ત્રો, અલંકારો સુગંધી પદાર્થોની આવતી પેટીઓથી શાલિભદ્રની જાહોજલાલીમાં ઓર વધારો થવા માંડયો. પરંતુ આ બધાના વહીવટની ચિંતાથી શાલિભદ્ર તો પર જ હતો. તે બધાની દેખરેખ ભદ્રા શેઠાણી જ કરતી. શાલિભદ્ર તો પોતાના ભોગ સુખમાં જ રત હતો.

એક દિવસની વાત છે. રત્નકંબલના કેટલાક વેપારીઓ રાજગૃહી નગરીમાં આવ્યા. શ્રેણિક રાજાની ઉદારતા અને સમૃદ્ધિ વિષે તેમણે ઘણું સાંભળ્યું હતું. તેમની પાસે સોળ રત્નકંબલ હતી. એ દરેકની કિંમત સવા લાખ સુવર્ણની હતી. આવી મોંઘી મૂલ્યવાન રત્નકંબલ તો શ્રેણિક રાજા જ લઈ શકે તેવા ખ્યાલથી વેપારીઓ તેમની પાસે ગયા. પણ તેઓ નિરાશ થયા. રાજા જેવો રાજા જો રત્નકંબલ ન ખરીદી શકે તો બીજું તો કોણ ખરીદી શકશે એવા વિચારથી તેઓ રાજગૃહી છોડવાનો વિચાર કરતા હતા.

ભદ્રા શેઠાણીને આ વાતની ખબર પડી. તેમને થયું કે બહારગામના વેપારીઓ પોતાના ગામ વિષે ખરાબ છાપ લઈને જાય તેમાં ગામની શોભા નથી. એ વેપારીઓ પોતાને ત્યાં જઈને કહેશે કે જોયો હવે શ્રેણિક રાજા. એક રત્નકંબલ ખરીદવાની તો તેનામાં ગૂંજાસ નથી. ના, મારાથી મારા રાજાનું આવું ઘસાતું બોલાય તે સહન થાય નહિ. તેણે તુરત જ સેવકને મોકલી એ વેપારીઓને બોલાવ્યા.

વેપારીઓ આવ્યા. તેમનું ઉચિત સ્વાગત કર્યું. પછી ભદ્રા શેઠાણીએ પૂછ્યું : "તમારી રત્નકંબલની કિંમત શું છે ?"

"સવા લાખ ભાર સુવર્ણ" એક વેપારીએ જરા અભિમાનથી કહ્યું.

"કેટલી રત્નકંબલ લઈને આવ્યા છો ?" ભદ્રા શેઠાણીએ સ્વસ્થતાથી બીજો પ્રશ્ન પૂછયો.

"સોળ રત્નકંબલ લાવ્યા છીએ. અને તેમાંથી હજી એકપણ કોઈએ આ ગામમાંથી ખરીદી નથી." બીજા વેપારીએ કહ્યું.

"મારે તો બત્રીસ રત્નકંબલની જરૂર છે." ભદ્રા શેઠાણીએ ધડાકો કર્યો.

"બત્રીસ રત્નકંબલ !!!" ત્રીજો વેપારી આશ્ચર્યથી બોલી ઊઠયો અને પછી કહ્યું : 'માતાજી ! આ રત્નકંબલ કોઈ સસ્તી ચીજ નથી. એકની કિંમત સવા લાખ સુવર્ણ છે, સવા લાખ સુવર્ણ."

"જુઓ ભાઈઓ ! મારે તો બત્રીસ રત્નકંબલ જોઈએ છે. તમારી પાસે તેટલી ન હોય તો સોળ આપી જાવ."

વેપારીઓએ સોળ રત્નકંબલ કાઢી આપી એટલે ભદ્રા શેઠાણીએ સેવકને હુકમ કર્યો : ભાઈ ! આ કંબલના બબ્બે ટૂકડા કરી નાંખ અને દરેક ટૂકડો દરેક વહુને પગ લૂછવા માટે આપી આવ."

સેવકને રત્નકંબલના ટુકડા કરતા જોઈ વેપારીઓ તો આભા બની ગયા. પરંતુ તેમને તેની ચિંતા કરવાનું કોઈ કારણ ન હતું. તેમને તેમની પૂરી કિંમત મળી ગઈ હતી.

આ બાજુ ચેલ્લણા રાણીએ એક રત્નકંબલ લેવા જીદ કરી. શ્રેણિકે તુરત જ તે વેપારીઓને બોલાવ્યા. વેપારીઓએ કહ્યું કે 'રાજન્ ! એ બધી કંબલો તો ભદ્રા શેઠાણીએ ખરીદી લીધી' શ્રેણિકે સેવકને તુરત જ ભદ્રા શેઠાણીના ઘરે દોડાવ્યો. શેઠાણીએ કહ્યું : "સેવક ! એ રત્નકંબલોના તો મેં બબ્બે ટુકડા કરાવી તે ટુકડા મારી પુત્ર-વધૂઓને પગ લૂછવા આપી દીધાં છે. અને તેમણે પગ લૂછીને તે ટુકડા ફેંકી દીધા છે. શ્રેણિક રાજાને જો એ ટુકડા જોઈતા હોય તો કહેજે હું તે શોધીને મોકલી આપીશ."

આ જવાબ સાંભળી શ્રેણિકે ભદ્રા શેઠાણીને સન્માનપૂર્વક રાજદરબારમાં બોલાવી અને કહ્યું : 'માતાજી ! મારે તમારો પુત્ર જોવો છે." ભદ્રાએ કહ્યું : "રાજન્ ! મારો પુત્ર માખણ જેવો સુકોમળ છે. તેણે કદી ધરતી પર પગ મૂક્યો નથી. નથી ટાઢ જોઈ. નથી તડકો જોયો. તે કદી ઘરની બહાર નીકળતો નથી. ઘરમાં જ સ્વર્ગસુખ માણે છે. તેને જોવાની આપની ઈચ્છા હોય તો આપ મારા ઘરે પધારી મને આભારી કરો.'

શ્રેણિક શાલિભદ્રને ઘરે આવ્યો. તેના ઘરના દરેક ખંડમાં વેરાયેલા વૈભવ જોઈ શ્રેણિક તો દંગ જ રહી ગયો. દરવાજા, ગોખલા, છત અને પરસાળ બધે જ સ્થળે કિંમતી હીરા, મોતી ઝવેરાત જડેલું હતું. રાજદરબારમાં પણ જોવા ન મળે તેવા ગાલીચા અને સિંહાસનો હતા. શ્રેણિકને ચોથા માળે પ્રેમ અને આદરપૂર્વક બેસાડી ભદ્રા સાતમે માળે ગઈ ત્યાં જઈ શાલિભદ્રને કહ્યું : 'વત્સ ! આપણે આંગણે શ્રેણિક પધાર્યો છે. તું તેમને જોવા આવ. !

"માતાજી ! એમાં મારે શું જોવાનું હોય ? તમે તમારે જોઈ લો. અને તેનું જે મૂલ્ય હોય તે ચૂકવીને કોઈ ખૂણામાં મૂકાવી દો.' શાલિભદ્રે નિર્દોષતાથી કહ્યું.

"વત્સ ! શ્રેણિક કોઈ ચીજવસ્તુ નથી. તે તો આપણા સ્વામી રાજા શ્રેણિક છે. તને તે મળવા અહીં ખાસ પધાર્યા છે. માટે તું નીચે આવ અને તેમને મળ." ભદ્રાએ ખુલાસો કર્યો.

શ્રેણિકનું રહસ્ય જાણી શાલિભદ્ર ઘડીક ઘા ખાઈ ગયો. શું મારા પણ કોઈ સ્વામી છે ? આ પ્રશ્ન તેના મનમાં ઘુમરી ખાઈ રહ્યો. એજ વિચારને વાગોળતો અને સંસારભાવને વિચારતો તે શ્રેણિક રાજા પાસે આવ્યો. શ્રેણિકે તેને વાત્સલ્યથી આલિંગનમાં લીધો. શ્રેણિકનો સ્પર્શ થતા તો શાલિભદ્ર પરસેવાથી રેબઝેબ થઈ ગયો. ભદ્રાએ

શ્રેણિકને કહ્યું: 'દેવ! મારો પુત્ર મનુષ્ય છે, પરંતુ તે માનવ ગંધ અને સ્પર્શને સહી શકતો નથી કારણ કે સ્વર્ગમાં ગયેલા તેના પિતા તેને રોજ દિવ્ય વસ્ત્ર, અલંકાર, ચંદન પુષ્પાદિ મોકલે છે. દેવે દીધેલ ચીજવસ્તુઓ ભોગવવાથી તે માનવથી લગભગ પર થઈ ગયો છે."

શ્રેણિકે શાલિભદ્રને આશીર્વાદ આપ્યા. તે લઈને તે પોતાના રંગભવનમાં ચાલી ગયો. પરંતુ આજે પાછો ફરેલો શાલિભદ્ર ગઇકાલનો શાલીભદ્ર ન હતો. તેના ચિત્તમાં સંસારના અનિત્ય અને ક્ષણિક સુખના વિચારોનો ધોધ વહી રહ્યો હતો. ભોગમાંથી તેનું મન ઊઠી ગયું હતું. હવે તે ભોગ્ય વસ્તુઓને અનાસક્ત ભાવે જોતો હતો.

ત્યાં તેના ધર્મમિત્રે આવીને રાજગૃહીમાં ચતુર્જ્ઞાનધારી શ્રી ધર્મઘોષસૂરિ પધાર્યા હોવાના શુભ સમાચાર આપ્યા. શાલિભદ્ર તેમની પાસે ગયો. સૂરિજીએ દેશનામાં કહ્યું કે "ખલ પુરુષનો સ્નેહ દિવસે દિવસે ઓછો થતો જાય છે. તે પ્રમાણે જ્ઞાન, વિજ્ઞાન, લાવણ્ય, રૂપ, વર્ણ અને શરીરનું બળ પણ દરેક ક્ષણે ક્ષીણ થતું જાય છે. આવી પ્રેરક ધર્મવાણી સાંભળી શાલિભદ્રે પૂછ્યું: "હે ભગવન્! કેવાં કર્મ કરીએ તો આપણો કોઇ બીજો સ્વામી ન થાય?"

"ભદ્ર! જિનદીક્ષાના પ્રભાવથી બીજા ભવમાં જીવ સર્વ જગતનો સ્વામી થાય છે." આચાર્યશ્રીએ જવાબ આપ્યો.

"તો પ્રભુ! હું પણ જિનદીક્ષા લઈશ. આ માટે હું મારી માતાજીની આજ્ઞા લઈને આપની પાસે આવું છું." શાલિભદ્રે ઉત્સાહથી કહ્યું.

આચાર્યશ્રીએ કહ્યું: 'વત્સ! શુભ કામમાં પ્રમાદ ન કરશો.'

શાલિભદ્ર ઉતાવળે પગલે ઘરે આવ્યો. પોતાના રંગભવનમાં જવાને બદલે તે સીધો પોતાની માતા પાસે ગયો. તેમને વિનયથી પ્રણામ કરી કહ્યું: "માતુશ્રી! આજે મારો દિવસ સુધરી ગયો છે. આજે મેં આચાર્યશ્રી ધર્મઘોષસૂરિ મહારાજની ભવતારક ધર્મદેશના સાંભળી. મારો કોઈ સ્વામી ન હોય અને હું સર્વજગતનો સ્વામી બનું તેવો ઉપાય તેમણે મને બતાવ્યો છે. દીક્ષા લેવાથી હું મારો સ્વામી બની શકીશ. માટે આપ મને દીક્ષા લેવાની આજ્ઞા આપો."

ભદ્રાએ વાત્સલ્યથી કહ્યું: 'વત્સ! તારી ભાવના સારી અને ઉચ્ચ છે પરંતુ દીક્ષા પાળવી સરળ નથી. ભૂમિ ઉપર સૂવાનું, ઉઘાડા પગે અને ઉઘાડા માથે એક ગામથી બીજે ગામ વિહરવાનું, તપ કરવાનો, કેશનો હાથેથી લોચ કરવાનો વગેરે આવા અનેક પરિષહો હસતા મોંએ તેમાં સહન કરવાના હોય છે. આ બધું તારાથી સહન નહિ થઇ શકે."

શાલિભદ્રે કહ્યું: "માતાજી! એવો ભય નકામો છે. ભાવના બળવાન અને દૃઢ હોય તો તેવા પરિષહો કષ્ટદાયક થવાને બદલે સુખદાયક થઈ રહે છે. અને કાગડાને

ઉડાડવા માટે કોઈ હીરો ફેંકી દે તો તે મૂર્ખ જ ગણાય. આજે મને ચિંતામણી રત્ન સમાન જિનધર્મ મળ્યો છે તેને હું સંસારના ભોગવિલાસમાં ફેંકી દઉં તો મારા જેવો બીજો કોણ મૂર્ખ હશે ?'

ભદ્રાએ અનેક રીતે શાલિભદ્રની ભાવનાને ચકાસી જોઇ. તેને ભાવનામાં દૃઢ જોઈ તેણે કહ્યું: 'વત્સ ! તારી દીક્ષા લેવાની ભાવના દૃઢ છે તે જાણી મને આનંદ થાય છે. પરંતુ એ માટે તું પ્રથમ તારી જાતને કેળવ. રોજ સ્ત્રી, પુષ્પ, શય્યાદિ ભોગનો ત્યાગ કરતો જા. ભોગનો ત્યાગ કરવાથી તને વૈરાગ્યનો અભ્યાસ થશે અને પછી દીક્ષા તને ફાવી જશે."

શાલિભદ્રે માતાનું વચન માની લીધું અને રોજ એક એક સ્ત્રી સાથેના ભોગનો તન-મનથી ત્યાગ કરવા લાગ્યો.

આ અરસામાં શાલિભદ્રના સાળા ધન્ના [ધન્ય]ને ત્યાં એક રોમહર્ષક બનાવ બન્યો. ધન્નાને આઠ પત્નીઓ હતી. આમાંથી એક પત્ની શાલિભદ્રની બહેન હતી. તેની આંખમાં આંસુ હતા. પોતાનો ભાઇ હવે દીક્ષા લેવાનો છે તે વિચારથી તેના વિરહના દુઃખથી તે રડી રહી હતી.

ધન્નાને તેની પત્નીઓ સ્નાન કરાવી રહી હતી. એ સમયે તેના ખભા ઉપર ઊનું આંસુ પડ્યું એટલે તેણે એ પત્નીને પૂછ્યું: 'અરે ! તું રડે છે કેમ ? તને અહીં શું દુઃખ છે ?'

શાલિભદ્રની બહેને રડતા કંઠે કહ્યું: 'નાથ ! મને અહીં કશું જ દુઃખ નથી. મને દુઃખ મારા ભાઈનું છે. તે દીક્ષા લેવાનો છે અને તે રોજ એક એક સ્ત્રીનો અને તેના ભોગનો ત્યાગ કરે છે એ જોઇ-જાણીને મને દુઃખ થાય છે અને એથી હું રડું છું."

ધન્નો તરત જ બોલી ઊઠ્યો: 'તારો ભાઇ કાયર છે કાયર. દીક્ષા લેવાની ભાવના છે અને રોજ એક એક સ્ત્રી અને શય્યાનો ત્યાગ કરે છે, અરે ! આમ તે કંઇ દીક્ષા લેવાતી હશે ? જેને ત્યાગ કરવો છે તે તો એકજ પળમાં બધું ત્યાગીને ચાલી નીકળે."

શાલિભદ્રની બહેન એ સાંભળીને બોલી: "નાથ ! ત્યાગ કરવો એટલો સરળ તમને લાગે છે તો પછી તમે એવો ત્યાગ કેમ નથી કરતા ?"

આ વાતનો બીજી પત્નીઓએ પણ સૂર પૂરાવ્યો: 'હા, તો પછી તમે એક પળમાં સર્વસ્વનો ત્યાગ કેમ નથી કરતા. નાથ ! બોલવું સહેલું છે પણ એમ કરવું સહેલું નથી.'

એ સાંભળી ધન્નો તુરત ઊભો થઈ ગયો અને બોલ્યો: "તો લો. આ પળથી આ બધું જ છોડ્યું. તમને પણ છોડી. હવે હું અહીંથી સીધો શ્રી વીરપ્રભુ પાસે જઈશ અને દીક્ષા લઈ બાકીનું જીવન સફળ કરીશ.'

એ સાંભળી બધી પત્નીઓ ગભરાઈ ગઈ અને એકી સાથે બોલી ઊઠી: "નાથ! અમે તો મશ્કરી કરતી હતી. તેને તમે સાચી કેમ માની લીધી. ના, તમે અમને છોડીને ન જાવ."

ધન્નાએ કહ્યું: "તમે ભલે મશ્કરી કરી. પણ મને સત્ય લાગ્યું છે. આ બધા ભોગ ક્ષણિક છે. મારે હવે દીક્ષા લેવી જ જોઈએ. અને હું તે લઈશ જ."

"તો અમે પણ તમારી સાથે દીક્ષા લઈશું." બધી પત્નીઓ એક સાથે દીક્ષા લેવા તૈયાર થઇ ગઈ.

તે સમયે શ્રી વીર પરમાત્મા વૈભારગિરિ ઉપર સમોસર્યા. ધન્નો તેની પત્નીઓ સાથે ભગવાન પાસે ગયો અને દીક્ષા લીધી. શાલિભદ્રે આ સાંભળ્યું તો તે પણ ભગવાન પાસે આવ્યો અને તેણે પણ પરમાત્મા પાસે દીક્ષા અંગીકાર કરી.

ધન્ના અને શાલિભદ્રે જીવનને પણ દીપાવી જાણ્યું. અભ્યાસ સાથે તે ઉગ્ર તપ કરતા. ચાર ચાર માસના સતત ઉપવાસ કરવાથી તેમના દેહ ક્ષીણ થઈ ગયા. એક દિવસ વિહાર કરતાં કરતાં બંને સાધુ રાજગૃહીમાં પધાર્યા. માસક્ષમણના પારણે ગોચરી જવા માટે મુનિ શાલિભદ્રે ભગવાનની આજ્ઞા માંગી. પ્રભુએ કહ્યું: "આજે તમને તમારા માતાની હાથની ગોચરી મળશે."

મુનિ શાલિભદ્ર અને મુનિ ધન્ના ગોચરી માટે ભદ્રાને ત્યાં ગયા. તે સમયે ભદ્રા શેઠાણી શ્રી વીરપ્રભુને અને મુનિ શાલિભદ્રને વંદન કરવા જવાની ઉતાવળમાં હતી. પોતાના આંગણે જ પોતાનો સાધુ પુત્ર આવ્યો હતો, પરંતુ તપથી તેનું શરીર સૂકાઈ ગયું હોવાથી માતા તેને ઓળખી શકી નહિ. બંને મુનિઓ ક્ષણભર ત્યાં ઊભા રહ્યા અને પછી ત્યાંથી નગર બહાર જતા રહ્યા.

નગરના દરવાજા આગળ એક સ્ત્રી તેમને મળી. તેમને માથે દહીંની માટલી હતી. એ સ્ત્રીએ જેવા મુનિ શાલિભદ્રને જોયા કે તુરત જ તેના સ્તનમાંથી દૂધની ધારા છુટી. તેણે આને શુકન સમજીને સાધુને ભક્તિથી દહીં વહોરાવ્યું.

બંને સાધુઓએ શ્રી વીરપ્રભુ પાસે જઈને ગોચરી આળોવી ત્યારે શાલિભદ્રે પ્રભુને પૂછ્યું: 'ભગવન્! આજે મારી માતાના હાથે પારણું કેમ ન થયું?'

સર્વજ્ઞ પ્રભુએ કહ્યું: 'વત્સ! નગરના દરવાજા આગળ તમને દહીં વહોરાવ્યું એ તમારા પૂર્વભવની માતા ધન્યા હતી. એ માતાએ તમને ગોચરી વહોરાવી છે.'

એ પછી પ્રભુની આજ્ઞા લઈ બંને સાધુઓ વૈભાર પર્વત ઉપર ગયા અને એક શીલાને પડિલેહી તેની ઉપર પાદપોપગમન અનશન કર્યું.

ભદ્રાએ શ્રી વીરપ્રભુને વંદના કરી અને પૂછ્યું: 'ભગવન્! મારો પુત્ર ક્યાં છે? તે મારે ત્યાં ગોચરી માટે કેમ ન આવ્યો?'

પ્રભુએ કહ્યું: 'ભદ્રે! એ બંને સાધુ તારા ઘરે ગોચરી માટે આવ્યા હતા પરંતુ

તું તેમને ઓળખી શકી નહિ. પૂર્વભવની માતાએ તારા પુત્રને ગોચરી વહોરાવી. તે વાપરીને હવે તે વૈભાર પર્વત ઉપર ગયા છે અને ત્યાં અનશન કર્યું છે."

ભદ્રા તુરત જ શ્રેણિક સાથે વૈભારગિરિ ઉપર ગઈ. પુત્રને જોઈ રડવા લાગી: "મને ધિક્કાર છે કે તમે મારા ઘરે આવ્યા તો પણ મેં તમને ઓળખ્યા નહિ." શ્રેણિકે ભદ્રાને સમજાવી અને શાંત કરી.

ત્યારપછી ધન્ના અને શાલિભદ્ર અનશન પાળીને સર્વાર્થસિદ્ધ વિમાને ગયા. ત્યાંથી તેઓ મોક્ષે જશે.

ભવ્ય જીવોએ શાલિભદ્રના જીવનને જાણીને મુનિને ઉલ્લાસપૂર્વક અન્નદાન દેવું જોઇએ અને તે પછી ભોજન કરવું જોઈએ.



## ૧૬૫

## ચોથા શિક્ષાવ્રત અતિથિસંવિભાગ વ્રતના પાંચ અતિચાર.

सचित्ते क्षेपणं तेन, पिधानं काललंघनम् ।
मत्सरोऽन्यापदेशश्च, तुर्यशिक्षाव्रते स्मृताः ॥

**ભાવાર્થ:**—સચિત્ત વસ્તુ ઉપર આહાર મૂકવો. સચિત્ત વસ્તુથી તેને ઢાંકવો. યોગ્ય કાળનું ઉલ્લંઘન કરવું. મત્સરભાવ ધારણ કરવો અને પોતાનું હોવા છતાં તે પારકાનું છે એમ કહેવું તે અતિથિ સંવિભાગ વ્રતના પાંચ અતિચાર છે.

**વિસ્તરાર્થ:**—સચિત્ત એટલે જીવવાળો. જેમાં જીવ છે, જેમાં ચેતનનો સંચાર છે, તેવી પૃથ્વી, વનસ્પતિ, અગ્નિ વગેરે ઉપર દાન દેવા યોગ્ય ભોજનની કોઈપણ વાનગી દાન ન દેવાની વૃત્તિથી મૂકી દેવાથી અથવા ઉતાવળથી મૂકી દેવાથી પહેલો દોષ—અતિચાર લાગે છે.

દાન ન દેવાની વૃત્તિથી આહારને સુરણ, કાંદા, બટાટા, પુષ્પ, ફળ, પાંદડા વગેરેથી ઢાંકી દેવામાં આવે તો તેનાથી બીજો અતિચાર-દોષ લાગે છે.

ભોજનનો સમય સામાન્ય રીતે બારથી એક સુધીનો ગણાય. આ સમયે સાધુને ગોચરી બોલાવવા જવાના બદલે એ સમય થઈ ગયા બાદ તેમને નિમંત્રણ આપવા માટે જવામાં આવે તો તેનાથી ત્રીજો અતિચાર લાગે છે અથવા સાધુ આવ્યા ન હોય તો પણ પૌષધવૃત્તિથી ભોજન કરવામાં આવે તો પણ ત્રીજો અતિચાર લાગે છે.

મત્સર એટલે રોષ–ગુસ્સો. ઈર્ષ્યા. દાન આપવામાં આવે પણ તે ગુસ્સો કરીને આપવામાં આવે, દાન લેનારનું અપમાન થાય તેવી રીતે દાન દેવામાં આવે. વસ્તુ હોવા છતાં દાન લેનાર માંગે તો તે ન આપે તો આવા વ્યવહારથી ચોથો અતિચાર લાગે છે.

એક જણે દાન આપ્યું. તે જોઈ વિચારવામાં આવે કે આ ભિખારીએ દાન આપ્યું તો શું હું તેનાથી કંઈ ઉતરતો છું ? આવી અસૂયાવૃત્તિ [ બીજાનું સારું ન જોઈ શકવાની, બીજાની ઉન્નતિ સહન ન કરી શકવાની વૃત્તિ ]થી દાન દેવામાં આવે તો પણ અતિથિસંવિભાગ વ્રતના આરાધકને ચોથો દોષ લાગે છે.

ભોજન વગેરે વસ્તુઓ પોતાની હોવા છતાં એમ કહેવામાં આવે કે 'આ તો બીજાનું છે તેથી હું કેવી રીતે આપી શકું ?' આમ ખોટું કહી ખોટી રજૂઆત કરવામાં આવે તો આ વ્રતના આરાધકને પાંચમો અતિચાર લાગે છે.

દાન દેતી વખતે અજાણતાં આ પાંચમાંથી એકાદનો વ્યવહાર થઈ જાય તો તેનાથી દોષ લાગે જ, પરંતુ જાણી જોઈને તેમ કરવામાં આવે તો ચોથા શિક્ષાવ્રતનો ભંગ થાય છે. આવા અતિચાર સહિત દાન આપવા અંગે ચંપકશ્રેષ્ઠિની કથા છે તે આ પ્રમાણે :—

## ચંપકશ્રેષ્ઠિની કથા.

ચંપકશ્રેષ્ઠિ ધર્મિષ્ઠ હતો. ધન્યપુર તેનું ગામ. તે વ્રતધારી શ્રાવક હતો. પર્વના દિવસે તે પૌષધ કરતો. પૌષધના પારણે તે અતિથિસંવિભાગ વ્રત કરતો.

પૌષધ પારીને ગુરુમહારાજને વિનયથી પ્રાર્થના કરતો : "ગુરુદેવ ! મારા ઘરે ભાત–પાણીનો લાભ આપવા કૃપા કરશો." એ પછી તે ઘરે જતો. ત્યાં પોતાના માટે રસોઈ કરાવતો. ગોચરીનો સમય થતો એટલે ફરી પાછો ઉપાશ્રયે જતો અને ગુરુમહારાજને ગોચરીએ પધારવા માટે નિમંત્રણ આપતો. ગુરુ ઘરે પધારતાં તેમને જેનો ખપ હોય તે ચીજ–વસ્તુ કે ભોજનની વાનગી ભક્તિસભર હૈયે વહોરાવતો. ગુરુમહારાજ ગોચરી વ્હોરી લે એટલે તે તેમને ત્રિવિધે વંદના કરતો અને અમુક અંતર સુધી વિદાય આપવા જતો.

શ્રાવક માટે એક આચાર છે કે જે વાનગી સાધુ મહારાજે ન વ્હોરી હોય તે પોતે ભોજનમાં ન વાપરવી. ચંપકશ્રેષ્ઠિ પણ આ આચારનું પાલન કરતો.

ગામમાં સાધુ ભગવંતનો જોગ ન હોય ત્યારે ચંપકશ્રેષ્ઠિ ભોજન સમયે ઘરની બહાર ઊભો રહી ચારે બાજુ જોતો અને મનમાં ભાવના ભાવતો કે અત્યારે જો કોઈ સાધુ ભગવંત આવી ચડે તો તેમને ગોચરી વહોરાવીને હું કૃતાર્થ થાઉં."

ચંપકશ્રેષ્ઠિ દાન દેતી સમયે ખૂબ જ શુદ્ધ ભાવના ભાવતો. અંતરનાં ઉમળકાથી

તે સાધુ ભગવંતને ગોચરી વ્હોરાવતો. આવા જ અંતરના ઉમળકા અને આતમાના ઉલ્લાસથી એક દિવસ સાધુ મહારાજને ગોચરી વ્હોરાવી રહ્યો હતો.

તેના હૈયે ત્યારે ભાવનાનો ઓઘ ઉછળી રહ્યો હતો. પાત્રમાં તે ઘી વહોરાવી રહ્યો હતો. ઘીની ધાર પાત્રમાં રહી હતી અને તેની ભાવનાઓની ધાર ઊંચે ચડી રહી હતી. ચંપકશ્રેષ્ઠિની ભાવનાની તન્મયતા જોઈ સાધુ મહારાજે ઘીની ધાર પડવા જ દીધી. વચમાં ક્યાંય તે અંગે તેમણે ના કહી નહિ. સાધુ જ્ઞાની હતા. તે જોઈ રહ્યા હતા કે ચંપકશ્રેષ્ઠિ અત્યારની ભાવધારાથી અનુત્તર વિમાનની ગતિ બાંધી રહ્યો છે.

ત્યાં જ ચંપકશ્રેષ્ઠિની ભાવધારા ધડ દઈ નીચે ગબડી. ઘીથી પાત્ર ભરાતું જતું જોઈ તેને વિચાર આવ્યો: 'આ તે કોઈ સાધુ છે કે લોભી ધુતારો? હું તો ભાવથી વ્હોરાવું છું પણ તે સાધુધર્મને સમજતા લાગતા નથી. ના કહેતાં જ નથી."

તેની આ બદલાયેલી ભાવના જોઈ જ્ઞાની મુનિએ કહ્યું: "ભાગ્યવાન્! આમ ઊંચે ચડી વળી પાછા નીચે પટકાવા જેવું કાં કરો છો?'

ચંપકશ્રેષ્ઠિને એ સાંભળી આશ્ચર્ય થયું. તેણે કહ્યું: "ભગવન્! હું તો અહીં જ તમારી સામે જ ઊભો છું. ક્યાંય ચડ્યો નથી પછી પટકાઉં કેવી રીતે? આપનું વચન કાંઈ સમજાતું નથી."

મુનિએ પોતાનું પાત્ર ખેંચી લીધું. ત્યારે ખંડિત શુભ ભાવનાથી ચંપકશ્રેષ્ઠિએ બારમા દેવલોકની ગતિ બાંધી. એ સમયે જ્ઞાની મુનિએ કહ્યું: "મહાનુભાવ! દાન કરતી સમયે ભળતા સળતા વિકલ્પ કરવાથી દાન દૂષિત બને છે. સોના સમા દાનને તેથી લાંછન લાગે છે. દાન સમયે ચડતા ભાવને ચડતા જ રહેવા દેવા જોઈએ. તે સમયે બીજા ન કરવાના વિચાર કરી એ શુભ ભાવધારાને ખંડિત ન કરવી જોઈએ.' એમ કહી તેની દેવગતિની વાત કરી.

ચંપકશ્રેષ્ઠિને એ જાણી અત્યંત દુઃખ થયું. પોતાની મલિન વૃત્તિ અંગે તેને પસ્તાવો થયો. એ પાપની તેણે આલોચણા કરી અને અંતે મૃત્યુ પામી તે બારમા દેવલોકમાં ગયો.

ભવ્ય જીવોએ આ ચંપકશ્રેષ્ઠિની કથામાંથી પ્રેરણા લઈ શુદ્ધ ભાવથી અને દોષ રહિત દાન દેવામાં ઉપયોગ રાખવો જોઈએ. કહ્યું છે કે:—

सातिचारेण यद्दानं, तद्दानं स्वल्पसौख्यदम् ।
मत्वेति विधिना श्राद्धैर्वितीर्यं भावधार्मिकैः ॥

"અતિચાર સહિત કરાયેલ દાનથી અલ્પ સુખ મળે છે. આથી ભાવિક અને ધાર્મિક શ્રાવકોએ વિધિપૂર્વક દાન કરવું."

इत्युपदेशप्रासादटीकेयं लिखिता मया ।
पंचदशभिरश्राभिः स्तंभश्चैकादशः स्तुतः ॥

ભાવાર્થ:—આ પ્રમાણે ઉપદેશપ્રાસાદની મેં ટીકા લખી છે અને પંદર સંબંધ વડે આ અગિયારમો સ્તંભ પૂર્ણ કર્યો છે."

अब्दाहर्मितज्ञातेषु शताग्रं पंचषष्ठीम् ।
प्रेमादिविजयादिना, नित्यं व्याख्यानहेतवे ॥

ભાવાર્થ:—વર્ષના દિવસ જેટલા દૃષ્ટાંતોમાંથી એકસો ને પાંસઠ વ્યાખ્યાન પ્રેમવિજયાદિ મુનિને રોજ વ્યાખ્યાન આપવા માટે કહેવામાં આવ્યા છે."



## ૧૬૬

## ભોજનની આચારસંહિતા.

भुक्तिकाले गृहस्थेन, द्वारं नैव पिधीयते ।
बालादि भोजयित्वानु, शस्यते भोजनं सदा ॥

ભાવાર્થ:—ગૃહસ્થે ભોજનના સમયે ઘરનું બારણું બંધ રાખવું નહિ અને બાળક, વૃદ્ધ તેમજ બિમારને જમાડયા પછી હંમેશા જમવાનું રાખવું જોઈએ.

વિશેષાર્થ:—ભોજન કરવાના સમયે ગૃહસ્થે પોતાના ઘરનાં બારણાં ખુલ્લાં રાખવા જોઈએ. ઘરનાં બારણાં બંધ હોય તો બંધ બારણાં જોઇને ભિક્ષુકો નિરાશ થઈને અથવા નિઃસાસો નાંખીને પાછા ચાલ્યા જાય. આ અંગે આગમમાં કહ્યું છે કે:—

नेव दारं पिहावेइ, भुंजमाणो सुसावओ ।
अणुकंपा जिणिंदेहिं, सड्ढाणं नत्थि वारिया ॥

"શ્રાવકે ભોજન કરતી વખતે પોતાના ઘરનું બારણું બંધ રાખવું નહિ કારણ કે પ્રભુએ શ્રાવકોને અનુકંપાદાન કરવાનો નિષેધ કરેલો નથી."

આ ઉપરાંત પાંચમા અંગ **શ્રી વિવાહપન્નતિ** સૂત્રમાં પણ આ સંદર્ભમાં ઉલ્લેખ કરાયો છે. તુંગિકગિરિના શ્રાવકનું વર્ણન કરતી સમયે શ્રાવકે '**અભંગુઅદુવારા**' કહ્યો છે. અભંગુઅદુવારા શ્રાવક એટલે ભિક્ષુક વગેરે આવી શકે તે માટે ભોજન સમયે પોતાના ઘરનાં બારણાં ખુલ્લાં રાખનાર શ્રાવક. બારણાં ખુલ્લાં હોવાથી ભિક્ષુકોને નિરાશ થવાનો વારો આવતો નથી અને બારણાં બંધ રાખી જે ધર્મની નિંદા કરાવતા નથી તે અભંગુઅદુવારા શ્રાવક છે.

ગૃહસ્થે ભોજન સમયે યથાશક્તિ અવશ્ય દયા દાન કરવું જોઇએ. શ્રી જિનેશ્વર ભગવંતોએ પણ સાંવત્સરિક દાન કરીને ગરીબોનો ઉદ્ધાર કર્યો હતો.

પોતાનું પેટ તો સૌ ભરે છે. એકલપેટા થવામાં શ્રાવક ધર્મ નથી. ગૃહસ્થની પણ તેમાં વિશેષતા નથી. બીજાઓને પણ જમાડવા જોઇએ. તેમાંય ખાસ કરીને જેઓ ભૂખ્યા હોય, ગરીબ હોય, ભિખારી હોય, તેવાઓને જમાડીને પછી જમવું જોઇએ. દુકાળ અને પૂરના સમયે તો આ કર્તવ્ય જીવનમાં અનિવાર્ય બનવું જોઈએ.

દેશના કોઈ ભાગમાં દુકાળ પડયો હોય ત્યારે હજારો માંણસ ધાન્ય વિના ભૂખે તરફડતા હોય છે. ભૂખથી ઘણાનાં મૃત્યુ પણ થાય છે. કોઈ સ્થળે પૂર આવતાં તે વિસ્તારનાં અનેક લોકો ઘરબાર વિનાના થઈ જાય છે. તેમની રોજી રોટીનો નાશ થાય છે. આવી આસમાની આફતમાં સપડાયેલા માનવીઓને તન–મન અને ધનથી સહકાર આપવો જોઈએ. ભોજન સમયે તેમના ભૂખનાં દુઃખને યાદ કરવા જોઇએ અને તે માટે યથાશક્તિ દાન કરવું જોઈએ. કહ્યું છે કે:—

कुक्षिंभरी न कस्कोऽत्र, बहूवाधारः पुमान् पुमान् ।
ततस्तत्कालमायातान्, भोजयेद् बांधवादिकान् ॥

"પોતાનું પેટ કોણ નથી ભરતું? પરંતુ પુરુષ ઘણાનો આધાર બને છે તે જ પુરુષ માનવી કહેવાય છે. આથી ભોજન સમયે ભાઈઓને–દુઃખી ભાઈ–બહેનોને જરૂરથી જમાડવા જોઈએ."

દાનવીર જગડુશાનું જીવન આ માટે ખૂબ જ પ્રેરણાદાયી છે. વિક્રમના સમયથી ૧૩૧૫મે વરસે ભીષણ દુકાળ પડયો હતો તે સમયે ભદ્રેશ્વરના શ્રીમાળી શાહુકાર જગડુશાહે ૧૧૨ દાનશાળાઓ શરૂ કરી હતી. તેમના વિષે ઉલ્લેખ છે કે "તે દુકાળમાં જગડુશાહે હમીરને બાર હજાર મૂડા, વિશળદેવને આઠ હજાર મૂડા અને દિલ્હીના બાદશાહને એકવીશ હજાર મૂડા ધાન્ય આપ્યું હતું.

શ્રાવકની ફરજ છે કે તેણે પ્રથમ ઘરનાં બાળકો, વૃદ્ધ–વડીલો, માતા–પિતા, પુત્રવધૂ, સેવક વગેરેને જમાડવા, ગાય–કૂતરાં વગેરેને ઉચિત ખાવાનું આપવું, એ બાદ પચ્ચક્ખાણ પારીને ભોજન લેવું અને ભોજનના સમયનું ઉલ્લંઘન કરવું નહિ. આ ભોજન સમય માટે કહ્યું છે કે:—

"એક પહોરમાં જમવું નહિ અને બીજા પહોરનું ઉલ્લંઘન કરવું નહિ. કારણ કે પહેલા પહોરમાં જમે તો રસની ઉત્પત્તિ થાય છે અને બે પહોર સુધી ન જમે તો બળનો ક્ષય થાય છે."

ભોજન યોગ્ય સમયે લેવાનો આગ્રહ રાખવો જોઈએ. તે પ્રમાણે ઋતુ પ્રમાણે આહાર લેવો જોઇએ. કહ્યું છે કે "શરદ ઋતુમાં જે જળ પીવાયું, પોષ અને મહા મહિનામાં જે ખવાયું અને અષાઢ માસમાં જે સુવાયું તેનાથી મનુષ્ય જીવે છે.'

આ પણ કહેવામાં આવ્યું છે કે "વર્ષા ઋતુમાં લવણ અમૃત છે. શરદ ઋતુમાં જળ અમૃત છે. હેમંત ઋતુમાં ગાયનું દૂધ અમૃત છે, શિશિર ઋતુમાં આમળાનો રસ અમૃત છે, વસંત ઋતુમાં ઘી અમૃત છે અને ગ્રીષ્મ ઋતુમાં ગોળ અમૃત છે."

ભોજન ગમે તે લેવામાં આવે પણ તે ભોજન રસની લોલુપતા વિના લેવું જોઈએ. કહ્યું છે કે:—

क्षणमात्रसुखस्यार्थे, लौल्यं कुर्वन्ति नो बुधाः ।
कंठनाडीमतिक्रान्तं, सर्वं तदशनं समम् ॥

"બુદ્ધિમાન પુરુષો ક્ષણ માત્રના સુખના ભોજનમાં લોલુપતા રાખતા નથી. કારણ કે કંઠની નાડી અતિક્રમ્યા પછી [ ગળા સુધી ભરાઈ ગયા પછી ] બધું જ ભોજન સરખું છે.

જમવા માટે જીવવાનું નથી. જીવવા માટે જમવાનું છે. આ દેહથી કર્મબંધનોને તોડવાના છે. એ તોડવામાં દેહ સાથ આપી શકે તે માટે દેહને ખોરાક આપવાનો છે. સાદું ખાવ કે મસાલાવાળું ખાવ, મીઠાઈ ખાવ કે મોળું ખાવ, તેથી પેટ તો ભરાવાનું જ છે. પરંતુ એ ખાતી સમયે ભાવતી ચીજ છે માટે તે અકરાંતિયા બનીને ખાવી જોઈએ નહિ. વધુ પડતું ખાવાથી અજીર્ણ જેવા રોગ થાય છે. બેચેની મારે છે. ઊંઘ આવે છે. સ્ફુર્તિ રહેતી નથી. આથી સંયમથી, લોલુપતા રાખ્યા વિના ભોજન લેવું જોઈએ.

આરોગ્ય વિષે કહ્યું છે કે "હિતકારી મિત અને પાકું ભોજન લેનાર, ડાબે પડખે સુનાર, હંમેશા ચાલવાની ટેવવાળો, ઝાડા–પેશાબને નહિ રોકનાર અને સ્ત્રીના વિષે મનને વશમાં રાખનાર પુરુષ સર્વ રોગોને જીતે છે."

ક્યાં ન જમવું અને કેવું ન જમવું તે સંબંધમાં કહ્યું છે કે "અગાસીમાં, તડકામાં, અંધારામાં, ઝાડ નીચે, સ્મશાનમાં, પોતાના આસન ઉપર બેઠા બેઠા, તર્જની આંગળી ઊંચી કરીને, નાસિકાનો શ્વાસ ચાલતો હોય ત્યારે, ભોંય બેસીને અને જોડા પહેરીને કદી પણ જમવું નહિ તેમજ ટાઢું થઈ ગયેલું ભોજનને ફરી ગરમ કરાવીને જમવું નહિ."

આ જ સંદર્ભમાં **શ્રી જિનદત્તસૂરિ** વિરચિત **વિવેકવિલાસ** ગ્રંથમાં કહ્યું છે કે ૧. એક જ વસ્ત્ર પહેરીને, ભીનું વસ્ત્ર માથે વીંટી રાખીને, અપવિત્રપણે અને અતિ લોલુપતા રાખીને, સુજ્ઞ પુરુષે ભોજન કરવું નહિ. ૨ મળ–મૂત્રાદિ વડે અપવિત્ર થયેલું, ગર્ભાદિ હત્યારાએ જોયેલું, રજસ્વલા સ્ત્રીએ અડકેલું અને ગાય–કૂતરા કે પક્ષીઓએ એઠેલું કે સૂંઘેલું ભોજન જમવું નહિ. ૩. પાણી પીવા સંબંધી કહે છે કે ભોજન પહેલાં પાણી પીવું તે ઝેર બરાબર છે. ભોજનને અંતે પીવું તે પત્થર બરાબર છે અને મધ્ય સમયે પાણી પીવું તે અમૃત જેવું છે. ૪. ભોજન કર્યા પછી બધા

રસથી ભરેલા હાથવડે માણસે રોજ પાણીનો એક ચરુ–ઘડો પીવો : ૫ : જમીને ઉઠયા બાદ પાણીથી ભીના હાથવડે બે લમણાંને, બીજા હાથ કે આંખને અડવું નહિ, પણ તે હાથ ઢીંચણ પર ફેરવવો તે શ્રેયકારી છે : ૬ : ભોજન કર્યા બાદ ડાબે પડખે બે ઘડી નિદ્રા વગર શયન કરવું અથવા સો ડગલા ચાલવું : ૭ : ભોજન સમયે અગ્નિ, નૈઋત્ય અને દક્ષિણ દિશા, સંધ્યાકાળ, સૂર્ય–ચંદ્રના ગ્રહણનો સમય અને પોતાના સ્વજનાદિકનું શબ પડયું હોય તો તે સમયે ભોજન ન કરવું : ૮ : ભોજનમાં, મૈથુનમાં, સ્નાન કરવામાં, વમનમાં, દાતણ કરવામાં, મલોત્સર્ગમાં અને પેશાબ કરવાના સમયમાં બુદ્ધિમાન પુરુષોએ મૌન રાખવું : અને ભોજન કર્યા બાદ નવકારમંત્રનું સ્મરણ કરીને ઉઠવું.

આ પ્રમાણે વિધિપૂર્વક કરેલું ભોજન ઉત્તમ અને પ્રશંસનીય છે. આથી ભાવિક અને શ્રદ્ધાળુ શ્રાવકોએ આત્મભાવમાં રહીને રસની લોલુપતા વિના ભોજન લેવું જોઇએ.



# ૧૬૭

## દોષરહિત પાત્રદાન આપી ભોજન કરવું

पूर्वकर्मादिभिर्दोषैर्मुक्तं कल्प्यं शुभाशनम् ।
साधूनां पात्रसात्कृत्य भोक्तव्यं कृतपुण्यवत् ॥

**ભાવાર્થ:** પૂર્વકર્માદિ દોષથી રહિત અને કલ્પે તેવું ઉત્તમ ભોજન સાધુઓના પાત્રમાં આપીને પછી કૃતપુણ્યની જેમ ભોજન કરવું જોઇએ.

### કૃતપુણ્યની કથા

રાજગૃહી નગરી. શ્રેણીક રાજા. આ નગરીમાં ધનેશ્વર અને સુભદ્રા નામનું દંપતી યુગલ રહે. સંસારના વિષય સુખ ભોગવતાં તેમને એક પુત્ર થયો. કૃતપુણ્ય તેનું નામ. યુવાનીમાં તેનું લગ્ન ધન્યા નામની એક યુવતી સાથે કરવામાં આવ્યું.

કૃતપુણ્ય સીધો સાદો યુવાન હતો. સ્વભાવે સરળ અને સંસ્કારી હતો. સંતો અને સાધુઓ, વિદ્વાનો અને પંડિતો તેના મિત્રો હતા. મોટા ભાગનો સમય તે તત્ત્વ-ચર્ચામાં પસાર કરતો.

ઉત્તમ અને સંસ્કારી સોબતના લીધે કૃતપુણ્ય સંસારી હોવા છતાં સાધુ જેવો હતો. ધન્યા કરતાં તેને વધુ રસ ધર્મ અને જ્ઞાનચર્ચામાં પડતો.

૧૫

સંસારી માતાપિતાથી આ કેમ સહન થાય? પુત્ર પરણેલો હોવા છતાં જાણે અવિવાહિત હોય તેમ રહે, મોજ–વિલાસથી મોં મચકોડે, યૌવનમાં હોવો જોઇએ તેવો વિલાસનો ઉછાળો ન હોય તો એ પુત્ર પ્રત્યે સંસારીઓ અને દેહવાદીઓ ચિંતા ન કરે તો જ નવાઈ. ધનેશ્વર અને સુભદ્રાને કૃતપુણ્યના સાધુ વ્યવહારથી ચિંતા થવા લાગી. રખે દિકરો સાધુ થઈ જશે તો? એક તો એક દિકરો. ગુણિયલ વહુ અને તેને છોડી તે સાધુ બની જાય તો વારસાનું શું? નહિ નહિ. કોઈપણ હિસાબે કૃતપુણ્યને વિષય સુખમાં આસકત બનાવવો જ જોઇએ.

અને સગા મા–બાપે પુત્રની આસપાસ એવા મિત્રો અને સ્વજનો મૂકી દીધા કે જેથી તેમની મુરાદ બર આવે.

એ તો જગજાહેર વાત છે. ઝેરનું એક ટીપું પડે તો આખું વિશાળ સરોવર ઝેરી બની જાય. ખરાબ સોબતનું પણ એવું જ છે. જીવને ઉત્તમ સંસ્કારની ટેવ પડતા સમય લાગે છે પરંતુ કુસંસ્કારોની ટેવ તુરત પડી જાય છે.

કૃતપુણ્યનો જીવનવ્યવહાર થોડાં જ સમયમાં બદલાઇ ગયો. વિલાસી મિત્રોના સંગથી તે વિલાસી બની ગયો. આ રંગ તેને એવો લાગ્યો કે એક દિવસ તે કોઈ વેશ્યાને ત્યાં ગયો તે ગયો જ.

વેશ્યા પ્રેમ નથી કરતી. દેહનો સોદો કરે છે. પૈસાના પ્રમાણમાં જોખીને કહેવાતો પ્રેમ કરે છે. કૃતપુણ્ય વેશ્યાને પૈસા આપ્યે રાખતો અને તેના જુઠા પ્રેમમાં મસ્ત રહેવા લાગ્યો. વેશ્યાના પ્રેમમાં તે બધું જ ભૂલ્યો. સગી પત્ની ધન્યાને પણ ભૂલ્યો. માતા-પિતાને માત્ર પૈસા મેળવવા માટે જ યાદ રાખ્યા અને વેશ્યાને ત્યાં જ રાત–દિવસ પડ્યો પાથર્યો રહેવા લાગ્યો.

પુત્રરાગથી માતા–પિતા તેને જોઇએ તેટલા પૈસા મોકલતા. આ રોજનું બન્યું એટલે તેમણે પુત્રને ઘરે તેડવા માટે માણસ મોકલ્યા. માતાપિતાની હાલત તો વનમાં ગયા તો વનમાંય લાગી આગ જેવું થયું હતું. કૃતણ્યને ઘરે પાછો લાવવાં માટે અનેક પ્રયત્નો કરી જોયા કૃતપુણ્ય હવે રંગે પાકો રંગાઈ ચૂકયો હતો, તેણે તો માતાપિતા સાથે માત્ર પૈસા મંગાવવા પૂરતો જ સંબંધ રાખ્યો હતો.

બાર બાર વરસ સુધી માતાપિતાએ પુત્રને વેશ્યાગમનનું સુખ માણવા પૈસા મોકલ્યા તીજોરીનું તળીયું પણ દેખાવા લાગ્યું અને આયુષ્યની મર્યાદા પણ પૂરી થઈ. માતા પિતાએ આ જગત્‌માંથી વિદાય લીધી. તોય વિષયાસક્ત કૃતપુણ્ય ઘરે ન આવ્યો.

પૈસા હતા ત્યાં સુધી પત્ની ધન્યાએ પતિ માટે મોકલ્યા. છેવટે પૈસા ખૂટયા. ધન્યા માટે ખરાબ દિવસ ઉગ્યા. એક બાજુ પતિવિરહ અને પતિની વેશ્યામાં આસકિતનું દુઃખ, બીજી બાજુ ભીષણ ગરીબાઈ. આ સંજોગોમાં વેશ્યાની એક દાસી તેના ઘરે આવીને ઉભી રહી. તેણે કહ્યું 'સુંદરી! તારા પતિએ પૈસા મંગાવ્યા છે.'

કઠણ કાળજુ કરી ધન્યાએ કહ્યું "બેન! તું આવી તો ભલે આવી, પરંતુ હવે અમારી પાસે હવે કશુ જ બચ્યું નથી મારા સાસુ–સસરા હવે આ દુનિયામાં નથી. જે ધન હતું તે બધું જ ધન મારા નાથના સુખ માટે ખર્ચાઈ ગયું છે. હવે મારા મંગળસૂત્ર સિવાય એક કોડી પણ બચી નથી તે તારે જોઇએ તો લઈ જા." ધન્યાએ મંગળસૂત્ર ઉતારી આપ્યું. દાસી તે લઈને વેશ્યા પાસે આવી.

વેશ્યાની મા સમજી ગઈ કે હવે કૃતપુણ્ય કંગાળ થઈ ગયો છે. તેની પાસેથી ધન મળવાની કોઈ આશા નથી આથી તેણે કૃતપુણ્યની અવગણના કરવા માંડી. સમયે સમયે તેને કડવા વેણ કહેવા લાગી. પોતાની પુત્રી અનંગસેનાને પણ તેની પાસે જતાં રોકવા ને ટોકવા લાગી.

કૃતપુણ્ય આ બદલાયેલા વ્યવહારથી રંજ પામ્યો. અપમાન તેને ખટકવા લાગ્યા. અનંગસેનાને પણ માનો આવો દુર્વ્યવહાર ખટકયો. તેણે માને કહ્યું: "મા! તમને આવું અપમાન કરવું ઉચિત નથી. બાર બાર વરસ સુધી આપણે આ કૃતપુણ્યના ધનથી જીવ્યા છીએ અને જલસા કર્યા છે. આજે તે નિર્ધન થઈ ગયા તેમાં તેનો શો દોષ? તમારે તેનું આમ અપમાન ન કરવું જોઇએ."

માએ તુરત જ કહ્યું: "વત્સ! વેશ્યાગીરી એ આપણો વ્યવસાય છે. પ્રેમ–બેમ આપણને પોષાય નહિ. આપણે દેહ વેચીએ છીએ. પૈસા આપે તે ભોગવે. આ આપણો કુલાચાર છે. નિર્ધનનું આપણે ત્યાં કોઈ સ્થાન નથી."

મા–દિકરીનો આ વાર્તાલાપ કૃતપુણ્યે સાંભળ્યો. તેનો સૂતેલો આત્મા જાગી ઉઠયો. એજ દિવસે અનંગસેનાને છોડી તે પત્ની ધન્યા પસે ચાલ્યો ગયો.

પતિને આવતો જોઈ ધન્યા તેનો સત્કાર કરવા સામે ગઈ. પ્રેમથી તેને વધાવી નિરાંતે બધી હકીકત કહી. માતપિતાનું અવસાન થયું. ધન ખૂટી ગયું. ઘરમાં ખાવાના ફાંફા. ધન્યાની દયનીય હાલત. એ બધું જાણી કૃતપુણ્યના હૈયે ધગધગતું શીશું રેડાયું. તેની આંખોમાં પસ્તાવાનાં આંસુ દદળી ઉઠયા: "સાચેજ મારા જીવનને ધિક્કાર છે! માતાપિતાએ મારા માટે સઘળું ધન લૂંટાવી લીધું અને મેં તેમની છેલ્લી ઘડીએ પણ કાળજી ન લીધી! પત્નીને પણ વિસરી ગયો. અનંગસેનાના દેહમાં મોહાંધ બની મેં જીવનના મહામૂલા વરસો વેડફી નાંખ્યા. અરેરે! મારી શી ગતિ થશે?"

કૃતપુણ્યની આંખમાં આંસુ અને હૈયે સાચો પસ્તાવો જોઇ ધન્યાએ કહ્યું: નાથ! ભૂલી જાવ બધું. જે થવાનું હતું તે થઈ ગયું. જે સમય ગયો તે હવે પાછો આવવાનો નથી. હવે તો જે સમય છે. તેનો સદુપયોગ કરી લો."

પત્નીના પ્રેમાળ આશ્વાસનથી કૃતપુણ્યના હૈયાને ટાઢક થઈ. હિંમત પણ આવી. થોડા સમય બાદ તેના જાણવામાં આવ્યું કે કોઈ સાર્થવાહ આવ્યો છે. તેણે તેની સાથે દેશાવર જવાનું નક્કી કર્યું. ધન્યાએ કહ્યું: "નાથ! તમે ખૂશીથી દેશાવર જાવ. ખૂબ

ધન કમાઈને પાછા ફરશે. મારી હવે કોઈ ચિંતા ન કરશો. તમે મને મળ્યા છો એ જ મારૂં અહોભાગ્ય છે."

એમ કહી ધન્યાએ કૃતપુણ્યને થોડુંક કરીયાણું લાવી આપ્યું અને લાડવાનું ભાતું બાંધીને આપ્યું. એ લઈને કૃતપુણ્ય પેલા સાર્થવાહ સાથે દેશાવર જવા માટે તૈયાર થયો.

જવાની આગલી રાતે કૃતપુણ્ય એક ખાટલા ઉપર કોઈ એક દેવાલયમાં સૂઈ રહ્યો. તે સમયે એક નવીજ ઘટના બની.

તે નગરમાં ધનદ નામે એક શ્રીમંત રહેતો હતો. તેને ચાર પત્ની હતી અને એક વૃદ્ધ માતા હતી. કમનશીબે આ ધનદનું ભરયુવાનીમાં અવસાન થયું. પુત્ર વિના મરણ પામ્યો તેથી માતા રૂપવતીએ પુત્રવધૂઓને કહ્યું: "રાજાને ખબર પડશે કે તમારો પતિ પુત્ર વિના મરણ પામ્યો છે તો આપણું બધું ધન તે લઈ લેશે. આથી તમે પતિના શોકમાં જરાપણ રોકકળ કરશો નહિ. અને છાના માનાં ધનદના શબને સગેવગે કરી નાંખજો. બીજું જ્યાં સુધી તમને પુત્ર ન થાય ત્યાં સુધી બીજા પુરુષને તમે સેવજો."

સાસુની આજ્ઞા માથે ચડાવી ચારેય પુત્રવધૂઓ યોગ્ય પુરુષની શોધમાં નીકળી. શોધતા શોધતાં દેવાલય પાસે આવી. ત્યાં કૃતપુણ્યને ઘસઘસાટ સૂતેલો જોયો. તેને જોતાં જ તેમને લાગ્યું કે આ પુરુષ સેવવા યોગ્ય છે. આથી વિસ્મરણ શક્તિવાળું પાણી છાંટી તેને ઊંઘતો જ પોતાને ત્યાં લઈ આવ્યા.

સવારે કૃતપુણ્યે આંખ ઉઘાડી તો તે કોઈ એક મહેલમાં હતો. પરંતુ તેને આગળનું કશું જ યાદ આવતું ન હતું. તે અચરજથી બધું જોઈ રહ્યો હતો. ત્યાં રૂપવતી આવી તેને વળગીને રડવા લાગી: "દિકરા મારા! તું કયાં ગયો હતો? મને છોડીને તું આટલા બધા દિવસ કયાં રહ્યો હતો? તને ખબર નહિ હોય પરંતુ હું તને કહું થોડા દિવસ પહેલાં જ તારો મોટોભાઇ મૃત્યુ પામ્યો છે. આથી હવે તું કયાંય જઈશ નહિ અને હવે તું તેની પત્નીઓને તું તારી જ પત્નીઓ માની ભોગવ."

કૃતપુણ્યે કહ્યું: "જેવી તમારી આજ્ઞા."

સમયને જતાં કંઈ વાર લાગે છે? ચાર ચાર પત્નીઓ સાથે વિષયસુખ ભોગવતાં કૃતપુણ્યને ચાર પુત્ર થયા. રૂપવતીનું કામ પતી ગયું. આથી તેણે ફરી ચારેય પુત્રવધૂને બોલાવીને કહ્યું: "હવે તમને ચારેયને પુત્ર થયા છે. હવે તમારે આ પુરુષની જરૂર નથી. તમે તેને જ્યાંથી લાવ્યા હોય ત્યાં છાનામાના મૂકી આવો. કારણ પર–પુરુષનો ઝાઝો વિશ્વાસ કરવો સારો નથી."

ચારેય સ્ત્રીઓનું મન તો માનતું નહોતું પરંતુ સાસુની આજ્ઞા પણ ઉથાપી શકાય તેમ ન હતી. આથી તેમણે એક એક લાડુ બનાવ્યો. તેમાં દરેકમાં બહુમૂલ્યવાન રત્ન મૂકયું. અને મંત્રેલું પાણી છાંટી તેને એ જ દેવાલયમાં ખાટલા સાથે ઊંઘતો મૂકી આવ્યા.

અકસ્માતે તે જ દિવસે પેલો સાર્થવાહ પણ ત્યાં આવી પહોંચ્યો. એ જાણી ધન્યા કૃતપુણ્યને તેડવા ગઈ. તે ત્યારે હમણાં જ ઉઠયો હતો. સાચે પત્નીને જોઈ તે વિચારમાં પડી ગયો. પત્નીએ ક્ષેમકુશળ પૂછ્યા અને કેટલું ધન કમાઈ લાવ્યા તે પૂછ્યું કૃતપુણ્ય શું જવાબ આપે તે શરમાઈને મૌન રહ્યો.

ઘરે આવી તેણે પુત્રને લાડુ આપ્યો. લાડુ લઈ પુત્ર નિશાળે ગયો. લાડુ ખાતાં તેમાંથી રત્ન નીકળ્યું તે કોઈ કંદોઇએ જોયું. કંદોઇએ તેને મીઠાઈ આપી તે લઈ લીધું. જળકાંત રત્ન હતું. બાકીના લાડુમાંથી પણ રત્ન નીકળ્યાં તેથી કૃતપુણ્ય અને ધન્યા ખુશ થયા.

આ અરસામાં એવું બન્યું કે શ્રેણિક રાજાના સેચનક હાથીને કોઈ સરોવરમાં મગરે પકડયો. મગરની પકડમાંથી સેચનક ખસી શકે નહિ. શ્રેણિકને આ ખબર કરવામાં આવી. શ્રેણિકે અભયકુમારને કહ્યું. અભયકુમારે જળકાંત રત્ન માટે ઘોષણા કરાવી. ઈનામની પણ જાહેરાત કરી: "જે કોઈ જળકાંત રત્ન આપશે તેને રાજપુત્રી સહિત અર્ધું રાજ્ય આપવામાં આવશે."

આ ઘોષણા પેલા કંદોઇએ ઝીલી લીધી. તેણે જળકાંતરત્ન શ્રેણિકને આપ્યું. રત્નના પ્રભાવથી સરોવરના જળના બે ભાગ થઈ ગયા. આથી પેલા મગરે હાથી છોડી દીધો. શ્રેણિક સેચનક ઉપર સવાર થઈ રાજમહેલમાં ગયો. ત્યાં તેણે અભયકુમારને પૂછ્યું: 'અભય! આ મેલા–ગંદા કંદોઇને તે રાજપુત્રી કેવી રીતે અપાય? મને લાગે છે કે આ રત્ન કંદોઈનું નથી."

અભયકુમારે કહ્યું: 'તમે ચિંતા ન કરશો. તેના અસલ માલિકને હું શોધી કાઢીશ.'

અભયકુમારે તુરત જ કંદોઇને બોલાવ્યો અને કહ્યું: "સાચેસાચું કહેજે આ રત્ન શું તારું છે? જો જુઠું બોલ્યો છે તો મીઠાના કોરડાથી તારી ચામડી ઉતારી લેવાશે." અને કંદોઇએ ભયથી થથરતાં થથરતાં બધી જ વાત કહી દીધી. શ્રેણિકે તુરત જ કૃતપુણ્યને બોલાવ્યો અને પોતાની પુત્રી મનોરમા સાથે તેનાં લગ્ન કરાવ્યાં.

એક દિવસે કૃતપુણ્યે અભયકુમારને અગાઉની બધી વાત કરી કહ્યું: "આ નગરમાં મારી ચાર પત્નીઓ અને ચાર પુત્રો રહે છે. તેમને દીઠે હું ઓળખું છું, પરંતુ તે કયાં રહે છે તે મને ખબર નથી. તમે મને એની ભાળ કરાવી આપો."

અભયકુમાર બુદ્ધિનો ભંડાર હતો. કોઈ પણ કોયડો ઉકેલવો તે તેના માટે રમત હતી. તેણે વિચાર કરીને એક મહેલ બનાવ્યો. તેમાં આવવા–જવાના બે માર્ગ બનાવ્યા. મહેલના વચલા ભાગમાં કૃતપુણ્યની આબેહૂબ પ્રતિમા પધરાવી પછી પટહ વગડાવ્યો: "પુત્રવાળી નગરની તમામ સ્ત્રીઓએ પુત્ર સહિત આ પ્રતિમાની પૂજા કરવી."

પટહ સાંભળી પુત્ર સાથે અનેક સ્ત્રીઓ એ મહેલમાં આવી. એક દિવસ રૂપવ-

તીની પેલી ચાર પૂત્રવધૂઓ પણ પુત્ર સાથે આવી. કૃતપુણ્યે તેમની સામે આંગળી ચીંધી અભયકુમારને કહ્યું: "આજ મારી પત્નીઓ છે." અભયકુમારે તેને ચૂપ રહેવા કહ્યું.

પ્રતિમા જોઈ પુત્રો બોલી ઊઠ્યા: 'આ તો અમારા પિતા છે.' એમ કહી કોઇ તેમના ચરણને પગે લાગવા લાગ્યો કે તો કોઈએ તેમના માથાનો સ્પર્શ કર્યો. પુત્રોની માતાઓએ પણ પૂર્વ પતિને પતિભાવે ચરણસ્પર્શ કર્યો. આ જોઈ અભયકુમારે કહ્યું: "કૃતપુણ્ય! લે તારા આ પુત્રો અને આ તારી પત્નીઓ."

અનંગસેના પણ ત્યાં આવી અને તે પણ તેની પત્ની બની. આમ કૃતપુણ્યને સાત સાત પત્નીઓ થઇ.

સાત પત્નીઓ સાથે સમય વહેતો ગયો. ત્યાં જગદુદ્ધારક ભગવાન મહાવીર રાજગૃહીમાં સમોસર્યા. તેમની ભવતારક દેશના સાંભળી કૃતપુણ્યે પૂછ્યું: 'ભગવન્! મારા કયા કર્મની ઉદયથી મને આમ છૂટક છૂટક સંપત્તિ અને વિપત્તિ મળી?'

ભગવાને કહ્યું: "કૃતપુણ્ય! તારો પૂર્વભવ સાંભળ. શ્રીપુર નગરમાં એક નિર્ધન ગોવાળ પુત્ર હતો. એક દિવસ ઘેર ઘેર ખીરના ભોજન થતાં જોઈ પુત્રે માતા પાસે ખીર માંગી. માતાના સંજોગો ખીર બનાવી શકે તેવા ન હતા. પુત્રની જીદથી તે રડવા લાગી. એ જોઈ દયાળુ પાડોસણીએ તેને ખીરની સામગ્રી આપી. માતાએ પછી ખીર બનાવી. અને તે કોઈ કામે બહાર ગઈ.

ત્યાં ગોવળને આંગણે માસક્ષમણના તપસ્વી ગોચરી માટે પધાર્યા. ગોવાળપુત્રે ઉલ્લાસથી તેમને થોડીક ખીર વ્હોરાવી. એ ખીર થોડી છે એમ જાણી બીજી વખત વ્હોરાવી. આમ તેણે ત્રણ તબક્કે થોડી થોડી કરીને ખીર વ્હોરાવી. કાળયોગે તે પુત્ર મૃત્યુ પામ્યો. એ ગોવાળ તું છે. પૂર્વભવમાં થોડી થોડી વારે અટકી અટકીને તેં મુનિ દાન આપ્યું હતું તેથી તને આ ભવમાં આંતરે આંતરે સંપત્તિ અને વિપત્તિ પ્રાપ્ત થઈ."

પૂર્વભવ સાંભળતાં કૃતપુણ્યને જાતિસ્મરણજ્ઞાન થયું. એ જોઈ તેના હૈયે વૈરાગ્યના ભાવ ઉમટયા. મોટા પુત્રને ગૃહભાર સોંપી તેણે દીક્ષા લીધી અને ઉગ્ર તપસ્યા કરી તે પાંચમા દેવલોકે ગયો. ત્યાંથી કાળક્રમે મોક્ષે જશે.

આ કથામાંથી ભવ્ય જીવોએ પ્રેરણા લેવાની છે કે મુનિને દાન અસ્ખલિત ભાવે કરવું જોઇએ.



## ૧૬૮

## ભોજન સમયે મુનિઓને યાદ કરવા

भोजनसमयेऽवश्यं, संस्मार्या मुनिसत्तमाः ।
ततो भोजनमश्नीयाद्, धनावहाख्यश्रेष्ठिवत् ॥

**ભાવાર્થ :** "ભોજન કરવાના સમયે ઉત્તમ મુનિયોને ભૂલ્યા વિના અચૂક યાદ કરવા જોઈએ અને તે પછી ધનાવહ શ્રેષ્ઠિની જેમ પોતે ભોજન લેવું જોઈએ."

### ધનાવહ શ્રેષ્ઠીની કથા

પ્રથમ તીર્થંકર પરમાત્મા શ્રી ઋષભદેવના પૂર્વભવની વાત છે. ધનાવહ સાર્થવાહ તીર્થંકરનો જીવ હતો. એક ઉનાળામાં શુભ ચોઘડિયે ધનાવહ અન્ય રસાલા સાથે દેશાંતર માટે નીકળ્યો. ફરતાં ફરતાં ચોમાસુ બેઠું. અષાઢના વાદળ આરંભાયા. ઠેક-ઠેકાણે વરસાદ થયો. ક્યારેક મૂશળધાર વરસાદ થયો. ધરતી વર્ષાજળથી લદબદ થઈ ગઈ. ધૂળ કાદવ બની ગઈ. સાર્થ માટે પ્રવાસ મુશ્કેલ બન્યો. ધનાવહે કોઈ એક જગાએ પડાવ નાંખ્યો.

આ સાર્થમાં ધનાવહ સાથે શ્રી ધર્મઘોષસૂરિ મહારાજ પણ તેમના શિષ્ય પરિવાર સહિત સામેલ થયા હતા. બન્યું એવું કે સાર્થના લોકો પાસેનું અનાજ ખૂટી ગયું. અનાજના અભાવના કારણે એ લોકો તાપસની જેમ મૂળફળ ખાઈ પોતાનાં દિવસો પસાર કરવા લાગ્યા.

ધનાવહ એક દિવસ જમવા બેઠો ત્યારે તેણે સાર્થના માણસો યાદ આવ્યા. એ સાથે જ તેને શ્રી ધર્મઘોષસૂરિ સાંભરી આવ્યા. તેમની ઉપસ્થિતિનો ખ્યાલ આવતાં જ ધનાવહના હૈયે ચિંતા સળગી ઊઠી : "અરે ! આ ચોમાસામાં આચાર્ય મહારાજની શું સ્થિતિ હશે ? પંદર પંદર દિવસ થઈ ગયા પણ એક દિવસ મને તેમની યાદ નથી આવી. મેં તેમની કોઈ કાળજી પણ લીધી નથી. આ દિવસોમાં તેમણે શું વાપર્યું હશે ? કોણે તેમને યોગ્ય ગોચરી વ્હોરાવી હશે ? ખરેખર મને ધિક્કાર છે. હું માત્ર મારા જ ખ્યાલમાં રહ્યો. મારા સ્વાર્થમાં જ આટલા દિવસ જીવ્યો."

આમ પસ્તાવો કરી ધનાવહ આચાર્યશ્રી પાસે ગયો. વંદના કરી, સુખશાતા પૂછી. તેણે આચાર્ય મહારાજને ગોચરી માટે પધારવા પ્રાર્થના કરી. સૂરિજીએ બે મુનિને ધનાવહને ત્યાં ગોચરી માટે મોકલ્યા. મુનિયોનાં ઘરે પાવન પગલાં થતાં ધનાવહે નિર્દોષ ઘી વ્હોરાવ્યું. મુનિ ભગવંતોએ તે ઘીથી માસક્ષમણનું પારણું કર્યું.

મુનિયોને ભોજન સમયે યાદ કરવાના પુણ્યથી ધનાવહે તેરમા ભવે તીર્થંકર

પદનો નિર્ધાર કર્યો. આરોગ્ય શાસ્ત્રમાં ઘીને આયુષ્ય કહ્યું છે. ધનાવહે ઘીનું મુનિયોને દાન કરી શાશ્વત આયુષ્ય બાંધ્યું.

ધનાવહ ત્યાંથી મરીને યુગલિયામાં ઉત્પન્ન થઇ સૌધર્મ દેવલોકે દેવતા થયો. દેવગતિમાંથી ચ્યવીને તે મહાબળ નામે વિદ્યાધરેન્દ્ર થયો. ત્યાંથી લલિતાંગ દેવ થયો. દેવ આયુષ્ય પૂર્ણ કરી ધનાવહનો જીવ વજ્રજંઘ નામે રાજા થયો. રાજ્યસુખ ભોગવીને ફરી પાછો યુગલિઓ થયો અને ત્યાંથી મરીને પહેલા દેવલોકમાં ગયો. ત્યાંથી ચ્યવીને તે મહાવિદેહ ક્ષેત્રમાં જીવાનંદ નામે વૈદ થયો.

આ જીવાનંદને ચાર મિત્રો હતા. એક દિવસ બધા મિત્રો જીવાનંદને ત્યાં બેસી વાતોના ગપાટા મારી રહ્યા હતા. ત્યાં એક સાધુ ભગવંત પધાર્યા. સાધુ કુષ્ટ રોગી હતા. તેમને જોઈ મિત્રોએ જીવાનંદ વૈદને તેમની ચિકિત્સા કરવા કહ્યું. જીવાનંદે તેમને જણાવ્યું : તમારી ભાવના ઉત્તમ છે. સાધુની સેવા કરવી જોઈએ. આ ભગવંતને કુષ્ઠ રોગ છે. અને યોગ્ય સારવાર કરવામાં આવે તો તે રોગ મટી શકે તેમ પણ છે. આ માટે મારી પાસે લક્ષપાક તેલ છે. પણ આ તેલ ઉપરાંત રત્નકંબલ અને ગોશીર્ષચંદનની જરૂર છે. આ બે વાના જો તમે ક્યાંકથી મેળવી આપો તો તેમની સારવાર તુરત જ કરું."

શુભ કામમાં વિલંબ સુજ્ઞજનો કરે જ નહિ. પાંચે મિત્રો તુરતજ વણિકની દુકાને ગયા. તેની પાસેથી રત્નકંબલ અને ગોશીર્ષચંદન માંગ્યું. સાથોસાથ આ બે શેના માટે અને કોના માટે જોઇએ છે તે વાત પણ કરી. વણિકે તે બંને વસ્તુ વિના મૂલ્યે આપી.

જીવાનંદે એ ત્રણેય વસ્તુથી કુષ્ઠ રોગની સારવાર શરૂ કરી દીધી. પ્રથમ લક્ષપાક તેલથી મુનિને મર્દન કર્યું. મર્દન કરી તેમને રત્નકંબલ ઓઢાડી. આથી શરીરનાં તમામ કુષ્ઠ જંતુઓ એ કંબલમાં ભરાઈ ગયા. એ કર્યા બાદ જીવાનંદ અને મિત્રોએ મુનિને ગોશીર્ષ ચંદનનો લેપ કર્યો. ત્રણવાર આ પ્રમાણે કરવાથી મુનિનો કુષ્ઠ રોગ જડમૂળમાંથી નીકળી ગયો. મુનિ નિરોગી થઈ ગયા.

જીવદયાપ્રેમી જીવાનંદે રત્નકંબલમાં ભરાયેલા રોગી જંતુઓને મરેલી ગાયના મૃતદેહમાં મૂકી દીધાં. પછી એ રત્નકંબલ અને વધેલાં ગોશીર્ષચંદનને વેચી નાંખ્યા. તેમાંથી જે ધન મળ્યું તેનાથી જિનપ્રસાદ બંધાવ્યો.

પાંચે મિત્રો આયુષ્ય પૂર્ણ કરીને બારમા દેવલોકમાં દેવતા થયા. ત્યાંથી ચ્યવીને જીવાનંદનો જીવ ચક્રવર્તી થયો. ચાર મિત્રોના જીવ બાહુ, સુબાહુ, પીઠ અને મહાપીઠ નામે તેના નાના ભાઇઓ થયા. ત્યાંથી મરીને આ પાંચેય સર્વાર્થસિદ્ધ વિમાને ગયા.

ધનાવહનો ઉત્તમ જીવ દેવલોકમાંથી ચ્યવીને મરુદેવા માતાની કુક્ષીએ પુત્રરૂપે ઉત્પન્ન થયો. તે જીવ ઋષભદેવ પ્રભુ થયો. બાહુનો જીવ ભરત, સુબાહુનો જીવ બાહુબળ થયો અને કોઈ એક પૂર્વભવમાં દંભપૂર્વક તપ કર્યો હોવાથી પીઠ અને મહાપીઠ અનુક્રમે બ્રાહ્મી અને સુંદરીરૂપે સ્રીપણું પામ્યા.

ધનાવહની આ કથામાંથી ભવ્ય જીવોએ શીખવાનું છે કે ભોજન સમયે મુનિઓને યાદ કરવા જોઈએ. યાદ કરી તેમને ગોચરી માટે ઘરે તેડી લાવવા જોઈએ અને ભક્તિથી પ્રથમ તેમને નિર્દોષ આહાર વ્હોરાવીને પછી પોતે ભોજન લેવું જોઈએ.



## ૧૬૯

## સાધર્મિક–ભક્તિ.

राजपिंडं न गृह्णंति, आद्यांतिमजिनर्षयः ।
भूपास्तदा वितन्वंति, श्राद्धादिभक्तिमन्वहम् ॥

**ભાવાર્થ:**—"પહેલા અને છેલ્લા તીર્થંકરના મુનિઓ રાજપિંડ ગ્રહણ કરતા નથી. આથી તે સમયના જૈન રાજાઓ હંમેશાં શ્રાવકોની ભક્તિ કરતા." આ અંગે શ્રી કુમારપાળ રાજાની કથા જાણવા જેવી છે.

### કુમારપાળ રાજાની કથા.

કલિકાલસર્વજ્ઞ આચાર્ય શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજ રાજા કુમારપાળને રોજ વિવિધ પ્રકારે વીતરાગ પ્રભુની વાણી સંભળાવતા. એક દિવસ તેઓશ્રીએ એક દિવસ મુનિઓને રાજપિંડ કલ્પતો નથી. [ મુનિઓને રાજમહેલની ગોચરી ખપે નહિ. ] તે સંબંધમાં પ્રવચન કર્યું. આ સાંભળી કુમારપાળે વિનયથી પૂછ્યું :

"ભગવન્ ! જૈન મુનિઓ જો મારા મહેલની ગોચરી સ્વીકારે નહિં તો મેં જે શ્રાવકના બાર વ્રત લીધા છે તેનું સંપૂર્ણ પાલન કેવી રીતે થઇ શકે ? અને વ્રતોની આરાધના અધૂરી રહે તો હું શ્રાવક કેવી રીતે થઈ શકું ?"

કુમારપાળની શંકાનું નિવારણ કરતાં કલિકાલસર્વજ્ઞે કહ્યું: "રાજન્ ! એવું શાસ્ત્ર-વચન છે કે પહેલાં અને છેલ્લા તીર્થંકરના સમયનાં મુનિઓને રાજાના ઘરનું અન્ન ખપે નહિ. આથી હે દેવાનુપ્રિય ! તારે શ્રાવકોની આત્માના ઉલ્લાસથી ભક્તિ કરવી જોઇએ.

પૂર્વના સમયની વાત છે. પ્રથમ તીર્થંકર પરમાત્મા શ્રી ઋષભદેવ ભગવાન અષ્ટાપદગિરિ ઉપર સમોસર્યા. ત્યારે ભરત ચક્રવર્તીએ વિવિધ પ્રકારની ભોજન વાનગી-

ઓથી ભરેલાં પાંચસો ગાડા તૈયાર કર્યા અને પ્રભુને ગોચરીએ પધારવા માટે પ્રાર્થના કરી. પ્રભુએ કહ્યું: 'ભરત! અમને તારા મહેલનું અન્ન ખપે નહિ.'

'આ સમયે ઇન્દ્રે ભગવાનને પૂછ્યું: 'ભગવન્! અવગ્રહ [પ્રતિબંધ] કેટલા પ્રકારનો છે?'

ભગવાને કહ્યું "ઇન્દ્ર! આ અવગ્રહ પાંચ પ્રકારના છે. દેવેંદ્રાવગ્રહ, રાજાવગ્રહ, ગૃહપત્યવગ્રહ, સાગરિકાવગ્રહ અને સાધર્મિકાવગ્રહ. અહીં રાજાવગ્રહમાં રાજાનો, ગૃહપત્યવગ્રહમાં મંડલિકરાજાનો, સાગરિકાવગ્રહમાં જેની શય્યા વાપરીએ તે શય્યાતરનો અને સાધર્મિકાવગ્રહમાં સંયમીના અવગ્રહનો સમાવેશ થાય છે. આ પાંચ અવગ્રહમાં ઉત્તરોત્તર પૂર્વપૂર્વનો બાધ સમજવો. રાજાવગ્રહથી ઇન્દ્રના અવગ્રહનું પ્રયોજન થોડું રહે છે એ પ્રમાણે અન્યનું સમજવું."

પ્રભુની આ સ્પષ્ટતા સાંભળી ઇન્દ્રે કહ્યું: "જે આ મુનિઓ મારા અવગ્રહમાં વિચરે છે તેમને મેં અવગ્રહની અનુજ્ઞા આપી છે."

આ સાંભળી ભરતે મનમાં વિચાર્યું કે હું પણ મુનિઓને અવગ્રહની આજ્ઞા આપું. ભલે એટલાથી જ મારું જીવન કૃતાર્થ થાય." અને ભરતે પોતાના અવગ્રહની અનુજ્ઞા આપી. ભરતે ઇન્દ્રને પોતે લાવેલા પાંચસો ગાડાનું શું કરવું તે અંગે પૂછ્યું: ઇન્દ્રે કહ્યું: "ભરત! તમે જે આ પાંચસો ગાડા ભરીને ભાત–પાણી લાવ્યા છો તેનાથી તમારાથી અધિક ગુણવાન શ્રાવકોની પૂજા–ભક્તિ કરો."

ત્યારપછી ભરત ચક્રવર્તીએ શ્રાવકોને બોલાવીને કહ્યું: આજથી તમારે સૌએ હંમેશા મારા ઘરે ભોજન કરવું. ખેતી વગેરે કંઈ કરવા નહિ અને મારા ઘરે આવીને મને કહેવું કે जितो भवान् वर्द्धते भयं, तस्मान्मा हन मा हन। તું જિતાયો છે, ભય વધે છે માટે હણીશ નહિ હણીશ નહિ."

ભરતના નિમંત્રણથી તેના મહેલમાં રોજ શ્રાવકો આવતા. ભોજન લેતા અને તેને કહેતા: હે રાજન્! તું જિતાયો છે. ભય વધે છે માટે હણીશ નહિ, હણીશ નહિ."

ભરત આ કથન ઉપર રોજ વિચારતો કે હું કોનાથી જિતાયો છું? છ ખંડમાં મારું એકચક્રી શાસન ચાલે છે છતાં હું કોનાથી પરાભવ પામ્યો છું? હજી કોના તાબામાં હું છું?

આમ અનેક રીતે મનન–ચિંતન કરતાં તેને સમજાયું કે સાચે જ અજ્ઞાન અને કષાયોએ મને પરાજિત કર્યો છે. હજી હું આ બે ઉપર વિજય મેળવી શક્યો નથી. સાચું વિચારું તો મારે તો આ બેથી જ ભય પામવા જેવું છે. કષાયો જીવને ગમે તે દુર્ગતિમાં ફેંકી દે છે. માટે મારે તેનાથી સાવધ બની આત્માનો નાશ કરવો જોઇએ નહિ. આત્માને હણવો જોઈએ નહિ."

આવી શુભ ભાવનાથી ભરત નિઃસ્પૃહ એવા દેવ–ગુરુની સ્તુતિ અને ભક્તિ કરતો.

સમય જતાં ભરતનાં રાજરસોડે શ્રાવકોની સંખ્યા ઉત્તરોત્તર વધતી ગઇ. આથી

રસોયા કંટાળવા લાગ્યા. તેમણે ભરત ચક્રવર્તીને કહ્યું: રાજન્! રાજરસોડે જમવા આવનારાઓમાં કોણ શ્રાવક છે અને કોણ શ્રાવક નથી તેનો ભેદ સ્પષ્ટ થતો નથી. આથી આ સંબંધમાં કંઈક ઘટતું કરવા કૃપા કરશો."

ભરતે તેમને કહ્યું: "તેમને બાર વ્રત પૂછીને પછી ભોજન આપવું." એ પછી શ્રાવકોને ઓળખી કાઢવા માટે રાજાએ કાકિણી રત્નવડે શ્રાવકોના શરીર પર ત્રણ ત્રણ વાર લીટા કરાવ્યા અને ઘોષણા કરાવી કે આવા લીંટાવાળા બાર વ્રતરૂપ બાર તિલક કરનારા અને ભરતે કહેલા ચાર વેદને જાણનાર જે હોય તે શ્રાવક ગણવામાં આવશે. નવા શ્રાવકો થતાં તેમને પણ આ રીતે વિધિ કરવામાં આવતી.

ભરત ચક્રવર્તી પછી તેમના પુત્ર આદિત્યયશાએ શ્રાવકોને ઓળખવા માટે તેમને સોનાની યજ્ઞોપવિત પહેરાવી. આદિત્યયશાના પછી મહાયશા આદિ જે રાજાઓ થયા તેમણે શ્રાવકોની ઓળખ માટે રૂપાની યજ્ઞોપવિત પહેરાવી. ત્યારપછી કેટલાકે વિચિત્ર પટ્ટસૂત્રની યજ્ઞોપવિત કરાવી. ત્યારથી યજ્ઞોપવિતની પ્રથા શરૂ થઈ જે આજસુધી ચાલે છે.

કલિકાલસર્વજ્ઞે આ વિસ્તારથી સમજાવી કુમારપાળને કહ્યું: "હે રાજન્! તમારે બાર વ્રતમાં સાધર્મિવાત્સલ્ય કરવું યોગ્ય છે."

આ પછી કુમારપાળે પોતાના શાસન સમય દરમિયાન શ્રાવકોનો તમામ કર માફ કર્યો. આ કરની ઉપજ વરસે બોંતેર લાખ દ્રવ્ય હતી. આ કર તો માફ કર્યો પણ એ ઉપરાંત કુમારપાળે સાધર્મીઓના ઉદ્ધાર માટે ચૌદ કોટી દ્રવ્યનો ખર્ચ કર્યો.

કુમારપાળ માટે ઇતિહાસની નોંધ છે કે "રાજા કુમારપાળ ઘી, ભાત, મગ, શાક, વડાં, વડી અને તીખા વઘારીઆ પદાર્થો શ્રાવકોને ભાવપૂર્વક જમાડતાં. દુઃખી શ્રાવકોનાં કુટુંબને શ્રેષ્ઠ વસ્ત્રો આપતા હતા અને જૈનધર્મને વિષે રહીને તેમણે અનેક દાનશાળાઓ સ્થાપી હતી. આવી રીતે શ્રાવકના બારમા વ્રતમાં ઉંચે પ્રકારે સાધર્મિક ભક્તિને વિસ્તારતા કુમારપાળ રાજાએ સંપ્રતિ અને ભરત આદિ રાજાઓનું સ્મરણ કરાવ્યું હતું."

આજની વીસમી સદીની અસહ્ય મોંઘવારીમાં સાધર્મિક બંધુઓની પરિસ્થિતિ ઘણી વિકટ છે. ઘણાં કુટુંબો એવા છે કે જેમને ત્યાં માત્ર એક ટંક જ ચૂલો સળગે અને તેમાંય એકાદ જ વાનગી રંધાય છે. ઘણાં સાધર્મિક બંધુઓની આર્થિક સ્થિતિ ચિંતાજનક છે.

આ સંજોગોમાં સુખી અને સંપન્ન શ્રાવકોની સીદાતા સાધર્મિક ભાઈ–બહેનોના દુઃખમાં ભક્તિભાવથી સહભાગી થવાની પવિત્ર ફરજ છે. અન્ન, વસ્ત્ર, ઔષધ વગેરેથી તેમને સહાયભૂત થવું જોઈએ. આપણો સાધર્મી દુઃખી અને દરિદ્ર હોય ત્યારે આપણે જે કંઈ ધર્મ કરીએ તે પરિપૂર્ણ ઉગી નીકળે નહિ. માટે આજના સમયમાં સુખી અને સંપન્ન શ્રાવકોએ સીદાતા સાધર્મી ભાઈ–બેનોને સહાય કરવામાં સજાગ રહેવું જોઇએ.

## १७०

## સાધર્મિકવાત્સલ્ય.

साधर्मिवत्सले पुण्यं यद्भवेत्तद् वचोऽतिगम् ।
धन्यास्ते गृहिणोऽवश्यं तत्कृत्वाश्नन्ति प्रत्यहम् ॥

**ભાવાર્થ:**—સાધર્મિવાત્સલ્ય કરવાથી જે પુણ્ય થાય છે તે શબ્દોથી કહી શકાય તેમ નથી. [ અર્થાત્ એ પુણ્ય કહેવા માટે શબ્દો પણ ઓછા પડે તેમ છે ] જે ગૃહસ્થો હંમેશ સાધર્મિવાત્સલ્ય કરીને જમે છે તેઓને ધન્ય છે.

**વિસ્તરાર્થ:**—ગૃહસ્થ જીવનમાં વ્યવહારના અનેક પ્રસંગો આવે છે. જન્મદિન, પુત્રજન્મ, લગ્ન, વેપાર-ધંધાનું ઉદ્ઘાટન, નવા મકાનનું ઉદ્ઘાટન, પરીક્ષામાં પ્રથમ નંબરે ઉત્તીર્ણ થયેલ સંતોનોના અભિનંદન વગેરે અનેક આનંદના અવસર ગૃહસ્થી ઉજવતો હોય છે. આવા આનંદ અને હરખના પ્રસંગોએ સાધર્મી ભાઈ-બેનોને અવશ્ય યાદ કરવા જોઈએ. તેમને નિમંત્રણ આપીને આ આનંદના ભાગીદાર બનાવવા જોઈએ અને તે પ્રસંગે યથાશક્તિ તેમનું ઉચિત સન્માન કરવું જોઈએ. આ શક્ય ન હોય તો જે સાધર્મી ભાઈ-બેનો દુઃખી છે, ગરીબ છે, બિમાર છે, વૃદ્ધ અને એકલા છે તેઓને સંભારીને તેમનું સ્વમાન જળવાય તે રીતે પ્રેમથી તેમના દુઃખમાં ભાગીદાર બનવું જોઈએ. જેમને અનાજની જરૂર હોય તેમને અનાજ, વસ્ત્રની જરૂર હોય તેમને વસ્ત્ર, ઔષધની જરૂર હોય તેમને ઔષધ વગેરે આપીને સીદાતા સાધર્મી ભાઈ-બેનોની ભક્તિ કરવી જોઈએ. કહ્યું છે કે:—

न कयं दीणुद्धरणं न कयं साहम्मिआण वच्छलं ।
हियर्यमि वीयराओ, न धारिओ हारिओ जम्मो ॥

"માનવભવ પામીને જેણે ગરીબોનો ઉદ્ધાર નથી કર્યો, સાધર્મીવાત્સલ્ય કર્યું નથી અને હૈયે શ્રી વીતરાગ પ્રભુને ધારણ નથી કર્યા તે તેનો માનવજનમ હારી ગયો છે એમ સમજવું."

સીદાતા સાધર્મીઓને ભૌતિક સહાય કરવા ઉપરાંત આધ્યાત્મિક સહાય પણ કરવી જોઈએ. જે સાધર્મી ભાઈ-બેનો ધર્મથી વિમુખ બન્યા હોય અથવા ધર્મકાર્યમાં પ્રમાદી બન્યા હોય તેમને જાગ્રત કરી ધર્મકાર્યમાં જોડવા જોઈએ. અધર્મ જીવન જીવતાં કે અકાર્ય કરતાં સાધર્મીઓને તેમ કરતાં અટકાવવા પ્રયત્ન કરવો જોઈએ અને શુભ કાર્ય માટે સતત પ્રેરણા કરવી જોઈએ. કહ્યું છે કે:—

"પ્રમાદીને ધર્મકાર્યની યાદ આપવી તે સારણા, અનાચારે પ્રવર્ત્તતાને વારવા

તે વારણા, ધર્મથી ભ્રષ્ટ થયેલાને તેના દુષ્કર્મનું ખરાબ ફળ સમજાવવું તે ચોયણા અને નિષ્ઠુર થઈ ગયેલાઓને ધિક્કારવા તે પડિચોયણા સમજવી. ”

સાધર્મીઓ ધર્માનુષ્ઠાન કરી શકે તે માટે સુખી ગૃહસ્થોએ ઉપાશ્રય, પૌષધશાળા, પાઠશાળા, આયંબીલશાળા વગેરે ધર્મના સ્થાનકો બંધાવવા જોઈએ. સાધર્મીવાત્સલ્ય તો અનેક પ્રકારનું થઈ શકે છે. અંતરાય કર્મથી જે શ્રાવકો ખરાબ અને કફોડી આર્થિક સ્થિતિમાં આવી પડ્યા હોય તેવાઓને ધંધા–વ્યવસાય માટે પૂરતી આર્થિક સહાય કરીને ફરી તેમને સમૃદ્ધ કરવાની પણ ભક્તિ થઈ શકે છે. ઇતિહાસ કહે છે કે થરાદ નિવાસી શ્રીમાળી આભૂ નામના સંઘપતિએ ૩૦૮ સાધર્મીઓને પોતાના જેવા શ્રીમંત કર્યા હતા.

સાધર્મીવાત્સલ્યથી તીર્થંકર નામકર્મ બંધાય છે. ત્રીજા તીર્થંકર પરમાત્મા શ્રી સંભવનાથ ભગવાનનું જીવન આ માટે પ્રેરણારૂપ છે. તેમનાં પૂર્વના ત્રીજા ભવનો પ્રસંગ છે. ત્યારે તે ધાતકીખંડના ઐરાવતક્ષેત્રે ક્ષેમાપુરી નગરીના વિમલવાહન નામે રાજા હતા. તેમના સમયમાં ભીષણ દુકાળ પડ્યો. તે સમયે વિમલવાહન રાજાએ ભક્તિભાવથી સાધર્મીઓની પૂરી સંભાળ લીધી. ભૂખથી કોઇનું પણ મૃત્યુ થવા દીધું નહિ. તેથી તેમણે તીર્થંકર નામકર્મ બાંધ્યું. પછી તેમણે દીક્ષા લીધી. કાળધર્મ પામી આનત દેવલોકે દેવતા થયા. ત્યાંથી અનુક્રમે તે શ્રી સંભવ નામે તીર્થંકર થયા. ફાગણ સુદ આઠમે તેમનો જન્મ થયો. તેમના જન્મ સમય અગાઉ દેશમાં દુકાળ હતો પરંતુ તેમનો જન્મ થતાં જ તે જ દિવસથી ચારે બાજુથી અનાજ આવી પહોંચ્યું. નવું અનાજ આવવાની પણ સંભાવના થઈ આથી તેમનું નામ સંભવ પાડવામાં આવ્યું.

સાધર્મીવાત્સલ્ય કરવાની પ્રેરણા રાજા દંડવીર્ય અને શુભંકર શ્રેષ્ઠીના જીવનમાંથી પણ મળે છે.

રાજા દંડવીર્ય ભરત ચક્રવર્તીના વંશજ હતા. તે પ્રથમ સાધર્મિકોને ભોજન કરાવતા. તેઓ બધા જમી રહે પછી તે ભોજન કરતા. આ તેનો રોજનો નિયમ અટલ હતો.

ઇન્દ્રદેવે તેની કસોટી કરવાનો નિર્ણય કર્યો. પોતાની લબ્ધિથી ઇન્દ્રે હજારો શ્રાવકો વિકુર્વ્યા. રાજા દંડવીર્યે તે બધાને નિમંત્રણ આપ્યું. તે સૌને ભોજન કરાવતાં કરાવતાં સૂર્યાસ્ત થઇ ગયો. રાત્રિભોજનના ત્યાગી દંડવીર્યે તે દિવસે ઉપવાસ કર્યો. આમ દંડવીર્યને આઠ આઠ દિવસ સુધી લાગલાગટ ઉપવાસ થયા. છતાંય દંડવીર્યનો સાધર્મિકભકિત માટેનો ઉત્સાહ અને ઉલ્લાસ જરા પણ મંદ ન પડ્યા.

ઈન્દ્રે તેની આવી ઉત્કટ ભકિત જોઈ પોતાની માયા સંકેલી લીધી અને પ્રત્યક્ષ થઈ દંડવીર્યને દિવ્ય ધનુષ્ય–બાણ, રથ, હાર અને બે કુંડલ આપ્યા. સાથોસાથ ઈન્દ્રે દંડવીર્યને શત્રુંજયની યાત્રા કરવા અને તેનો [illegible]ાર કરવાની પણ આજ્ઞા કરી....

શુભંકર શ્રેઠીની કથા આ પ્રમાણે છે:—

શુભંકર શ્રેષ્ઠીએ પોતાના જીવનકાળ દરમિયાન એક લાખ જ્ઞાતિબંધુને ભોજન, એક લાખ કન્યાદાન, એક લાખ ગોદાન અને એક લાખ બ્રાહ્મણોને ભોજન વગેરે આપ્યાં. મૃત્યુ પામી શુભંકરનો જીવ પોતાના જ ઘરમાં જ્યાં ધન દાટયું હતું તે દરમાં સાપ રૂપે ઉત્પન્ન થયો. આ સાપ શુભંકરના પોતાનાં પૂર્વભવના પુત્રોને ડરાવતો.

આ શુભંકરની પડોશમાં ધર્મદાસ નામે શ્રાવક રહેતો. તે શુભંકર જેવો ધનવાન ન હતો. છતાંય વરસમાં એક સાધુ, એક સાધ્વી, એક શ્રાવક અને એક શ્રાવિકાને આત્માના ઉત્કટ ઉલ્લાસથી દાન આપતો કાળક્રમે તેને અવધિજ્ઞાન થયું.

એક દિવસ શુભંકરના પુત્રોએ ધર્મદાસ શ્રાવકને કહ્યું કે આ સાપ અમને ડરાવે છે. ધર્મદાસે પોતાના જ્ઞાનના બળથી કહ્યું; 'એ સાપ નથી પરંતુ તમારા બાપ છે. પૂર્વભવમાં લક્ષ જ્ઞાતિભોજન કરી તેમણે ષટ્કાયનો આરંભ કર્યો હતો. જ્ઞાતિભોજન સમયે એઠી પતરાળીના ઢગ જામ્યા હતા અને તેથી દ્વીન્દ્રિય જીવોની વિરાધના થઇ હતી. એ પ્રમાણે ચાર લાખનું દાન કરતાં તમારા બાપે મહાપાપ બાંધ્યું હતું. એ પાપ ઉદય આવતા તે આજે સાપ થયા છે. તેમણે મારા ધર્મકૃત્યોની પણ નિંદા કરી હતી આથી તે દુર્લભબોધી જીવ છે. અહીંથી મરીને તે નરકે જશે.'

ધર્મદાસ પાસેથી પોતાના પિતાની સત્ય હકીકત જાણી પુત્રોની આંખો ખુલી ગઈ અને તેમણે શ્રાવકધર્મ સ્વીકાર્યો.

શ્રી સંભવનાથ, રાજા દંડવીર્ય અને શુભંકર શ્રેષ્ઠીના જીવનમાંથી પ્રેરણા લઈને ભવ્ય જીવોએ સાધર્મિક ભક્તિ કરવાનું ચૂકવું જોઈએ નહિ. આ ભક્તિ આત્માના ઉલ્લાસથી કરવી જોઈએ.



## ૧૭૧

## ધર્મસ્થાનો બંધાવવાં.

पुण्याय कुर्वते धर्मशालादि ये जनाः सदा ।
तेषां स्योद्विपुलं पुण्यमामभूमिपतेरिव ॥

**ભાવાર્થ:**—જેઓ હંમેશા પુણ્યપ્રાપ્તિ માટે ધર્મશાળા વગેરે બંધાવે છે તેઓ આમરાજાની જેમ ઘણું પુણ્ય ઉપાર્જન કરે છે.

આચાર્યશ્રી બપ્પભટ્ટસૂરિજીની પ્રેરણાથી આમ રાજાએ પોતાના નગરમાં એક ભવ્ય પૌષધશાળા બંધાવી હતી. આ પૌષધશાળાને હજાર થાંભલા હતા. જવા-આવ-

વાની સુગમતા માટે તેમાં ત્રણ દ્વાર હતા. સાધુઓને પડિલેહણ તથા સ્વાધ્યાય વગેરેના સાત માંડલાના સમયની જાણ કરવા માટે અંદરના ભાગમાં ઘંટ બંધાવ્યો હતો. ત્રણ લાખના જંગી ખર્ચથી તેમાં વ્યાખ્યાન મંડપ બાંધવામાં આવ્યો હતો. આ મંડપનું તળિયું ચંદ્રકાંત મણીથી બાંધેલું હતું અને તેની દીવાલો મણીથી કંડારેલી હતી. આ મણીના લીધે બાર સૂર્યના જેવું તેજ તેમાં રહેતું હતું. રાતે અંધકાર પણ જણાતો ન હતો અને વાંચન સરળતાથી થઈ શકતું હતું. આમ રાજાએ સૂક્ષ્મ અને બાદર જીવોની અવિરાધના થવા માટે આવી દિવ્ય અને ભવ્ય પૌષધશાળા બંધાવી હતી.

આવા ધર્મસ્થાનક માટે સિદ્ધરાજ જયસિંહના મંત્રી સાંતૂની વાત પણ વિખ્યાત છે. શ્રીમાળ જ્ઞાતિના આ સાંતૂ મંત્રી પાસે અઢળક ધન હતું. શ્રી સ્યાદ્વાદ રત્નાકર ગ્રંથના કર્તા શ્રી વાદિદેવસૂરિનો તે પરમ ભક્ત હતો. મંત્રીએ ચોરાશી હજાર ટંકારવ દ્રવ્ય ખરચીને રાજમહેલ જેવું એક ઘર બંધાવ્યું. પોતાના સુંદર ઘર જોવાને તેણે ગુરુને નિમંત્રણ આપ્યું. સાથે બીજાઓને પણ નોતર્યાં. મંત્રીનું અપૂર્વ અને આલિશાન ઘર જઈ ગુરુ સિવાય સૌએ એકમતે પ્રશંસા કરી. ગુરુ એકપણ શબ્દ આ અંગે બોલ્યા નહિ. આથી મંત્રીએ તેનું કારણ પૂછ્યું. આથી સૌભાગ્યનિધાન નામના ક્ષુલ્લકે કહ્યું:

"खंडनि पेषणी चूलह, जलकुंभः प्रमार्जनी।
पंचैते यत्र विद्यन्ते, तेन नो वर्ण्यते गृहम् ॥"

"જેમાં ખાંડણી, ઘંટી, ચૂલો, પાણિયારું અને સાવરણી એમ પાંચ વાના હોય તેવું આ ઘર છે માટે તેની પ્રશંસા કરવી નહિ."

અને ઘર તો કાગડા, ચકલા વગેરે પક્ષીઓ પણ બાંધે છે. તેથી ઘર બાંધવાથી કંઇ પુણ્ય થતું નથી માટે જો આવી અપૂર્વ પૌષધશાળા બંધાવો તો તે સારું કહેવાય. પૌષધશાળા ધર્મના હેતુનું સાધન છે જ્યારે ઘર તો પાપના હેતુરૂપ છે. આથી ગુરુએ તમારું ઘર જોઈને તેની પ્રશંસા કરી નહિ.

સાંતૂ મંત્રી આ સાંભળી વિચારવા લાગ્યો કે—સાધુઓને વસતિદાન દેવાથી મોટું પુણ્ય બંધાય છે. જયંતિ શ્રાવિકા, વંકચૂલ અને અવંતિસુકુમાલે વસતિદાન દઇને મહા પુણ્ય ઉપાર્જન કર્યું હતું. મેઘકુમારે પૂર્વભવમાં એક સસલાને થોડું સ્થાન આપ્યું તો તે રાજસુખને પામ્યો. તો જે જીવોને અભય આપનારા છે તેવા મુનિયોને વસતિદાન કરવાથી તો ઘણું મોટું ફળ પ્રાપ્ત થાય તેમાં કોઈ શક નથી."

મંત્રીએ આમ વિચારી પોતાનું ઘર ધર્મ કરવાને અર્પણ કર્યું. સાથોસાથ એવી બીજી પણ ધર્મશાળા બંધાવી.

સુખી ગૃહસ્થોએ પોતાના આલીશાન બંગલાની જેમ ઉપાશ્રય વગેરે પણ ભવ્ય અને અપૂર્વ બંધાવવા જોઈએ.

# ૧૭૨

## કુત્સિત દાનના અનર્થકારી પરિણામ.

त्यक्तुं योग्यं विषैर्मिश्रं, कुत्सितं भक्ष्यवर्जितम् ।
क्रोधकैतवदुर्मत्या, दत्तं दानमनर्थदम् ॥

જે ફેંકી દેવા જેવું હોય, ઝેર જેમાં ભળેલું હોય, સડી ગયેલું કે કોહવાયેલું હોય, અભક્ષ્ય હોય અને ગુસ્સાથી, કપટભાવથી કે ખરાબ ઇરાદાથી દાન કરવામાં આવે તો તેથી અનર્થ થાય છે. એવા દાનથી પુણ્ય થવાના બદલે પાપ બંધાય છે.

નાગશ્રીએ નાંખી દેવા જેવું શાક મુનિને વ્હોરાવીને પોતાની દુર્ગતિ વ્હોરી લીધી હતી. તેની કથા આ પ્રમાણે છે.

### નાગશ્રીની કથા.

ચંપાનગરીમાં ત્રણ ભાઈઓ રહેતા હતા. સોમદેવ, સોમભૂતિ અને સોમદત્ત તેમનાં નામ. ત્રણેય ભાઈઓ પરિણીત હતા. સોમદેવની પત્નીનું નામ નાગશ્રી હતું. આ ભાઈઓની આર્થિક પરિસ્થિતિ એવી હતી કે ત્રણે ભાઈઓ વારાફરતી એક ભાઇને ઘરે જમતાં.

એક વારામાં એ ભાઈઓ સોમદેવના ઘરે જમવા આવ્યા. નાગશ્રીએ બધા માટે રસોઈ બનાવી. રસોઇમાં તેણે તુંબડીનું શાક રાંધ્યું. હિંગ વગેરે મસાલો નાખ્યો. પછી ચાખ્યું તો તુંબડી કડવી નીકળી. હવે શું થાય ? આવું કડવું શાક બધાને કેવી રીતે જમાડાય ? ફેંકી દે તો મહેનત અને ખર્ચ બંને એળે જાય એથી તેણે એ શાકને ઢાંકીને એક બાજુ મૂકી રાખ્યું અને બધાને બીજી વાનગી વગેરે જમાડી.

બધા જમીને ચાલ્યા ગયા હશે ત્યાં નાગશ્રીનાં આંગણે માસક્ષમણના તપસ્વી મુનિશ્રી ધર્મરુચિ ગોચરી માટે પધાર્યા. તેમને જોઇ નાગશ્રીને પેલું શાક તુરત યાદ આવ્યું. "આ મુનિને તે શાક આપી દઉં. તેથી મહેનત અને પૈસો નકામો નહિ જાય." આમ વિચારી નાગશ્રીએ તે બધું જ શાક મુનિના પાત્રમાં ઠલવી દીધું.

મુનિએ લાવેલી ગોચરી જોઈ ચાર જ્ઞાનધારી ગુરુ ધર્મઘોષસૂરિએ કહ્યું: "હે શિષ્ય ! આ આહાર કોઈ શુદ્ધ સ્થળે જઇને પરઠવી આવો."

મુનિ ધર્મરુચિએ ગુરુની આજ્ઞા માથે ચડાવી. તે વનમાં જઈ શુદ્ધ સ્થાન જોવા લાગ્યા. ત્યાં પાત્રમાંથી શાકના રસના બે ચાર ટીપાં ભોંય પર પડ્યા. રસની ગંધથી કીડીઓ દોડી આવી. મુનિએ તે જોયું. તેમણે પાત્રને સરખું કર્યું. ત્યાં તેમણે જોયું તો કીડીઓ મરેલી જોઈ. તેમનું હૈયું વલોવાઈ ગયું. કરુણાનો ધોધ તેમના હૈયે ઉછળી

આવ્યો. તે વિચારવા લાગ્યા: "માત્ર થોડા ટીપાંથી આટલી બધી કીડીઓ મરી ગઈ તો આખું શાક પરઠવી દઇશ તો તે ખાઇને કેટલા જીવ ન જાણે કમોતે મર્યા હશે? ના. ના, મારાથી એમ ન થવા દેવાય. મારા નિમિત્તથી કોઇના પ્રાણ ન જવા જોઇએ. તેમ થાય તો મારું મુનિપણું લાજે. તો શું ગુરુની આજ્ઞા ન પાળવી?

મારે ગુરુની આજ્ઞાનું પાલન તો કરવું જ જોઇએ. ગુરુએ આ આહારને શુદ્ધ સ્થાને પરઠવવાનું કહ્યું છે. આ વનમાં તો હવે એવું શુદ્ધ સ્થાન ગોતવું નકામું છે. તો?

મુનિએ ફરીથી ઊંડો વિચાર કર્યો અને તોડ કર્યો: 'વાહ! સરસ. મારા પેટ જેવું શુદ્ધ સ્થાન બીજે ક્યાં મળવાનું છે? આ આહારને મારા પેટમાં જ પરઠવી દઉં. એથી ભલે મારું મૃત્યુ થાય પરંતુ બીજા કોઇ નિર્દોષ જીવના તો પ્રાણ નહિ જાય ને?"

અને તપસ્વી મુનિએ એ ઝેરી શાક પોતાના ઉદરમાં પરઠવી દીધું અને પછી પોતે શુભ ધ્યાન ધરવા લાગ્યા. ઝેરની અસર તુરત જ થઇ અને મરીને તે સર્વાર્થ-સિદ્ધ વિમાને ગયા.

શ્રી ધર્મઘોષસૂરિ અને બીજાઓએ જ્યારે આ આખી ઘટના જાણી ત્યારે સૌએ નાગશ્રી પર ફીટકાર વરસાવ્યો. સોમદેવે તેને ઘરની બહાર કાઢી મૂકી. નાગશ્રી હડ-ધૂત થઇ જંગલમાં જતી રહી અને ત્યાં દાવાનળમાં જીવતી બળી મૂઇ. ત્યાંથી તે છટ્ઠી નરકમાં ગઇ. ત્યાંથી બબ્બે વખત સાતમી નરકે ગઈ. ત્યાંથી અનંતોકાળ ભવભ્રમણ કરતી તે પાંડવોની પત્ની દ્રૌપદી થઈ.

ભવ્ય જીવોએ આ કથામાંથી સાર એ લેવાનો છે કે મુનિ ભગવંતોને કદી ફેંકી દેવા માટે કાઢેલું અર્થાત્ એઠું વધેલું, છાંડેલું, ઝેરીલું, બગડી ગયેલું ભોજન કદી વ્હોરાવવું નહિ. દાન દેતી સમયે કોઇ ખરાબ ઇરાદો સેવવો નહિ, ગુસ્સો પણ કરવો નહિ. શુભ ભાવથી નિર્દોષ આહારનું જ મુનિઓને દાન કરવું જોઈએ.



## ૧૭૩

## દાનની અનુમોદનાનું ફળ.

દાન દેનારની અનુમોદના કરનારને પણ યોગ્ય ફળ મળે છે તે આ વ્યાખ્યાનમાં દૃષ્ટાંત સહિત સમજાવવામાં આવે છે.

फलं यच्छति दातारं, दानं नात्रास्ति संशयः।
फलं तुल्यं ददात्येतत्, आश्चर्यं त्वनुमोदकम् ॥

**ભાવાર્થ**:—દાન દેનારને તો દાનનું ફળ મળે છે. તેમાં કોઈ જ શક નથી પરંતુ દાનની જે અનુમોદના કરે છે તેને પણ યોગ્ય ફળ મળે છે." આ સંદર્ભમાં બળભદ્ર મુનિનો જીવનપ્રસંગ જાણવા જેવો છે. તે આ પ્રમાણે:—

બાવીસમા તીર્થંકર પરમાત્મા શ્રી નેમિનાથ પ્રભુ ગિરનાર ઉદ્યાનમાં સમોસર્યા. કૃષ્ણ વાસુદેવ અને બળદેવ તેમની દેશના સાંભળવા ગયા. વંદના કરી શાંત ચિત્તે દેશના સાંભળી. દેશના પૂરી થયા બાદ કૃષ્ણે ભગવાનને પૃછયું: "હે ભગવન્! સ્વર્ગની બરોબરી કરતી આ દ્વારકા નગરીનું ભાવિ શું છે?'

પ્રભુએ જ્ઞાનબળથી ભવિષ્યવાણી ભાખી: 'હે કૃષ્ણ વાસુદેવ! મદિરામાં મસ્ત બનેલા તમારા બે પુત્રો સાંબ અને પ્રદ્યુમ્નથી રોષે ભરાયેલા દ્વૈપાયન આ દ્વારકા નગરીનો વિનાશ કરશે. ત્યારપછી જરાકુમારે છોડેલા તીરથી તમારો ડાબો પગ વીંધાઈ જશે અને તમારું મૃત્યુ થશે. મરીને તમો ત્રીજી નારકીમાં ઉત્પન્ન થશો.'

આ ભવિષ્યવાણી જરાકુમારે પણ સાંભળી. તે વિચારવા લાગ્યો: 'શું મારા હાથે મારા ભાઈની હત્યા થશે? શું હું મારા ભાઈનો હત્યારો બનીશ? નહિ. હું તેમની હત્યા નહિ કરું." એમ વિચારી તે દ્વારકા છોડી જંગલમાં ચાલ્યો ગયો.

કૃષ્ણની ચિંતાનો પાર ન રહ્યો. ઉદ્વેગથી તે વિચારવા લાગ્યા: 'શું હું નરકમાં જવાનો? મારી આવી નીચ દુર્ગતિ થવાની? અરેરે! મેં એવા કયા પાપ કર્યો હશે?'

કૃષ્ણને આમ વિચારતાં જોઈ ભગવાને સ્પષ્ટતા કરી: "હે અચ્યુત! આર્ત્તધ્યાન ન ધરો. તમારી દુર્ગતિ નિશ્ચિત છે અને સુગતિ પણ નિશ્ચિત છે. તમે આવતી ચોવીશીમાં અમમ નામે બારમા તીર્થંકર થશો."

ભગવાનને ભક્તિથી વંદના કરી કૃષ્ણ દ્વારકા પાછા આવ્યા અને પહેલું કામ નગરીમાંથી તમામ મદિરા બહાર ફેંકાવી દેવાનું કર્યું. મદિરાના કેટલાક કૂંજા ગિરનારજીની ગુફાઓમાં પણ નાંખવામાં આવ્યા.

એક સમયની વાત છે. સાંબ અને પ્રદ્યુમ્ન ફરતાં ફરતાં ગિરનારની ગુફાઓમાં ગયા. ત્યાં તેમને મદિરાની ગંધ આવી એટલે તે બંને એ ગંધની દિશામાં ગયા. જોયું તો મદિરાના ઢગલાબંધ કૂંજા. તુરત જ એ કૂંજો તેમણે મોઢે માંડયો. લાંબા સમયે મદિરા મળી હતી અને દ્વારકામાં ફરી મદિરા મળવાની ન હતી. આથી બેમર્યાદ મદિરા બંનેએ પીધી.

મદિરાથી બંને ભારે ઉન્મત્ત થઈ ગયા. ભાન ભૂલી ગયા. લથડિયા ખાતાં અને ગમે તેમ બબડતા જંગલમાં રખડવા લાગ્યા. ત્યાં રસ્તામાં દ્વૈપાયન તપસ્વી મળ્યા. વંદન કરવાનું દૂર રહ્યું. ઉલ્ટું બંનેએ તેમને ટીપી નાંખ્યા. મદિરાની અસરમાં વિવેક

રહ્યો નહિ. માણસ તેમને ઓળખી શકાયું નહિ. પોતાની આવી ઘોર અવહેલના અને ત્રાસથી ગુસ્સે ભરાઈને દ્વૈપાયને નિયાણું બાંધ્યું: "મારું તપ સાચું હોય તો મારા હાથે દ્વારકા નગરીનો વિનાશ થાય."

બંને કુમારોએ આ નિયાણું સાંભળ્યું. નગરીમાં જઈ તેમણે બધી જ હકીકત રામ–કૃષ્ણને જણાવી. રામ–કૃષ્ણ દ્વૈપાયન પાસે ગયા અને વિનંતી કરી: "હે મુનિ! આપ આપનું નિયાણું નિષ્ફળ કરો. આપ જેવા તપસ્વીને આવો ક્રોધ કરવો ઉચિત નથી. આપ ક્ષમા કરો."

"નિયાણું તો હવે થઈ ગયું. તે હવે નિષ્ફળ નહિ થાય. દ્વારિકા નગરીનો વિનાશ કરીશ પણ તમને હેમખેમ રહેવા દઈશ. બાકી બીજા કોઈને હું નહિ છોડું. બસ. હવે તમે મને આ અંગે કંઈ કહેશો નહિ." દ્વૈપાયને જવાબ આપ્યો.

નિયાણું નિષ્ફળ નહિ જ જાય એ જાણી કૃષ્ણે દ્વારકામાં આવી ઘોષણા કરાવી: "નગરજનો! દ્વૈપાયન તાપસે આપણી દ્વારકા નગરીનો વિનાશ કરવાનો નિર્ધાર કર્યો છે. આથી સૌને ખાસ કહેવામાં આવે છે કે તમે સૌ જૈનધર્મનું ખરા અંતરથી આરાધન કરજો."

ભગવાન નેમિનાથે પણ દેશનાનો ધોધ વહાવ્યો. તેઓશ્રીએ સંસારની અસારતાને વારંવાર સમજાવી. માનવભવને સાર્થક કરવા કહ્યું. તેઓશ્રીએ કહ્યું: "સંધ્યાના રંગ, હાથીનો કાન, ઘાસના અગ્રભાગે રહેલું જળબિંદુ, સાગરનાં મોજાં અને ઈન્દ્ર ધનુષ્ય ચંચળ છે. આ બધા ક્યારેય સ્થિર રહેતા નથી. તે સદાય અસ્થિર છે. ધન, યૌવન અને આયુષ્ય પણ અસ્થિર છે. તે સતત ક્ષીણ થાય છે.

પ્રભુની આવી પ્રેરક સાંભળી ઘણાંએ દીક્ષા લીધી. ઘણાંએ શ્રાવકના બાર વ્રત અંગીકાર કર્યાં. પ્રમાદી જનો ધર્મમાં વધુ સ્થિર થયા અને ઘણાં બધાં આયંબિલ તપ કરવા લાગ્યા.

કાળક્રમે દ્વૈપાયન ઋષિનો જીવનદીપ બુઝાઈ ગયો. મરીને તે દેવ થયા. સાંબ અને પ્રદ્યુમ્નનું અપમાન તે વિસર્યા ન હતા. હવે તેમણે દૈવી તાકાતથી દ્વારકા નગરીમાં ઉપદ્રવ કરવા માંડયો. પણ લોકો ધર્મમાં રત હોવાથી આ ઉપદ્રવ નિષ્ફળ ગયો. બાર બાર વરસ સુધી ઉપદ્રવની ધર્મના પ્રતાપે કાંઈ ખાસ અસર થઈ નહિ.

એક સમયે લોકો કોઈ લૌકિક તહેવાર ઉજવી રહ્યા હતા. ઉત્સવના આનંદમાં સૌ ધર્મ વિસરી ગયા. મોજમઝામાં ગુલતાન હતા. દ્વૈપાયનનાં જીવ દેવે આ તક ઝડપી લીધી. સંવર્તક પવનથી દ્વારકા નગરીમાં સળગતાં તણખલાં નાંખ્યા. આ સમયે જેઓ બહારગામ ગયા હતા તે બધા યાદવોને દૈવી શક્તિથી દ્વારકામાં લાવી સળગતી દ્વારકામાં નાંખ્યા.

આગથી બચવા કૃષ્ણ–બળદેવ, રોહિણી, દેવકી અને વસુદેવને લઈને રથમાં બેસી

દ્વારકા છોડી જવા લાગ્યા. રથ નગરના દરવાજા બહાર આવ્યો. એ સમયે ઘોડા થંભી ગયા. એક ડગ પણ તે ભરી શક્યા નહિ. આથી તે રામ–કૃષ્ણ પોતે રથ હાંકવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તે સમયે દ્વૈપાયને પ્રકટ થઈ કહ્યું: "હે રામ–કૃષ્ણ! તમે વ્યર્થ પ્રયત્ન શા માટે કરો છો? તમે રથ નહિ હંકારી શકો. મેં તમને બંનેને, વચન આપ્યું હતું કે તમને બંનેને હું જીવતાં રાખીશ. બાકી બીજા કોઈને નહિ છોડું."

ત્યાં જ દરવાજો રથ ઉપર તૂટી પડચો અને તેમાં બેઠેલા રોહિણી, દેવકી અને વસુદેવ મરણ પામ્યા. તે સમયે તેઓ શુભ ધ્યાન ધરતા હોવાથી દેવગતિને પામ્યા.

કૃષ્ણ અને બલરામ સળગતી દ્વારકાને છોડી ચાલી નીકળ્યા. એક પર્વત ઉપર તેઓ ગયા. ત્યાં તેમણે છ છ માસ સુધી સળગતી દ્વારકાને જોઈ. ત્યાંથી તે બંને હસ્તિનાપુર જવા નીકળ્યાં. ચાલતાં ચાલતાં તેઓ કૌશાંબી નગરીના વનમાં આવ્યા. વનમાં એક વડના ઝાડ નીચે બંને બેઠાં. કૃષ્ણને તરસ લાગી હતી. બલરામે કહ્યું: તમે બેસો ને આરામ કરો. હું હમણાં પાણી લઈને આવું છું."

બલરામ પાણી લેવા ગયા. અહીં કૃષ્ણ પીતાંબર ઓઢીને ઢીંચણ ઉપર વામ પગ મૂકીને ઝાડ નીચે સૂઈ ગયા. એ સમયે પેલો જરાકુમાર ફરતો ફરતો આ જંગલમાં આવી ચડચો. તેણે દૂરથી જોયું કે ઝાડ નીચે કોઈ હરણ સૂતું છે. તુરત જ તેણે બાણ છોડયું. બાણ સરરર કરતું વામ પગમાં ઘૂસી ગયું. તીર વાગતાં જ કૃષ્ણ ચીસ પાડીને ઊભા થઈ ગયા: "કયા દુષ્ટે આ બાણ છોડયું?" તે બોલી ઊઠ્યા.

જરાકુમારનો ભ્રમ ભાંગ્યો. પોતાના હાથે ભાઈને કષ્ટ થયું તે જાણી તેના પસ્તાવાનો પાર ન રહ્યો. ભાઈ કૃષ્ણ પાસે જઈ તેણે ક્ષમા માંગી અને પોતાના કૃત્યને ધિક્કારવા લાગ્યો.

કૃષ્ણે કહ્યું: "ભાઈ જરાકુમાર! રડ નહિ. તારા આત્માને હવે વધુ ન ધિક્કારીશ. જે થવાનું હતું તે જ થયું છે. ભગવાને આ થવાનું કહ્યું જ હતું. હવે તું મારું આ કૌસ્તુભ રત્ન લઈ હસ્તિનાપુર જા. અને તેમને દ્વારકા દાહની વાત કરજે. અને તું હમણાં જ અહીંથી દોડ. નહિ તો બલરામ આવશે અને એ જાણશે કે તેં મને તીર માર્યું છે તો એ ભ્રાતૃપ્રેમથી ગુસ્સામાં આવી કદાચ તારી હત્યા કરી નાંખશે માટે જરાય વિલંબ કર્યા વિના દોડ." અને જરાકુમાર તુરત જ ત્યાંથી રડતી આંખે ચાલ્યો ગયો.

જરાકુમાર ગયા બાદ કૃષ્ણ પોતાની વેદનાને સમતાભાવે વિચારવા લાગ્યા: 'આ મને વેદના નથી થતી. આ તીર મને નથી વાગ્યું. મારા દેહને તે વાગ્યું છે આથી તેને પીડા થાય છે. મારી આ વેદના ગજસુકુમાલની વેદનાની સરખામણીમાં કંઈ જ નથી. તેમને ધન્ય છે કે અંગારાને ફુલની જેમ વધાવ્યા!"

આ શુભ ભાવના હજી તેની ચરમ સીમાએ પહોંચે ત્યાં જ અંતિમ સમયે આ

ભાવનાએ પડખું બદલ્યું. વેદના અસહ્ય બનતાં કૃષ્ણને વિચાર આવ્યો : "અરેરે ! મારી સુંદર નગરી દ્વારકાનો તાપસે સાચે જ વિનાશ કર્યો. એ જો હવે મને અત્યારે મળી જાય તો તેને મારીને મારો શ્વાસ છોડું."

અને આ અશુભ ભાવના-આર્તધ્યાનમાં કૃષ્ણે પોતાના પ્રાણ છોડયા. છોડીને ત્રીજી નરકે ગયા.

ત્યાં થોડીવારમાં બળભદ્ર કમળના પાંદડાંના પડીયામાં પાણી લઈને આવ્યા ત્યારે કૃષ્ણના મોઢા ઉપર પીતાંબર ઓઢેલું હતું. તે ઊંઘે છે એમ જાણી બળભદ્રે તેમને કહ્યું : 'ભાઈ ! ઊઠો. જુઓ હું ઠંડુ પાણી લઈ આવ્યો છું.' બળભદ્રે બે ત્રણવાર કૃષ્ણને બૂમ મારી. ન જાગ્યા. આથી બળભદ્રને કંઈક ચિંતા થઈ. તેણે તુરત જ પીતાંબર કાઢી લીધું. પીતાંબર હટતાં જ કૃષ્ણનું ખરું અંતિમ સ્વરૂપ જોવા મળ્યું. વામ ચરણ વીંધાઈ ગયો હતો અને કૃષ્ણનું શરીર નિશ્ચેષ્ટ હતું. બળભદ્રનું હૈયું તે જોઈ ધ્રૂજી ઊઠયું. "ના, ના આવું કદી ન બને. ન બને. કૃષ્ણ ! કૃષ્ણ ! મારા ભાઈ ! તમે ઊઠો. બોલો. કહો કે હું જે જોઉં છું તે સત્ય નથી. ભ્રમ છે. બંધુ ! બંધુ !" બળભદ્રનું હૈયું ફાટી ગયું. આંખમાંથી અનરાધાર આંસુ પડવા લાગ્યા.

ગ્રંથો કહે છે કે કૃષ્ણના શોકમાં બળભદ્ર કૃષ્ણના મૃતદેહને લઈને છ છ માસ સુધી ઠેર ઠેર ફરતા રહ્યા.

એ અરસામાં બળભદ્રનો દેવ મિત્ર સિદ્ધાર્થ તેમને બોધ પમાડવા રૂપ બદલીને ધરતી પર આવ્યો.

કૃષ્ણના મૃતદેહને લઈને રડતી આંખે બળભદ્ર એક રસ્તેથી પસાર થઈ રહ્યા હતા ત્યાં તેમણે એક ખેડૂતને જોયો. એ ખેડૂત એક ખડક ઉપર કમળનાં બીજ વાવતો હતો. તે જોઈ બળભદ્રે તેને ઠપકો આપતાં કહ્યું : 'અરે મૂર્ખ ! પથ્થર ઉપર કંઈ કમળ ઉગતાં હશે ?'

ખેડૂતે કહ્યું : 'ભાઈ ! એ પણ ઉગશે, જે દિવસે તારા આ ખભા પરનું શબ જીવતું થશે તે દિવસે આ પથ્થર ઉપર કમળ પણ ખીલશે."

ખેડૂતનો જવાબ હૈયા સોંસરો ઉતરી જાય તેવો હતો પરંતુ બળભદ્ર ત્યારે કશું વિચારવાના મિજાજમાં ન હતા. ભાઈના વિયોગથી તે ભરપૂર વિષાદમાં ડૂબેલા હતા. ખેડૂતના જવાબની ઉપેક્ષા કરી તે આગળ ગયા.

ત્યાં આગળ રસ્તામાં તેમણે એક માણસને બળી ગયેલા ઝાડને પાણી પાતો જોયો. બળભદ્રે તેને કહ્યું "અરે બેવકૂફ ! બળી ગયેલા ઝાડને પાણી પાવાથી શું તે કદી નવપલ્લવિત થઈ શકવાનું છે ?"

પેલા માણસે જવાબ આપ્યો : "તમારા ખભા ઉપરનું શબ જીવતું થવાનું હોય તો શા માટે બળેલું ઝાડ નવપલ્લવિત નહિ થાય ?"

બળભદ્રને આ જવાબ સ્પર્શી ગયો. ભાઈનો મોહ એકદમ ઓગળી ગયો. બુદ્ધિ આડેનો પડદો ખસી ગયો. તેમને પ્રતીતિ થઈ કે મારો બંધુ જરૂર મૃત્યુ પામ્યો છે.

એ જ સમયે પેલો દેવ પ્રકટ થયો અને બોલ્યો: "હે બંધુ! હું સિદ્ધાર્થ નામનો તમારો મિત્ર છું. અંધ મોહથી તમને દૂર કરવામાં મેં જ આ બધી માયા રચી હતી. તમને સત્ય જણાયું એથી પ્રકટ થયો છું." અને પછી જરાકુમારના ભ્રમથી કૃષ્ણનું કઈ રીતે મૃત્યુ થયું તેની બધી માંડીને વાત કરી. એ જાણી બળભદ્રે કૃષ્ણના મૃતદેહને ખભા ઉપરથી ઉતારીને જમીન ઉપર મૂક્યો. અને તેનો અગ્નિસંસ્કાર કર્યો.

બળભદ્રના અજ્ઞાનનો અંધકાર દૂર થયેલો જોઈ અને જાણીને તેમને પ્રતિબોધ પમાડવા ભગવાન શ્રી નેમિનાથે એક ચારણ મુનિને તેમની પાસે મોકલ્યા. મુનિની વાણીથી પ્રેરણા પામી બળભદ્રે દીક્ષા અંગીકાર કરી અને તુંગીકા પર્વત ઉપર જઈને તપ અને ધ્યાન ધરવા લાગ્યા.

એ સમયની એક વાત છે. મુનિ બળભદ્ર માસક્ષમણને પારણે એક નગરમાં ગોચરી માટે જઈ રહ્યા હતા. નગર બહાર એક કૂવો હતો. કૂવા ઉપર સ્ત્રીઓ પાણી ભરી રહી હતી. એક સ્ત્રી બાળકને લઈ પાણી ભરી રહી હતી.

આ સ્ત્રીની નજર મુનિ બળભદ્ર ઉપર પડી. તેનું યૌવન મુનિના સૌષ્ઠવ અને રૂપને જોઈ ઝણઝણી ઊઠ્યું. તેની આંખોમાં વિકારોનાં સાપોલીયા સળવળી ઊઠ્યા. એકીટશે તે મુનિ બળભદ્રના રૂપ અને યૌવનને જોઈ રહી.

ત્યાં મુનિ બળભદ્રની નજર તેના ઉપર પડી. જોયું તો એ મોહાંધ નારી ઘડાને ફાંસો બાંધવાને બદલે તેના બાળકને ગળે ફાંસો બાંધી રહી હતી. મુનિથી આ કેમ સહન થાય? તેમણે તુરત જ એ સ્ત્રીને સાવધ કરી.

એ પ્રસંગથી મુનિ બળભદ્રનું અંતર ક્ષુબ્ધ ઉઠ્યું. "અરેરે! મારા રૂપના પાપે આવો અનર્થ? ધિક્કાર છે મારા આ રૂપ અને દેહસૌષ્ઠવને!" એમ વિચારી તેમણે નક્કી કર્યું કે કદી નગરમાં ગોચરી માટે જવું નહિ. વનમાં આવતાં કઠિયારાઓ પાસેથી જ ગોચરી વ્હોરવી.

વનમાં તપ કરતાં મુનિની કીર્તિ નગરમાં પણ પ્રસરી. આ પ્રશંસા રાજાના કાને પણ પહોંચી. રાજાએ વિચાર્યું: આ કોઈ સાધુ તપ કરીને તેના બળથી મારું રાજ્ય લઈ લેવાનો ઈરાદો રાખતો હોવો જોઈએ." એમ વિચારીને રાજાએ મુનિને મારી નાંખવા કેટલાક મારાઓ મોકલ્યા.

મુનિ બળભદ્રની વૈયાવચ્ચ કરતાં પેલા દેવમિત્રને આની ખબર પડી. આથી તેણે હજારો સિંહ વિકુર્વ્યા. એ સિંહથી ભય પામી રાજાના મારાઓ ભાગી ગયા. આ પ્રસંગથી મુનિનું નામ નૃસિંહ પડ્યું.

નૃસિંહ મુનિની દેશના સાંભળવા પશુ–પંખીઓ પણ આવતા. અનેક જંગલી

પશુઓ તેમની ધર્મવાણી સાંભળી અહિંસક જીવન જીવવા લાગ્યા. આમાં એક મૃગ પણ હતો. મુનિના પૂર્વભવનો તે મિત્ર હતો. તેને જાતિસ્મરણ જ્ઞાન થયું.

આ મૃગ નૃસિંહ મુનિની અદ્દભુત ભક્તિ કરતો. નજીકમાં કોઈ સાર્થવાહ આવ્યો હોય તો તે મૃગ મુનિને તેની પાસે લઇ જતો અને તે ગોચરીનો યોગ કરાવી આપી તેમની ભાવથી ભક્તિ કરતો.

નૃસિંહ બળભદ્ર મુનિએ આમ સો વરસ સુધી ઉગ્ર તપસ્યા કરી. તેમનાં વિષે કહેવાય છે કે "સાઠ માસક્ષમણ અને ચાર ચોમાસી તપ કરનાર બળભદ્ર મુનિને હું નમસ્કાર કરું છું."

એક વખત મૃગને ખબર પડી કે કોઈ સાર્થવાહ આવ્યો છે. સંજ્ઞાથી તે મુનિને તેને ત્યાં ગોચરી માટે લઇ ગયો.

બપોરનો સમય હતો. પેલો સાર્થવાહ ઝાડને કાપીને હમણાં જ ભોજન કરવા બેઠો હતો. ઝાડ હજી અર્ધું જ કપાયું હતું. ત્યાં મુનિને લઈ મૃગ ત્યાં આવી પહોંચ્યો.

મુનિને જોઈ સાર્થવાહે તેમનું સ્વાગત કર્યું અને ભક્તિભાવથી ગોચરી વ્હોરાવી. તે જોઈ મૃગને પોતાના પશુજીવનનો પસ્તાવો થયો. અરે! કયા પાપે હું આ પશુ થયો? હું માણસ હોત તો આજે મેં પણ અંતરના ઉલ્લાસથી મુનિને દાન દીધું હોત. પરંતુ હું પાપી છું. આથી જ મૃગ થયો છું."

ત્યાં જ પવન જોશભેર ફુંકાયો. ઝાડ હચમચી ઊઠયું. અર્ધું કાપેલું ઝાડ પવનના જોરથી તૂટીને મુનિ, સાર્થવાહ અને મૃગ ઉપર પડયું. વજનદાર ઝાડ પડતાં જ ત્રણેયના એકી સાથે પ્રાણ ઊડી ગયા. શુભ ભાવનાના પરિણામે મૃગ અને સાર્થવાહ પણ મરીને બ્રહ્મદેવલોકમાં દેવપણું પામ્યા.

આ ઐતિહાસિક કથાથી શીખવાનું એ છે કે–દાન ન દઈ શકાય તો દાનની અનુમોદના પણ કરવી જોઈએ. દાન દેનારને જોઈ આનંદ થવો જોઈએ. દાન દેવાથી તો પુણ્ય બંધાય છે પરંતુ દાનની અનુમોદના કરવાથી પણ પુણ્ય બંધાય છે અને શુભ ગતિ થાય છે.



## ૧૭૪

## દાન આપતી વખતે ઉપયોગ રાખવો.

મુનિ ભગવંતોને ગોચરી વ્હોરાવતી વખતે ખાસ કાળજી રાખવી જોઇએ કે કોઈ પ્રવાહી પદાર્થનાં ટીપાં કે કણ ભોંય પર ન પડે. આ સંબંધમાં કહ્યું છે:—

" घृतादिवस्तुनो बिंदुर्भूमौ क्षरति नो यथा ।
तथा दानं प्रदातव्यं साधूनां तच्च कल्पते ॥

**ભાવાર્થ:**—મુનિયોને એવી રીતે દાન આપવું કે જે આપતાં ઘી વગેરે વસ્તુનાં ટીપાં જમીન પર પડે નહિ. સાધુઓને એવું દાન કલ્પે છે. આ વસ્તુને આ દૃષ્ટાંતથી સમજાવવામાં આવે છે.

ધર્મઘોષ ચંપાનગરીનો મંત્રી હતો. તેની પત્નીઓ આ નગરીના નગરશેઠ સુજાત-શ્રેષ્ઠીના રૂપમાં આસક્ત હતી. શ્રેષ્ઠીના મોહમાં મંત્રીની પત્નીઓ મશગુલ હતી. પોતાના મનના વિકારોની તૃપ્તિ માટે એક પત્નીએ સુજાત શેઠનો સ્વાંગ સજ્યો અને એ સ્વાંગમાં રહીને દાસીઓ સાથે તે મોજ–મઝા કરવા લાગી.

મંત્રી ધર્મઘોષના જાણવામાં આ આવ્યું. પરંતુ તેને પૂરા સત્યની ખબર ન હતી. તે તો એમ જ સમજતો હતો કે સુજાત શેઠ મારે ત્યાં આવીને દાસીઓ સાથે ભોગ ભોગવે છે.

મંત્રીએ શેઠનું વેર વાળવા નિર્ણય કર્યો. શેઠના નામે તેણે એક કાગળ લખ્યો. "વિક્રમ રાજાને સંબોધીને આ પત્ર લખ્યો. તેમાં રાજા વિક્રમને લખ્યું: મારી વિનંતિને માન્ય રાખી તમે અહીં સત્વરે ચાલ્યા આવો. હું મારા રાજાને ગમે તેમ મારી નંખાવીને તમને રાજ્ય અપાવીશ."

આવો ગુપ્ત લેખ પોતાને મળ્યો છે એવી તેણે રાજા સમક્ષ રજુઆત કરી. રાજા તે વાંચીને ગુસ્સે થઈ ગયો. પણ તેણે કળથી કામ લીધું. રાજાએ કંઈક બહાનું કાઢીને સુજાત શેઠને રાજા ચંદ્રધ્વજ પાસે મોકલ્યો. સાથે તેમને આપવા એક બંધ પત્ર પણ આપ્યો. પત્ર વાંચી ચંદ્રધ્વજ વિચારમાં પડી ગયો. શેઠને તે સારી રીતે ઓળખતો હતો. શેઠની પ્રમાણિકતા અને નિઃસ્પૃહતા જોઇ રાજા ચંદ્રધ્વજે તેને મારી નાંખવાને બદલે પોતાની પુત્રી પરણાવી.

નવોઢા મુગ્ધા સ્ત્રીના ઉપભોગથી વૃદ્ધ શેઠ રોગી થઈ ગયો. શેઠને રોગી જોઈ નવોઢા આત્મનિંદા કરવા લાગી. તે જોઈ શેઠે કહ્યું: દેવી! શું કરવા ઓછું લાવો છો? રોગ અને નિરોગ એ તો કર્મનાં પરિણામ છે. બધી કર્મની જ માયા છે. આથી તમારે ક્ષોભ પામવો ન જોઈએ."

શેઠની ધર્મવાતોથી નવોઢા પ્રતિબોધ પામી. તેણે દીક્ષા લીધી અને અનશનથી મૃત્યુ પામીને દેવી થઈ.

એ દેવી આ સમયે પ્રકટ થઇ અને સુજાત શેઠને કહ્યું: "હે શેઠ! તમારી ધર્મવાતો સાંભળીને હું આજે દેવગતિ પામી છું. તમારો મારા ઉપર અનહદ ઉપકાર છે. આથી મારા યોગ્ય કામ–સેવા હોય તો કહો."

શેઠે કહ્યું, 'તમને દેવગતિ મળી તે જાણી આનંદ થયો. તમે કામ–સેવા માંગો છો તો મારું આ કલંક દૂર કરો.'

દેવીએ તુરતજ શેઠને વિમાનમાં બેસાડીને ચંપાવતિ રાજાના ઉદ્યાનમાં ઉતાર્યા. પછી રાજાને શેઠ પાસે બોલાવ્યો. દેવીએ રાજાને બધી હકીકત જણાવી. જાણીને રાજા શેઠને નમ્યો અને ક્ષમા માંગી. પછી તેણે ધર્મઘોષ મંત્રીને દેશ બહાર હાંકી કાઢયો. રાજાએ ખૂબજ સન્માનપૂર્વક સુજાત શેઠને નગરપ્રવેશ કરાવ્યો. થોડા સમય બાદ શેઠે દીક્ષા લીધી.

આ બાજુ ધર્મઘોષ મંત્રીને કોઈ મુનિનો સંબંધ થયો. તેમના સત્સંગથી તેણે ચારિત્ર લીધું. એક દિવસ તે પૃથ્વીપુર નગરમાં આવ્યો. ત્યાંના મંત્રી વરદત્તને ત્યાં તે ગોચરી માટે ગયા.

વરદત્ત ભાવપૂર્વક મુનિ ધર્મઘોષને ગોચરી વ્હોરાવવા પ્રવૃત્ત થયો. તે સમયે ઘી અને દુધનાં કેટલાક ટીપા જમીન ઉપર પડયા. આવો આહાર તો મહાઆરંભકારી ગણાય એ જાણી મુનિ ધર્મઘોષ ગોચરી લીધા વિના જ વરદત્તને ત્યાંથી ચાલ્યાં ગયા. વરદત્તનો આથી પસ્તાવાનો કોઈ પાર ન રહ્યો.

ત્યાં જ ઘીનાં ટીપા ઉપર એક માખી ગણગણ કરવા લાગી. માખીને જોઇ તેનું ભક્ષણ કરવા એક ગરોળી લપલપતી ત્યાં ધસી આવી. ગરોળીને જોઇ તેને હડપ કરવા કાકિડો આવ્યો. કાકિડાને ખાઈ જવા બિલાડો આવ્યો. બિલાડાની પાછળ પાછળ કુતરો આવ્યો. આ કુતરો કોઇનો પાળેલો હતો. આ કુતરાને ભગાડી મૂકવા શેરીનો કુતરો આવ્યો. બંને કુતરા ઝગડયા. આથી કુતરાના સ્વામીએ શેરીના કુતરાને માર્યો. આ જાણી શેરીનાં માણસો ભેગા થઇ ગયા. અને પછી તો ગાળાગાળી અને મારામારી શરુ થઈ ગઇ.

વરદત્ત આ બધો ખેલ જોઈ વિચારવા લાગ્યો, 'અરેરે! એક ઘીના ટીપાં પાછળ આટલી બધી લંગાર અને હિંસક ધમાલ? મુનિએ આથી આહાર લીધો નહિ. ખરેખર આવા જ્ઞાની મુનિને ધન્ય છે.!'

આમ વિચારતાં વિચારતા વરદત્તને જાતિસ્મરણ જ્ઞાન થયું. અને પૂર્વે કરેલ અધ્યયન વગેરેની યાદ તાજી થઇ.

ભવ્ય જીવો! દાન દેવામાં પુણ્ય છે. પરંતુ દાન એવી રીતે દેવું જોઇએ જેથી કોઈ અનર્થ ન સર્જાય. પુણ્યનું નિમિત્ત પાપનું કારણ ન બની જાય તેની શ્રાવકોએ દાન દેતા સમયે અવશ્ય કાળજી લેવી જોઇએ. સ્વાદલોલુપ કે ભૂખ્યા જીવજંતુઓ ધસી ન આવે તે રીતે સંભાળપૂર્વક મુનિને આહારદાન દેવું જોઇએ.



## ૧૭૫

## અલ્પદાનનું પણ મહાન ફળ.

અલ્પદાન કરવાથી પણ મોટું ફળ મળે છે. દૃષ્ટાંત સાથે આ સમજાવતા કહ્યું છે કે:—

अल्पमपि क्षितौ क्षिप्तं, वटबीजं प्रवर्द्धते।
जलयोगात्तथा दानात्, पुण्यवृक्षोपि वर्द्धते॥

**ભાવાર્થ:—**'નાનું વડનું બીજ ધરતીમાં જળનું સિંચન પામવાથી મોટું સ્વરૂપ પામે છે. તેમ સુપાત્રે અલ્પદાન પણ કરવાથી પુણ્યરૂપી વૃક્ષ વધુ વિકાસ પામે છે'

**વિસ્તરાર્થ:—** વડનું વૃક્ષ મોટું અને તોતીંગ હોય છે. તેને સેંકડો વડવાઈ હોય છે. પરંતુ જેમાંથી એ આટલું વિરાટ સ્વરૂપ પામે છે. તે બીજ તે તો સરસવના દાણાના ત્રીજા ભાગ જેટલું હોય છે. એ બીજ જળસિંચન પામતાં વડનું મોટું સ્વરૂપ પામે છે. એ પ્રમાણે દાનથી–અલ્પદાનથી પણ પુણ્યરૂપી વૃક્ષ વિશાળ થાય છે. આ વિષે મૂળદેવની કથા છે. તે આ પ્રમાણે :—

### મૂળદેવની કથા

કૌશાલ્યા નગરી. તેમાં ધનદેવ રહેતો હતો, તેને એક પુત્ર હતો, મૂળદેવ તેનું નામ.

મૂળદેવ કલાકાર હતો. પરંતુ અનેક દુર્વ્યસનોને તે આધીન હતો. એક દિવસ કંટાળીને ધનદેવે પોતાના પુત્ર મૂળદેવને ઘરની બહાર કાઢી મૂક્યો.

મૂળદેવ બેઘર બન્યો. ગામો ગામ તે ભટકવા લાગ્યો. ભટકતાં ભટકતાં એક દિવસ તે કોઇ એક શહેરની બહાર દેવાલયમાં ગયો. રાતના તે ત્યાં જ સૂઇ ગયો તેની સાથે એક કાપડિયો પણ સૂતો હતો. રાતનાં ઊંઘમાં બંનેએ એકજ પ્રકારનું સ્વપ્ન જોયું. બંનેએ સ્વપ્નમાં સંપૂર્ણ ચંદ્રમંડળનું પાન કર્યું.

કાપડિયાએ સવારે ગુરુ પાસે જઇને પોતાને આવેલ સ્વપ્નની વાત કરી. ગુરુએ કહ્યું, 'હે શિષ્ય! સ્વપ્ન કહે છે કે તને આજે કોઇ ઘી ગોળથી પરિપૂર્ણ લાડવો આપશે.'

મૂળદેવ સ્વપ્નનું મહત્ત્વ સમજતો હતો. તે શહેરમાં એક સ્વપ્નપાઠક પાસે ગયો. મૂળદેવનું સ્વપ્ન જાણી સ્વપ્નપાઠકે કહ્યું, 'મૂળદેવ! તને બહુ ઉત્તમ સ્વપ્ન આવ્યું છે. સ્વપ્ન શાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે તને સાત દિવસની અંદર રાજપાટ મળશે.'

મૂળદેવને ભાવિ રાજા જાણી સ્વપ્નપાઠકે મૂળદેવને પોતાની પુત્રી પરણાવી. મૂળદેવે કહ્યું, 'મને રાજ્ય મળશે એટલે હું તમારી પુત્રીને તેડી જઈશ.'

મૂળદેવ નગરમાં રખડી રહ્યો હતો ત્યાં કોઈ એક ગૃહસ્થે તેને થોડા અડદ

આપ્યાં. તે લઇ જંગલમાં ગયો. અડદ ખાવા જતો હતો ત્યાં તેની નજર એક મુનિ ઉપર પડી. મૂળદેવે આત્માના ઉલ્લાસથી એ અડદ મુનિને વ્હોરાવી દીધા એ સમયે આકાશવાણી થઈ, 'મૂળદેવ! અર્ધા શ્લોકમાં તું જે માંગીશ તે તને મળશે.'

મૂળદેવે સહેજ વિચાર કરી અર્ધો શ્લોક કહ્યો :—

"गणियं च देवदत्तं, दंतिसहस्सं च रज्जं च।"

હે દેવ! તમે પ્રસન્ન થયા હો તો મને દેવદત્તા ગણિકા, હજાર હાથી અને રાજ્ય આપો.' દેવે કહ્યું, 'તથાસ્તુ.'

સાત દિવસ થતાં તે નગરનો રાજા અપુત્ર પણે મરણ પામ્યો. મંત્રીઓએ રાજાની પસંદગી માટે પાંચ દિવ્ય કર્યાં. હાથણીએ મૂળદેવ ઉપર કળશ ઢોળ્યો અને મૂળદેવ રાજા બન્યો.

મૂળદેવે રાજ્યનું ધર્મમય પાલન કર્યું. દાનધર્મ કરી તેણે પોતાનો માનવભવ સફળ કર્યો.

અડદના થોડા દાણાના દાનના પ્રભાવથી મૂળદેવ રાજસુખ પામ્યો. દાનના સિંચનથી તેનું પુણ્ય વધ્યું.

અહીં શિષ્ય જિજ્ઞાસાથી દાનનાં ભેદ પૂછે છે, ગુરુ ઉત્તર આપતાં કહે છે કે-'સુપાત્ર દાન, અભયદાન, ઉચિતદાન, કીર્તિદાન અને અનુકંપાદાન એમ પાંચ પ્રકારનાં દાન છે.

સુપાત્રમાં પુણ્ય બુદ્ધિથી આપવું તે સુપાત્રદાન. કોઇ પ્રાણીનો જીવ બચાવવો તે અભયદાન. માતા, પિતા, પુત્ર, સ્વજનો અને આપ્તજનોને આપવું તે ઉચિતદાન. કીર્તિને માટે યાચકો વગેરેને આપવું તે કીર્તિદાન અને દીન-દુ:ખીઓને આપવું તે અનુકંપાદાન. શિષ્ય પૂછે છે કે-આ પાંચ પ્રકારનાં દાનમાં સુપાત્રદાન એકજ સર્વોત્તમ છે એમ વારંવાર કહેવાનું કારણ શું છે?'

ગુરુએ કહ્યું, 'વત્સ! આ પાંચ દાનમાં પ્રથમ બે સુપાત્રદાન અને અભયદાન મોક્ષને આપનારા છે. આમાં અભયદાન સર્વ વ્રતોમાં પ્રથમ કહ્યું છે. અને સુપાત્રદાન સર્વ વ્રતોમાં છેલ્લું કહ્યું છે બાકીના જે ત્રણ દાન છે તે સાંસારિક ભૌતિક સુખ આપનારા છે. તેથી તેમજ પહેલાં તીર્થંકર ભગવાન શ્રીઋષભદેવ અને છેલ્લા તીર્થંકર ભગવાન મહાવીર પરમાત્મા સુપાત્રદાન દેવાથી સુખી થયા હતા. આથી સુપાત્રદાનને સર્વોત્તમ કહેવામાં આવ્યું છે.'

'અલ્પદાનના મહત્ત્વથી મૂળદેવ, નયસાર, ચંદનબાળા, શ્રેયાંસકુમાર અને શ્રી ઋષભદેવ ભગવંતનો જીવ ધનોસાર્થવાહ મોટા ફળને પામ્યા છે. આથી શ્રાવકોએ છેલ્લું અતિથિસંવિભાગ વ્રત અંગીકાર કરવું જોઇએ.'



## ૧૭૬

## નિશ્ચય-વ્યવહારથી ૧૨ વ્રતો.

આ વ્યાખ્યાનમાં બારવ્રતનું નિશ્ચય અને વ્યવહારથી વિવેચન કરવામાં આવે છેઃ-

एकैकं व्रतमप्येषु, द्विद्विभेदेन साधितम् ।
तद्विज्ञाय सुधीश्राद्धैः, रुचिः कार्या व्रतादरे ॥

**ભાવાર્થ**:—બારવ્રતો નિશ્ચય અને વ્યવહારથી બબ્બે ભેદવાળા બતાવવામાં આવ્યા છે. સદ્બુદ્ધિવાળા શ્રાવકોએ તે બરાબર જાણીને તેને આદરવાની રુચિ રાખવી.

**વિશેષાર્થ**:—શ્રાવકના માટે બારવ્રત કહેવામાં આવ્યા છે. આ દરેક વ્રત નિશ્ચય અને વ્યવહારથી આદરવાના હોય છે, આ બંને પ્રકારના ભેદની સમજ આ પ્રમાણે આપવામાં આવે છે.

અન્ય જીવમાં પણ મારા જેવો જ આત્મા છે તેને પણ મારા જેવી જ દુઃખની વેદના થાય આમ સામા જીવને પોતાના આત્મસમાન જાણી હિંસા ન કરવી તે વ્યવહાર નયની અપેક્ષાએ પહેલું વ્રત છે. બીજાના જીવની હિંસા કરવાથી તેમજ તેને દુઃખ પમાડવાથી કર્મ બંધાય છે અને તેથી પોતાને જ સરવાળે દુઃખો ભોગવવાનો સમય આવે છે. બીજું આ જીવના અનેક સ્વાભાવિક ગુણો છે. આત્મા તો શુદ્ધ અને વિશુદ્ધ છે. આથી હિંસાદિથી તેને કર્મથી બાંધવાનો આત્માનો સ્વભાવ નથી, આમ સમજી વિચારીને હિંસાનો ત્યાગ કરી આત્મગુણનો-આત્માના સ્વભાવનો નિશ્ચય કરવો એ નિશ્ચયનયની અપેક્ષાએ પહેલું અહિંસાવ્રત છે.

અસત્ય ન બોલવું એ વ્યવહારથી બીજું વ્રત છે. જ્ઞાની ભગવંતોએ અજીવ-જીવનું સ્વરૂપ જે બતાવ્યું છે તેનાથી વિપરીત રીતે તે સ્વરૂપ બતાવવું અને પુદ્ગલાદિક જે પારકી વસ્તુ છે તેને પોતાની કહેવી તે ખરેખર જુઠાણું-મૃષાવાદ છે. આવા મૃષાવાદથી વિરમવું તે નિશ્ચયનયથી બીજું વ્રત છે.

આ વ્રત સિવાય બીજા વ્રતોની વિરાધના કરનારનું ચારિત્ર જાય છે પરંતુ જ્ઞાન અને દર્શન રહે છે. પરંતુ નિશ્ચયથી અસત્ય બોલનારનાં જ્ઞાન, દર્શન અને ચારિત્ર ત્રણેય જાય છે. આગમમાં પણ કહ્યું છે કે, 'એક સાધુએ મૈથુન વિરમણ વ્રત ભાંગ્યું છે અને એકે બીજું વ્રત ભાંગ્યું છે તો તેમાં પહેલો સાધુ આલોચના કરીને શુદ્ધ થાય છે પરંતુ બીજા વ્રતનો વિરાધક સ્યાદ્વાદ માર્ગ ઉત્થાપક હોવાથી તે આલોચના કરે તો પણ શુદ્ધ થતો નથી.'

આપ્યા વિના પારકી વસ્તુ ન લેવાનું પ્રત્યાખ્યાન કરવું તે વ્યવહારથી ત્રીજું અદત્તાદાન વિરમણ વ્રત છે અને જે અદત્ત વસ્તુ ન લેવા ઉપરાંત મનથી પુણ્યતત્ત્વના

બેંતાલીસ ભેદ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી ધર્મકાર્ય કરે છે અને પાંચ ઇન્દ્રિયોના ત્રેવીશ વિષય, આઠ કર્મની વર્ગણા વગેરે પરવસ્તુ ગ્રહણ કરવાની ઈચ્છા કરતો નથી અને તેનો નિયમ કરે છે તે નિશ્ચયથી ત્રીજું વ્રત છે.

શ્રાવકોએ પરસ્ત્રીસેવનનો ત્યાગ કરવો જોઇએ અને સ્વદારાસંતોષ રાખવો જોઇએ. સાધુએ સર્વ સ્ત્રીના સંગનો ત્યાગ કરવો જોઇએ. વ્યવહારથી આ ચોથું વ્રત છે. મનથી કોઈ સ્ત્રીનો કામાતુર વિચાર ન કરવો. ભોગવેલા ભોગોને યાદ ન કરવા, વિષયવિકારો વર્જ્ય છે વગેરે ચિંતનથી સ્ત્રીસંગનો ત્યાગ કરવાનો નિયમ કરવો તે નિશ્ચયથી ચોથું વ્રત છે. બાહ્યથી દેખીતી રીતે સ્ત્રીનો ત્યાગ કર્યો હોય પરંતુ મનથી સ્ત્રીના વિચાર કરવામાં આવે અને તેનું પ્રત્યાખ્યાન કરવામાં ન આવે તો તેને વિષય સંબંધી કર્મબંધ થાય છે.

શ્રાવકોને નવ પ્રકારના પરિગ્રહનું પરિમાણ કરવું તે અને મુનિયોને સર્વ પરિગ્રહનો ત્યાગ કરવો તે વ્યવહારથી પાંચમું વ્રત છે અને ભાવકર્મ જે રાગ-દ્વેષ અને દ્રવ્યકર્મ જે અજ્ઞાન, આઠ પ્રકારના કર્મ તથા દેહ અને ઇન્દ્રિયોનો ત્યાગ તે નિશ્ચયથી પાંચમું વ્રત છે. કર્માદિ પરવસ્તુ પર મૂર્છાનો ત્યાગ કરવાથી જ ભાવથી પાંચમું વ્રત થાય છે, આરાધાય છે. કારણ કે શાસ્ત્રકારોએ મૂર્ચ્છાને જ પરિગ્રહ કહ્યો છે. **मुच्छा परिग्गहो वुत्तो इत्यादि वचनात् ।**

છ દિશાએ જવા આવવાનું પરિમાણ કરવું એ વ્યવહારથી છટ્ઠું વ્રત છે. અને અને નારકાદિ ગતિ રૂપ કર્મના ગુણને જાણી તે પ્રત્યે ઉદાસીનતા રાખવી અને સિદ્ધ અવસ્થા પ્રત્યે ઉપાદેય ભાવ રાખવો એ નિશ્ચયથી છટ્ઠું વ્રત છે.

અગાઉ કહ્યા પ્રમાણે ભોગોપભોગ વ્રતમાં સર્વ ભોગ્ય વસ્તુનું પરિમાણ કરવું એ વ્યવહારથી સાતમું વ્રત છે. વ્યવહાર નયને મતે કર્મનો કર્તા અને ભોક્તા જીવ જ છે. નિશ્ચય નયને મતે કર્મનું કર્તાપણું કર્મને જ છે. કારણ કે મન, વચન અને કાયાના યોગ જ કર્મના કર્તા છે. તેમ ભોક્તાપણું પણ યોગમાં જ રહેલું છે. અજ્ઞાનથી જીવનો ઉપયોગ મિથ્યાત્વાદિ કર્મ ગ્રહણ કરવાના સાધનમાં જોવા મળે છે. પરમાર્થવૃત્તિએ તો જીવ કર્મના પુદ્ગલોથી ભિન્ન જ છે અને જ્ઞાનાદિ ગુણોનો કર્તા અને ભોકતા છે. પુદ્ગલો જડ, ચળ અને તુચ્છ છે. બીજું જગતના અનેક જીવોએ પુદ્ગલોને ભોગવી ભોગવીને એઠવાડની જેમ મૂકી દીધા છે તેથી તેવા પુદ્ગલોનો ભોગોપભોગ કરવો તે આત્માનો ધર્મ નથી. આ પ્રમાણે ચિંતન અને મનન કરવું તે નિશ્ચયથી સાતમું વ્રત છે.

પ્રયોજન વિનાના પાપકારી આરંભથી વિરામ પામવું તે વ્યવહારનયથી આઠમું અનર્થ દંડ વિરમણ વ્રત છે. મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એ બધાના ૫૭ ઉત્તર ભેદ કર્મબંધના હેતુ છે અને તેથી કર્મબંધ થાય છે. આ બધાને આત્મીયભાવે જાણી તેનું નિવારણ કરવું તે નિશ્ચયથી અનર્થદંડ વિરમણ વ્રત છે.

આરંભના કાર્ય છોડી સામાયિક કરવું તે વ્યવહારથી નવમું સામાયિક વ્રત છે અને જ્ઞાનાદિ મૂળ સત્તા ધર્મ વડે સર્વ જીવોને સરખા જાણી સર્વેને વિષે સમતાભાવ રાખવો તે નિશ્ચયથી નવમું સામાયિક વ્રત છે.

નિયમિત ક્ષેત્રમાં સ્થિતિ કરવી તે વ્યવહારથી દસમું દેશાવકાશિક વ્રત છે અને શ્રુતજ્ઞાન વડે ષટ્દ્રવ્યનું સ્વરૂપ ઓળખી પાંચ દ્રવ્યમાં તાજ્ય બુદ્ધિ રાખી જ્ઞાનમય આત્માનું આરાધન કરવું તે નિશ્ચયનયથી દસમું દેશાવકાશિક વ્રત છે.

અહોરાત સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરી સ્વાધ્યાયમાં પ્રવૃત્ત થવું-ધ્યાન ધરવું તે તે વ્યવહારથી અગિયારમું પૌષધ વ્રત છે અને આત્માના સ્વગુણનું જ્ઞાનધ્યાનાદિ વડે પોષણ કરવું તે નિશ્ચયથી ૧૧ મું પૌષધ વ્રત છે.

પૌષધના પારણે અથવા હંમેશા સાધુ અને શ્રાવકોને અતિથિ સંવિભાગ કરી ભોજન કરવું તે વ્યવહારથી બારમું અતિથિ સંવિભાગ વ્રત છે અને આત્માને તેમજ બીજાને જ્ઞાનાદિકનું દાન કરવું, પઠન, પાઠન શ્રવણ અને શ્રાવણ કરાવવું તે નિશ્ચયથી બારમું અતિથિ સંવિભાગ વ્રત છે.

આ પ્રમાણે નિશ્ચય અને વ્યવહારથી બાર વ્રતની આરાધના કરનારા, પાંચમે ગુણસ્થાનકે રહેલા શ્રાવકોને મોક્ષનું ફળ મળે છે. નિશ્ચય વિના એકલા વ્યવહારથી આરાધેલા બાર વ્રતથી સ્વર્ગનું સુખ મળે છે. વ્યવહારથી મોક્ષ મળતો નથી. કારણ કે વ્યવહાર ચારિત્ર અને સાધુ-શ્રાવકના વ્રત તો અભવ્ય પ્રાણીઓને પણ પ્રાપ્ત થાય છે. તેથી કર્મની નિર્જરા થતી નથી. આથી નિશ્ચયનયથી અને વ્યવહારનયથી બારેય વ્રતોની આરાધના કરવી જોઈએ. આ સંબંધમાં કહ્યું છે કે:—

निश्चयनय मग्गमुक्खो, ववहारो पुन्नकारणो वुत्तो ।
पढमो संवरहेउ, आसवहेउ वीओ भणिओ ।।

"નિશ્ચયનય મોક્ષનો માર્ગ છે અને વ્યવહારનય પુણ્યનું કારણ છે. પહેલો નય સંવરનો હેતુ છે અને બીજો નય આશ્રવનો હેતુ છે." નિશ્ચય નય જ્ઞાનસત્તા રૂપ હોવાથી મોક્ષમાર્ગ છે અને વ્યવહારનય પુણ્યનો હેતુ હોવાથી તેના વડે શુભ અશુભ કર્મનો આશ્રવ થાય છે. અશુભ વ્યવહારથી પાપનો આશ્રવ થાય છે.

અહીં શિષ્ય શંકા કરી કહે છે કે "અનંતર ગાથામાં વ્યવહારનય આશ્રવનો હેતુ છે તો અમે તેને આરાધીશું નહિ."

ગુરુ શિષ્યની શંકાનું સમાધાન કરે છે. 'વત્સ! વ્યવહાર વિના નિશ્ચયનયનું જ્ઞાન થતું નથી. અથવા શ્રી જિનેશ્વર ભગવંતની આજ્ઞાનો ભંગ થાય છે."

આગમમાં કહ્યું છે કે-જો જિનમતને અંગીકાર કરવા ઈચ્છો તો વ્યવહાર અને નિશ્ચય એ બંને નયને છોડશો નહિ. કારણ કે એક વિના શાસન લોપાય છે અને બીજા વિના ઉચ્ચ ભાવ લોપાય છે."

વ્યવહારનય છોડવાથી સર્વ નિમિત્ત કારણ નિષ્ફળ થાય છે અને નિમિત્ત કારણ નિષ્ફળ જાય તો ઉપાદાન કારણની સિદ્ધિ શી રીતે થઈ શકે ? આથી હે વત્સ ! બંને નય પ્રમાણ કરવા યોગ્ય છે. "નિશ્ચયનયની સાથે વ્યવહારનય પણ પ્રમાણરૂપ છે. નિશ્ચયનય સુવર્ણના અલંકાર જેવો છે અને વ્યવવહારનય ઉપધાન અથવા ઝાલણ જેવો છે." અને સાંધા મેળવનાર લાખ વગેરે પદાર્થ જેવો છે.

આ પ્રમાણે બાર વ્રતોમાંથી દરેક વ્રત વ્યવહાર અને નિશ્ચય એમ બે પ્રકારે જાણીને શ્રાવકોએ તેનું આરાધન કરવું જોઈએ.

આ સર્વ વિગત आगमसार ગ્રંથમાંથી ઉદ્ધરિત કરેલી છે.



## ૧૭૭

## બળજબરીથી પણ ધર્મ આપવો.

અગાઉના પ્રકરણમાં જણાવેલ બાર વ્રતો શ્રાવકને બળજબરીથી પણ આપવા જોઈએ. કહ્યું છે કે:—

प्रसह्येनाप्यसौ धर्मः श्रावकानां प्रदीयते ।
यथा पोटिलदेवेन, बोधितस्तेतलेः सुतः ॥

**ભાવાર્થ:**—"આ બાર વ્રત ગ્રહણરૂપ ધર્મ શ્રાવકોને બળાત્કારે પણ આપવો. જેમ પોટિલદેવે તેતલિપુત્રને બળાત્કારે પ્રતિબોધ કર્યો હતો તેમ."

### તેતલિપુત્રની કથા.

ત્રિવલ્લી નગરી પર કનકરથ રાજાની આણ વર્તતી હતી. આ રાજાને રાજ્યનો ખૂબ જ મોહ હતો. આથી પોતાની રાણી કમલાવતીને જે પુત્ર થાય તેને તે જન્મતાં જ મારી નંખાવતો.

કમલાવતીથી આ સહન થતું નહિ, પરંતુ શું થાય ? સહન કર્યા સિવાય છૂટકો ન હતો. કાળક્રમે તે સગર્ભા થઈ. હવે તે પુત્રને ઝંખતી હતી. જન્મેલો પુત્ર જીવતો રહે તેવી તેની અદમ્ય ઈચ્છા હતી. પુત્ર થાય તો તેને કેવી રીતે જીવાડવો તેનો તે વિચાર કરવા લાગી. આ માટે તેણે રાજાના મંત્રી તેતલિપુત્રને વિશ્વાસમાં લીધો.

તેતલિપુત્ર નગરશેઠની પુત્રી પોટિલા સાથે પ્રેમથી પરણ્યો હતો. રાણીએ મંત્રીને બોલાવીને કહ્યું, 'મને જો પુત્ર થાય તો તમે તેની રક્ષા કરવાનું મને વચન આપો.' મંત્રીએ વચન આપ્યું.

એ અરસામાં મંત્રીપત્ની પોટિલા પણ સગર્ભા હતી. દૈવયોગે બંનેને સાથે પ્રસૂતિ થઈ. રાણીએ પુત્રને અને પોટિલાએ પુત્રીને જન્મ આપ્યો. અગાઉ નક્કી કર્યા પ્રમાણે સંતાનોની ફેરબદલી કરી નાંખી. નગરમાં જાહેર થયું કે રાણીને ત્યાં પુત્રીનો જન્મ થયો છે અને મંત્રીને ત્યાં પુત્રનો જન્મ થયો. મંત્રીએ રાણીના પુત્રનું નામ કનકધ્વજ રાખ્યું. કાળક્રમે કનકરથ રાજા મૃત્યુ પામતાં મંત્રીએ અને રાણીએ કનકધ્વજને રાજગાદી ઉપર બેસાડયો. આ કનકધ્વજ મંત્રી તેતલિપુત્રનું ખૂબ જ માન જાળવતો અને તેની સલાહ પ્રમાણે જ રાજ્યનો કારોબાર ચલાવતો.

પુરૂષનું મન ભ્રમર જેવું કહ્યું છે. તેતલિપુત્રનું મન સમય જતાં પોટિલા ઉપરથી ઊડી ગયું. તેના પરનો તેનો પ્રેમ મંદ પડી ગયો. પોટિલાએ પતિનો પ્રેમ પાછો મેળવવા કોઈ એક સાધ્વી પાસે ઉપાય પૂછયો. સાધ્વી મહારાજે પોટિલાને ધર્મદેશના આપી. એ સાંભળી પોટિલાને સંસાર ઉપર વૈરાગ્ય આવ્યો. દીક્ષા માટે તેણે તેતલિપુત્રની આજ્ઞા માંગી. તેણે કહ્યું, 'દીક્ષા લઈને તું સ્વર્ગે જાય અને ત્યાંથી તું મને પ્રતિબોધ પમાડવાનું વચન આપે તો હું તને દીક્ષા લેવાની સંમતિ આપું.' પોટિલાએ વચન આપ્યું.

સમ્યક્રીતે ચારિત્રની આરાધના કરેલી નિષ્ફળ જતી નથી. સાધ્વી પોટિલા કાળધર્મ પામીને સ્વર્ગે ગઈ. અવધિજ્ઞાનનો ઉપયોગ કરી તેણે પોતાનો પૂર્વભવ જોયો. આપેલું વચન યાદ આવ્યું. તેણે તરતજ મંત્રીને ધર્મમાં જોડવા માટે પ્રેરણા કરવાના પ્રયત્નો શરૂ કરી દીધાં. પરંતુ વિષયવિકારમાં લુબ્ધ માણસોને એમ સરળતાથી ધર્મ કરવાનો ઉત્સાહ જાગતો નથી. તેતલિપુત્રને પણ ધર્મ પ્રત્યે કંઈ રસ જાગ્યો નહિ. પોટિલાએ હવે આથી આકરા ઉપાય અજમાવવા માંડયાં.

કનકધ્વજને ઉશ્કેરી તેણે મંત્રી તેતલિપુત્રનું ભયંકર અપમાન કરાવ્યું. કનકધ્વજે તેના પર ગુસ્સો કર્યો અને ખૂબ જ કડવા વેણ કહ્યાં. અપમાનની આગથી તેતલિપુત્ર સળગી ઉઠ્યો. તેનું સ્વમાન ઘવાયું, આથી તેણે આવું અપમાનિત જીવન જીવવા કરતાં મરવાનું પસંદ કર્યું.

તેતલિપુત્રે નગર છોડી દીધું અને જંગલમાં જઈ તાલકૂટ વિષ ઘોળ્યું. પણ દેવપ્રભાવથી તેની કોઈ જ અસર ન થઈ. આથી તેતલિપુત્રે આગમાં ઝંપલાવ્યું પણ આગ બુઆઈ ગઈ. દરિયામાં ડૂબકી મારી તો ય ડૂબી ન મરાયું. આત્મહત્યાના તમામ પ્રયત્ન તેણે કરી જોયા પરંતુ દેવના પ્રતાપથી તે નિષ્ફળ ગયા.

એક વખત તે કોઈ જંગલમાંથી પસાર થઈ રહ્યો હતો ત્યાં તેની પાછળ હાથી દોડયો. હાથીથી બચવા તે દોડયો. દોડતાં દોડતાં તે એક ખાડામાં પડી ગયો. મૂર્છા આવી ગઈ. ભાનમાં આવતાં સહસા જ તે બોલી ઊઠયો : 'અરે ઓ ! પોટિલા ! તું

ક્યાં છે ? શું તને મારી આ હાલતની કોઈ જ દયા નથી આવતી ? મોત પણ મને સાથ નથી આપતું. હું હવે કોના શરણે જઉ ?"

તે સાંભળતાં જ પોટિલા પ્રકટ થઈ અને કહ્યું 'તેતલિપુત્ર! હું તો તારી સાથે જ છું પણ તું મને જુએ છે જ ક્યાં ?" અને પછી તેણે દેવલીલાની બધી વાત કરી. તે સાંભળી મંત્રીએ કહ્યું "ક્ષમા કરો મને દેવ! અજ્ઞાનથી મને કંઈ ખબર ન પડી. હવે હું પ્રથમ શ્રાવક ધર્મનું પાલન કરીશ અને પછી દીક્ષા લઈશ. પરંતુ તે પહેલાં મારા ઉપર એક ઉપકાર કરો. અને મારા ઉપર કનકધ્વજ પ્રસન્ન થાય તેમ કરો."

દેવતાએ કનકધ્વજને પ્રસન્ન કરાવ્યો. તેતલિપુત્ર શ્રાવકના બારવ્રતનું પાલન કરવા લાગ્યા. એક દિવસ તેણે જ્ઞાની ગુરુ ભગવંતને પોતાનો પૂર્વ ભવ પૂછ્યો. ગુરુએ કહ્યું:

"તું મહાવિદેહ ક્ષેત્રમાં પુંડરિકીણી નગરીમાં મહાપદ્મ નામે રાજા હતો. ગુરુની પ્રેરક દેશનાથી તેં દીક્ષા લીધી. અનુક્રમે તું ચૌદ પૂર્વધારી થયો. પ્રાંતે એક માસનું અનશન કરીને મહાશુક્ર દેવલોકે દેવતા થયો. ત્યાંથી ચ્યવીને તું આજે તેતલિપુત્ર થયો."

પૂર્વભવ સાંભળતાં તેતલિપુત્રને જાતિસ્મરણ જ્ઞાન થયું. પૂર્વભવો જોઈ તેણે તુરત જ ત્યાં ચારિત્ર અંગીકાર કર્યું. ચારિત્રધર્મનું વિશુદ્ધ આરાધન કરતાં કાળક્રમે તે મુક્તિને પામ્યો.

આમ "ઉત્તમ સાધુઓ અનેક યુક્તિયોથી ઉપાસકોને પ્રતિબોધ પમાડે છે, જગતમાં સૂર્યની જેમ કાંતિ જેવો ધર્મોદ્યોત કરનારા પુરુષો પોટિલાની જેમ પ્રશંસા કરવા યોગ્ય છે."



## ૧૭૮

## ધર્મબુદ્ધિવાળા પુરુષે મોહાદિકમાં લોભાવું નહિ.

यथा न्यायपुरे रत्नचूडो न मुह्यतां गतः ।
मोहादिबंधने तद्वत् धर्मधीर्नहि लुभ्यते ॥

"રત્નચૂડ ન્યાયપુરમાં મુંઝાયો નહિ તેમ ધર્મબુદ્ધિવાળા પુરુષો મોહાદિકના બંધનમાં લોભાતા નથી."

## રત્નચૂડની કથા

ભરતક્ષેત્રમાં તામ્રલિપ્તી નામની નગરી હતી. આ નગરીમાં રત્નાકર તેના પરિવાર સાથે પોતાનો જીવનનિર્વાહ સુખેથી ચલાવતો હતો. તેને રત્નચૂડ નામે એક પુત્ર હતો.

પિતા પાસે અઢળક સંપત્તિ હતી. ભોગવિલાસના અનેક સાધનો હતા. નોકર–ચાકરની કોઈ કમી ન હતી. રત્નચૂડના માથે પિતા હોવાથી કોઈ જવાબદારી કે ચિંતા ન હતી. નચિંતમને તે જીવતો હતો.

એક સમયે તે નગરના રાજમાર્ગ પરથી પોતાની મસ્તીમાં જઈ રહ્યો હતો. અનેક લોકો આવતા હતા અને જતા હતા. રત્નચૂડ પણ જઈ રહ્યો હતો. ચાલતા ચાલતા અજાણતા તે એક સ્ત્રી સાથે ભટકાઈ પડયો. ત્યારે જ તેને ખ્યાલ આવ્યો કે પોતે નગરની વિખ્યાત સૌભાગ્યમંજરી નામની વેશ્યા સાથે ભટકાઈ ગયો છે.

રત્નચૂડનો ધક્કો લાગવાથી સૌભાગ્યમંજરી ગુસ્સે થઈ ગઈ. તે બોલી: આ ધોળા દિવસે રાજમાર્ગ ઉપર સામેથી કોણ આવે છે. એ પણ તને ન દેખાયું ? ભલા માણસ પૈસાનું આટલું બધું અભિમાન કરવું સારું નથી."

રત્નચૂડને આમ ઠપકો આપી તેણે એક શ્લોક કહ્યો:

पित्रोपार्जितवित्तेन विलासं कुरुते न कः।
स श्लाघ्यो यः स्वयं लक्ष्मीमुपार्ज्य विलसत्यहो॥

"બાપના પૈસાથી કોણ જલસા ન કરે ? પરંતુ જે પોતાના પરસેવાથી રળેલા પૈસાથી એવા જલસા–ભોગવિલાસ કરે છે તે જ પ્રશંસાને પાત્ર છે." આમ કહી સૌભાગ્યમંજરી ઝડપથી પસાર થઈ ગઈ.

રત્નચૂડ તો તેને જતી જોઈજ રહ્યો. તેના ગયા પછી તેણે કહેલા શબ્દો તેના મનમાં રમી રહ્યા. "સાચે જ હું બાપના પૈસા ઉડાવું છું. મારે મારા રળેલા પૈસાથી જ જીવવું જોઇએ." અને તેણે પોતાના પગ ઉપર ઉભા રહેવાનો નિર્ણય કર્યો.

પિતાએ આ નિર્ણય જાણીને કહ્યું: 'વત્સ! તને શી ખોટ છે કે તું ધન કમાવવા પરદેશ જવા વિચારે છે. ?'

રત્નચૂડે કહ્યું: પિતાજી! તમારા આશીર્વાદ અને પ્રેમથી મને કોઈ જ વાતની કમી નથી. મને તમારે ત્યાં બધું જ મેં માંગ્યું મળે છે. પરંતુ પિતાજી! તમારા પૈસાનું સુખ ભોગવવું મને હવે જચતું નથી. મારા પરસેવાથી હું આ પૈસા રળવા માંગું છું"

રત્નાકર (પિતા): 'વત્સ! તારી ભાવના ઉમદા છે. પરંતુ તું સુકોમળ છે. તેં દુનિયાના ટાઢ અને તાપ જોયા નથી. અને દેશાંતર જવાનું તારું ગજું નથી. કારણ કે "જેને ઇન્દ્રિયો વશ હોય, જે સ્ત્રીઓમાં લુબ્ધ થાય તેમ ન હોય અને બોલવામાં જે પ્રવીણ હોય તે દેશાંતરમાં જઈ શકે છે. અને પુત્ર! આ બધું મેં તારા માટે જ તો ભેગું કર્યું છે. આથી તારે દેશાંતર જવાની કોઈ જરૂર નથી."

પરંતુ રત્નચૂડે પિતાની વાત ન માની. તેણે દેશાંતર જવાની જીદ પકડી જ રાખી. આથી પિતા રત્નાકરે તેને પ્રેમથી દેશાંતર જવા માટે સંમતિ આપી. રત્નચૂડે દેશાંતર જવા માટે કરિયાણાં ભરેલા વહાણ તૈયાર કરાવ્યા. વિદાય થતાં પહેલાં પિતાએ પુત્રને શિખામણ આપી :

"રત્નચૂડ! દેશાંતરમાં બધા જ સ્થળે જજે પણ અન્યાયનગર (અનીતિપુર)માં જઈશ નહિ. કારણ તે નગરનો રાજા અન્યાયપ્રિય છે. તેને અવિચારી નામે મંત્રી છે. ગૃહીતભક્ષક નામે શેઠ રહે છે, યમઘંટા નામે વેશ્યા છે અને બીજા જુગારી, ચોર, વ્યભિચારી વગેરે અનેક ઠગ લોકોથી આ નગર ભરેલું છે. અજાણ્યા માણસોને આ બધા લોકો લૂંટી લઈ તેને બે હાલ બનાવી દે છે. માટે તું આ નગરમાં ક્યારેય જતો નહિ." પિતાની શિખામણને ધ્યાનથી બરાબર સમજી લઈ રત્નચૂડે સમુદ્રયાત્રા શરુ કરી. રત્નચૂડ ઘણાં ગામ, નગર ફર્યો. અનેક દ્વીપ જોયા. ભવિતવ્યતાના યોગે ફરતો ફરતો તે એક દિવસ અનીતિનગરને કાંઠે આવી પહોંચ્યો. કોઈને તેણે પૂછ્યું : "ભાઈ! આ કયો દ્વીપ છે?"

"ભદ્ર! આ ચિત્રકૂટ દ્વીપ છે અને આ અનીતિપુર નામનું નગર છે"

પેલા પુરુષ પાસેથી અનીતિપુરનું નામ સાંભળીને રત્નચૂડને પિતાની શિખામણ સાંભરી આવી, પણ હવે શું થાય? પિતાએ નિષેધ કરેલ ગામમાં તે આવી ગયો હતો. મનમાં તે બબડયો : આ ઠીક ન થયું પણ આવી જ ચડયો છું તો મને લાગે છે કે તેમાં પણ કંઈ સારું થવાનું હશે."

રત્નચૂડે પછી ખૂબજ સાવધતાથી દરિયા કાંઠે પોતાનો ઉતારો કર્યો. દરિયા કિનારે કોઈ અજાણ્યો વેપારી આવ્યો છે એ સમાચાર જોતજોતામાં આખા નગરમાં પ્રસરી ગયા. થોડીવાર બાદ ચાર વેપારીઓ રત્નચૂડ પાસે આવ્યા. ખૂબજ વિવેકથી તેમણે ખબર અંતર પૂછી અને પછી કહ્યું : "અમે તમારું સ્વાગત કરીએ છીએ અને તમારું બધું કરિયાણું લઈ લેશું અને તમે સ્વદેશ પાછા ફરવા ઈચ્છશો ત્યારે તમે કહેશો તે વસ્તુથી તમારા વહાણ ભરી આપીશું."

રત્નચૂડે તેમની વાત માની લીધી અને બધું કરિયાણું પેલા વેપારીઓને આપી દીધું. ઠગ વેપારીઓ હસતા હસતા નગરમાં આવ્યા.

હવે રત્નચૂડ બની–ઠનીને અનીતિપુર જોવા નીકળ્યો. રસ્તામાં કોઈ એક કારીગરે તેને સોનારૂપાથી સુશોભિત એવા બે ઉપાનહ ભેટ ધર્યા. તે લઈ રત્નચૂડે કારીગરને કહ્યું. "તારી ભેટ માટે આભાર! અહીંથી જતાં પહેલા હું તને જરૂર ખૂશ કરીશ."

રત્નચૂડ થોડુંક ચાલ્યો હશે ત્યાં તેને એક કાણિયો મળ્યો. તેણે કહ્યું : "હે ભદ્ર! તારા પિતાને ત્યાં મેં મારી આંખ ગીરવે મૂકી છે. તે આંખ હું તારી પાસેથી લઈશ અત્યારે તું તેનું આ દ્રવ્ય લઈ લે."

રત્નચૂડ તો આ ડિંગ સાંભળીને ઘડીક ઘા ખાઈ ગયો. તેણે ચાલાકીથી કામ લીધું. તેણે કાણિયાની વાત માની લીધી. અને તેણે આપેલું દ્રવ્ય લઈ લીધું અને કહ્યું : ભલે ભાઈ! તું મારા ઉતારે આવજે."

રત્નચૂડ આમ ઠગાતો જઈ રહ્યો હતો. ત્યાં તેણે ચારેક જણને વાતો કરતાં સાંભળ્યા :

એક કહી રહ્યો હતો : "સમુદ્રના પ્રમાણ અને ગંગા નદીના કણની સંખ્યા તો જ્ઞાની પુરુષો પણ જાણી શકે છે પરંતુ સ્ત્રીઓનું હૃદય તો કોઈ જાણી નથી શકતું."

બીજો બોલ્યો : "સમુદ્રનાં જળનું પ્રમાણ અને ગંગા નદીના રેતીના કણની સંખ્યા કોઈ જાણી શકતું નથી. તેવો કોઈ પુરુષ નથી જ્યારે સ્ત્રીઓનું હૃદય જાણનારા તો ઘણાં પુરુષો છે."

ત્રીજાએ કહ્યું : પૂર્વાચાર્યોએ જે કહ્યું છે તે અસત્ય નથી તે સર્વ બાબત સર્વજ્ઞ પુરુષો જાણે છે."

ત્યાં રત્નચૂડ તરફ આંગળી ચીંધીને ચોથા પુરુષે કહ્યું : "આ શ્રેષ્ઠિપુત્ર આ સર્વ વાત જાણે છે."

આ સાંભળી બીજા બે ચાર જણ એકી સાથે બોલી ઉઠયા : "ગંગા નદી તો અહીંથી ઘણી દૂર છે આથી તેની વાત રહેવા દો પણ પ્રથમ સમુદ્રના પાણીનું પ્રમાણ તો આ શ્રેષ્ઠિ પાસે નક્કી કરાવો." આમ બધાએ ભેગા થઈને રત્નચૂડને પાનો ચડાવ્યો. રત્નચૂડે તે પડકાર ઝીલી લીધો એટલે પેલા ચાર જણાએ કહ્યું : "સમુદ્રના જળનું પ્રમાણ તમે નક્કી કરી આપશો તો અમારી બધી લક્ષ્મી તમને આપી દઈશું. અને તેમ નહિ કરી શકો તો અમે તમારી બધી જ લક્ષ્મી લઈ લઈશું." રત્નચૂડે આ શરત પણ માન્ય રાખી.

હવે તેની ચિંતા વધી ગઈ. આ બધી શરતોને હું કેવી રીતે પૂરીશ? અને નહિ પૂરી થાય તો મારું શું થશે? શું હું અહીં આ નગરીમાં લૂંટાઈ જઈશ? પણ રત્નચૂડ હિંમત ન હાર્યો. પિતાએ તેને આ નગરીનો પરીચય આપ્યો જ હતો. તેને રણઘંટા વેશ્યા યાદ આવી. તેને થયું કે ત્યાંજ જઉં. તેને રાજી કરું અને તેની પાસેથી જ આ બધાનો કોયડો ઉકેલાવું એમ વિચારી તે વેશ્યાને ત્યાં ગયો.

રણઘંટા વેશ્યાએ રત્નચૂડનું સ્વાગત કર્યું. સગો પતિ કે પ્રિયતમ હોય તેવા ભાવથી તેને વધાવ્યો. વેશ્યાઓ પૈસાની લાલચુ હોય છે એ રત્નચૂડ જાણતો હતો. તેણે રણઘંટાને મૂલ્યવાન હાર અને રત્નો આપી પ્રથમ તબક્કે જ ખૂશ કરી દીધી.

રણઘંટા તેના ઉપભોગ માટે તૈયારી કરવા લાગી એટલે રત્નચૂડે કહ્યું : 'રણઘંટા? આ બધો વિલાસ આપણે જરૂર કરીશું પરંતુ તે પહેલા તું મારું એક કામ કરી દે. તારી મદદથી મારું કામ થઈ જશે તો હું તને નિરાશ નહિ કરું."

રણઘંટા રત્નચૂડની સરળતા, નિખાલસતા અને યૌવન તેમજ ધનથી પહેલી જ નજરે ખૂશ થઈ ઊઠી હતી. "કહો! મારાથી બની શકશે તો તમારું કામ હું જરૂર કરી દઈશ."

રત્નચૂડે બધી માંડીને વાત કરી. રસ્તામાં જે જે લોકો મળ્યા અને તેમની સાથે જે પ્રસંગ બન્યા તેની વિગતો કહી, એ સાંભળી રણઘંટાએ કહ્યું: "પ્રિય! આ ધૂર્ત નગરી છે. અહીં બધા ઠગારા વસે છે. કોઈ અજાણ્યો અહીં આવી પડે છે તો આ ઠગ લોકો તેને બધી રીતે લૂંટી લે છે અને પછી એ લૂંટના માલના ભાગ પડે છે. તેમાંથી એક ભાગ રાજાને, બીજો ભાગ મંત્રીને, ત્રીજો નગર શેઠને, ચોથો કોટવાલને, પાંચમો પુરોહિતને, અને છઠ્ઠો મારી માતા યમઘંટાને આપે છે. આમ અહીં બધા લૂંટારા જ વસે છે ત્યાં હું તમારું કામ શી રીતે કરી શકીશ?"

પછી થોડીવાર વિચાર કરીને કહ્યું: "હા, એક કામ થઈ શકે તેમ છે. મારી માતા પાસે હું તમને લઈ જઈશ. સાંજે પેલા ઠગારા મારી માતાની પાસે આવશે. સૌ બધા પોતાના સાહસની વાત કરશે. એ સમયે મારી માતા તેમને જરૂરથી કંઈક વાત કહેશે. તે તમે સાંભળજો. કદાચ તે સાંભળીને તમારી ચિંતાનો ઉકેલ મળી જશે."

રણઘંટાએ રત્નચૂડને સ્ત્રીનો વેષ પહેરાવ્યો. અને યમઘંટાને ગંધ ન આવે તેવી રીતે તેની સજાવટ કરી. તેને જોઇ યમઘંટાએ પૂછ્યું: 'વત્સે! આ કોની પુત્રી છે?" રણઘંટાએ કહ્યું: માતા! શ્રીદત્ત શ્રેષ્ઠીની પુત્રી રૂપવતી છે."

થોડીવારમાં યમઘંટાને મળવા પેલા વેપારીઓ આવ્યા. તેમની વાત સાંભળીને યમઘંટાએ કહ્યું: "તમે કરિયાણું ભલે લઈ લીધું પણ તમે તમારી શરતમાં ફાવશો નહિ."

"કેમ નહિ ફાવીએ?" ચારે જણ એકી સાથે બોલી ઉઠયા.

"એ તમને એમ કહેશે કે મારા વહાણ તમે મચ્છરના હાડકાંથી ભરી આપો તો તમે તે કેવી રીતે ભરી શકશો? અને તમે નહિ ભરી શકો એટલે લીધેલું બધું જ કરિયાણું પાછું આપી દેવું પડશે." યમઘંટાએ ખુલાસો કર્યો.

"ના. ના. એવું કહેવા જેવી તેનામાં બુદ્ધિ નથી. હજી તો તે સાવ બાળક જેવો જણાય છે." ચારેય એક સાથે દલીલ કરી અને પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા.

ત્યારપછી પેલો કારીગર આવ્યો. યમઘંટાએ કહ્યું: "શ્રેષ્ઠીએ તને ખૂશ કરવાનું કહ્યું છે, કેમ બરાબરને?"

કારીગરે હામાં ડોકું ધુણાવ્યું એટલે યમઘંટાએ કહ્યું: "એ શ્રેષ્ઠીપુત્ર તને કહેશે કે રાજાને ત્યાં પુત્ર જન્મ થાય તો તું ખૂશ થાય કે નહિ તો તું શું કહીશ?" કારીગર તો આ પ્રશ્ન સાંભળી ઠંડો જ પડી ગયો. અને બીજી દલીલ કર્યા વિના જ ત્યાંથી ચુપચુપ ચાલ્યો ગયો.

"આ વ્રત અલ્પકાળ સુધી ધર્યાં હોય તો પણ સુખને આપનારા થાય છે આથી પરદેશી રાજાની જેમ તત્ત્વવેત્તાઓએ એ વ્રત (અવશ્ય) ધારણ કરવાં."

## પરદેશી રાજાની કથા

એક સમયે શ્રી વીર પ્રભુ આમલકલ્પ નામના ઉદ્યાનમાં સમોસર્યા. પ્રભુનું આગમન જાણીને નવો જ ઉત્પન્ન થયેલો દેવ સૂર્યાભદેવ આ ઉદ્યાનમાં આવ્યો. આવીને ભવતારક પ્રભુને ભક્તિથી વંદના કરી. પછી વિનમ્રતાથી કહ્યું: "હે ભગવંત! ગૌતમ સ્વામી આદિને નાટક દેખાડવાની મને આજ્ઞા આપો."

ભગવાને તેનો કંઈ જવાબ ન આપ્યો. સૂર્યાભદેવે ફરીથી વિનતિ કરી. ભગવાન બીજી વાર પણ મૌન રહ્યા. નાટક બતાવવાની આજ્ઞાનો ભગવાને ત્રીજી વખત પણ કશો જવાબ ન આપ્યો. એટલે અનિષેધે અનુજ્ઞા અનુસાર સૂર્યાભદેવે નાટક બતાવવા અંગે ભગવાનની મૌન સંમતિ માની લીધી. હવે તેણે ઈશાન દિશામાં જઈને પોતાની બે ભુજામાંથી ૧૦૮ દેવતાઓ અને ૧૦૮ દેવીઓ વિકુર્વી અને બત્રીશ પ્રકારનું નાટક કરી બતાવ્યું. નાટક પુરું થતાં સૂર્યાભ દેવ વિદ્યુત્‌ની જેમ સ્વર્ગમાં ચાલ્યો ગયો.

તેના ગયા બાદ લોકોને પ્રતિબોધ પમાડવાના હેતુથી શ્રી ગૌતમસ્વામીએ શ્રી વીર પ્રભુને પૂછ્યું: "આ દેવતા કોણ હતો? અને તેને આટલી બધી સમૃદ્ધિ શી રીતે પ્રાપ્ત થઈ?"

પ્રભુએ કહ્યું: "હે ગૌતમ! શ્વેતાંબી નગરીમાં પ્રદેશી નામે નાસ્તિક રાજા હતો. તેને સૂર્યકાંતા નામે સ્ત્રી અને સૂર્યકાંત નામે પુત્ર હતો. અને ચિત્ર નામે પ્રધાન હતો.

મંત્રી ચિત્ર રાજકાર્ય માટે શ્રાવસ્તી નગરીમાં જિતશત્રુ રાજા પાસે ગયો. એ સમયે ત્યાં કેશી નામે ગણધર શ્રાવસ્તીમાં પધાર્યા હતા. મંત્રી તેમને વંદના કરવા ગયો. ચતુર્જ્ઞાની મુનિની દેશના સાંભળી મંત્રીએ શ્રાવકધર્મ અંગીકાર કર્યો અને કેશી ગણધરને શ્વેતાંબી નગરીમાં પધારવા માટે વિનંતી કરી એ પોતાનું કામ પૂરું કરી શ્વેતાંબી પાછો ફર્યો.

કેશી ગણધર વિહાર કરતાં કરતાં અનુક્રમે શ્વેતાંબી નગરીના ઉદ્યાનમાં પધાર્યા. મંત્રીને ઉદ્યાનપાલક પાસેથી ગુરુના આગમનના સમાચાર મળ્યા. તે જાણી મંત્રીએ વિચાર્યું કે "હું મંત્રી છતાં મારો રાજા નરકે જાય તે યોગ્ય ન કહેવાય આથી આજે કોઈ બહાનું કાઢીને રાજાને ગુરુની વાણી સંભળાવું અને તેમ કરીને હું રાજાનો અનૃણી થાઉં."

આમ વિચારી ચિત્ર મંત્રી ઘોડા ખેલાવવાના બહાને રાજાને જ્યાં સૂરિ હતા તે પ્રદેશમાં લઈ ગયો. રાજા શાંત થઈ વૃક્ષની છાયા નીચે બેઠો. ત્યાં તેના કાને ગુરુની દેશના સંભળાઈ. એ સાંભળી રાજાએ ઉદ્વેગ પામી મોં મચકોડી મંત્રીને કહ્યું: "આર્ત જનની જેમ આ સાધુ શું આરડે છે?" મંત્રીએ કહ્યું "રાજન્! ત્યાં જવાથી તેનો

નિશ્ચય થશે." પછી મંત્રી રાજાને ગુરુ પાસે લઇ ગયો. ત્યાં રાજાએ કેશી ગણધરની આ પ્રમાણે દેશના સાંભળી:

मूढास्तत्त्वमजानाना, नानायुक्त्यर्थपेशलम् ।
असद्वासनया जन्म, हारयन्ति मुधा हहा ॥

"નાના પ્રકારની યુક્તિઓવાળા અને અર્થથી કોમળ એવા તત્ત્વને નહિ જાણનારા પ્રાણીઓ ખોટી વાસનાઓ વડે પોતાનો મનુષ્યજન્મ વ્યર્થપણે ગુમાવી દે છે તે દુ:ખની વાત છે."

આ બધી દેશના સાંભળી રાજાએ કેશી ગણધરને કહ્યું: 'હે વ્રતધારી! પરલોક, પાપ, પુણ્ય અને જીવ છે જ નહિ, કારણ કે મારા પિતા ઘણા પાપી હતા. તે પાપ કરીને નરકે ગયા હોય તો તેમને તો હું ઘણો વ્હાલો હતો. તો તે ત્યાંથી આવીને મને કેમ ન કહે કે 'પુત્ર! તારે પાપ કરવું નહિ કારણ પાપ કરવાથી દુ:ખ ખમવું પડે છે. (૧)

બીજું મારી માતા ઘણા દયાળુ હતા. તે સ્વર્ગે ગયા હોવા જોઈએ. તો તે આવીને મને સ્વર્ગનું સુખ કેમ કહેતા નથી? તેમજ હે પુત્ર! તારે પુણ્ય કરવું. એમ મને કેમ ભલામણ કરતા નથી? આ ઉપરથી સિદ્ધ થાય છે કે પાપ પણ નથી અને પુણ્ય પણ નથી. (૨)

એક વખત એક ચોરને મેં કોઠીમાં પૂરી દીધો હતો. એ ચોર તેમાં મુંઝાઈને મરી ગયો. પછી કોઠી જોઇ તો તેમાં ક્યાંય છિદ્ર જોવા ન મળ્યું. તો તેનો જીવ ક્યાંથી નીકળી ગયો? (૩)

અને એ ચોરના મૃતદેહમાં કીડા પડેલા જોવા મળ્યા અને તેમને પેસવા માટેનું છિદ્ર પણ જોવામાં ન આવ્યું. આથી પ્રવેશ કરનાર કે નીકળનાર કોઈ જીવ છે જ નહિ. (૪)

બીજું બધા જીવ સરખા નથી તેનું શું કારણ? તમે કહેશો કે કોઈનું બાણ દૂર જાય છે અને કોઈનું નજદીક પડે છે, તેવી રીતે બધા જીવ સરખા નથી. પણ તેમાં કોઇ કર્મનું કારણ નથી. (૫)

હે આચાર્ય! મેં એક ચોરને જીવતો ત્રાજવે ચડાવ્યો અને મરણ પામ્યા પછી પણ તેને ત્રાજવામાં મૂકયો. એ બંને વખત તેનું વજન સરખું જ થયું. જો જીવ હોય તો જીવતાં ભારે અને મરણ પામ્યા પછી તે મૃતદેહ હલકો કેમ ન થયો? (૬)

હે સૂરિવર્ય! એક ચોરને મેં કકડેકકડા કરીને જોયો તો પણ તેના શરીરના કોઈપણ અંગમાં મને જીવ જોવા ન મળ્યો. (૭)

થોડીવાર થઈ હશે ત્યાં પેલો કાણિયો આવ્યો તેની વાત સાંભળી ચમઘંટાએ કહ્યું. આજે તું ખરાબર છેતરાઈ ગયો છે. હવે તને તારું દ્રવ્ય પાછું મળી રહ્યું."

"કેમ એમ કહો છો ?" કાણિયાએ ચિંતાથી પૂછ્યું.

ચમઘંટાએ તુરત જ ખુલાસો કર્યો : "કોઈ બીજાની આંખ આપશે તો તું શી રીતે સાબિત કરીશ કે એ આંખ મારી નથી ?"

"હું એને કહીશ કે આ મારી આંખ નથી." કાણિયાએ કહ્યું.

"તો એ તને કહેશે કે મારા પિતાને ત્યાં તેં જે આંખ મૂકી છે તેની બીજી જોડની આંખ તું મને આપ. એ બેની તુલા કરી આપીશ. જો સહેજ પણ વજન ઓછું થાય તો તારે આ આંખ લેવાની નહીં. પછી છે કંઈ? આ સાંભળી કાણિયાની એક આંખ રડી ઊઠી.

સ્ત્રીવેષમાં રત્નચૂડ આ બધું સાંભળી રહ્યો હતો. ત્યાં પેલા ચાર વાતોડિયા ઠગારા આવ્યા. તેમને સાંભળી ચમઘંટા તાડૂકી : "બેવકૂફ છો બધા. આવી તે મૂર્ખામી કરાતી હશે ?'

"અમે શી મૂર્ખામી કરી ?" બધા બોલી ઊઠયા.

"એ તમને એમ કહે કે સમુદ્રનાં જળનું પ્રમાણ હું જરૂર માપી આપું પણ પહેલાં તમે એ સમુદ્રમાં ભળતાં નદીના જળને જુદા કરી આપો, તો તમે શું એ જળ જુદા કરી શકશો ?"

એ સાંભળી ચારેયના મોં જોવા જેવા થઈ ગયાં.

રાત પડતાં રણઘંટા રત્નચૂડને પોતાના ખંડમાં લઈ આવી. તેણે સ્ત્રીવેષ ઉતારી નાંખ્યો. અને તેને ત્યાંથી છૂટો પડી પોતાને ઉતારે આવ્યો.

બીજા દિવસે સવારે પેલા વેપારીઓ પાસેથી પોતાનું કરિયાણું પાછું માંગ્યું. તેઓ શરત ન પૂરી કરી શકયા. રત્નચૂડે તેમને મચ્છરનાં હાડકાંથી વહાણ ભરી આપવા કહ્યું. સમુદ્રના જળનું પ્રમાણ માંગતા વેપારીઓને નદીના જળ જુદા કરી આપવાનું કહ્યું. તે તેમ ન કરી શકયા. આથી એ બંને પાસેથી રત્નચૂડે ચાર લાખનું દ્રવ્ય લીધું.

આ વાત રાજાએ જાણી તો તે દંગ થઈ ગયો. આવું તો કયારેય નહોતું બન્યું. જે આ નગરમાં આવ્યું તે લૂંટાઈને ગયું હતું. અને આ રત્નચૂડ તો લૂંટી જાય છે. રાજાએ તેને દરબારમાં બોલાવ્યો. સન્માન્યો. કહ્યું : "શ્રેષ્ઠીપુત્ર! તમારી બુદ્ધિથી હું ખુશ થયો છું. માંગો જે માંગશો તે આપીશ." અને રત્નચૂડે રણઘંટા વેશ્યાને માંગી.

આમ અનીતિપુરમાં સ્ત્રી અને દ્રવ્યને મેળવી રત્નચૂડ પોતાના વતન તામ્રલિપ્તિમાં પાછો ફર્યો. પિતાએ તેની સાહસ કથા સાંભળી તેનો વાંસો થાબડયો.

રત્નચૂડની પરાક્રમ ગાથા સૌભાગ્યમંજરીએ પણ સાંભળી. તે પોતે રત્નચૂડને

મળવા તેના મહેલે ગઇ. તેને જોઇ રત્નચૂડે ઊભા થઇ તેનું ઉચિત સ્વાગત કર્યું અને કહ્યુ : "મંજરી ! આ સિદ્ધિનો જશ તને જાય છે. તે દિવસે તેં મને ન ટકોર્યો હોત તો આ હું ન પામી શકત."

રત્નચૂડની નિખાલસતાથી સૌભાગ્યમંજરી તેના પર વારી ગઈ. રાજાની આજ્ઞા મેળવી તેણે રત્નચૂડ સાથે લગ્ન કર્યાં.

રત્નચૂડ હવે વધુ સુખી હતો. લાંબા સમય સુધી તેણે અનેક પત્નીઓ સાથે સાંસારિક સુખ ભોગવ્યું. પછી પોતાના પુત્રોને ઘરની જવાબદારી સોંપી રત્નચૂડે દીક્ષા લીધી. અને રૂડી રીતે દીક્ષા પાળી સમાધિથી મૃત્યુ પામીને તે સ્વર્ગે ગયો. અનુક્રમે તે મહાનંદપદ [મોક્ષ]ને પામશે.

ભવ્યજીવોએ કેવું જીવન જીવવું જોઇએ તેનો આ કથા નિર્દેશ કરે છે. આ એક રૂપક કથા છે. વાર્તાકારે રત્નચૂડના પાત્રમાં ભવ્યજીવને સમજાવ્યો છે. તેના પિતા રત્નાકરને ગુરુ ગણવા. સૌભાગ્યમંજરીના વચનો તે સાધર્મિકનાં વચનો સમજવા. પિતાએ જે મૂળ દ્રવ્ય આપ્યું તે ગુરુદત્ત ચારિત્ર સમજવું. અનીતિપુરે જવાનો નિષેધ કર્યો તે અનીતિમાર્ગે જવાનો નિષેધ સમજવો. વહાણ તે સંયમ છે. સંયમથી ભવસાગર તરી શકાય છે. ભવિતવ્યતાના યોગથી અથવા પ્રમાદથી અનીતિપુરે ગમન તે અનાચારમાં પ્રવૃત્તિ સમજવી. અન્યાયપ્રિય રાજા તે મોહ છે. કરિયાણાને લેનાર ચાર વેપારીઓ ચાર કષાય છે. જીવોને સુમતિ આપનારી પૂર્વે કરેલાં કર્મની પરિણતિ તે યમઘંટા સમજવી. તેના પ્રભાવથી જીવ સર્વ અશુભને પાર કરીને રત્નચૂડ જન્મભૂમિમાં પાછો આવ્યો તેમ જીવ ધર્મમાર્ગમાં પાછો સ્થિર થાય છે, એમ સમજવું.

ભવ્યજીવોએ માનવભવ પામીને અનાચારનું સેવન ન કરવું જોઇએ. અને કદાચ અજ્ઞાન કે પ્રમાદથી અનાચાર થઇ જાય તો પુનઃ સદાચારમાં પ્રવૃત્ત થવું જોઇએ.



## ૧૭૯

## વ્રતોના અલ્પસમયના પાલનથી પણ સુખ.

જ્ઞાની ભગવંતો અને શાસ્ત્રકારો કહે છે કે આ બાર વ્રતોનું અલ્પ સમય માટે પણ આરાધન કર્યું હોય તો પણ તે સુખદાયી બને છે.

अल्पकालं धृतान्येतद्व्रतानि सौख्यदानि हि।
अतः प्रदेशिवद् ग्राह्याण्येतानि तत्त्ववेत्तृभिः॥

હે પ્રભુ! ઘડા વગેરે પદાર્થ પ્રત્યક્ષ જોવામાં આવે છે તેમ જીવ પ્રત્યક્ષ કેમ દેખાતો નથી? (૮)

બીજું, કુંથુવા અને હાથીના શરીરમાં એક સરખો જીવ હોય તો કુંથુવાનું શરીર નાનું કેમ અને હાથીનું શરીર મોટું કેમ? (૯)

અને હે સૂરિરાજ! અમારા કુળક્રમથી જે નાસ્તિક મત ચાલ્યો આવે છે તે મારાથી કેમ છોડી દેવાય?

પરદેશી રાજાના આ બધા જ પ્રશ્નો કેશી ગણધરે શાંતિથી સાંભળ્યા અને પછી તે દરેકનો એક પછી એક જવાબ આપ્યો કે—

"હે રાજન્! તેં તારી સ્રીને પરપુરુષ સાથે રમતી જોઈ હોય અને તે પુરુષને બાંધીને કોટવાળને મારવા માટે સોંપ્યો હોય. તે સમયે એ પુરુષ કહે કે 'હે રાજન્! મને મારા પુત્રને મળવા ઘરે જવા દો.' તો તમે શું તેને ઘરે જવા દેશો?"

પરદેશીએ કહ્યુ: "હે આચાર્ય' એવા અપરાધીની ઈચ્છા કેવી રીતે પૂરી કરાય?"

ગણધર: "તો પછી નરકમાં રહેલા પરમાધામીઓ તને મળવા માટે તારા પિતાને શી રીતે છોડે?' (૧)

"હવે રાજન્! સંડાસમાં રહેલો ચંડાળ, સભામાં બેસીને નાયકાઓનું ગાયન સાંભળતા અને પુષ્પમાળા ધારણ કરતા એવા તને બોલાવે તો શું તું તેની પાસે જાય ખરો?"

રાજાએ કહ્યું: 'આચાર્ય મહારાજ: એવો આનંદ છોડીને તે સમયે તેની પાસે કેવી રીતે જવાય?'

ગણધર: "તો સભા સદૃશ સ્વર્ગલોકમાં રહેલા તારી માતા પ્રબળ સુખ ભોગવતા હોય ત્યાં તને અહીં સંડાસ જેવા મનુષ્યલોકમાં મળવા કે સમજાવવા કેવી રીતે આવે? (૨)

રાજન્! ભોંયરામાં શંખ વગાડવામાં આવે છે તો તેનો નાદ બહાર પણ સંભળાય છે. પરંતુ તે નાદને નીકળવાનું છિદ્ર જણાતું નથી તે પ્રમાણે લોઢાની કોઠીમાંના જીવની ગતિ પણ જાણી લેવી. (૩)

લોઢાનો ગોળો અગ્નિમાં મૂકવામાં આવે તો તે અગ્નિમય થઈ જાય છે પણ તેમાં અગ્નિ પ્રવેશનું છિદ્ર જોવામાંઆવતું નથી. તેવી રીતે તે ચોરના શરીરમાં કીડાના પ્રવેશ વિષે પણ જાણી લેવું. (૪)

કોમળ બાળક અને કઠણ દેહવાળો યુવાન બાણ છોડે તો અનુક્રમે એ બાણ નજીક અને દૂર પડે છે. તો તે કોમળ અને કઠિન દેહનો ભેદ સમજવો. આ દેહ પૂર્વભવના કર્મ વડે જ પ્રાપ્ત થાય છે.

રાજન્! વાયુથી ભરેલી ધમણ ભારે થતી નથી અને વાયુથી રહિત ધમણ તોલમાં

હલકી થતી નથી તેમ ત્રાજવે મૂકેલ ચોરના જીવ સહિત અને જીવ રહિત દેહનું સમજવું (૬)

હે રાજન્! અરણિના કાષ્ઠમાં અગ્નિ રહેલો છે પરંતુ તે કાષ્ઠના ટૂકડે ટૂકડા કરી નાંખવામાં આવે તો તે અગ્નિ દેખાતો નથી તેમ આ દેહમાં જીવ રહેલો છે પણ તે દેહના ટૂકડે ટૂકડા કરી નાંખવાથી દેખાતો નથી. સર્વજ્ઞ જ તે જીવને જોઈ શકે છે. (૭)

મોટા ઘરમાં મૂકેલો દીપક આખા ઘરમાં પ્રકાશ કરે છે અને નાની હાંડલીમાં મૂકેલો દીપક તેટલામાં જ પ્રકાશ કરે છે તે પ્રમાણે જીવ પણ નાનું મોટું શરીર પામે છે અને નાનો મોટો થઈને રહે છે. (૮)

પવનથી પાંદડા વગેરે હાલે છે પણ પવન પ્રત્યક્ષ જોવામાં આવતો નથી આવતો, તેમ જીવપ્રદેશના યોગે શરીર હાલે છે પણ જીવ પ્રત્યક્ષ જોવામાં આવતો નથી. (૯)

અને રાજન્! તું કહે છે કે કૂળ પરંપરાથી ચાલતો આવેલો નાસ્તિક મત કેમ છોડું? પણ રાજન્! જે પરંપરાએ ચાલી આવતી અધર્મબુદ્ધિને છોડતો નથી તે લોઢાનો ભાર ઉપાડનાર વેપારીની જેમ વિપત્તિઓનું સ્થાન થાય છે.

કોઈ ચાર મિત્રો દ્રવ્ય કમાવા માટે દેશાંતર જઈ રહ્યા હતા. રસ્તામાં પ્રથમ લોઢાની ખાણ આવી. તેમાંથી તેઓએ લોખંડ લીધું. આગળ ચાલતાં રૂપાની ખાણ આવી. તે જોઈ ત્રણ જણાએ લોખંડ ફેંકી દઈને રૂપું લઈ લીધું. આગળ જતાં સોનાની ખાણ આવી. એ જોઈ એ ત્રણ જણાએ રૂપું ફેંકી દઈ સોનું લઈ લીધું. પેલા ચોથાએ ન રૂપું લીધું ન સોનું. તે તો લોઢું લઈને જ તેમની સાથે ચાલતો રહ્યો. ચાર જણા આગળ ચાલ્યા તો તેમને રત્નોની ખાણ મળી. ફરી પેલા ત્રણેએ સોનું ફેંકી દીધું અને રત્નોના પોટલાં બાંધી લીધા. પણ પેલાએ રત્નો પણ ન લીધા. પરિણામે એ દરિદ્ર અને દુઃખી રહ્યો અને ત્રણ જણાં સુખી થઈ ગયા. આમ લોઢાના ભારને વહેનાર દુરાગ્રહી વેપારીની જેમ જે પરંપરાએ ચાલ્યા આવતા મિથ્યાત્વને છોડતો નથી તે દુઃખી થાય છે."

રાજા પરદેશી આ વાર્તાલાપ પોતાના ઘોડા પર બેસીને કરી રહ્યો હતો. ગણધર પાસેથી પોતાના પ્રશ્નોના સંતોષકારક જવાબ સાંભળી તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને વિનયથી વંદના કરી કહ્યું: "હે ભગવંત! પ્રભાતે હું તમને નમીને મારા અવિનયને ખમાવીશ."

બીજા દિવસે સવારે પરદેશી રાજા ખૂબ જ ઠાઠમાઠથી ગણધરને વંદના કરવા માટે ગયો. વિનયથી અને આત્માના ઉલ્લાસથી વંદના કરી. પરદેશીએ શ્રાવકના બાર વ્રત અંગીકાર કર્યા. પછી ગુરુએ દેશના આપી. હે રાજન્! પુષ્પફળવાળા બગીચાની જેમ પ્રથમ બીજાઓને દાન દેનારા દાતાર થઈ હમણા ધન પ્રાપ્ત કરીને તમારે અદાતા

થવું નહિ. અર્થાત્ સુકાઈ ગયેલા વનની જેમ અરમણીય થવું નહિ. કારણ તેમ કરવાથી અમને અંતરાય લાગે અને ધર્મની નિંદા થાય."

પરદેશીએ કહ્યુ : હે સ્વામી ! હું મારા સાત હજાર ગામના ચાર વિભાગ કરીશ. તેમાંથી એક ભાગ વડે મારા રાજ્યમાં સૈન્ય તથા વાહનનું પોષણ કરીશ, બીજા ભાગ વડે અંતઃપુરનો નિર્વાહ કરીશ. ત્રીજા ભાગ વડે ભંડારની પુષ્ટિ કરીશ અને ચોથા ભાગ વડે દાનશાળા વગેરે ધર્મકાર્ય કરીશ." આમ ધર્મ પામીને પરદેશી રાજા રાજમહેલમાં પાછો ફર્યો અને ત્યારથી શ્રમણોપાસક બની રહ્યો.

હવે પરદેશી પહેલાનો વિલાસી રાજા રહ્યો ન હતો. રાજાને ધર્મિષ્ઠ થયેલો જોઈ તેની રાણી તેને મારી નાંખવાનો વિચાર કરવા લાગી. એક દિવસ તેણે પુત્ર સૂર્યકાંતને બોલાવીને કહ્યું : "વત્સ ! તારો પિતા હવે રાજકાજ પ્રત્યે બેદરકાર રહે છે. આખો દિવસ ધર્મધ્યાનમાં રહે છે. તેમને હવે રાજ્યની કોઈ જ ચિંતા નથી. આથી તેમને મારી નાંખી તું રાજ્ય લઈ લે."

પુત્ર આ સાંભળીને મૌન રહ્યો. ન તેણે આ કૃત્ય માટે હા કહી કે ન ના કહી. તેને મૌન જોઈ રાણીને પસ્તાવો થયો : 'પુત્ર નમાલો છે. ઉતાવળા થઇ મેં તેને આમ કહીને મોટી ભૂલ કરી નાંખી.' પછી એક દિવસ તક જોઇને પરદેશી રાજાને ઝેરવાળું ભોજન કરાવ્યું.

ઝેરની તુરત જ અસર થઈ ગઈ. પરદેશીને અસહ્ય પીડા થઈ. તેને ખબર પડી કે આ દુષ્કૃત્ય રાણીનું છે. પણ તે મૌન રહ્યો. રાણી ઉપર લેશમાત્ર રોષ કર્યો નહિ. અસહ્ય વેદનામાં પૌષધાગારમાં જઈ દર્ભના સંથારા પર બેઠો. પૂર્વ તરફ મોં રાખી શક્રસ્તવ ભણ્યો .મનમાં ધર્માચાર્યને સંભારીને જાવજ્જીવ સુધી સર્વ પાપસ્થાનોને વોસરાવી દીધા અને શુભધ્યાનમાં તે મૃત્યુ પામ્યો.

હે ગૌતમ ! ત્યાંથી મરીને પરદેશી પહેલા દેવલોકમાં સૂર્યાભવિમાનને વિષે ચાર પલ્યોપમના આયુષ્યવાળો દેવતા થયો.

માત્ર ઓગણચાળીસ દિવસ જ પરદેશી રાજાએ શ્રાવકના બારવ્રતનું રૂડી રીતે આરાધન કર્યું હતું. તેના ફળસ્વરૂપે તે સાડા બાર લાખ યોજનના વિસ્તારવાળા વિમાનમાં મહર્દ્ધિક દેવતા થયો. પરદેશીના ભવમાં તેણે માત્ર તેર છઠ્ઠ કરી તેરમા છઠ્ઠના પારણે અનશન કર્યું હતું.

"દેવપણે ઉત્પન્ન થયા પછી અવધિજ્ઞાને કરીને સમકિત પ્રાપ્ત થયાના પૂર્વવૃત્તાંતને જાણી તે સૂર્યાભદેવ પૃથ્વી પર આવ્યો અને ભગવંત પાસે નાટક કર્યું. અનુક્રમે દેવગતિમાં ચાર પલ્યોપમનું આયુષ્ય ભોગવી ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્પન્ન થઇને મોક્ષે જશે."

ભવ્યજીવોએ આ પરદેશી રાજાની કથામાંથી પ્રેરણા લેવાની છે કે વ્રતની આરા-

ધનામાં સમય મર્યાદાનું ખાસ મહત્ત્વ નથી. થોડા સમય માટે પણ વ્રતોનું વિશુદ્ધપણે આરાધન કરવાથી કર્મના બંધનો તૂટે છે અને કાળક્રમે આત્મા સકળ કર્મથી મુક્ત બની જાય છે.



## ૧૮૦

## શ્રાવક ધર્મનું સ્વરૂપ

શ્રાવકધર્મનું વર્ણન કરતાં કહે છે કે—

गृहेऽपि संवसन् कश्चित्, श्रावको निःस्पृहाग्रणीः ।
कूर्मापुत्र इवाप्नोति, केवलज्ञानमुज्ज्वलम् ॥

**ભાવાર્થ**—કોઈ શ્રાવક ઘરમાં રહેવા છતાં પણ જો નિઃસ્પૃહના અગ્રેસરપણે વર્તે તો કૂર્માપુત્રની જેમ તે ઘરમાં પણ કેવળજ્ઞાન પ્રાપ્ત કરે છે.

### કૂર્માપુત્રની કથા

દુર્ગમપુરમાં દ્રોણ અને દ્રુમાદેવી નામે રાજા-રાણી હતાં. તેમને દુર્લભ નામે પુત્ર હતો. આ પુત્ર દુર્લભ બેફિકર હતો. કુમારોને તે દડાની જેમ આકાશમાં અદ્ધર ઉછાળતો અને આનંદ પામતો હતો. આ તેની એક ટેવ હતી.

એક વખત તે નગરમાં કેવળી ભગવંત સમોસર્યા. જે વનમાં તે સમોસર્યા હતા તે વનની યક્ષિણી ભદ્રમુખીએ પૂછ્યું: "ભગવંત! મારા પૂર્વ ભવના સ્વામીની શી ગતિ થઈ હશે?"

"ભદ્રમુખી! તારો પૂર્વભવનો સ્વામી આ નગરના રાજાના પુત્રરૂપે જન્મ પામ્યો છે." કેવળજ્ઞાની ભગવંતે કહ્યું.

પોતાના પૂર્વભવના ભર્તારની ભાળ મળતાં તેના રૂપથી લોભાઈને ભદ્રમુખી યક્ષિણી રાજપુત્ર દુર્લભને પોતાના ભુવનમાં લઈ ગઈ. દેવીએ તેને પૂર્વભવ કહ્યો. તે સાંભળી રાજપુત્રને જાતિસ્મરણ જ્ઞાન થયું. એ જોઈ બંને એકબીજામાં આસક્ત બન્યા. યક્ષિણીએ પોતાની દૈવી શક્તિથી રાજપુત્રના દેહને સુગંધી કરી પોતાને યોગ્ય કર્યો.

રાજપુત્રના ગૂમ થવાથી માતાપિતાએ તેની શોધ કરી. ગુરુ પાસેથી તેની ભાળ મળી. માતાપિતાએ દીક્ષા લીધી.

યક્ષિણીએ અવધિજ્ઞાનથી જોયું તો તેને જાણવા મળ્યું કે દુર્લભકુમારનું આયુષ્ય હવે અલ્પ છે. આથી તેણે કુમારને વનમાં કેવળી પાસે મૂકી દીધો. કુમારે તે સમયે કેવળી ભગવંતની વાણી સાંભળી : "લીંમડાનો કીડો લીંમડાના કડવા રસને પણ મધુર જાણે છે તેમ સિદ્ધિના સુખથી અજાણ્યા એવા પ્રાણીઓ સંસારના દુઃખને પણ સુખ રૂપ માને છે."

એ સાંભળી દુર્લભકુમારના આંખમાંથી આંસુ દદડવા લાગ્યા. તે જોઈ કેવળી ભગવંતે તેને પ્રેરણા આપતાં કહ્યું : "માનવભવ પામીને ધર્મકાર્યમાં જે પ્રમાદ કરે છે તે પ્રાપ્ત થયેલ ચિંતામણિ રત્નને સમુદ્રમાં ફેંકી દે છે."

દેશના સાંભળી કુમારને સમકિત પ્રાપ્ત થયું અને તેણે ચારિત્ર ગ્રહણ કર્યું. અનુક્રમે કુમાર અને તેના માતાપિતા મહાશુક્ર નામે દેવલોકે દેવતા થયા.

પેલી યક્ષિણી ત્યાંથી ચ્યવીને ભ્રમર રાજાની વૈશાલિકા નામે રાણી થઈ. ત્યાં તે દંપતી ધર્મની આરાધના કરી સ્વર્ગે ગયા.

દુર્લભકુમારનો જીવ દેવલોકમાંથી ચ્યવીને રાજગૃહી નગરીમાં મહિન્દ્ર નામના રાજાની કૂર્મા રાણીના ઉદરમાં પુત્રપણે ઉત્પન્ન થયો. શુભ દિવસે શુભ લગ્નમાં તેનો જન્મ થયો. દોહદના અનુસારે તેનું નામ ધર્મદેવ પાડવામાં આવ્યું. આ ધર્મદેવનું શરીર પૂર્વભવમાં બાળકોને પોટલાની જેમ બાંધીને આકાશમાં ઉછાળી કંદુક ક્રીડાના પાપના પરિણામે માત્ર બે હાથ જેટલું જ હતું. આથી લોકો તેને કૂર્માપુત્ર તરીકે જ ઓળખતા. ઘણી સ્ત્રીઓ યુવાન કૂર્માપુત્રને ઝંખતી હતી. પરંતુ કૂર્માપુત્ર અંતરથી અનાસક્ત હતો. એક સમયે કોઈ મુનિના મુખેથી તેણે સિદ્ધાંતના પાઠ સાંભળ્યા. તે સાંભળી તેને જાતિસ્મરણ થયું. એથી તેણે ધ્યાન ધરવા માંડયું. ઉત્કૃષ્ટ ધ્યાન ધરતાં તેના કર્મો બળીને ખાખ થઈ જતાં કેવળજ્ઞાન પ્રાપ્ત થયું.

કેવળજ્ઞાન થતાં કૂર્માપુત્રે વિચાર્યું : "હું હમણાં ચારિત્ર ગ્રહણ કરીશ તો મારા માતાપિતા આઘાતથી મૃત્યુ પામશે. આથી તેમને પ્રતિબોધ પમાડવા માટે તેઓ 'મને કેવળજ્ઞાન થયું છે' તે ન જાણે તેવી અજ્ઞાતવૃત્તિથી ગૃહવાસમાં રહેવું એ જ યોગ્ય છે."

આ અરસામાં બાકીના ચારે જીવો સ્વર્ગથી ચ્યવીને વૈતાઢ્ય પર્વત ઉપર ખેચર થયા. સાંસારિક સુખ ભોગવીને કોઈ ચારણમુનિ પાસે દીક્ષા લીધી. ચારેય મુનિ મહાવિદેહ ક્ષેત્રમાં જિનેશ્વર ભગવંતને વંદન કરવા માટે ગયા.

તે સમયે સભામાં બેઠેલા ચક્રવર્તીએ ભગવાનને પૂછયું : "હે ભગવંત! એકી સાથે ઉત્કૃષ્ટા વિહાર કરતા કેટલા જિનેશ્વર ભગવંત હોય છે?"

ભગવંતે કહ્યું : "હે ચક્રવર્તી! આ મનુષ્ય ક્ષેત્રને વિષે પાંચ મહાવિદેહ ક્ષેત્ર છે. એક એક મહાવિદેહમાં બત્રીશ બત્રીશ વિજય છે. તેથી બત્રીશને પાંચ ગુણા કરીએ ત્યારે ૧૬૦ વિજય થાય. તેમાં પાંચ ભરત અને પાંચ ઐરવત ક્ષેત્ર મેળવતાં ૧૭૦ ક્ષેત્રો થાય છે. ઉત્કૃષ્ટ કાળે એ સર્વ ક્ષેત્રોમાં જિનેશ્વર ભગવંત વિચરતા હોય છે."

ચક્રવર્તીએ પુનઃ પૂછ્યું : સ્વામી ! ભરતક્ષેત્રમાં અત્યારે કોઈ ચક્રવર્તી કે કેવળી છે ?

પ્રભુએ કહ્યું : "હે ચક્રવર્તી ! ભરતક્ષેત્રમાં અત્યારે કોઈ ચક્રવર્તી નથી પરંતુ કૂર્માપુત્ર નામે એક કેવળી છે અને તે પોતાના માતાપિતાને પ્રતિબોધ પમાડવા માટે ગૃહસ્થાવાસમાં જ રહ્યા છે."

ત્યાર પછી પેલા ચાર ચારણમુનિયોએ ભગવંતને પૂછ્યું : "ભગવન્! અમને કેવળજ્ઞાન ક્યારે થશે ?'

ભગવંતે કહ્યું "કૂર્માપુત્રની પાસે તમને કેવળજ્ઞાન થશે."

એ બાદ ચારે ય ચારણમુનિયો કૂર્માપુત્રને ત્યાં ગયા. અને મૌન ભાવે તેમની સામે બેઠા. આથી કૂર્માપુત્રે તેમને કહ્યું : "તમે અહીં ભગવાનનું વચન સાંભળીને આવ્યા છો. હવે તમે તમારા પૂર્વભવ સાંભળો."

પોતાનાં પૂર્વભવ સાંભળતાં ચારેયને જાતિસ્મરણજ્ઞાન થયું અને તુરત જ ક્ષપક-શ્રેણીમાં આરૂઢ થતાં ચારેયને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું પછી તેઓ શ્રી જિનેશ્વર ભગ-વંત પાસે આવ્યા અને તેમને વંદન કર્યા વિના જ પર્ષદામાં બેઠા. એ જોઈ ઈન્દ્રે ભગવાનને પૂછ્યું : "ભગવન્! આ ચાર મુનિયોએ તમને કેમ વંદના ન કરી ?'

ભગવંતે કહ્યું : કૂર્માપુત્ર પાસેથી પોતાના પૂર્વભવને જાણીને તેઓ કેવળી થયા છે."

ઈંદ્રે બીજો પ્રશ્ન પૂછયો : 'ભગવન્! તે કૂર્માપુત્ર દીક્ષા ક્યારે લેશે ?'

"આજથી સાતમા દિવસે તે દ્રવ્યથી સંયમ સ્વીકારશે." ભગવાને જવાબ આપ્યો.

સાતમે દિવસે કૂર્માપુત્રે પોતાના માતા-પિતાને પ્રતિબોધ પમાડ્યા. પોતાનો અભિગ્રહ પૂરો થતાં કૂર્માપુત્રે પોતાના હાથે જ લોચ કર્યો. દેવતાઓએ આવીને સુવર્ણકમળની રચના કરી. તે ઉપર બેસીને કેવળી કૂર્માપુત્રે ધર્મદેશના આપી અને અનેક જીવોને પ્રતિબોધ પમાડીને અનુક્રમે તે મોક્ષે ગયા.

સિદ્ધાંતમાં કહ્યું છે કે-જઘન્યથી બે હાથ પ્રમાણવાળો અને ઉત્કૃષ્ટથી પાંચસો ધનુષ્યના પ્રમાણવાળો પુરુષ સિદ્ધિને પામે છે."

"સુવર્ણ, રૂપું, મણિ અને રત્નોથી ભરપૂર, નૃત્ય, ગીત અને યુવતીઓથી રમણીય એવા ભુવનમાં પણ જેનું મન લુબ્ધ થયું નહિ તેવા ગૃહસ્થાવાસમાં કેવળી થયેલા કૂર્માપુત્રની અમે સ્તુતિ કરીએ છીએ."

આ કથા ભવ્યજીવોને કહે છે કે ભોગ બે પ્રકારે ભોગવાય છે. આસક્ત બનીને અને અનાસક્તપણે ભોગ ભોગવાય છે. ભોગમાં લુબ્ધ અને આસક્ત બનવાથી ભોગ જીવને ભરખી જાય છે. અનેક ભવભ્રમણા તેથી થાય છે. આથી અનાસક્તભાવે, ઉદા-સીનતાથી ભોગ ભોગવવા જોઈએ.

# સ્તંભ ૧૩ મો

## મંગલાચરણ

"ઉત્કૃષ્ટ કાળે પાંચ મહાવિદેહ ક્ષેત્રમાં ૧૬૦ વિજયમાં ૧૬૦ તીર્થંકરો થાય છે તેમને, પાંચ ભરત અને પાંચ ઐરવત મળી દશ ક્ષેત્રમાં થતી દસ ચોવીસીના ૨૪૦ જિન થાય છે તેમને ત્રણ કાળની ત્રણ ચોવીશી એમ ગુણવાથી ૭૨૦ જિનેશ્વર થાય છે તેમને, મહાવિદેહ ક્ષેત્રમાં અત્યારે જે ૨૦ તીર્થંકરો વિચરે છે તેમને, અને ભરતક્ષેત્રની વર્તમાન ચોવીશીના શ્રી ઋષભદેવ વગેરે ૨૪ તીર્થંકરોનાં એકસો ને વીસ કલ્યાણક છે તેમને, તેમજ શ્રી વારિષેણ, શ્રી વૃષભાનન, શ્રી ચંદ્રાનન અને શ્રી વર્ધમાન પ્રભુ એ ચાર નામવાળી શાશ્વત મૂર્તિઓ ઉર્ધ્વલોક વગેરેમાં શાશ્વતા સિદ્ધાયતનમાં રહેલી છે તેમને હું સ્તવું છું. આ ૧૦૨૪ જિનેશ્વરનો સમૂહ શ્રી શત્રુંજયગિરિ ઉપરના સહસ્રકૂટમાં સ્થાપિત કરેલો છે તે મને જ્ઞાન, સમાધિ અને ઉત્તમ ઉદ્યમ આપો."

પૂર્વના બાર સ્તંભોમાં સમ્યક્ત્વ અને બાર વ્રતો વર્ણવેલા છે. તેવા સમકિત અને વ્રતવાળો પુરુષ જિનભક્તિમાં તત્પર હોય છે તેથી એ સંબંધથી આવેલા શ્રી જિનેશ્વરભક્તિના ફળને હવે કહું છું.

---

## ૧૮૧

### શ્રી દશાર્ણભદ્ર રાજા

श्री वीरजगदाधारं, स्तुवंति प्रत्यहं नरः ।
तेऽर्थवादं वितन्वंति, विश्वे दशार्णभद्रवत् ॥

"જગતના આધારરૂપ એવા શ્રી વીરપ્રભુને જે પુરુષો હંમેશા સ્તવે છે તેઓ દશાર્ણભદ્રની જેમ આ વિશ્વમાં પોતાના યશને વિસ્તારે છે."

દશાર્ણ નામે દેશ હતો. તેમાં દશાર્ણ નગર હતું. નગરના રાજાનું નામ પણ દશાર્ણ હતું. તેને પાંચસો રાણીઓ હતી. એક સાંજે તે અંતઃપુરમાં ભોગવિલાસમાં મગ્ન હતો ત્યાં એક સેવકે આવીને સમાચાર આપ્યા : 'હે સ્વામી! આવતીકાલે સવારે નગર બહારના આપણા ઉદ્યાનમાં વિશ્વના સ્વામી શ્રી વીર પરમાત્મા પધારનાર છે."

આ ખબરથી દશાર્ણનો આત્મા પુલકિત થઈ ઊઠયો. અને અભિમાનથી બોલી ઊઠયો : 'કાલે સવારે પ્રભુને હું એવા ઠાઠ-માઠ અને વૈભવથી વાંદવા જઈશ કે જે જોઈને લોકો બોલી ઉઠશે કે આવી રીતે અગાઉ કોઈ જ પ્રભુને વાંદવા ગયું નથી."

સવારે રૂપાની અને દાંતની પાંચસો પાલખીઓમાં રાણીને બેસાડી દશાર્ણભદ્ર પ્રભુને વંદન કરવા નીકળ્યો. જે વંદનયાત્રામાં અઢાર હજાર હાથીઓ, ચોવીસ લાખ

ઘોડાઓ, એકવીસ હજાર રથ, એકાણું કરોડ પાયદળ, એક હજાર સુખપાળ અને સોળ હજાર ધ્વજાઓ હતી. આમ ખૂબ જ ભપકાથી દશાર્ણભદ્ર સમવસરણ સુધી આવ્યો. પછી હાથી ઉપરથી ઉતરી ગયો. મુગટ ઉતાર્યો. ઉપાનહ ઉતાર્યા. આમ પાંચ અભિગમ સાચવી તેણે ઉલ્લાસથી શ્રી વીર પરમાત્માની ત્રિવિધ વંદના કરી.

સૌધર્મ ઈન્દ્રને અવધિજ્ઞાનથી આ વાતની જાણ થઈ. આથી દશાર્ણભદ્રનું અભિમાન ઉતારવા તે પોતે શ્રી વીરપ્રભુને વંદન કરવા આવ્યો. અને તે માટે તેણે દિવ્ય ઋદ્ધિને વિકુર્વી. પાંચસો ને બાર બાર કુંભસ્થળવાળા ચોસઠ હજાર હાથીઓ વિકુર્વ્યા. તે દરેક હાથીના મસ્તકમાં આઠ આઠ દંતૂશળ, દરેક દંતૂશળે આઠ આઠ વાવ. દરેક વાવમાં આઠ આઠ કમળ, દરેક કમળને લાખ લાખ પાંદડીઓ અને દરેક પાંખડીએ બત્રીશબદ્ધ નાટક વિકુર્વ્યા. દરેક કમળની મધ્યમાં કર્ણિકાના ભાગ ઉપર એક ઈન્દ્રપ્રાસાદ ઊભો કર્યો અને તેની અંદર આઠ આઠ પટરાણી સાથે ઈન્દ્ર પોતે બેઠો. આમ આવી મહાન અને ભવ્ય સમૃદ્ધિ સાથે ઈન્દ્રે પ્રભુને વંદના કરી.

પૂર્વાચાર્યોએ દરેક હાથીના મુખાદિકની સંખ્યા આ પ્રમાણે બતાવી છે. દરેક હાથીને પાંચસો ને બાર મુખ, ચાર હજાર અને છનું દંતૂશળ, બત્રીસ હજાર સાતસો ને અડસઠ વાપિકાઓ, બે લાખ બાસઠ હજાર એકસો ને ચુંમાલીસ કમળો તેટલા જ તે કમળોની કર્ણિકા ઉપર પ્રાસાદો અને વીસ લાખ સત્તાણું હજાર એકસો ને બાવન ઈન્દ્રાણીઓ તથા છવીસસો એકવીસ કરોડ અને ચુંમાળીસ લાખ કમળની પાંદડીઓ આ પ્રમાણે એક હાથી માટે સમજવું. તેવાં ૬૪૦૦ હાથી હોવાથી તે પરના ઇન્દ્ર વગેરેની સર્વ સંખ્યા ગણી લેવી. અને તેમાં રહેલા ઈન્દ્રાણીની સંખ્યા તેર હજાર ચારસો ને એકવીસ કરોડ સત્યોતેર લાખ અને અઠયાવીસ હજાર ગણવી. એક એક નાટકમાં સરખાં રૂપ. શૃંગાર અને નાટકનાં ઉપકરણોવાળા એકસો ને આઠ આઠ દિવ્યકુમારો અને એકસો ને આઠ દિવ્યકુમારિકાઓ જાણવી. આવી મોટી ઋદ્ધિ સહિત ઈન્દ્રે પૃથ્વી ઉપર આવીને પ્રભુને વંદના કરી.

દશાર્ણભદ્ર તો આ ઋદ્ધિ અને સમૃદ્ધિ જોઈને દંગ જ થઇ ગયો. તેનું અભિમાન ખંડ ખંડ ગયું. તે વિચારવા લાગ્યો, ' આ ઈન્દ્રની સમૃદ્ધિની સરખામણીમાં તો મારી આ સમૃદ્ધિની કોઈ જ વિસાત નથી. સાચે જ ! ઇન્દ્રે પોતાની આ સંપત્તિનું પ્રદર્શન કરીને મારા અભિમાનને ભાંગીને ભુક્કો કરી નાંખ્યો છે !

પણ ના. હું ભગવાનને વંદના તો અભૂતપૂર્વ રીતે જ કરીશ. ઈન્દ્ર પણ છક્કડ ખાઇ જાય તેવી વંદના કરીશ.

અને દશાર્ણભદ્રે આત્માની તમામ ઋદ્ધિ પ્રકટ કરવાનો નિર્ણય કર્યો. તે વિચારી રહ્યો. મારી આંતરિક સમૃદ્ધિથી ઇન્દ્રની ભૌતિક સમૃદ્ધિને હું ઝાંખી પાડી દઈશ. ઈન્દ્ર અવિરતિ ગુણસ્થાનકે રહેલો છે આથી તે દેવભવે સંયમ લઇ શકવાનો નથી. આથી

એ જ હવે મને વાંદે તેમજ કરું." અને દશાર્ણભદ્રે શ્રી વીરપ્રભુ પાસે તુરત દીક્ષા લીધી.

ઈન્દ્ર તો દશાર્ણભદ્રને દીક્ષા લેતો જોઇ ફાટી આંખે જોઈ જ રહ્યો. તે તુરત જ ઊભો થયો અને રાજર્ષિ દશાર્ણભદ્રને નમીને બોલ્યો. હે રાજર્ષિ! તમે તો અદ્‌ભુત પરાક્રમ કર્યું. તમે આ પરાક્રમ કરીને સાચે જ મને જીતી લીધો છે. તમે જીત્યા અને હું હાર્યો. મેં તમારી હોડ કરી તે માટે હું તમને વારંવાર ખમાવું છું.

હું તો ભોગી જીવડો છું, વિષયલંપટ છું, આથી હવે હું તમને જીતી શકું તેમ નથી. તમે તો અનાસકત અને નિઃસ્પૃહ છો. વીર છો. તમે મને આશીર્વાદ આપો કે જેથી આગામી ભવમાં અલ્પ સમયમાં મારા સંસારનો પાર આવી જાય.

આમ દશાર્ણભદ્રની સ્તુતિ કરી ઇન્દ્ર સ્વર્ગે ગયો. રાજર્ષિ દશાર્ણભદ્ર પણ ઘણા પ્રકારનાં તપ કરીને અનુક્રમે મોક્ષે ગયા.

આમ અંતરની સમૃદ્ધિથી. આત્માના ઉલ્લાસ અને ઉમંગથી, નિરહંકાર પણે શ્રી જિનેશ્વરની ભક્તિ કરવી જોઈએ.



## ૧૮૨

## શ્રી જિનભક્તિનું ફળવિધાન.

नरत्वं प्राप्य दुष्प्राप्यं, कुर्वंति भरतादिवत् ।
तीर्थंकरार्चनं भक्तिं, तेषां स्यात् शाश्वतं यशः ॥

"જેઓ દુર્લભ મનુષ્યપણું પ્રાપ્ત કરી ભરતાદિકની જેમ તીર્થંકર ભગવંતની પૂજા અને ભક્તિ કરે છે તેમને શાશ્વત કીર્તિ પ્રાપ્ત થાય છે."

### ભરતાદિકની કથા

ભરત ચક્રવર્તીએ પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ ભગવંતને પૂછ્યું "હે ભગવંત! અગાઉ જે તીર્થમાં આપ નવ્વાણું વખત સમોસર્યા હતા, તે તીર્થ શું શાશ્વત છે?"

ભગવાને કહ્યું. "હે ભરત! એ સિદ્ધાચળગિરિ પહેલા આરામાં એંસી યોજન, બીજા આરામાં સીત્તેર યોજન, ત્રીજા આરામાં સાઠ યોજન, ચોથા આરામાં પચાસ યોજન, પાંચમા આરામાં બાર યોજન અને છઠ્ઠા આરામાં સાત હાથના પ્રમાણવાળો થાય છે.

આથી એ તીર્થ શાશ્વત છે. આ તીર્થની અવસર્પિણીમાં અને ઉત્સર્પિણીમાં હાની વૃદ્ધિ થયા કરે છે.”

શ્રી સિદ્ધાચળ શાશ્વત તીર્થ છે તેમ જાણીને એક દિવસ ભરત ચક્રવર્તી શ્રી સંઘ સાથે તેની યાત્રાએ ગયા. ત્યાં પહોંચીને ઇન્દ્રના વચનથી ચક્રવર્તીએ હીરા–માણેક–મોતી અને રત્નોથી સુશોભિત ચોરાશી મંડપોવાળો ત્રૈલોક્યવિભ્રમ નામે ભવ્ય પ્રાસાદ કરાવ્યો. આ પ્રાસાદ એક કોશ ઉંચો, દોઢ કોશ વિસ્તીર્ણ અને હજાર ધનુષ્ય પહોળો હતો. આ ભવ્ય પ્રાસાદમાં ભરતે સુવર્ણ રત્નમય શ્રી જિનબિંબ સ્થાપિત કર્યું. આમ પ્રથમ સંઘપતિ ભરત ચક્રવર્તીએ શ્રી શત્રુંજય તીર્થનો પ્રથમ ઉદ્ધાર કરાવ્યો.

ભરત ચક્રવર્તીની જેમ તેમનાં સંતાનો આદિત્યયશા, મહાયશા અને અતિબળ આદિ પુત્રોએ પણ આ તીર્થનો સંઘ કાઢયો હતો અને સંઘપતિ થઇ કેવળજ્ઞાન પામ્યા હતા. ઈક્ષ્વાકુકુળમાં બીજા પણ અનેક રાજાઓ મોક્ષે ગયા છે. વસુદેવહિંડી નામના ગ્રંથમાં જણાવ્યા પ્રમાણે અસંખ્ય રાજાઓ આ ક્ષેત્રમાં સિદ્ધિપદને પામ્યા છે.

છ કરોડ પૂર્વ પછી ભરત ચક્રીની આઠમી પેઢીએ દંડવીર્ય રાજા થયો. તેણે પણ સંઘપતિ થઈ શ્રી શત્રુંજય તીર્થનો **બીજો** ઉદ્ધાર કરાવ્યો. આ દંડવીર્ય રાજાને પણ આરિસાભવનમાં કેવળજ્ઞાન થયું હતું.

ત્યાર પછી એકસો સાગરોપમ સમય વીત્યા બાદ મહાવિદેહ ક્ષેત્રમાં શ્રી જિનેશ્વર ભગવંત પાસેથી આ તીર્થનું વર્ણન અને મહિમા સાંભળીને ઈશાનઇન્દ્રે તેનો **ત્રીજો** ઉદ્ધાર કર્યો. ત્યારબાદ એક કરોડ સાગરોપમના સમય બાદ માહેન્દ્રે **ચોથો** ઉદ્ધાર કર્યો. તે પછી દશ કોટિ સાગરોપમ ગયા બાદ બ્રહ્મેંદ્રે **પાંચમો** ઉદ્ધાર કર્યો. અને તે પછી એક કોટિ સાગરોપમ ગયા બાદ ભવનપતિ ચમરેન્દ્રે શત્રુંજયગિરિનો **છઠ્ઠો** ઉદ્ધાર કર્યો.

શ્રી આદિનાથ પ્રભુના થઇ ગયા પછી ૫૦ લાખ કોટી સાગરોપમ બાદ શ્રી સગરચક્રવર્તી થયા. ઈન્દ્રના કહેવાથી પડતો સમય જાણીને આ સગર ચક્રવર્તીએ ભરતે ભરાવેલ મણિમય જિનબિંબને ભૂમિમાં ભંડાર્યું અને તેણે આ તીર્થનો **સાતમો** ઉદ્ધાર કર્યો. તે પછી ચોથા તીર્થંકર પરમાત્મા શ્રી અભિનંદન સ્વામીના સમયમાં વ્યંતરેન્દ્રે **આઠમો** ઉદ્ધાર કર્યો. આ તીર્થનો **નવમો** ઉદ્ધાર શ્રી ચંદ્રપ્રભુ સ્વામીના સમયમાં ચંદ્રયશા રાજાએ કરાવ્યો. શ્રી શાંતિનાથના પુત્ર ચક્રાયુધે **દશમો** ઉદ્ધાર કરાવ્યો. શ્રી મુનિસુવ્રત સ્વામીના સમયમાં રામચંદ્રના હસ્તે **અગિયારમો** ઉદ્ધાર થયો.

બાવીસમા તીર્થંકર શ્રી નેમિનાથસ્વામીના સમયની વાત છે. તે સમયમાં પાંડવોએ ભયાનક હિંસક યુદ્ધ કર્યું. તેથી તેમણે મહાપાપ બાંધ્યું. પુત્રોને પાપમુક્ત કરવા માતા કુંતીએ કહ્યું. “પુત્રો! ગોત્રદ્રોહ કરીને તમે મહાપાપ કર્યું છે. આથી શ્રી શત્રુંજય તીર્થની યાત્રા કરીને તમે એ પાપનો નાશ કરો.”

માતાની આજ્ઞા માની પાંડવોએ આ તીર્થની યાત્રા કરી. ત્યાં તેમણે અમૂલ્ય લાકડાંનો ભવ્ય પ્રાસાદ કરાવ્યો અને તેમાં લેપ્યમય જિનબિંબ સ્થાપીને શ્રી શત્રુંજય તીર્થનો **બારમો** ઉદ્ધાર કર્યો.

ત્યારબાદ શ્રી વીરપ્રભુના નિર્વાણથી ચારસો ને સીત્તેર વર્ષે વિક્રમાદિત્ય રાજા થયો. આ તીર્થનો સંઘ કાઢી તે સંઘપતિ બન્યો. તે પછી સંવત ૧૦૮ માં જાવડ શેઠે **તેરમો** ઉદ્ધાર કર્યો.

પાંડવો અને જાવડ શેઠના સમય દરમિયાન બે કરોડ પંચાણુ લાખ અને પંચોતેર હજાર સંઘપતિ થયા. તે પછી સંવત ૧૨૧૩ માં શ્રીમાળી બાહડદેવે **ચૌદમો** ઉદ્ધાર કર્યો. સંવત ૧૩૭૧ માં શ્રી રત્નાકરસૂરિના ભક્ત અને બાદશાહના પ્રધાન ઓસવાળ શ્રેષ્ઠી સમરાશાએ આ તીર્થનો **પંદરમો** ઉદ્ધાર કરાવ્યો. આ સંઘપતિ સમરાશાએ નવ લાખ કેદીઓને સોનૈયા આપીને કેદમુક્ત કરાવ્યા હતા. સંવત ૧૫૮૭ માં બાદશાહ બહાદુરશાહના માનીતા શેઠ કરમાશાહે શ્રી શત્રુંજય તીર્થનો **સોળમો** ઉદ્ધાર કર્યો. અને છેલ્લો **સત્તરમો** ઉદ્ધાર શ્રી દુપ્પસહસૂરિના શ્રાવક વિમળવાહન રાજાના હસ્તે થશે.

એક સમયની વાત છે. નાગપુરમાં પુનડ નામનો શ્રાવક ગુરુની દેશના સાંભળી રહ્યો હતો. ગુરુ ભવ્ય જીવોને કહી રહ્યા હતા. "ધર્મના સ્થાનમાં ધર્મકાર્યમાં ખર્ચેલી–વાપરેલી લક્ષ્મી શાશ્વત થાય છે. તેમાંય તીર્થયાત્રાનું પુણ્ય ઘણું મોટું છે. કહ્યું છે કે–

આરંભની નિવૃત્તિ, દ્રવ્યની સફળતા, ઉંચા પ્રકારે સંઘનું વાત્સલ્ય, સમકિતની નિર્મળતા, સ્નેહીજનનું હિત, પ્રાચીન ચૈત્યોનાં દર્શન, તીર્થની ઉન્નતિનો પ્રભાવ, જિનવચનની માન્યતા, તીર્થંકર ગોત્રનો બંધ, સિદ્ધિનું સામીપ્ય અને દેવ તથા મનુષ્યભવનો લાભ આ બધાં જ તીર્થયાત્રાનાં ફળ છે."

ગુરુની વાણી સાંભળી તેમજ તીર્થયાત્રાનો મહિમા જાણી પુનડશેઠે સંવત ૧૨૭૫ માં નાગપુર–નાગોરથી શ્રી શત્રુંજય તીર્થનો સંઘ કાઢયો. આ સંઘમાં અઢારસો મોટાં ગાડાં, એક હજાર સેજપાલ, ચારસો વહેલ, પાંચસો વાજિંત્ર અને ઘણાં દેવાલય હતાં. ઠેકઠેકાણે આ સંઘે ધર્મોત્સવ કર્યો. શ્રી સંઘ ધોળકા આવ્યો ત્યારે વસ્તુપાળ મંત્રી પોતે શ્રી સંઘનું સ્વાગત કરવા આવ્યા. અને જે દિશા તરફ શ્રી સંઘની ધૂળ પવનથી ઉડતી હતી તે દિશા તરફ ચાલવા લાગ્યો. એ જોઈ સંઘજનોએ કહ્યું: મંત્રીરાજ! આ તરફ ધૂળ ઊડે છે માટે આપ આ તરફ પધારો ને ચાલો."

વસ્તુપાળે કહ્યું: "આ તો શ્રી પવિત્ર ધૂળ ગણાય. કહ્યું છે કે શ્રી તીર્થયાત્રાએ જતા સંઘના પગની ઉડેલી રજ–ધૂળ લાગવાથી પુરુષો કર્મરૂપી રજથી રહિત થાય છે. તીર્થમાં પરિભ્રમણ કરવાથી જીવને સંસારમાં ભમવું પડતું નથી, તીર્થમાં દ્રવ્યનો

વ્યય કરવાથી સંપત્તિ સ્થિર થાય છે અને જગત્‌પિતા જિનેશ્વરને પૂજવાથી પૂજ્ય થવાય છે.” એમ કહી વસ્તુપાળ આગળ ગયો.

સંઘે સરોવરના કાંઠે પોતાનો પડાવ નાંખ્યો. વસ્તુપાળ ત્યાં ગયો. સંઘપતિ પુનડશેઠને પ્રેમથી ભેટયો અને કહ્યુંઃ ‘હે શ્રાવકવર્ય! કાલે સવારે આપને સંઘસહિત મારે ત્યાં ભોજન માટે નિમંત્રણ આપું છું. આપ તેનો સ્વીકાર કરો.”

પુનડશેઠે નિમંત્રણ સ્વીકારી લીધું. બીજે દિવસે સંઘ વસ્તુપાળને ત્યાં જમવા ગયો. તે સમયે વસ્તુપાળ જાતે દરેક યાત્રિકના પગ ધોતો હતો અને દરેકને તિલક કરતો હતો. આમ કરતાં બપોર થઈ ગયા આથી નાના ભાઈ તેજપાળે આવીને કહ્યુંઃ

“મોટા ભાઈ! તમે ભોજન માટે પધારો. તમારી જેમ જ બીજા માણસો પાસે હું યાત્રિકોની ભક્તિ કરાવીશ. ભોજનનો સમય ઘણો જ થઈ ગયો અને હવે તમને પરિતાપ થશે.”

વસ્તુપાળે કહ્યુંઃ “તેજપાળ! આવી સોનેરી તક તો જીવનમાં ક્યારેક જ મળે છે. ભોજન તો રોજ મળશે. પુણ્યોદયે આવી ઉત્તમ તક મળી છે તો મને મારા હાથે જ સાધર્મિક ભક્તિ કરવા દો.”

આ વાત જાણી ગુરુએ વસ્તુપાલને કહેવડાવ્યું કેઃ—

“જે કુળમાં જે પુરુષ મુખ્ય વડીલ હોય તેનું કાળજીથી રક્ષણ કરવું. તેની યોગ્ય સાર સંભાળ રાખવી, કારણ જો તે નાશ પામે–[ મરણ પામે કે બિમાર પડે. ઘવાય ] તો આખું કુળ વિનાશ પામે છે. ધરી ભાંગી જાય તો ગાડું ચાલી શકતું નથી તેમ કુટુંબનો વડીલ ભાંગી જાય તો કુટુંબ વ્યવસ્થા તૂટી જાય છે.”

ગુરુનો સંદેશો સાંભળી વસ્તુપાળે વિનમ્રતાથી ગુરુને કહેવડાવ્યું કે–“યુગાદિ પ્રભુની યાત્રાએ જનારા સર્વ યાત્રિકોની અખિન્નપણે સેવા કરવાથી મને આનંદ થાય છે. એથી મારા પિતાની આશા ફળીભૂત થઈ છે અને મારી માતાને આશાના અંકુર ઉગી નીકળ્યા છે એમ હું સમજું છું.”

આ ઐતિહાસિક ઘટનાઓ જાણીને શ્રાવકોએ પોતાના આત્માની શુદ્ધિ માટે ઉત્કટભાવથી તીર્થયાત્રા કરવી જોઈએ.



## ૧૮૩

## શ્રી શત્રુંજય મહાતીર્થની યાત્રાનું ફળ.

શ્રી શત્રુંજય તીર્થની યાત્રા કરવાથી કેટલું ફળ મળે તે સમજાવતાં કહ્યું છે કે—

अन्यतीर्थेषु यद्यात्रा–सहस्रैः पुण्यमाप्यते ।
तदेकयात्रया पुण्यं, शत्रुंजयगिरौ भवेत् ॥

"બીજા તીર્થોની હજારો યાત્રા કરવાથી જેટલું પુણ્ય થાય તેટલું પુણ્ય શ્રી શત્રુંજય તીર્થની એક યાત્રા કરવાથી થાય છે."

**વિસ્તરાર્થ**: બીજા તીર્થ એટલે નંદીશ્વર વગેરે તીર્થ સમજવા. યાદવવંશી શ્રી અતિમુક્ત કેવળીએ શ્રી કૃષ્ણને પૂજ્ય એવા શ્રી નારદજીને કહ્યું હતું કે—

जंकिंचि नामतित्थं, सग्गे पायालि तिरियलोगंमि ।
तं सव्वमेव दिट्ठं, पुंडरिए वंदिए संते ॥

"શ્રી પુંડરિક તીર્થને વાંદવાથી સ્વર્ગ, પાતાળ અને તીર્છાલોકનાં સર્વ તીર્થોની વંદના કરી એમ સમજવું."

અન્ય મહાપુરુષોએ પણ કહ્યું છે કે "નંદીશ્વર તીર્થની યાત્રાથી જે પુણ્ય થાય છે. તેથી બમણું પુણ્ય કુંડળગિરિની યાત્રાથી થાય છે. ત્રણ ગણું પુણ્ય રૂચકદ્વીપની યાત્રાથી અને ચારગણું પુણ્ય ગજદંતોની યાત્રાથી થાય છે, તેથી બમણું પુણ્ય જંબૂવૃક્ષ પરનાં ચૈત્યોની યાત્રાથી, તેથી છ ગણું પુણ્ય ધાતકીખંડમાં રહેલા ધાતકી વૃક્ષ પરનાં જિનેશ્વરને પૂજવાથી, તેથી બાવીસ ગણું પુણ્ય પુષ્કરવરદ્વીપાર્ધના જિનબિંબોની પૂજા કરવાથી અને સોગણું પુણ્ય મેરૂપર્વતની ચૂલિકા પર રહેલા જિનેશ્વરની પૂજાથી થાય છે. હજારગણું પુણ્ય સંમેતગિરિની યાત્રાથી, લાખગણું અંજનગિરિની યાત્રાથી, દસ લાખ ગણું રૈવત અને અષ્ટાપદગિરિની યાત્રાથી અને કરોડગણું પુણ્ય શ્રી શત્રુંજયતીર્થના સ્વાભાવિક સ્પર્શથી થાય છે અને આ સ્પર્શ મન, વચન અને કાયાની શુદ્ધિથી થાય તો અનંતગણું પુણ્ય થાય છે.

આ માનવભવમાં શ્રાવકકુળમાં જન્મ પામનારાઓએ આ મહાતીર્થની અવશ્ય યાત્રા કરવી જોઈએ. કહ્યું છે કે—

क्षेत्रानुभावतो पूज्यैः, मुक्त्यद्रेर्महिमा स्मृतः ।
ध्रुवं भवौघमुक्त्यर्थं, यात्रा कार्या दयाभृतैः ॥

"પૂજ્ય પુરુષોએ મુક્તિગિરિનો મહિમા ક્ષેત્રના અનુભાવથી કરેલો છે તેથી

દયાળુ પુરુષોએ આ ભવચક્રમાંથી મુક્ત થવાને માટે અવશ્ય યાત્રા કરવી." આ અંગે કુમારપાળ રાજાનો પ્રબંધ પ્રેરક છે. તે આ પ્રમાણે—

## કુમારપાળ રાજાનો પ્રબંધ.

પાટણમાં કલિકાળસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજની ધર્મવાણીનો પવિત્ર ધોધ વહી રહ્યો હતો. તેઓશ્રીએ ઉપદેશ દેતાં કહ્યું. "યૌવનમાં અને વૃદ્ધાવસ્થામાં અજ્ઞાનપણે જે પાપ કર્યું હોય તે સર્વ પાપ શ્રી સિદ્ધગિરિના સ્પર્શથી વિલય પામે છે.

એક વખત ભોજન કરનારો, ભૂમિપર સૂનારો, બ્રહ્મચર્ય પાળનારો, ઇન્દ્રિયોને વશમાં રાખનારો, સમ્યગ્દર્શનથી યુક્ત અને છ આવશ્યક [પ્રતિક્રમણ] કરનારો સિદ્ધાચળની યાત્રા કરે તો તે સર્વતીર્થની યાત્રાનું ફળ પામે છે.

હે કુમારપાળ! ત્રણેય જગતમાં આ સિદ્ધાચળ જેવું એક પણ મહાન તીર્થ નથી. પહેલા ગણધરના નામ ઉપરથી તેનું નામ પુંડરિક પડેલું છે. આ અંગે કહ્યું છે કે—

ચૈત્ર સુદી પૂનમના દિવસે પાંચ કરોડ મુનિઓ સાથે શ્રી પુંડરિક ગણધર જે તીર્થે નિર્મળ સિદ્ધિસુખને પામ્યા તે પુંડરિક તીર્થ જયવંતુ હો! આથી ચૈત્રી પૂનમના દિવસે દસ, વીસ, ત્રીસ, ચાલીસ અને પચાસ પુષ્પમાળા જે ચડાવે છે તે અનુક્રમે એક, બે, ત્રણ, ચાર અને પાંચ ઉપવાસનું ફળ પામે છે."

હે રાજન્! શાસ્ત્રોક્ત વિધિથી ચૈત્રી પૂનમે દેવવંદન અને પુંડરિક ઉદ્યાપન વગેરે ક્રિયા કરવી. યાત્રામાં પણ સંઘવીપદ ભાગ્યથી જ પ્રાપ્ત થાય છે. હે કુમારપાળ! ઇન્દ્રાદિકની પદવી સુલભ છે, પરંતુ સંઘપતિની પદવી દુર્લભ છે. કહ્યું છે કે—આ સંઘ પ્રભુને પણ માન્ય અને પૂજ્ય છે. તેવા સંઘનો જે અધિપતિ થાય તેને લોકોત્તર સ્થિતિવાળો જ સમજવો...."

આચાર્યશ્રી પાસેથી સિદ્ધાચળ તીર્થનો મહિમા સાંભળી કુમારપાળે સંઘ કાઢવાનો નિર્ણય કર્યો. આચાર્યશ્રીએ આઠ સ્તુતિથી દેવવંદન વગેરે વિધિ કરાવીને કુમારપાળને સંઘપતિની પદવી આપી. શુભ ચોઘડિયે અને દિવસે હાથી ઉપર સુવર્ણનું જિનાલય મૂકાવીને કુમારપાળે શ્રી સંઘ સાથે શ્રી સિદ્ધાચળની યાત્રા માટે પ્રયાણ કર્યું. આ સંઘમાં પહેલાં બોંતેર સામંતના દેવાલયો, તે પછી ચોવીસ મંત્રીના દેવાલયો અને તે પછી અઢારસો વેપારીઓનાં જિનચૈત્યો એમ અનુક્રમે ચાલ્યા.

કુમારપાળ સંઘમાં જોડાયેલા સાધર્મિકોની ભાવથી ભક્તિ કરતો હતો. જેઓ ભાતુ ન લાવ્યા હોય તેમને પ્રેમ અને આદરથી ભાતુ આપતો હતો અને સગા ભાઈઓ એક સાથે યાત્રાએ જતા હોય તે પ્રમાણે દરેકની સારસંભાળ રાખતો હતો.

રસ્તામાં કુમારપાળે આચાર્ય ભગવંતને યાત્રાનો વિધિ પૂછ્યો. આચાર્ય ભગવંતે તેની આ પ્રમાણે સમજ આપી:

सम्यक्त्वधारी पथि पादचारी, सचित्तवारी वरसीलधारी ।
भूस्वापकारी सुकृतिस्सदैकाहारी विशुद्धां विदधाति यात्राम् ॥

"સમકિત ધારણ કરીને, પગપાળા, સચિત્તનો ત્યાગ કરીને, બ્રહ્મચર્યનું પાલન કરતા, પૃથ્વી પર સૂઈને અને એક વખત ભોજન લઈને સુકૃતિ પુરુષ વિશુદ્ધ યાત્રા કરે છે."

લોકમાં પણ કહેવાય છે કે "યાત્રામાં વાહન પર બેસવાથી અર્ધું ફળ નાશ પામે છે, જોડા પહેરવાથી ચોથા ભાગનું ફળ નાશ પામે છે, શુભ માર્ગે ધન વ્યય ન કરવાથી ત્રીજા ભાગનું ફળ નાશ પામે છે."

આ સાંભળી કુમારપાળે વાહન અને ઉપાનહનો ઉપયોગ બંધ કર્યો. તેને પગે ચાલતા જોઈ આચાર્યશ્રીએ કહ્યું: 'રાજન્! વાહન અને ઉપાનહનો ઉપયોગ નહિ કરો તો તમને ઘણી પીડા થશે."

કુમારપાળે કહ્યું: "ભગવંત! વાહન અને ઉપાનહ વિના ચાલવાની મારે નવી ટેવ નથી પાડવાની. અગાઉ વાહન વિના ઉઘાડા પગે ઘણું રખડ્યો છું. પણ એ બધું રખડવું વ્યર્થ ગયું છે. અને આ તો તીર્થયાત્રા માટે ઉઘાડા પગે ચાલી રહ્યો છું. તેથી તે સાર્થક જ થવાનું છે. તેથી મારું ભવભ્રમણ ટળી જશે."

યાત્રાના માર્ગમાં જે કોઈ ગામ-નગર આવ્યા ત્યાં કુમારપાળે તે ગામમાંની જિનપ્રતિમાને સુવર્ણ છત્ર કરાવ્યા. દરેક જિનપ્રાસાદ પર ધ્વજારોપણ કરાવ્યું. સાધર્મિક ભક્તિ અને વાત્સલ્ય કર્યા. અમારી ઘોષણા કરાવી. બંને સમય પ્રતિક્રમણ કર્યું. પર્વતિથિના દિવસે પૌષધ કર્યો અને યાચકોને દાન પણ કર્યું. ધીમે ધીમે શ્રી સંઘ શ્રી સિદ્ધાચળગિરિ નજીક આવી પહોંચ્યો. તીર્થનાં દર્શન થતાં જ કુમારપાળે પંચાંગ પ્રણામ કર્યા અને તે દિવસે ત્યાં રહી શત્રુંજયને વધાવી, તીર્થ સન્મુખ સુગંધી દ્રવ્યનાં અષ્ટમંગળ આલેખી તીર્થોપવાસ અને રાત્રિજાગરણ કર્યું.

સવારે દેવગુરુની પૂજા કરી ઉપવાસનું પારણું કર્યું અને પછી સૌ તળેટીમાં ગયા. તળેટીએ સકળ સંઘ સહિત ચૈત્યવંદન કર્યું. અને પછી બધી આશાતનાઓથી દૂર રહી સંઘ ગિરિરાજ પર ચડવા લાગ્યો.

જિનપ્રાસાદની નજીક પહોંચતાં કુમારપાળે તેનાં દ્વારને સવાશેર મોતીથી વધાવ્યો. અને પછી અંદર પ્રવેશ કર્યો. પ્રદક્ષિણા કરતી વખતે રાજાએ આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિજીને ભગવાનની સરલ અને અપૂર્વ સ્તુતિ કરવા વિનંતી કરી.

આચાર્યશ્રીએ **જયજંતુકપ્પ** ઈત્યાદિ ધનપાલ પંચાશિકાના પાઠવડે ભગવાનની મંગળ સ્તુતિ કરી. એ સાંભળી કુમારપાળ અને બીજાઓ બોલી ઊઠ્યા. "હે ભગવાન! આપ તો સમર્થ કવિ છો છતાં બીજાએ રચેલી સ્તુતિ આપે કેમ ગાઈ?

આચાર્યશ્રીએ કહ્યું: 'રાજન્! એવી અદ્ભૂત ભક્તિગર્ભિત સ્તુતિ રચવી તે મારા ગજા બહારની વાત છે."

આચાર્યશ્રીની આવી નિરભિમાનતા જોઈ સૌ ખૂશ થયા. પછી સૌ રાયણ વૃક્ષ પાસે આવ્યા, તેને જોઈ આચાર્યશ્રીએ કહ્યું: "કુમારપાળ સીત્તેર લાખ કોટિ અને છપ્પન હજાર કોટિ વર્ષે એક પૂર્વ થાય છે તે સંખ્યાને નવાણું ગુણા કરતાં ઓગણોતેર કોડાકોડ, પંચાસી લાખ કરોડ અને ચુમાળીશ કરોડ થાય. તેટલી વાર શ્રી આદિનાથ પ્રભુ આ વૃક્ષ નીચે સમોસર્યા છે.

ત્યારપછી આચાર્ય ભગવંતે બતાવેલ વિધિ પ્રમાણે કુમારપાળ રાજાએ રાયણ વૃક્ષની અને પ્રભુની પાદુકાની પૂજા કરી પછી તેણે ગર્ભગૃહમાં પ્રવેશ કર્યો.

પ્રભુના દર્શન કરી તેનો આત્મા ભાવવિભોર બની ગયો. અપલક નજરે હર્ષભીની આંખે પ્રભુના મુખને જોઈ રહ્યો. અને પછી અંતરના ય અંતરથી ઉલ્લસતા હૈયે ભગવાનની સ્તુતિ કરી અને નવલક્ષ મૂલ્યનાં નવ મહારત્નો વડે નવ અંગે પૂજા કરી. અને મનમાં બોલ્યો:

"આજે હું ધન્ય છું. આ વિશ્વને પાવન કરનાર શ્રી જિનેન્દ્ર ભગવંતનું શાસન પામીને મારો આ માનવભવ સફળ થયો છે.

પછી ઈન્દ્રમાળ પહેરાવવા માટે સંઘ ભેગો થયો. તેની ઉછામણી બોલાવા માંડી. વાગ્ભટ્ટ મંત્રી ઈંદ્રિમાળ પહેરાવવા માટે ચાર લાખ દ્રવ્યની પ્રથમ ઉછામણી બોલ્યો: કુમારપાળે આઠ લાખદ્રવ્ય કહ્યા, વાગ્ભટ્ટે સોળ લાખ કહ્યા. રાજાએ બત્રીસ લાખ કહ્યા. ત્યાં એક ગૃહસ્થે સવા કરોડ દ્રવ્યની ઉછામણી બોલી.

રાજા આટલો બધો આંક સાંભળી આશ્ચર્યચકિત થઈ ગયો. તે બોલ્યો: "ઈંદ્રમાળ એ ભાઈને પહેરવા આપો."

એ સાંભળતા અતિ સામાન્ય એવો એક ગૃહસ્થ ભીડમાંથી રાજા પાસે આવ્યો. તેને જોઈ કુમારપાળને વિશ્વાસ ન આવ્યો કે આ કંગાળ સવા કરોડ દ્રવ્ય આપશે. તેણે કહ્યું: 'જગડુશા! પ્રથમ સવા કરોડ દ્રવ્યની ખાતરી કરાવો."

જગડુશાને આથી દુઃખ થયું. તેણે કહ્યું: "રાજન્! દેવ–ગુરુ તેમજ સંઘપતિ સમક્ષ કોઈ જુઠું બોલે નહિ. હું અસત્ય નથી બોલતો." અને જગડુશાએ સવા કરોડ દ્રવ્યના મૂલ્યનું એક રત્ન કુમારપાળના હાથમાં મૂક્યું.

રત્ન જોઈ કુમારપાળને પોતાની ભૂલ સમજાઈ. તેણે જગડુશાની ક્ષમા માંગી. તેને ભેટીને કહ્યું. "જગડુશા! મારા સંઘના તમેજ મુખ્ય સંઘપતિ છો. અડસઠ તીર્થરૂપ ઈંદ્રમાળને જગડુશાએ પોતાની માતાને પહેરાવી.

એ પછી કુમારપાળે પૂજાના સોનાનાં ઉપકરણો પ્રાસાદમાં મૂકીને પાંચ શક્રસ્તવ વડે દેવવંદન કર્યું. ત્યારપછી સંઘ સહિત શ્રી પુંડરિકગિરિને ચારે તરફ પટકુળ વગેરે પરિધાન કરાવી અનુક્રમે નીચે ઉતરી પાલિતાણામાં આવ્યા.

ત્યાં આચાર્યશ્રીએ કહ્યું : આ શ્રી શત્રુંજયગિરિનું પાંચમું શિખર ગિરનાર છે. વાંદવાથી પણ શ્રી શત્રુંજયગિરિની વંદના જેટલું જ ફળ પ્રાપ્ત થાય છે."

એ પછી કુમારપાળ શ્રી સંઘ સહિત ગિરનાર આવ્યો. ત્યાં તેઓ સૌએ ભક્તિ ભાવથી જિનપૂજા કરી. ભગવાન શ્રી નેમિનાથની વજ્રમય અને અતિશયવાળી પ્રતિમા જોઈ કુમારપાળે આચાર્યશ્રીને પૂછ્યું : "આ પ્રતિમા કોણે અને ક્યારે ભરાવી ?"

કલિકાળસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજે કહ્યું : "આ ભરતક્ષેત્રમાં અતીત ચોવીશીમાં ત્રીજા સાગર નામના તીર્થંકરનાં સમયમાં અવંતી નગરીમાં નરવાહન નામે રાજા થઈ ગયો. સાગર પ્રભુની દેશના સાંભળી નરવાહને પૂછ્યું : "ભગવાન ! હું કેવળી ક્યારે થઈશ ?" ભગવાને કહ્યું : રાજન્ ! આવતી ચોવીશીમાં બાવીસમા તીર્થંકર શ્રી નેમિનાથના સમયમાં તું કેવળી થઈશ."

નરવાહને તે સાંભળીને દીક્ષા લીધી. ઉગ્ર તપસ્યા કરી અને ઉત્કૃષ્ટ ધ્યાન ધરી કાળક્રમે મૃત્યુ પામી તે બ્રહ્મદેવલોકમાં દસ સાગરોપમના આયુષ્યવાળો ઇંદ્ર થયો. અવધિજ્ઞાનથી પોતનો પૂર્વભવ જાણી તેણે શ્રી નેમિનાથ પ્રભુનું વજ્રમય બિંબ કરાવ્યું અને સ્વર્ગમાં પૂજા કરી. પોતાનો અંત સમય નજીક જાણી ઇંદ્રે આ રૈવતગિરિ ઉપર વજ્રથી કોતરાવીને પૃથ્વીની અંદર પૂર્વાભિમુખે પ્રાસાદ કરાવ્યો. તેમાં રૂપાનાં ત્રણ ગભાર રચાવ્યા. તેમાં રત્ન, મણી અને સોનાના ત્રણ બિંબ સ્થાપ્યાં અને તેની આગળ સુવર્ણનું પબાસણ કરી પેલા વજ્રમય બિંબનું ત્યાં સ્થાપન કર્યું. પછી ઇંદ્ર સ્વર્ગથી ચ્યવીને સંસારમાં ભમતો ભમતો ક્ષિતિસાર નગરમાં નરવાહન રાજા થયો. આ ભવમાં તેણે શ્રી નેમિનાથ પ્રભુ પાસેથી પોતાનું પૂર્વ સ્વરૂપ જાણ્યું. આથી તે વજ્રમય બિંબની પૂજા ભક્તિ કરી પ્રભુ પાસે તેણે સંયમ લીધું. સંયમની રૂડી આરાધના કરતાં તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું અને મોક્ષે ગયા. આ રૈવતગિરિ ઉપર શ્રી નેમિનાથ પ્રભુના દીક્ષા, કેવળજ્ઞાન અને નિર્વાણ એમ ત્રણ કલ્યાણક થયા. ત્યારથી આ ચૈત્ય અને આ લેપ્યમય બિંબ લોકમાં પૂજાય છે.

શ્રી નેમિનાથના મોક્ષે ગયા પછી નવસો ને નવ વરસ બાદ કાશ્મીર દેશથી રત્ન નામે એક શ્રાવક અહીં યાત્રા કરવા માટે આવ્યો. તેણે જળકળશ કર્યો આથી બિંબ ગળી ગયું. પોતાનાથી પ્રભુની મહાન અશાતના થઈ છે તેમ જાણી શ્રાવકે બે માસના ઉપવાસ કર્યા. બે માસને અંતે અંબિકાદેવી પ્રગટ થયા. દેવીના આદેશથી પેલા ભૂમિગત પ્રાસાદમાંથી સુવર્ણનાં પબાસણ ઉપરથી વજ્રમય બિંબ લાવીને તેની અહીં સ્થાપના કરી.

ગીરનાર તીર્થનો આવો અદ્ભૂત ઇતિહાસ જાણી કુમારપાળ શ્રી સંઘ સાથે થોડા દિવસ ત્યાં રોકાયો. આ તીર્થમાં પણ શ્રી જગડુશાએ ઈન્દ્રમાળ પહેરી. ત્યાંથી શ્રી સંઘ પાટણ આવ્યો. અહીં પણ જગડુશાએ જ ઈન્દ્રમાળ ધારણ કરી.

કુમારપાળે જગડુશાને રત્નોનો ઇતિહાસ પૂછ્યો. જગડુશાએ કહ્યું: "મારા પિતા હંસરાજ મહુવામાં રહેતા હતા. પોતાના અંત સમયે મને કહ્યું. આ પાંચ રત્ન તને આપું છું. આમાંથી ત્રણ રત્ન અનુક્રમે સિદ્ધાચળ, રૈવતગિરિ અને દેવપાટણમાં આપજે. અને બાકીના બે રત્નોથી તારો જીવનનિર્વાહ ચલાવજે." આમ હે રાજન્! મેં પિતાના વચનનું પાલન કર્યું છે.

પછી એ જગડુશાએ શ્રી સંઘની હાજરીમાં પેલા બે રત્નો કુમારપાળ રાજાને આપતાં કહ્યું: "આ બે રત્નો તો તમારા જેવા સંઘપતિ પાસે હોય તે યોગ્ય છે."

કુમારપાળ તો જગડુશાની ઉદારતા જોઈ આભો જ બની ગયો. ભાવવિભોર હૈયે તેની પ્રશંસા કરતાં કુમારપાળે કહ્યું: 'હે શ્રાવકવર્ય! તમને ધન્ય છે. તમે ત્રણે ય તીર્થમાં ઈન્દ્રમાળ પહેરીને ઈન્દ્રપદ પ્રાપ્ત કર્યું છે. તમે તો સૌમાં પ્રથમ પુણ્ય કરનારા છો. એમ કહીને જગડુશાને પોતાના અર્ધાસન ઉપર બેસાડયો અને તેનો સત્કાર કરી દોઢ કરોડ દ્રવ્ય આપીને બે રત્નો લીધાં.

કુમારપાળે એ રત્નોને બે હારમાં અલગ અલગ ચકતામાં મઢાવ્યા અને પછી એ હાર એક શત્રુંજય અને બીજો હાર ગિરનાર તીર્થ ઉપર પ્રભુની પૂજા માટે મોકલ્યા.

આમ ભવ્ય જીવોએ કુમારપાળ રાજાનું જીવનવૃત્તાંત જાણીને ભક્તિભાવથી, વિધિપૂર્વક પાપકર્મોનો નાશ કરવા માટે તીર્થયાત્રા કરવી.



## ૧૮૪

## સ્નાન કરવાની વિધિ

સ્નાન કરવાનો વિધિ કહેવામાં આવે છે.

स्नानादिसर्वकार्याणि, विधिपूर्वं विधापयन् ।
हिंसाभिर्मनसा भीरुः सर्वज्ञसेवनापरः ॥

**ભાવાર્થ**—સર્વજ્ઞની સેવા કરવામાં તત્પર એવા પુરુષે મનમાં હિંસાનો ભય રાખીને સ્નાનાદિક સર્વ કાર્ય કરવાં.

તમે સ્નાન કરવા માટે પાટલો, બાજોઠ કે બીજું કોઈ પણ સાધન વાપરતા હોય અથવા જમીન પર બેસીને સ્નાન કરવા બેસતા હો તો તે સમયે પૂર્વ અથવા ઉત્તર દિશા તરફ મોં રાખવું. સ્નાન એવી જગાએ કરવું કે જે સ્થાન પર લીલ ન હોય. કીડી-મંકોડા કે કુંથુઆ વગેરે ન હોય. એ જમીન પોચી કે પોલી ન હોય અને જ્યાં તડકો આવેલો હોય તેવી ઉત્તમ જમીન-સ્થાન સ્નાન માટે પસંદ કરવું. પાટલો કે બાજોઠ ડગમગતો હોય તેવા સ્થાને સ્નાન ન કરવું. આ બધું કરતાં પહેલાં બરાબર જોઈ લેવું કે પાટલા કે બાજોઠ પર તેમજ સ્નાન કરવાના સ્થાન પર ને આસપાસ કોઈ જીવજંતુ તો નથી ને. આ માટે તે બધાને પ્રમાર્જવા.

સ્નાન સમયે પચ્ચક્ખાણનો સમય થયો હોય તો ત્રણ નવકાર ગણીને પચ્ચ-ક્ખાણ પારવું. ઉપવાસનું પચ્ચક્ખાણ કર્યું હોય તો દાતણ કર્યા વિના પણ શુદ્ધિ જ છે. કારણ તપનું ફળ મહાન છે. લૌકિક શાસ્ત્રમાં પણ કહ્યું છે: "ઉપવાસ અને શ્રાદ્ધના દિવસે દાતણ કરવું નહિ. તે દિવસે દાંત અને દાતણનો સંયોગ થતાં સાત કુળ હણાય છે."

સ્નાન કરવાનું પાણી ગળેલું હોવું જોઈએ. પ્રાસુક અને અચિત્ત હોવું જોઈએ. નહાવા માટે અલ્પ શરીર ભીનું થાય તેટલું જ પાણી લેવું. ચારે બાજુ પાણીના રેલા દદડી ન જાય તેવી સાવધતાથી નહાવું.

દ્રવ્યથી બાહ્ય મેલ અને મળનો નાશ કરવા અને દેહથી પવિત્ર થઈ શ્રી જિને-શ્વર ભગવંતના પવિત્ર દેહનો સ્પર્શ કરવા માટે સ્નાન કરવાનું છે. અને ભાવથી ક્રોધાદિ કષાયોથી વિશુદ્ધ થવા સ્નાન કરવાનું છે. ગૃહસ્થને દેવપૂજા કરવા માટે જ દ્રવ્ય સ્નાન કરવાનું કહ્યું છે. આ દ્રવ્યસ્નાન ભાવશુદ્ધિનું હેતુરૂપ હોવાથી તેને સંમત કરેલું છે. જિનપૂજા સિવાય બીજા કોઈ હેતુ માટે સ્નાન કરવાની અનુમતિ આપી નથી.

તીર્થસ્નાનથી પણ જીવની અંશમાત્ર શુદ્ધિ થતી નથી તે અંગે કાશીખંડના છટ્ઠા અધ્યાયમાં પણ કહ્યું છે કે—

"હજારો ભાર માટીથી અને સેંકડો જળના ઘડાથી સેંકડો તીર્થમાં સ્નાન કરે તો પણ દુરાચારી પુરુષો શુદ્ધ થતા નથી.

જળના જીવો જળમાં જ ઉત્પન્ન થાય છે. અને જળમાં જ મૃત્યુ પામે છે પરંતુ તેમના મનનો મેલ ગયેલો ન હોવાથી તેઓ સ્વર્ગે જતા નથી.

ગંગા કહે છે કે પરસ્ત્રી, પરદ્રવ્ય અને પરદ્રોહથી વિમુખ રહેનાર મનુષ્યો આવીને મને ક્યારે પવિત્ર કરશે ?

હવે સ્નાન અંગે કોઇ શંકા કરે કે-દ્રવ્ય સ્નાન તો અપ્કાય જીવોની હિંસાનું કારણ છે. તો ગૃહસ્થે પૂજા માટે પણ તેવું સ્નાન શા માટે કરવું જોઈએ ? તેનો ઉત્તર આ પ્રમાણે છે. મળમૂત્રના બિંદુ જેનાં શરીર પર લાગેલા હોય છે તેવો કોઈપણ

માણસ સમવસરણમાં રહેલા પ્રભુના પવિત્ર દેહનો સ્પર્શ કરતા નથી કારણ તેથી આશાતના થાય છે. તે પ્રમાણે અહીં પણ સ્ત્રીની શય્યા, સ્ત્રીસંગ, લઘુનીતિ, વડીનીતિ તેમજ દુર્ગંધી વાતોથી મલીન થયેલું શરીર જિનપૂજામાં ભાવશુદ્ધિ કરનારૂં થતું નથી. કારણ કે હું અપવિત્ર છું, અપવિત્ર છું એવું પૂજકને વારંવાર સ્મરણ થયા કરે છે અને શુદ્ધિ કરવાથી હું શુદ્ધ છું, પ્રભુની પૂજાને યોગ્ય છું એમ વિચાર કરતાં પૂજકને ભાવશુદ્ધિ થાય છે. અને ભાવની વૃદ્ધિ પણ થાય છે. જે માણસ ભાવપૂર્વક યતનાથી દ્રવ્યસ્નાન કરે છે તેને મહાફળ પ્રાપ્ત થાય છે. ભાવસ્નાન વિષે કહ્યું છે કે–"નિર્મળ બુદ્ધિના કારણભૂત ધ્યાનરૂપ જળથી કર્મરૂપ મળને દૂર કરવો તે ભાવસ્નાન કહેવાય છે."

સ્નાન કર્યા પછી બાજોઠ નીચે મુકેલી કુંડીમાં આવેલા જળને તડકાવાળી જગ્યાએ પુંજણીથી તે જગ્યાને પુંજીને કોઈ દક્ષ માણસ પાસે પરઠાવવું.

સ્નાન કર્યા છતાં પણ જો શરીર પર ગડગુમડ થવાથી લોહી કે પરૂ નીકળતું હોય તો તેણે પ્રભુની અંગપૂજા કરવી નહિ. તેમ કરવાથી આશાતના થાય છે. ઋતુવંતી સ્ત્રીએ ચાર દિવસ સુધી દેવદર્શન કરવા નહિ અને સાત દિવસ સુધી પૂજા કરવી નહિ. આ અંગે કહ્યું છે કે—

तद जिणभवणे गमणं, गिहपडिमाच्चणं च सज्झायं ।
पुप्फवइथ्थियाणं पडिनिसिद्धं जाव सत्तदिणं ॥

"ઋતુવાળી સ્ત્રીને માટે સાત દિવસ સુધી જિનભવનમાં ગમન, ગૃહપ્રતિમાની પૂજા અને સ્વાધ્યાયનો નિષેધ કરેલો છે."

કેટલાક મૂઢ લોકો ઋતુવાળી સ્ત્રીને પઠન-પાઠનનો નિષેધ કરતા નથી. તેઓ પોતાની ઘેલી કલ્પનાથી કહે છે કે–શ્રી વીરપ્રભુના પરિવારની સાધ્વીઓ ઋતુપ્રાપ્ત થાય તો પણ પોતાની વાચના છોડતા નથી કારણ કે ઋતુસ્રાવ થવો એ દેહનો સ્વાભાવિક ધર્મ છે.

પરંતુ આમ કહેવું યોગ્ય નથી. ગીતાર્થ ગુરુ ભગવંતો કહે છે કે–એ સાધ્વીઓ છટ્ઠે અને સાતમે ગુણઠાણે વર્તે છે આથી તેમને એ દોષ સંભવતો નથી એમ સાંભળ્યું છે.

સ્નાન કર્યા પછી સ્વચ્છ વસ્ત્રથી શરીર લૂંછવું અને સ્નાનવસ્ત્ર ઉતારીને બીજું પવિત્ર વસ્ત્ર પહેરવું. ભીનો પગ જમીન પર મૂકવો નહિ તેમજ લાકડાની કે રબ્બરની પાદુકાઓ પણ પહેરવી નહિ. પગ લૂંછી પવિત્ર સ્થાને ઉત્તર દિશા તરફ મોં રાખીને સાંધા વિનાના બે શ્વેત વસ્ત્ર પહેરવાં. કહ્યું છે કે—

"હે રાજન્! સાંધેલું, બળેલું, ફાટેલું અને બીજાનું વસ્ત્ર દેવપૂજા માટે પહેરવું નહિ."

પુરાણમાં પણ કહ્યું છે કે—

कटिस्पृष्टं तु यद्वस्त्रं, पुरिषं येन कारितम् ।
समुत्रमैथुनं चापि, तद्वस्त्रं परिवर्जयेत् ॥

"જે વસ્ત્ર કટિને અટક્યું હોય અર્થાત્ પહેરેલું હોય, જે વસ્ત્ર પહેરી મળ, મૂત્ર કે મૈથુન કર્યું હોય તે વસ્ત્ર દેવકર્મમાં વર્જ્ય છે.

વળી એમ પણ કહ્યું છે કે—

एकवस्त्रो न भुंजीत न कुर्याद्देवतार्च्चनम् ।
न कंचूकं विना कार्या देवार्चा स्त्रीजनेन तु ॥

એક વસ્ત્ર પહેરીને જમવું નહિ અને દેવપૂજા કરવી નહિ અને સ્ત્રીઓએ કંચૂક વિના દેવપૂજા કરવી નહિ. આથી સ્પષ્ટ થાય છે કે પુરુષોએ બે વસ્ત્ર અને સ્ત્રીઓએ ત્રણ વસ્ત્ર પહેર્યા વિના દેવપૂજા કરવી યોગ્ય નથી.

સિદ્ધાંતમાં પણ કહ્યું છે કે "एगसाडीयं सुत्तरासंगं करेई—એક વસ્ત્રનું ઉત્તરાસંગ કરવું" ઉત્તરાસંગ અખંડ વસ્ત્રનું જ કરવું, ફાટેલું કે સાંધેલું પહેરીને પૂજા કરવી ન જોઇએ.

ઘણાં એમ કહે છે કે રેશમી વસ્ત્ર પહેરીને ભોજન વગેરે કર્યું હોય તો પણ તે વસ્ત્ર પવિત્ર રહે છે. આ લોક માન્યતા અપ્રમાણ છે. રેશમી વસ્ત્ર પણ સુતરાઉ વસ્ત્રની જેમ ભોજન, મળ, મૂત્ર વગેરે અશુચિસ્પર્શથી વર્જિત હોય તો જ તે દેવપૂજામાં પહેરવા યોગ્ય છે. પહેરેલું ધોતિયું પણ થોડા સમય માટે જ વાપરવું.

દેવપૂજામાં બની શકે ત્યાં સુધી બીજાનાં કપડાં પહેરવા નહિ. તેમાંય બાળક, વૃદ્ધ અને સ્ત્રીનાં કપડાં તો ન જ પહેરવાં.

આમ શ્રી જિનેશ્વર ભગવંતની પૂજા કરતી વખતે મન, વચન અને કાયા શુદ્ધ અને પવિત્ર રાખવા. વસ્ત્ર, પૃથ્વી, પૂજાના ઉપકરણ અને આસન પણ શુદ્ધ અને પવિત્ર રાખવા.

કહ્યું છે કે વિધિવડે સ્નાનાદિ કાર્ય કરનાર પ્રાણી અનલ્પ એવું અક્ષર ફળ પામે છે. જૈનધર્મમાં ભાવ વિના માત્ર બાહ્ય ક્રિયાથી નિર્જરા થતી નથી.



# ૧૮૫

## પુષ્પાદિ લાવવાની વિધિ

પુષ્પ-વગેરે લાવવાની વિધિ હવે અત્રે કહેવામાં આવે છે.

पुष्पादि–सर्वसामग्री, मेलनीयार्च्चनक्षणे।
अंतर्दयापरस्तीर्थ—नाथभक्तिभरांचितः॥

"શ્રી તીર્થંકરની ભક્તિના ભારથી શોભિત એવા શ્રાવકે અંતરમાં ધ્યાનપૂર્વક જિનપૂજાના અવસરે પુષ્પાદિક સર્વસામગ્રી મેળવવી."

શાસ્ત્રમાં કહ્યું છે કે જે પુષ્પ, પત્ર કે ફળ હાથમાંથી પડી ગયેલું, પૃથ્વી પર પડેલું, પગે ચંપાયેલું, માથા ઉપર ધરેલું, ખરાબ કપડામાં લીધેલું, નાભિની નીચે રાખેલું, દુષ્ટ લોકોએ અડકેલું, ઘણા જળથી હણાયેલું અને કીડાએ દૂષિત કરેલું હોય તેવા પુષ્પ શ્રાવકોએ જિનપૂજા માટે વાપરવાં નહિ. આ ઉપરાંત એક પુષ્પના બે ભાગ કરવા નહિ. પુષ્પની કળી પણ છેદવી નહિ કારણ કે કળી છેદવાથી કે ભાંગવાથી હત્યાનું પાપ લાગે છે.

आमसूत्रतंतुभिः शिथीलग्रंथिना गुंथनीयो हारः।

કાચા સૂત્રના તંતુઓથી ધીમી ગાંઠથી હાર બનાવવો. પંચપરમેષ્ઠીના ગુણનું સ્મરણ કરતાં એકસો ને આઠ પુષ્પનો હાર ગૂંથવો અથવા તૈયાર કરાવવો, અથવા જિનેશ્વર ભગવંતના ૧૦૦૮ લક્ષણની સંખ્યા સંભારીને એક હજાર ને આઠ પુષ્પનો હાર કરવો અથવા વર્તમાન ચોવીશીના ચોવીશ તીર્થંકર, ત્રણ ચોવીશીના બોંતેર તીર્થંકર, વિહરમાન વીશ તીર્થંકર, ઉત્કૃષ્ટ કાળે વિચરતા એકસો ને સીત્તેર તીર્થંકર, પાંચ ભરત ને પાંચ ઐરવત એ દશ ક્ષેત્રની દશ ચોવીશીના બસો ચાલીસ જિનેશ્વર અથવા ત્રણ કાળની ત્રણ ત્રણ ચોવીશી ગ્રહણ કરવા માટે ત્રણ ગણા કરતાં સાતસોને વીસ સંખ્યા થાય. તે બધાને યાદ કરતાં કરતાં પુષ્પોનો હાર ગૂંથવો. આમ અનેકવિધ પ્રમાણે જિનેશ્વર ભગવંતનું સ્મરણ કરતા કરતા હાર ગૂંથવો. હાર ન ગૂંથી શકાય અને છુટા ફુલ મૂકવા હોય તો ભગવંતના આઠ અંગ ઉપર આઠ પ્રકારનાં કર્મનાં નામોચ્ચારપૂર્વક તે તે કર્મોનાં અભાવની યાચના કરવી અને અંગ ઉપર પુષ્પ મૂકવા અને નવમા અંગ ઉપર નવમા તત્ત્વની મોક્ષની માંગણી કરતા નવમું પુષ્પ ચડાવવું.

પુષ્પના સંદર્ભમાં કોઈ શંકા કરે કે "માણસની આંગળી કાપવાથી તેને પીડા થાય છે; દુઃખ થાય છે, તેમ વૃક્ષનું અંગ પુષ્પ છે. એ પુષ્પને તોડવાથી વૃક્ષને પણ પીડા અને દુઃખ થાય તો એમ વૃક્ષને દુઃખ આપવાથી મહાદોષ લાગે છે. આથી પુષ્પનો ઉપયોગ જિનપૂજા માટે યોગ્ય નથી."

આ શંકાનું સમાધાન કરતા ગુરુ ભગવંત કહે છે કે "માળી બાગમાંથી ફુલ તેની આજીવિકા માટે ચૂંટે છે. અને વિધિપૂર્વક પુષ્પ લાવે છે. કીમત ચુકવીને પુષ્પ લેવામાં શ્રાવકોને દોષ લાગતો નથી. કારણ કે તે જીવોની દયાના હેતુથી ખરીદવામાં આવે છે.

માળી પાસેથી ફુલ ખરીદતાં શ્રાવક વિચારે છે કે–માળી પાસેથી હું ફુલ નહિ લઉં તો તે મિથ્યાત્વી એ ફુલોને હોમકુંડમાં હોમશે. એમ થશે તો હોમકુંડમાં પડતા જ ફૂલોના જીવ તુરત જ બળીને ખાખ થઈ જશે. માળી પાસેથી કોઈ વિલાસી કે વ્યભિચારી પણ ફુલ ખરીદીને લઈ જશે, આવો માણસ તે ફુલનો હાર કે ગુચ્છો બનાવશે. અને તે હાર કે ફુલ તે તેની કોઈ રખાત, વેશ્યા કે પરસ્ત્રીને આપશે. એમ પણ બને કે તે ફુલોની શય્યા કરે અને એ શય્યા ઉપર તે વિલાસમાં આળોટે અને કોઈ સ્ત્રીના કંઠમાં કે અંબોડામાં ફુલને જોઈ શુભ ભાવના થવાની શકયતા ખૂબજ ઓછી છે. તેથી અશુભ વિચારો આવતા પાપબંધ જ થવાનો છે.

આથી શ્રાવક આ સમયે વિચારે છે કે "માળી પાસેથી બીજો કોઈ ફુલ લઈ જઈને અધર્મ આચરે તેના કરતાં એ ફુલો ખરીદીને હું તેનો ધર્મ નિમિત્તે ઉપયોગ કરું તે જ ઠીક છે. બકરો કસાઈના હાથમાં જાય એ જોઈ રહેવામાં જે દોષ છે તે દોષ મને આ ફુલ ન ખરીદવામાં લાગે છે. આથી ઉપેક્ષા કર્યા વિના મારે એ ફુલ ખરીદી લેવા જોઈએ અને તેને જિનેશ્વર ભગવંતના અંગો પર ચડાવવા જોઈએ."

આવી શુભ ભાવનાથી ફુલ ખરીદી ત્રસ જીવ રહિત પુષ્પોનો અગાઉ બતાવેલ પ્રમાણે હાર બનાવીને પ્રભુના કંઠે પહેરાવવો જોઈએ. પ્રભુના કંઠે પડેલા હાર જોઈને વિકારો જાગ્રત થતા નથી. મલિન અને ગંદા વિચારો આવતાં નથી. તે સમયે તો એમજ માનવું કે જેટલા સમયનું પુષ્પોએ આયુષ્ય બાંધ્યું હશે તેટલો સમય એ પુષ્પોનું છેદન, ભેદન, તોડન, વીંધન, મર્દન તેમજ સ્પર્શન વગેરે નહિ થવાથી એ જીવોને સુખની અનુભૂતિ થશે.

ફૂલોથી ભરેલી થાળી સાથે જિનેશ્વર ભગવંત પાસે જઈને શ્રાવક પ્રભુને પ્રાર્થના કરે કે "હે ભગવંત ! તમે ત્રણ જગતના હિતકારી છો. આ ફુલોને હું હિંસકો પાસેથી છોડાવી લાવ્યો છું, આથી તમે તેમને અને મને અભય આપો." આમ આ પ્રમાણે શુભ ભાવનાથી પુષ્પપૂજા કરવાથી કોઈ દોષ લાગતો નથી. અરિહંતે જે દેવોની પ્રશંસા કરી છે તે સમ્યક્ત્વધારી દેવો પણ જળ અને સ્થળના નીપજેલા ફુલોથી જિનબિંબોની ભક્તિભાવથી પૂજા કરે છે.

**શ્રી રાજપ્રશ્નીયસૂત્રમાં** તથા **શ્રી જીવાભિગમ** સૂત્રમાં કહ્યું છે કે "નંદા-પુષ્કરણી નામે દેવતાઓની વાપિકા છે. તેમાં યાવત્ હજાર પાંખડીના કમળ ઉગે છે તે વાપિકામાં પ્રવેશ કરીને દેવતાઓ તે કમળ ગ્રહણ કરે છે. ગ્રહણ કરીને તે વાપિકામાંથી

નીકળે છે અને જ્યાં શાશ્વત જિનમંદિર છે ત્યાં જાય છે." ઈત્યાદિ. આ ઉપરાંત **શ્રી સમવાયાંગ સૂત્રમાં** ચોત્રીશ અતિશયના અધિકારમાં પણ કહ્યું છે કે "પ્રભુ કેવળજ્ઞાન પામે છે ત્યારે વાયુવડે એક યોજન ક્ષેત્રને સાફ કરીને મેઘવૃષ્ટિ વડે તે જમીન ઉડતી રજ રહિત કરે છે. પછી તેની ઉપર જળ તથા સ્થળના ઉત્પન્ન થયેલા દેદીપ્યમાન પુષ્કળ પંચવર્ણી પુષ્પોના જાનુપ્રમાણ પગર ભરે છે."

અહીં કોઈ જળ-સ્થળના ઉપજેલા પુષ્પોના જેવા પુષ્પો" એમ કહે છે પણ તે યોગ્ય નથી. કારણ કે ઈવ વગેરે ઉપમાવાચક શબ્દો મૂળ સૂત્રમાં ગ્રહણ કરેલા નથી. બીજું **રાજપ્રશ્નીય સૂત્રમાં** પણ જિનપ્રતિમાની આગળ પુષ્પોના પુંજ કરવા સંબંધી પાઠ છે. ત્યાં પણ જળમાં ઉત્પન્ન થયેલા સચિત્ત પુષ્પોનો પુંજ કરે છે એમ કહ્યું છે. **જ્ઞાતાસૂત્રમાં** સમકિતધારી દ્રૌપદીએ કરેલ જિનપૂજાનો વિધિ પણ સૂર્યાભદેવના જેવો જ વર્ણવેલો છે. તેમાં કાંઈ પણ ન્યૂનાધિક કહ્યું નથી. આથી જો દેવતાઓએ કરેલો પુષ્પોનો પુંજ વિકુર્વેલો કહીએ તો દ્રૌપદીએ જિનેશ્વર પાસે કરેલો પુષ્પપુંજ વિકુર્વેલો છે એ કેવી રીતે બને? આમ એકજ સૂત્રપાઠમાં પૂર્વાપરવિરોધી અર્થ ન કરવો. દેવતાઓમાં અનેક પ્રકારનું સામર્થ્ય છે, આથી સિદ્ધાંતમાં કલ્પિત બુદ્ધિ ચલાવવી યોગ્ય નથી. વળી નારકી વિના ત્રેવીશ દંડકમાં રહેલા જીવ પુષ્પપણું પ્રાપ્ત કરે છે અને પુષ્પોના જીવો ઈશાન દેવલોક સુધી જઈ શકે છે.

હવે પુષ્પપૂજા અંગે કુમારપાળ રાજાનો પૂર્વભવ દૃષ્ટાંતરૂપે કહેવામાં આવે છે તે આ પ્રમાણે:

## કુમારપાળ રાજાના પૂર્વભવનું વૃત્તાંત

રાજા કુમારપાળે વિનયપૂર્વક આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજને પોતાનો પૂર્વભવ જણાવવા વિનંતિ કરી. આચાર્યશ્રીએ કુમારપાળનો પૂર્વભવ જાણવા માટે સિદ્ધપુરમાં સરસ્વતી નદીના કાંઠે અટ્ઠમ કરી સૂરિમંત્રના બીજા પીઠની અધિષ્ઠાત્રી દેવીની આરાધના કરી. દેવીએ આચાર્યશ્રીને રાજાનો પૂર્વભવ કહ્યો. આચાર્યશ્રીએ રાજા અને નગરજનો સમક્ષ એ પૂર્વભવ કહેતાં કહ્યું:

"હે રાજન્! મેવાડના સીમાડામાં જયકેશી રાજા હતો. નરવીર નામે તેને એક પુત્ર હતો. આ નરવીર વ્યસનોમાં પૂરો હતો. સાતેય વ્યસનોમાં તે રત હતો. આથી પિતા જયકેશીએ તેને નગર બહાર કાઢી મૂક્યો.

નરવીર નગર બહાર નીકળીને પર્વતની શ્રેણીમાં કોઈ પાળનો સ્વામી પલ્લીપતિ થયો. એક વખતે નરવીરે જયંતિક નામના સાર્થપતિને તેના સાર્થ સાથે લૂંટી લીધો. લૂંટાયેલો જયંતિક માળવાના રાજાના શરણે ગયો. માળવનરેશે નરવીરના પાળને પોતાના સૈન્યથી ઘેરી લીધો. નરવીર એ ઘેરામાંથી નાસી ગયો. ત્યારે નરવીરની પત્ની સગર્ભા હતી.

સાર્થવાહ જયંતિકે આ સગર્ભા સ્ત્રીની હત્યા કરી. હત્યા થતાં જ તેનો ગર્ભ પણ બહાર નીકળી આવ્યો. જયંતિકે આ ગર્ભને પણ હણી નાંખ્યો. માળવનરેશે એ જાણતાં જયંતિકને તિરસ્કાર કરીને કાઢી મૂક્યો. જયંતિકને એથી પસ્તાવો થયો. વૈરાગ્ય ભાવના થઈ. અને તે તાપસ થઇ તપસ્યા કરવા લાગ્યો. તપસ્યા કરતાં કરતાં જ તે મૃત્યુ પામ્યો. જયંતિક બીજા ભવમાં જયસિંહ રાજા થયો, પૂર્વભવમાં બબ્બે હત્યા કરી હોવાથી તે અપુત્ર રહ્યો.

નરવીર ભાગી રહ્યો હતો ત્યાં તેને માર્ગમાં યશોભદ્રસૂરિ મળ્યા. સૂરિએ કહ્યું: અરે તું તો ક્ષત્રિય છે. ક્ષત્રિય થઈ તું શા માટે જીવહિંસા કરે છે? ક્ષત્રિય તો જીવ રક્ષક હોય. તે જીવભક્ષક ન બને, માટે તું તારું આ તીર પાછું સંહરી લે."

શરમાઈને નરવીરે કહ્યું: "સ્વામી! ભૂખ્યો માણસ શું પાપ નથી કરતો? કારણ ક્ષીણ પુરુષો પ્રાયઃ નિર્દય જ હોય છે તે અંગે પંચતંત્રમાં ગંગદત્તની કથા પ્રસિદ્ધ છે." એ પછી સૂરિની દેશનાથી નરવીર વ્યસનમુક્ત બન્યો.

નરવીર ત્યાંથી ફરતો ફરતો નવલખતૈલંગ નામના દેશમાં ગયો. ત્યાં તે એકશીલા નગરીમાં રહ્યો અને આજીવિકા શોધવા લાગ્યો. ઉઢેર નામના શ્રેષ્ઠીએ તેને ખાવું-પીવું રહેવું એ શરતે પોતાને ત્યાં નરવીરને કામે રાખી લીધો.

ઉઢેર શ્રેષ્ઠી જિનેશ્વરનો પરમ ભક્ત હતો. તેણે શ્રી વીરભગવંતનું એક ચૈત્ય પણ બંધાવ્યું હતું. ઉઢેર રોજ ત્યાં પૂજા કરવા જતો. એ અરસામાં પર્વાધિરાજ પર્યુષણ આવ્યા. ઉઢેરે નરવીરને પણ પૂજા કરવા માટે સાથે લીધો. ઉઢેરે ચૈત્યમાં નરવીરને કહ્યું: "લે, આ પુષ્પોથી તું ભગવાનની પૂજા કર."

નરવીર પ્રથમવાર જ વીતરાગ ભગવંતની પ્રતિમા જોતો હતો. ભગવાન મહા-વીરનું દિવ્ય અને અલૌકિક રૂપ જોઈ નરવીર ઘડી મુગ્ધ થઈ ગયો. તેના હૈયે શાંતિનો આહ્લાદક અનુભવ થયો. તે વિચારવા લાગ્યો: "આ પ્રભુના ચહેરા પર કેટલો પ્રેમ ઉભરાય છે! તેમની આંખોમાંથી કરુણા છલકે છે. અને કેવા વિરાગી જણાય છે. પર-મેશ્વર તો આવા જ હોય. આજે મને પહેલી જ વાર સાચા પરમાત્માના દર્શન થયા છે ત્યારે હું શા માટે બીજાના આપેલા પુષ્પોથી પૂજા કરું?" અને તેણે પોતાના પૈસાથી ફુલ ખરીદ્યાં. એ ફુલોથી ઉત્કટ ભાવથી નરવીરે જિનેશ્વરની પૂજા કરી.

ત્યારબાદ નરવીર ઉઢેર સાથે આચાર્ય શ્રી યશોભદ્રસૂરિજીના વ્યાખ્યાનમાં ગયો. ગુરુની પ્રેરક દેશના સાંભળી અને ઉઢેરની સાથે તેણે પણ ઉપવાસ કર્યો. આયુષ્યકર્મ પુરું થતાં નરવીર મૃત્યુ પામ્યો.

કુમારપાળ! એ નરવીર તે આજે તું છે. ઉઢેર શેઠ તે આજે ઉદયન મંત્રી છે. અને યશોભદ્રસૂરિ હતા તે આજે હું છું.

હવે તું અહીંથી આ ભવમાં મૃત્યુ પામીને વ્યંતર જાતિમાં મહર્દ્ધિકપણું પ્રાપ્ત

કરીશ. ત્યાંથી ચ્યવીને તારો જીવ ભરતક્ષેત્રમાં ભદ્દિલપુર નગરમાં શતાનંદ રાજાની રાણી ધારણીની કુખે શતબલ નામે પુત્રરૂપે જન્મશે. આ શતબલના ભવમાં તું શ્રી પદ્મનાભ નામના તીર્થંકરનો અગિયારમો ગણધર થઈશ અને સિદ્ધિગતિને પામીશ."

પોતાનો પૂર્વભવ અને તે પછીના પોતાના ભવ જાણી કુમારપાળ ખૂબજ પ્રસન્ન થયો. આચાર્યશ્રીની આજ્ઞા લઈ તેણે પોતાના એક દૂતને એકશીલા નગરીમાં મોકલ્યો. દૂત ઉઢર શેઠના પુત્રને મળ્યો. બધી હકીકત પૂછી. એ બધી માહિતી લઈ દૂત કુમારપાળ પાસે આવ્યો. એ બધું જાણીને રાજા કુમારપાળે વિશેષ પ્રસન્ન થઈને શ્રી સંઘની હાજરીમાં આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિજીને કલિકાળસર્વજ્ઞનું બિરુદ આપી તેમનું ભવ્ય અને ભાવસભર બહુમાન કર્યું.

કુમારપાળના પૂર્વભવથી શ્રાવકોએ પ્રેરણા લેવાની છે કે અંતરના ઉમળકાથી અને વિશુદ્ધ ભાવનાથી પ્રભુની પુષ્પપૂજા કરવી જોઇએ. પુષ્પપૂજા પોતાન આત્માના ઉદ્ધારની ભાવનાથી કરવાની છે.



## ૧૮૬

## વિધિપૂર્વક જિનચૈત્ય કરાવવું.

'આ મેં કર્યું છે, આ મેં બંધાવ્યું છે, આ માટે મેં જ બધો પૈસો ખર્ચો છે' વગેરે અભિમાન કર્યા વિના નિરભિમાન ભાવથી જિનચૈત્ય કરાવવું જોઈએ તે સંબંધમાં હવે કહેવામાં આવે છે.

भव्येऽहनि शुभे क्षेत्रे प्रासादो विधिपूर्वकम् ।
मानादिदोषमुक्तेन कार्यते पुण्यशालिना ॥

**ભાવાર્થ**—પુણ્યશાળીએ શુભ દિવસે અને સારા ક્ષેત્રમાં અભિમાન વગેરે દોષ સેવ્યા વિના વિધિપૂર્વક જિનચૈત્ય કરાવવું."

જિનચૈત્ય કરાવવાની વિધિ આ પ્રમાણે છે. જિનચૈત્ય બંધાવવા માટે પોતાની ઈંટ તથા ચૂનો પકાવવો નહિ તેમજ બીજા પાસે પણ પકાવવો નહિ. તૈયાર માલ જ લેવો. લાકડાં સૂકા લેવા. તે માટે ઝાડ કાપવા નહિ. મૂળ શ્લોકમાં "માન" વગેરે શબ્દ છે તેથી કીર્તિ દંભ વગેરે દોષો ગ્રહણ કરવા અને તે દોષોથી દૂર રહીને પુણ્યશાળીએ જિનચૈત્ય કરાવવું. આ માટે સંપ્રતિ રાજા વગેરેનાં દૃષ્ટાંતો જાણીતા છે.

## સંપ્રતિ રાજાની કથા

સંપ્રતિ રાજાએ ત્રણ ખંડમાં પોતાની સત્તા સ્થાપી. સોળ હજાર રાજાઓ પર તેણે પોતાનું પ્રભુત્વ સ્થાપ્યું. આ બધા રાજાઓ સાથે વિજયના પગલાં ભરતો સંપ્રતિ અવંતિ આવ્યો. હરખાતો હરખાતો તે પોતાની માતાના ચરણમાં પડયો અને પોતાની પરાક્રમી વિજય ગાથા કહી. પણ માતાએ તે સાંભળ્યું ન સાંભળ્યું કર્યું. તેના ચહેરા પર આનંદ અને ગૌરવની એક પણ રેખા ન ફરકી. માતાને ઉદાસીન જોઈ સંપ્રતિએ પૂછ્યું : "માતાજી ! હું આવો મહાન વિજય મેળવીને આવ્યો છું છતાંય તમને આનંદ કેમ નથી થતો ?"

માતાએ કહ્યું : "સંપ્રતિ ! આનંદ કેવી રીતે થાય ? રાજ્યના લોભથી તેં સંસાર વધાર્યો છે. એ સંસાર વધાર્યાના પાપનો બોજ ઉપાડી આજ તું મારી પાસે આવ્યો છું. તું પાપ વધારીને આવે તો મને કેવી રીતે આનંદ થાય ? તું જિન-ચૈત્ય કરાવવા જેવા પુણ્યના કામ કરીને આવે તો મને આનંદ થાય. બાકી આ વિજય એ મારા માટે આનંદનો નહિ આંસુનો પ્રસંગ છે. અને વત્સ ! મેં આચાર્ય શ્રી આર્યસુહસ્તીસૂરિજી પાસેથી સાંભળ્યું છે કે જિનપ્રાસાદ કરાવવાથી ઘણું પુણ્ય થાય છે. કહ્યું છે કે—

काष्ठादीनां जिनावासे, यावंतः परमाणवः ।
तावंति वर्षलक्षाणि, तत्कर्त्ता स्वर्गभाग्भवेत् ॥

શ્રી જિનપ્રાસાદમાં વપરાયેલ લાકડાં વગેરેમાં જેટલા પરમાણુ છે તેટલા લાખ વરસ સુધી તે પ્રાસાદ બંધાવનાર સ્વર્ગનું સુખ પામે છે.

લૌકિકમાં કહ્યું છે કે "ઘરનાં છાપરામાં રહેલાં સૂક્ષ્મ છિદ્રોમાંથી આવતા સૂર્યના તડકામાં જે સૂક્ષ્મ રજ જોવામાં આવે છે તેનો ત્રીસમો ભાગ પરમાણુ કહેવાય છે."

આ ઉપરાંત એમ પણ કહેવામાં આવ્યું છે કે "નવો જિનપ્રાસાદ કરાવવાથી વિવેકી પુરુષને જે પુણ્ય બંધાય છે તેનાથી આઠગણું પુણ્ય જીર્ણોદ્ધાર કરાવવાથી થાય છે."

"આગ, જળ, ચોર, યાચક, રાજા, દુર્જન તથા ભાગીદારો વગેરેથી ઉગરેલું ધન જે જિનપ્રાસાદ વગેરેમાં વાપરે છે તે પુરુષને ધન્ય છે."

માતાએ કહ્યું : "હે વત્સ ! આચાર્યશ્રી પાસેથી મેં આ સાંભળ્યું છે. અને વત્સ ! ચૈત્ય કરાવવામાં મોટું પુણ્ય થાય છે તેનું કારણ એ પણ છે કે ચૈત્યપરિમિત-ક્ષેત્રને ચૈત્ય કરાવનારે સંસારારંભના વ્યાપારમાંથી દૂર કરીને ધર્મવ્યાપારમાં જોડી દીધું છે. અને એવું સાંભળ્યું છે કે "જેટલાં ક્ષેત્રમાં ચૈત્ય હોય તેટલા ક્ષેત્રમાં ચૂલા માંડવા નહિ તેમજ રાંધવું, પીરસવું વિષયસેવન કરવું, જુગાર રમવો અને ખેતી કરાવવી વગેરે અધર્મ કાર્ય કરવા નહિ. ચૈત્ય ક્ષેત્રને આવા કર્મોથી દૂર રાખવું.

સંપ્રતિ! બીજી એક બાબત અંગે પણ તારું ધ્યાન દોરું છું. જિનાલય બંધાવનારે કુંતલાદેવીની જેમ અભિમાન કરવું નહિ.

## કુંતલાદેવીની કથા

કુંતલા અવનીપુર નરેશ જિતશત્રુની પટરાણી હતી. જિતશત્રુને કુંતલા ઉપરાંત બીજી પણ ઘણી પત્નીઓ હતી. કુંતલા જિનધર્મની અનુરાગી હતી. તેના ઉપદેશથી બીજી પણ તેની શોકયો જિનધર્મમાં શ્રદ્ધાવાળી થઈ.

આ બધી શોકયોએ એક વખત જિનેશ્વર ભગવંતના નવીન ચૈત્યો કરાવ્યાં. એ જોઈ કુંતલાને ઓછું આવ્યું. તે વિચારવા લાગી: હું પટરાણી. મેં તેમને જૈનધર્મ બતાવ્યો. અને તેઓ મારા પહેલા દહેરાસર બંધાવે? આમ દ્વેષ ભાવથી અને અભિમાનથી તેણે એ બધા કરતાંય વિશેષ ભવ્ય એવું જિનચૈત્ય બંધાવ્યું. અને તે બધાને પાછળ પાડી દેવાના ઈરાદાથી એ જિનચૈત્યમાં વિશેષ ભાવથી તે જિનપૂજા કરવા લાગી. તેની આવી ઉત્કટ ભાવનાની બીજી સપત્નીઓ અનુમોદના કરતી.

પૂર્વના અશુભ કર્મના ઉદયથી કુંતલાને ઉગ્ર વ્યાધિ થયો અને એ વ્યાધિમાં તે મૃત્યુ પામી. મત્સરથી જિનભક્તિ કરી હોવાથી મરીને તે કૂતરી થઈ. પૂર્વના અભ્યાસથી આ કૂતરી તેના જ બંધાવેલ જિનચૈત્યમાં સતત બેસી રહેતી.

એક સમયે ત્યાં કોઇ કેવળી ભગવંત પધાર્યા. સપત્નીઓએ તેમને કુંતલાની ગતિ વિષે પૂછયું. કેવળીએ જે યથાર્થ હતું તે કહ્યું. એ જાણી રાણીઓને સંવેગ ઉત્પન્ન થયો. અને તે બધી કૂતરીને વધુ પ્રેમ કરવા લાગી. પ્રેમ કરતાં બધી કહેતી: "હે પુણ્યવંતી બેન! તું તો ધર્મિષ્ઠ હતી. તો પછી તેં આવો ધર્મદ્વેષ શા માટે કર્યો? એવો મત્સરભાવ ન રાખ્યો હોત તો આજે તને આ ગતિ ન મળત."

આવું રોજ રોજ સાંભળતાં કૂતરીને જાતિસ્મરણ જ્ઞાન થયું. પોતાનો પૂર્વભવ જાણી પ્રભુની પ્રતિમા સમક્ષ તેણે પોતાના પાપની આલોચના કરી અને અનશન કર્યું. ત્યાંથી તે મૃત્યુ પામીને વૈમાનિક દેવી થઈ.

આથી "હે સંપ્રતિ! ઉત્તમ કાર્ય કરતાં તે માટે મત્સરભાવ રાખવો નહિ."

માતા પાસેથી આવી શિખામણ સાંભળી સંપ્રતિ રાજાએ નવા ચૈત્યો કરાવવાં માંડયાં. એક દિવસ તેણે ગુરુ મહારાજ પાસેથી સાંભળ્યું કે હવે પોતાનું આયુષ્ય સો વરસનું છે. આથી તેણે રોજ એક પ્રાસાદ ઉપર કળશ ચડેલો સાંભળ્યા બાદ ભોજન લેવાનો નિયમ કર્યો. આ નિયમથી સંપ્રતિ રાજાએ સો વરસમાં છત્રીસ હજાર નવા જિનચૈત્યો કરાવ્યાં.

એક સમયે સંપ્રતિ રાજાએ ગુરુની આ પ્રમાણે દેશના સાંભળી: "જિનભવનના કરાવનારે પોતાના આત્માનો, પોતાના વંશનો અને તેની અનુમોદના કરનારા બીજા ભવ્ય પ્રાણીઓનો ઉદ્ધાર કર્યો એમ સમજવું." આ દેશનાથી પ્રેરાઇને સંપ્રતિ રાજાએ

બીજા ૯૬ હજાર જિર્ણોદ્ધાર કરાવ્યા. આમ એકંદરે બધા મળીને સવા લાખ જિન-ચૈત્ય કરાવ્યા.

બીજા પ્રસંગે સંપ્રતિ રાજાએ ગુરુદેશના સાંભળી કે "સર્વ લક્ષણવાળી અને સર્વ અલંકારોથી યુક્ત એવી પ્રાસાદમાં રહેલી પ્રતિમાને જોઈ જેમ જેમ મન હર્ષ પામે તેમ તેમ કર્મની નિર્જરા થાય છે." "આવા જિનબિંબો મણિ, રત્ન, સુવર્ણ, રૂપું, કાષ્ઠ, પાષાણ, અને માટીના અથવા ચિત્રોમાં કરાવવાં." બીજું "મેરુ પર્વત જેવો બીજો કોઈ પર્વત નથી, કલ્પવૃક્ષ જેવું બીજુ કોઈ વૃક્ષ નથી. તેમજ જિનબિંબ નિર્માણ કરવા જેવો બીજો કોઈ મોટો ધર્મ નથી. જો ધન ખરચવાની શક્તિ હોય તો પાંચસો ધનુષ્ય પ્રમાણવાળી પ્રતિમા કરાવવી, તેવી શક્તિ ન હોય તો એક આંગળનું પણ જિનબિંબ કરાવેલું હોય તો તે મુક્તિનું સુખ આપે છે: વળી કહ્યું છે કે જે પુરુષ શ્રી ઋષભદેવથી વીર ભગવંત સુધી ગમે તે પ્રભુનું અંગુષ્ઠ પ્રમાણ બિંબ કરાવે છે તે સ્વર્ગમાં પ્રધાન એવી વિશાળ સમૃદ્ધિના સુખ ભોગવ્યા પછી અનુક્રમે મોક્ષને પામે છે.' આ પ્રમાણે ગુરુ મહારાજની પ્રેરક દેશના સાંભળી રાજાએ સવા કરોડ જિનબિંબ ભરાવ્યા.

આમ સંપ્રતિના જીવનમાંથી પ્રેરણા લઈને ધર્મબુદ્ધિથી વિધિપૂર્વક જિનાલય બંધાવવા જોઈએ.



## ૧૮૭

## જિનપ્રતિમા જિનસારિખી

આ વ્યાખ્યાનમાં જિનેશ્વર ભગવંતની સ્થાપનાનું વર્ણન કરવામાં આવે છે.

जिनमूर्तिर्जिनैस्तुल्या, विज्ञेया विधिपूर्वकम् ।
द्विधा सूत्रोक्तयुक्तिभ्यां, स्थापना स्वर्गसौख्यदा ॥

**ભાવાર્થ**– જિનેશ્વર ભગવંતની પ્રતિમાને સાક્ષાત્ જિનેશ્વર ભગવંત સમાન જાણવી. સૂત્રોક્ત અને યુક્તિ એમ બંને પ્રકારવડે તેની વિધિપૂર્વક સ્થાપના સ્વર્ગના સુખને આપનારી છે.

સૂત્રોક્ત સ્થાપનાનું વર્ણન આ પ્રમાણે છે. શ્રી ઠાણાંગ સૂત્રમાં કહ્યું છે: तिविहे सच्चे नामसच्चे ठवणसच्चे दव्वसच्चे। સત્ય ત્રણ પ્રકારે છે. નામસત્ય, સ્થાપનાસત્ય અને દ્રવ્યસત્ય. આમ સૂત્રમાં સ્થાપના સત્ય કહ્યું છે.

યુક્તિવડે સ્થાપનાનું પ્રમાણપણું આ પ્રમાણે બતાવવામાં આવ્યું છે. મહાવ્રતધારી મુનિએ સ્ત્રીનું ચિત્ર પણ જોવું જોઈએ નહિ કારણ કે સ્ત્રીનું ચિત્ર સરાગજનક છે. આ પ્રમાણે જિનપ્રતિમાને હંમેશા જોવી. તેથી અંતરમાં વીતરાગ ભાવ ઉત્પન્ન થાય છે. બાળક વર્ણાકૃતિને જોયા જાણ્યા વિના કકાર વગેરે અક્ષરો બોલે છે પણ જો તેણે વર્ણાકૃતિ જોઈ–જાણી હોય તો પછી તે સર્વ કાર્યમાં કકારાદિ વર્ણ જોઈને તે દરેક વર્ણને ઓળખે છે. તે પ્રમાણે ચોવીશ તીર્થંકરના નામ બોલવામાં આવે પરંતુ તેમનું સ્વરૂપ જોયું–જાણ્યું ન હોય તો જિનેશ્વર અને અન્ય બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર વચ્ચેનો ભેદ શી રીતે જાણી શકાય ? આથી જિનેશ્વરની સ્થાપના કરવી એ ન્યાયયુક્ત છે. લૌકિક શાસ્ત્રમાં પણ મૂર્તિની સેવાથી કાર્યસિદ્ધિ કહેલી છે. આ અંગે મહાભારતમાં એક દૃષ્ટાંત કહ્યું છે. તે આ પ્રમાણે છે :—

દ્રોણાચાર્ય પાંડવોને ધનુર્વિદ્યા શીખવતા હતા. પોતાના ચારે ભાઇઓ કરતાં અર્જુને આ વિદ્યા ઘણી ઝડપથી સિદ્ધ કરી લીધી. ધનુર્વિદ્યા સિદ્ધ થયા બાદ ગુરુને પગે લાગી અર્જુને વિનંતી કરી : “હે ગુરુદેવ! મારી આપને વિનમ્ર વિનંતિ છે કે આપે મને જેવી ધનુર્વિદ્યા શીખવી છે તેવી ધનુર્વિદ્યા આપે બીજાને શીખવવી નહિ.” અર્જુનના પ્રેમ અને ગુરુભક્તિથી પ્રસન્ન થઈ દ્રોણાચાર્યે આ વિનંતી માન્ય રાખી.

એક વખત એક ભીલ દ્રોણાચાર્ય પાસે ધનુર્વિદ્યા શીખવા ગયો, ત્યારે ગુરુ મૌન રહ્યા. આથી ભિલે કોઈ એક જંગલમાં પવિત્ર સ્થાને દ્રોણાચાર્યની માટીની પ્રતિમા બનાવી. ગુરુની આ પ્રતિમાને તે રોજ સવારે ભક્તિભાવથી પગે લાગતો અને વિનયથી પ્રાર્થના કરતો : “હે ગુરુદેવ ! પ્રસન્ન થઇ મને ધનુર્વિદ્યા આપો.”

આમ પ્રાર્થના કરી તે પોતાની મેળે જ બાણ છોડી પાંદડા વગેરેને નિશાન બનાવીને વીંધતો. પાંદડામાં હાથી, ઘોડા વગેરેના રૂપ પણ બાણ વડે તે કોતરવા લાગ્યો.

એક વખત અર્જુન ત્યાં આવી ચઢ્યો. તેણે કોતરેલા પત્રો જોયા અને તે વિચારમાં પડી ગયો. તેને થયું કે આ કોઈ મારા કરતાય વધુ નિશાનબાજ છે. ગુરુએ જરૂર મને દગો દઈ તેને આ વિદ્યા આપી છે. આમ શંકા કરતો તે દ્રોણાચાર્ય પાસે ગયો અને કહ્યું : “ગુરુદેવ! તમે વચનભંગ કર્યો છે.” દ્રોણાચાર્યે કહ્યું : “મારું વચન પાષાણની રેખાની જેમ અચળ છે. મેં બીજા કોઇને પણ ધનુર્વિદ્યા તારા જેવી શીખવી નથી.”

એ પછી ગુરુ–શિષ્ય બંને પેલા જંગલમાં ગયા. ત્યાં પેલો ભીલ બાણ છોડીને પત્ર વીંધતો હતો. તેને દ્રોણાચાર્યે પૂછ્યું : “તારા ગુરુ કોણ છે ?” ભીલે કહ્યું : “મારા ગુરુ તો આપ જ છો. તમારા આશીર્વાદથી જ હું આ વિદ્યા પામ્યો છું” એમ કહી તેણે ગુરુની પ્રતિમા બતાવી અને પોતે ધનુર્વિદ્યા કેવી રીતે સિદ્ધ કરી તેનો વૃત્તાંત કહ્યો.

એ જાણી અર્જુનને ખેદ થયો. તે જોઈ દ્રોણાચાર્યે ભિલને કહ્યું : “મારા પ્રસાદથી તને વિદ્યાની સિદ્ધિ થઈ છે, આથી હું માગું તે તું આપીશ ?” ભીલે કહ્યું : “ગુરુ

આજ્ઞા કરે. આ દેહ–પ્રાણ આપના જ છે. આપને રુચે તે માગો." અને દ્રોણાચાર્યે તેની પાસેથી તેનો અંગુઠો માંગી લીધો. ભીલે આનંદથી અંગુઠો કાપી આપ્યો. ત્યારથી એ ભીલ એકલવ્ય તરીકે પ્રસિદ્ધ થયો. આમ પ્રતિમાની સ્થાપનાથી અને શ્રદ્ધાથી ભક્તિ કરવાથી કાર્યની સિદ્ધિ થાય છે.

લોકોત્તર શાસ્ત્રમાં પણ પ્રતિમાથી કાર્યસિદ્ધિ થવાનું કહ્યું છે. જ્ઞાતાસૂત્રમાં કથા છે કે મલ્લીનાથ ભગવંતે કરાવેલ [ સુવર્ણમય ] સોનેરી સ્રીની પ્રતિમાથી પૂર્વભવના છ પુરુષ મિત્રો વૈરાગ્ય પામ્યા હતા. અભયકુમારે કરાવેલ કયવન્ના શેઠની પ્રતિમા જોઈને તેના પુત્રો મોહ પામ્યા હતા અને અવારનવાર એ પ્રતિમાના ખોળામાં જઈને બેઠા હતા. આ પ્રમાણે સિદ્ધ થાય છે કે મૂર્તિથી કાર્ય સિદ્ધ થાય છે. આ ઉપરાંત જિન-પ્રતિમા જોવાથી પણ ગુણકારી થાય છે. તે વિષે એક કથા છે તે આ પ્રમાણે:

જિનદાસ શ્રાવક પૃથ્વીપુરમાં રહેતો. તેને એક પુત્ર હતો. દેવદત્ત તેનું નામ. દેવદત્તને જૈનધર્મનો રંગ લાગવાને બદલે વ્યસનોનો રંગ લાગ્યો હતો. તે સાતે ય વ્યસનોમાં પૂરો હતો. જિનદાસ તેને રોજ ધર્મશિક્ષા આપતો પણ દેવદત્ત તે સાંભળ્યું ન સાંભળ્યુ કરતો અને વ્યસનોમાં વધુ ને વધુ ડૂબે જતો હતો.

દેવદત્તને સંસ્કારી બનાવવા જિનદાસે ગૃહપ્રવેશના દ્વારની સામે જ શુભ સ્થળ ઉપર એક જિનપ્રતિમાની સ્થાના કરાવી. જિનદાસ રોજ તેની પૂજા કરતો અને આ પ્રમાણે સ્તુતિ કરતો. "હે ત્રણ જગતના તારક પ્રભુ! તમારી પ્રતિમા મને આત્મ-સ્વરૂપનું દર્શન કરાવવામાં દર્પણ રૂપ છે. અને તમારી આ પ્રતિમા મારી અનાદિ કાળની ભ્રાંતિને દૂર કરે છે. જેમ કે—

એક હંસનું બાળક બગલાના ટોળામાં આવી ચડચું. પછી તે ઘણો સમય તે ટોળામાં જ રહ્યું ને મોટું થયું. એક સમય તેણે કયાંક સરોવર કાંઠે રાજહંસને જોયો. તેને જોઈ આ હંસ વિચારવા વાગ્યો કે અરે! આ તો બરાબર મારા જેવું જ છે. મારા જેવા જ તેના રૂપ વર્ણ સ્વર અને કાંતિ છે. ગતિ પણ મારા જેવી જ છે. આમ ઘણું વિચારતાં તેને બગલા અને હંસ વચ્ચેનો ભેદ સમજાયો અને એ ભેદ સમ-જાતા તેમજ સ્વ–સ્વરૂપનો પરિચય થતાં જ તેણે બગલાના ટોળાનો ત્યાગ કર્યો. પછી તે રાજહંસ સાથે ઉડી ગયું.

આ કથાનો ઉપનય એવો છે કે–રાજહંસને સ્થાને જિનેશ્વર જાણવા. હંસનું બાળક તે જીવ સમજવો. સંસારમાં ભમાડનારા આઠ કર્મ અને મિથ્યાત્વ માર્ગને બતાવનારા બગલાનું ટોળું સમજવું. જીવ અનાદિ કાળના ભવાભ્યાસથી આ ટોળા સાથે મોટો થાય છે. તેવામાં કાંઈક લઘુકર્મીપણું પ્રાપ્ત થવાથી શ્રી જિનેશ્વરની પ્રતિમા રૂપ રાજહંસને જોઈ તેનું સ્વરૂપ પોતાની સાથે સરખાવી સ્વપર વિવેચનથી સ્વધર્મને પ્રકટ કરે છે.

આમ હે વીતરાગ ! હંસના બાળકની જેમ મારો ઉદ્ધાર કરવાને માટે તમારી સ્થાપના સંસારનો અંત કરનારી છે. ”

જિનદાસ આમ રોજ સ્તુતિ કરતો પરંતુ તેનો પુત્ર પ્રતિમા સામું જોતો પરંતુ તે સ્તુતિ કરતો નહિ. વંદના પણ કરતો નહિ. એ પછી જિનદાસે પુત્રને પ્રભુને પગે લાગતો કરવા માટે ગૃહનું દ્વાર નીચું કરાવ્યું. આથી ગૃહમાં દાખલ થવા માટે માથું નીચું કરવું પડતું. અને પ્રવેશદ્વારની સામે જ પ્રભુની પ્રતિમા હતી આથી આપોઆપ જ તેના સામે જોઈ તેને વંદના થઇ જતી. આમ પુત્રને જિનપ્રતિમાને દ્રવ્ય વંદના કરાવવામાં જિનદાસ સફળ થયો. પરંતુ તેણે ભાવ વંદના કદી કરી નહિ.

કાળક્રમે દેવદત્ત મરીને છેલ્લા સ્વયંભૂરમણ સમુદ્રમાં મત્સ્ય થયો. સમુદ્રમાં ભમતા ભમતા તેણે એક દિવસ જિનપ્રતિમાની આકૃતિવાળો એક મત્સ્ય જોયો. અનુભવી વડીલોનું કહેવું છે કે નળિયા અને વલયના આકાર સિવાય નર વગેરે અનેક આકારના મત્સ્યો થાય છે. ”

જિનબિંબના આકારવાળા મત્સ્યને જોઈને પેલા મત્સ્યને જાતિસ્મરણ થયું. પોતાનો પૂર્વભવ જોઈ તેને અત્યંત પસ્તાવો થયો. પિતાનું કહ્યું ન માની અને અને જિનપ્રતિમાની પૂજા–વંદના ન કરી પોતે કેવી ગતિ પ્રાપ્ત કરી તે જાણી તેને ખૂબ જ ધિક્કારવા લાગ્યો. મને ધિક્કાર છે કે જિનેશ્વર ભગવંતની પૂજા ભક્તિ કરવાની તક અને અવસર મળ્યાં ત્યારે મેં તે એળે ગુમાવ્યા. હવે હું તિર્યંચ છું. શું કરી શકું ?”

આમ પોતાની જાતને ધિક્કારીને એ મત્સ્યે સૂક્ષ્મ મત્સ્ય અને સચિત્ત જળની હિંસા નહિ કરવાનો નિયમ લીધો. પછી તે ધીમેધીમે જળની બહાર નીકળીને ચોવીસ પહોરનું અનશન પાળીને મૃત્યુ પામ્યો. ત્યાંથી તે સ્વર્ગમાં દેવત્વ પામ્યો.

દેવલોકમાં શાશ્વતી જિનપ્રતિમાની પૂજા કરતાં અવધિજ્ઞાનથી પોતાનો પૂર્વભવ જોયો. એ જોઇને જિનબિંબના દર્શનનો મહાન ઉપકાર લોકોને બતાવવાના ઉદ્દેશથી બાર પર્ષદામાં આવી તેણે કહ્યું: “ હે વીતરાગ ! તમારી પ્રતિમા પણ સાક્ષાત્ પ્રભુના જેવી ઉપકારક છે. એ સત્ય મેં મારા જીવનમાં બરાબર અનુભવ્યું છે. ”

એના ગયા બાદ લોકોએ ભગવાનને તેનું વૃત્તાંત પૂછ્યું. પ્રભુમુખેથી તેનું વૃત્તાંત સાંભળી પર્ષદા જિનપ્રતિમાની વંદના કરવામાં તત્પર થઇ.

આમ ભવ્ય જીવોએ જિનેશ્વરની પ્રતિમાને સાક્ષાત્ જિનેશ્વર ભગવંત જાણી અને સમજીને તેની અંતરના વિશુદ્ધ ભાવથી પૂજા અને ભક્તિ કરવી જોઇએ.



## ૧૮૮

## પૂજામાં જીવહિંસાનો ત્યાગ કરવો.

ઘણા મિથ્યાત્વી લોકો નવરાત્રના દિવસોમાં, અષ્ટમીના દિવસે ચંડી, દુર્ગા, બહુચરા, ભવાની વગેરે દેવીઓની પૂજા માટે જીવહિંસા કરે છે. તેઓ માને છે કે દેવીને પશુનો બલિ ચડાવવાથી દેવી પ્રસન્ન થાય છે. આ માન્યતા ખોટી છે. આથી દેવીપૂજા માટે જીવહિંસાનો નિષેધ બતાવવા માટે એક કથા કહેવામાં આવે છે.

मेषादिघातैस्तनुते कृपाघ्नाः, दुर्गादिपूजां नवरात्र्यहस्सु ।
मात्राज्ञया पिष्टककुक्कुटं घ्नन्, यशोधरः सांब दधौ भवौघम् ॥

**ભાવાર્થ :**—નિર્દય લોકો નવરાત્રિના દિવસોમાં બકરા, કુકડાં વગેરેનો વધ કરી દુર્ગા વગેરેની પૂજા કરે છે. પરંતુ યશોધરે માતાની આજ્ઞાથી માત્ર લોટના બનાવેલા કુકડાનો વધ કર્યો હતો તેથી પણ તેને માતા સહિત અનેક ભવમાં ભટકવું પડયું હતું.”

### યશોધર રાજાની કથા.

મારીદત્ત રાજપુર નગરનો રાજા હતો. તેની ગોત્રદેવીનું નામ ચંડમારી હતું. મારીદત્ત રોજ આ દેવીની પુષ્પાદિકથી પૂજા–સ્તવના કરતો. આસો માસમાં શુક્લ પડવેથી તે નોમ સુધી કંદમૂળ, ઘી, દૂધ અને ફળાદિકનો જ આહાર કરી આ દેવી સમક્ષ બેસતો. નવરાત્રિના તહેવારમાં મારીદત્ત ગોત્રદેવીની તૃપ્તિ માટે હોમ બલિદાન માટે એક લાખ બકરાનો વધ કરતો. બે માણસનો પણ બલિ દેવીને ધરતો. આઠમને દિવસે વિશેષ પ્રમાણમાં જીવોનું બલિદાન દેતો.

એક સમયે રાજપુર નગરમાં ગણધર નામે આચાર્ય શિષ્ય પરિવાર સાથે પધાર્યા. આ આચાર્યને અભયરુચિ નામે એક શિષ્ય સાધુ અને અભયમતિ નામે એક શિષ્યા સાધ્વી હતી. અભયરુચિ મુનિ એક દિવસ ચાર પ્રકારનો અભિગ્રહ કરી નગરમાં ગોચરી માટે ફરી રહ્યા હતા. ત્યાં રાજપુરુષો તેમને પકડીને મારીદત્ત રાજા પાસે લઈ ગયા. રાજાએ મુનિને પૂછયું: “હે મુનિ! તમારા શાસ્ત્રમાં નવરાત્રિના દિવસોમાં ગોત્રદેવીની પૂજાનું શું ફળ કહ્યું છે અને હોમક્રિયાની વિધિ શું બતાવી છે?”

સંયમી મુનિ અભયરુચિએ શાંતિથી કહ્યું: “રાજન્! તમારો આ પ્રશ્ન સાંભળીને મને મારી વાત યાદ આવે છે. એક ભવમાં મેં લોટના બનાવેલ કુકડાનો વધ કર્યો હતો. એ પાપથી સાત સાત ભવ સુધી હું ભયાનક દુઃખ પામ્યો હતો. જ્યારે રાજન્! તમે તો જીવતા જીવત લાખો જીવોનો સંહાર કરો છો. તો મને ચિંતા થાય છે કે તમારી ગતિ શું થશે?”

રાજાએ એ જાણી મુનિને તેમનાં સાત ભવ કહેવાની વિનંતી કરી એટલે અભયરુચિ મુનિએ આ પ્રમાણે પોતાના સાતેય ભવો કહ્યાંઃ

અવંતીનગરીમાં યશોધર રાજા રાજ્ય કરતો. તેની માતાનું નામ ચંદ્રવતી. યશોધરની પત્નીનું નામ નયનાવળી હતું. વિષયસેવન કરતાં યશોધરને ગુણધર નામે પુત્ર થયો.

સમય જતાં યશોધરને સંસાર પરથી વૈરાગ્ય આવ્યો. તેણે નયનાવળીને કહ્યું. "હવે મને આ સંસારમાં રસ નથી રહ્યો. ભોગોથી મારું મન ઊડી ગયું છે. હું હવે દીક્ષા લેવા માગું છું." દૈવયોગે તે જ રાતે યશોધરને સપનું આવ્યું કે તેની માતાએ તેને સાતમા માળેથી નીચે પાડી નાંખ્યો." સવારે યશોધરે આ વાત પોતાની માતા ચંદ્રવતીને કહી. માતાએ કહ્યુંઃ 'વત્સ! આવા માઠા સ્વપ્નના નિવારણ માટે તું આપણી ગોત્રદેવી ચામુંડાદેવીને બકરા વગેરેનું બલિદાન આપ."

રાજાએ કહ્યુંઃ 'માતાજી! મને ક્ષમા કરો. મારાથી કોઈ જીવની હિંસા નહિ થઇ શકે. જીવહિંસા કરી મારે કોઈ પાપ બાંધવું નથી."

માતાએ એ સાંભળી યશોધરને ખૂબ જ સમજાવ્યો. ઠપકો આપ્યો. અને છેવટે તેને શરમાવીને બળજબરીથી તેની પાસે લોટનો બનાવેલ કુકડાનો વધ કરાવ્યો.

આ બાજુ બીજું નાટક શરૂ થયું. રાણી નયનાવળી કોઇ ગાયક કુબડાના ઉપર મોહ પામી. પ્રપંચ કરી રાજાની આજ્ઞા મેળવી એ ગાયકને તેણે પોતાના મહેલ પાસે રાખ્યો. રાતે રાજા સૂઈ જતો ત્યારે રાણી આ ગાયક પાસે જતી અને તેની સાથે યથેચ્છ ભોગવિલાસ કરતી. રાજાએ આ વાત જાણી એટલું જ નહિ તેમની ક્રીડા તેણે નજરે પણ જોઈ. પરંતુ રાજાએ તેને ક્ષમા આપી. સમતા રાખી તે મૌન રહ્યો.

એ ઘટના બાદ બીજા દિવસે તેણે ગુણધર પુત્રને રાજ્ય આપી પોતે દીક્ષા લેવા તૈયારી કરવા લાગ્યો. રાણી એથી ચિંતામાં પડી. "લાગે છે કે મારા સ્વામીને મારી લીલાની ખબર પડી ગઈ છે. એ જો પુત્રને બધું કહી દેશે તો પુત્ર મારા પ્રિયતમને હાંકી કાઢશે અથવા મારી નંખાવશે." આવા ભયથી રાણીએ યશોધરને ખાવામાં ઝેર ભેળવી દીધું. ઝેરની અસરથી યશોધર મૃત્યુ પામ્યો. થોડા દિવસ બાદ તેની માતા ચંદ્રવતીનું પણ અવસાન થયું.

યશોધર મરીને મોર થયો. ચંદ્રવતી મરીને કૂતરી થઇ. કોઈ વનેચરે બંનેને પકડીને ગુણધર રાજાને ભેટ ધર્યા. રાજાએ મોરને પાંજરામાં પૂર્યો અને કૂતરીને બાંધી રાખી.

પાંજરામાં પૂરાયેલ મયૂરે એક દિવસ નયનાવળીને પેલા કૂબડા સાથે ભોગવિલાસ કરતી જોઇ. એ જોતાં તેને જાતિસ્મરણ જ્ઞાન થયું. આથી રાણી મયૂરને પંપાળવા જતી ત્યારે તેને તે જોરથી ચાંચ મારતો. એક વખત રાણીએ ગુસ્સે થઇને મોરને આભૂષણથી માર્યો તેથી તે ગોખ પરથી નીચે પડી ગયો. નીચે પડેલા મોરને પેલી કૂતરીએ કેડથી

પકડયો. રાજાએ ઘણી મહેનત કરી તો પણ કૂતરીએ મોરને છોડયો નહિ આથી રાજાએ સોગઠાથી કૂતરીને મારી. અને બંને કૂતરી અને મોર મરી ગયા.

મોર મરીને નોળિયો થયો. અને કૂતરી સર્પ. તે ભવમાં પણ બંને આપસમાં લડીને મરી ગયાં. ત્યાંથી તે બંને સિપ્રા નદીમાં મત્સ્ય થયા. ચંદ્રવતી મત્સ્યને માછીએએ મારી નાંખ્યો. અને યશોધર મત્સ્યને નયનાવળીને ભેટ ધર્યો. ત્યાં તેને જાતિસ્મરણ થયું. આ નયનાવળીએ યશોધર મત્સ્યને રંધાવ્યો.

મત્સ્યપણામાંથી મૃત્યુ પામી ચંદ્રવતી ગુણધર રાજાના પશુપાળને ઘરે બકરીપણે ઉત્પન્ન થઈ; યશોધર તે બકરીનો પુત્ર બકરો થયો. તરુણવયે યશોધર બકરો ચંદ્રવતી બકરી સાથે વિષયભોગ કરવા લાગ્યો. આ જોઇ પશુપાળે તેને રહેંસી નાંખ્યો. તે મૃત્યુ પામીને પોતાના જ વીર્યમાં ઉત્પન્ન થયો. તે ગર્ભિણી બકરીને ગુણધર રાજાએ સેવક પાસે મંગાવી તેને મારી નાંખી અને ગર્ભમાંથી બકરાને ખેંચી કાઢી પોતાને ત્યાં પાળ્યો.

એક દિવસ ગુણધરે પૂર્વજના મૃત્યુ દિવસે પંદર પાડાઓ માર્યા અને બ્રાહ્મણોને જમાડયા. બ્રાહ્મણોએ આશીર્વાદ આપ્યા: "તમારા પિતા સ્વર્ગમાં ક્રીડા કરો." એ સાંભળી યશોધર બકરાને જાતિસ્મરણ થયું. તે અરસામાં નયનાવળીને ખૂબ જ ભયાનક અને ઉગ્ર રોગ થયો. તે જાણી યશોધર બકરો રાજી થયો. બકરો તે વખતે ખૂબ જ તાજો માજો અને પુષ્ટ હતો. રાજાના ભોજન માટે તેનો વધ કરાયો અને તેનું માંસ રાંધીને ગુણધરને પીરસવામાં આવ્યું.

ચંદ્રવતીનો જીવ કલિંગ દેશમાં પાડો થયો. તે સાર્થવાહના સાર્થ ભેગો ઉજ્જયની આવ્યો. ત્યાં રાજાનો અશ્વ નદીમાં પાણી પી રહ્યો હતો ત્યારે ચંદ્રવતી પાડાએ તેને મારી નાંખ્યો. આથી રાજાએ તેને આગમાં જીવતો ભૂંજી નાંખ્યો. ત્યાર પછી છઠ્ઠા ભવે યશોધર અને ચંદ્રવતી–માતા પુત્ર કુકડા થયા. કોઇએ એ બંનેને ગુણધર રાજાને ભેટ ધર્યા. રાજા બંને કુકડાને લડાવતો. અને બંનેને લડતા જોઈ તેને ખૂબ આનંદ થતો.

એક વખત રાજા વનમાં ક્રીડા કરવા ગયો. કોટવાળ આ બે કુકડાને પણ ત્યાં લઈ ગયો. વનમાં એક મુનિને જોઈ બંને કુકડાને જાતિસ્મરણ જ્ઞાન થયું. પૂર્વાભ્યાસથી બંનેએ મુનિને વંદના કરી અને કહ્યું: "હે સ્વામી! અજ્ઞાનથી કરેલાં કર્મની અમે ખૂબ જ આકરી સજા પામ્યા છીએ. હવે અમને આ જ્ઞાન થયું છે તો સંસારની ભ્રમણાથી મુક્ત થવા માટે અમને વ્રત આપો. તમને જોઈને અમને સંસાર પરથી ઉદ્વેગ થયો છે. મુનિએ તેમને અનશન આપ્યું. એજ સમયે રાણી સાથે ક્રીડા કરતાં રાજાએ શબ્દવેધી બાણથી બંને કુકડાને મારી નાંખ્યા.

ત્યાંથી મરણ પામી બંનેના જીવ ગુણધર રાજાની સ્ત્રી જયાવળીના ઉદરમાં ઉત્પન્ન થયાં. યશોધર અભયરુચિ નામે પુત્ર થયો અને ચંદ્રવતી અભયમતિ નામે પુત્રી.

બંને મોટી ઉમરના થતાં ગુણધર રાજા તેમને લઇને વનમાં મૃગયા રમવા ગયો. સસલા વગેરે જીવોને મારવા માટે શિકારી કૂતરા છોડવામાં આવ્યા. તે સમયે ત્યાં વનમાં કોઈ તપસ્વી મુનિ ધ્યાન ધરી રહ્યા હતા. તેમના તપના પ્રભાવથી કૂતરાઓની શક્તિ હણાઈ ગઈ, રાજાએ અનેક પ્રયત્ન કર્યા છતાં કૂતરા એમ જ પાછા ફર્યા. એ જોઈ રાજા વિચારવા લાગ્યો કે "ખરેખર હું આ કૂતરાઓથી પણ નીચ છું. તે જીવ-વધ કરવા નથી ઇચ્છતા છતાંય હું તેમને પરાણે તેમ કરવા પ્રેરું છું."

ત્યાં કોઇ અર્હદ્દત્ત નામનો શ્રાવક મુનિને વાંદવા જઈ રહ્યો હતો. તેને જોઈ રાજાએ પૂછ્યું: "હે ભદ્ર! તું આમ ક્યાં જાય છે?" "મુનિ પાસે ધર્મ સાંભળવા જઉં છું." તેણે જવાબ આપ્યો. રાજાએ કહ્યું: "ચાલ હું પણ તારી સાથે આવું છું." અને બંને મુનિ પાસે પહોંચ્યા.

અર્હદ્દત્ત પાંચ અભિગમ સાચવી, ત્રણવાર જમણા પાસાથી પ્રદક્ષિણા કરી વાંદીને મુનિ પાસે બેઠો. રાજા પણ તેને અનુસર્યો. મુનિની વૈરાગ્યપ્રેરક દેશના સાંભળ્યા બાદ રાજાએ પોતાના માતાપિતાની ગતિ વિષે પૂછ્યું. મુનિએ કહ્યું: "રાજન્! તું શું પ્રશ્ન કરે છે તે તને ખબર છે? એ જાણીને તું માથુ ઊંચું નહિ કરી શકે અને તેં પોતે જ તારા દાદી અને પિતાના મૃત્યુના દિવસે જ તે બંનેનું તે આનંદથી ભક્ષણ કર્યું છે."

પછી રાજાના ખૂબ આગ્રહથી મુનિએ યશોધર અને ચંદ્રવતીના સાત ભવ કહ્યા. એ સાંભળી રાજા મૂર્ચ્છા પામ્યો અને દુઃખથી પસ્તાવો કરવા લાગ્યો. અભયરુચિ અને અભયમતિ બંનેને પોતાના પૂર્વભવ સાંભળતાં જાતિસ્મરણ જ્ઞાન થયું અને ગુણધર રાજાને કહ્યું: "હવે અમે બંને દીક્ષા લઈશું." રાજાને પણ વૈરાગ્ય થયો. પછી પુત્ર અને પુત્રી સહિત અનેક સામંતો સાથે રાજાએ દીક્ષા લીધી. અને બધા ઉગ્ર તપ કરવા લાગ્યા. હે રાજન્! તે ગુણધર આચાર્ય આજ તારી નગરીમાં પધાર્યા છે.

આ સાંભળી મારીદત્ત રાજાએ કહ્યું. હે અણગાર! તે ગુણધર મારા બનેવી થાય તમે મારા ભાણેજ થાવ છો. તમારું વૃત્તાંત સાંભળી મારા હૈયે અનંત વેદના થાય છે કે આહ! મેં અજ્ઞાનતાથી કેટલા બધા જીવોનો વધ કર્યો છે અને કરાવ્યો છે!"

આ પછી મારીદત્તે બલિદાન માટે તૈયાર રાખેલ એક લાખ જીવોને અભયદાન આપ્યું. અને નગરમાં અમારિઘોષણા કરાવી.

આમ મિથ્યાત્વી મારીદત્તે દેવીની પૂજા માટે જીવોનું બલિદાન દેવાનું બંધ કર્યું તો પછી જૈનોથી તો તેવી હિંસા થાય જ શી રીતે? ખોટા ધર્મના નામે કોઇ દેવીને બલી ચડાવાય જ શી રીતે? આ કથાથી શીખવાનું છે કે જીવહિંસાથી જીવને અનેક ભવમાં ભટકવું પડે છે અને અપરંપાર દુઃખો ભોગવવાં પડે છે.



# ૧૮૯

## 'ચૈત્ય' શબ્દની વ્યાખ્યા.

આ વ્યાખ્યાનમાં ચૈત્ય શબ્દની વિસ્તૃત સમજ આપવામાં આવે છે.

प्राहुः जिनौकस्तद्बिम्बं, चैत्यशब्देन सूरयः ।
अतस्तद्भावतो वन्द्यं बहूनात्मनां गुणप्रदम् ॥

**ભાવાર્થ:**—વિદ્વાન આચાર્ય ભગવંતોએ ચૈત્ય શબ્દનો અર્થ જિનાલય અને જિનબિંબ કહ્યો છે. આથી ઘણા આત્માને ગુણ પ્રાપ્ત કરી આપનાર ચૈત્ય ભાવથી વંદન કરવા યોગ્ય છે.

**વિસ્તરાર્થ:**—કેટલાક લોકો ચૈત્યનો અર્થ જ્ઞાન, મુનિ, વન વગેરે કહે છે. પરંતુ આ લોકો પોતાના કે બીજાના શાસ્ત્રોના શબ્દાર્થને જાણતા નથી. આથી તેમણે કરેલો ચૈત્યનો અર્થ બરાબર અને યથાર્થ નથી. કારણ કોશ-શબ્દકોશ વગેરે પ્રમુખ શાસ્ત્રમાં ચૈત્ય શબ્દનો અર્થ પ્રતિમા જ બતાવ્યો છે.

દા. ત. **વ્યાકરણ "ચિતિ સંજ્ઞાને"** એવો ધાતુ છે. આ ઉપરથી જેનાથી કાષ્ઠાદિક પ્રતિમા જોઈને સંજ્ઞા ઉત્પન્ન થાય છે કે આ અરિહંતની પ્રતિમા છે તે ચૈત્ય કહેવાય છે એમ વ્યુત્પત્તિ થાય છે. **ધાતુપાઠવૃત્તિ**માં "ચિત્ત ચયને" એ ધાતુનો ચૈત્ય એવો પ્રયોગ થાય છે. **નામમાળા**માં લખ્યું છે છે કે "ચૈત્ય વિહારે જિનસદ્મનિ" ચૈત્ય શબ્દ વિહાર અને જિનાલય માટે વપરાય. આ જ ગ્રંથની **સ્વોપજ્ઞવૃત્તિ**માં "ચિયતે ઇતિ ચિતિઃ તસ્યામ્ વઃ ચૈત્ય" એવી વ્યુત્પત્તિ કરી" ભાવે અણ્" પ્રત્યય આવ્યો છે એમ લખ્યું છે. **અમરકોશ**માં "ચૈત્યમાયતનં પ્રોક્તં" એમ કહ્યું છે. **હંસ અને કાર્યસંગ્રહ**માં "ચૈત્યં જિનૌકસ્તદ્બિંબં, ચૈત્યમુદ્દેશપાદપઃ" અર્થ બતાવ્યો છે. ચૈત્ય એટલે જિનાલય, જિનબિંબ અને ઉદ્દેશવૃક્ષ [ જે વૃક્ષ નીચે કેવળજ્ઞાન પ્રાપ્ત થયું હોય તે વૃક્ષ અથવા સમવસરણમાં રહેલું મધ્યવૃક્ષ ] એમ ત્રણ અર્થ કહ્યા છે. આગમમાં પણ કહ્યું છે કે "ચેઈપટ્ઠે નિજ્જરટ્ઠિય અણિસ્સિહં બહુવિહં કરેઈ." તેની ટીકામાં કહ્યું છે કે ચૈત્ય એટલે જિનપ્રતિમા. નિર્જરાનો અર્થ કર્મક્ષયની ઇચ્છાએ વૈયાવૃત્યને યોગ્ય ક્રિયા વડે ઉપષ્ટંભન કરે [ કીર્તિ વગેરેની ઇચ્છા વિના નિરપેક્ષપણે કરે. ] એવો અર્થ પ્રશ્ન વ્યાકરણમાં કરવામાં આવ્યો છે. તે જ સૂત્રમાં આશ્રવદ્વારમાં પણ ચૈત્ય શબ્દ કહ્યો છે. અહીં એમ સમજવાનું છે કે સંસારના હેતુરૂપ કીર્તિ વગેરેની અપેક્ષાએ જે ચૈત્યાદિ કરાવવા તેનો આશ્રવમાં અંતર્ભાવ થાય છે અથવા કુદેવના ચૈત્યાદિ કરાવવાથી તે આશ્રવ કહેવાય છે.

સૂત્રમાં કહ્યું છે કે જિનાદિકને વંદના કરવાની ભાવનાવાળો ભક્ત અંતરથી એમ વિચારે છે કે "यतोहं कल्लाणं मंगलं देवयं चेइयं विणपर्ण-पज्जुवासामि। હું કલ્યાણકારી, મંગલમય દેવતાના ચૈત્યની જેમ વિનયથી સેવા કરૂં."

કેટલાક અજ્ઞાનીઓ આ સૂત્રપાઠનો એવો અર્થ કરે છે કે "દેવ એટલે ધર્મ-દેવ-સાધુ, તેને છેલ્લું કેવળજ્ઞાન થયું હોય ત્યારે દેવતા તેમની જે રીતે સ્તુતિ કરે છે તેવી રીતે હું તેમને સ્તવું છું." પરંતુ તેમનો આ અર્થ કલ્પિત છે અને અર્થ યુક્તિવાળો નથી. આ અર્થના પ્રત્યુત્તરમાં કહેવાનું કે ભગવતી સૂત્રમાં તામિલ શ્રેષ્ઠિએ વિચાર્યું કે "મારા સગા સંબંધીને અઢાર જાતના શાક કરીને જમાડું. કલ્યાણકારી મંગલકારી દેવતાના ચૈત્યની જેમ વિનય વડે સેવા કરું." હવે અહીં અજ્ઞાનીઓ કરે છે તેવો અર્થ શી રીતે ઘટે? એ શ્રેષ્ઠી મિથ્યાત્વી હતો. આથી જૈનધર્મની પ્રશંસા થાય તે રીતે તે કેમ વર્તે? આથી જ પ્રસિદ્ધ એવો આ જ અર્થ કરવો કે દેવ એટલે સ્વાભીષ્ટ ઈશ્વર. તેનું ચૈત્ય એટલે બિંબ. તેની જેમ હું પૂજા કરું અથવા સ્તુતિ કરું." આ અર્થ જ બધી રીતે બરાબર અને યોગ્ય છે. યથાર્થ અને સત્ય છે.

કોઈ મિથ્યાત્વી એમ કહે કે "જીવની વિરાધના ધર્મને માટે પણ જે કરે તેને મંદબુદ્ધિ કહેલો છે." દસમા અંગ પ્રશ્ન વ્યાકરણ સૂત્રમાં કહ્યું છે કે "પ્રતિમાને ઘડવા કે પૂજવાના સમયે જે જીવહિંસા કરે તે મંદબુદ્ધિ પુરુષ છે." મિથ્યાત્વીઓ કે અજ્ઞાનીઓ આવો અર્થ આમાંથી તારવે છે પણ તે અર્થ બરાબર નથી. મંદબુદ્ધિ પુરુષો તો તેઓ છે કે જેઓ જીવ-અજીવને જાણતા નથી અને ધર્મબુદ્ધિથી બકરા વગેરે જીવોનો વધ કરે છે અને આ અર્થનો સંબંધ જો જિનચૈત્યાદિ શુભક્રિયા સાથે જોડવામાં આવે તો એ પ્રશ્ન જરૂર કરી શકાય કે નદી ઉતરવામાં, વિહાર કરવામાં, ધર્મક્રિયા કરવામાં, ગુરુવંદન કરવામાં તે માટે ઉપાશ્રય વગેરે ધર્મસ્થળોએ જવા-આવવાના સમયમાં જીવહિંસા થાય છે કે નહિ? જીવહિંસા થાય છે તો તેમ કરનાર પણ મંદબુદ્ધિ પુરુષ જ સમજવો રહ્યો ને?

આ સંબંધમાં કહ્યું છે કે જતનાપૂર્વક પ્રવૃત્તિ કરતાં જે વિરાધના થાય તે સૂત્ર અનુસારે ચાલવાના કારણથી કર્મક્ષય રૂપ નિર્જરાનું કારણ થાય છે અને આત્મસ્વરૂપની શુદ્ધિ થાય છે." જે પોતાના કુટુંબાદિકના અર્થે પણ આરંભ કરે નહિ તેવા પડિમા વહેનારાને જિનબિંબનું વિધાન કરવાનું નથી. તેને તો પ્રતિમા માનવા યોગ્ય છે. શ્રાવકને યોગ્ય એવી તે પ્રતિમાવિધાનાદિ ક્રિયા દ્રવ્યને આધીન છે. તે બાર વ્રતધારી શ્રાવકને યોગ્ય છે. દ્રવ્યપૂજા વગેરે પાંચ મહાવ્રતમાં નથી. કારણ કે તેને પરિગ્રહનો અભાવ છે. બાકી શિક્ષાવ્રતની જેમ સમકિતમાં પણ તે કર્તવ્ય છે. આ વિષે શ્રી **ઉવવાઇ સૂત્ર**માં અંબડ પરિવ્રાજકનો આલાવો છે તેનો અર્થ આ પ્રમાણે છે: બીજા ચરકાદિક પરિવ્રાજકો (ગુરુઓ)એ બીજા તીર્થના હરિહરાદિક દેવો અને અન્ય તીર્થી તાપસ વગેરેએ પોતાના ચૈત્યમાં સ્થાપ્યા હોય.-પોતાના હરિહરાદિક દેવપણે માનેલા

હોય એવા અરિહંતના બિંબ વાંદવા, પૂજવા, તેની પર્યુપાસના કરવી તે અંબડને કલ્પે નહિ.”

શ્રી ભગવતિ સૂત્રમાં આરંભવડે પણ ધર્મની પ્રાપ્તિ કહી છે તે આ પ્રમાણે: “હે ભગવન્! શ્રાવક તથાપ્રકારના શ્રમણ જે મુનિમહારાજ તેને સચિત્ત અને અનેપણીય એવા અશનાદિકવડે પ્રતિલાભે તો તે શું ઉપાર્જે ?”

ભગવાન મહાવીર શ્રી ગૌતમસ્વામીને આ પ્રશ્નનો જવાબ આપતાં કહે છે કે “હે ગૌતમ! તે ઘણાં કર્મની નિર્જરા કરે અને અતિ અલ્પ પાપ બાંધે.” આ ઉપરાંત આ જ સૂત્રમાં ગ્લાન વગેરે સાધુઓને આધાકર્મી આહારની આજ્ઞા આપેલી છે. તો તે આહાર જીવહિંસા વિના થતો નથી તેવી જ રીતે જિનબિંબ વગેરેમાં પણ જાણવું.

આ બાબતમાં શિષ્ય શંકા કરે છે કે સાધુઓ પોતે ચૈત્યાદિ કરતા નથી. શ્રાવકોની તે ક્રિયાને અનુમોદે છે અને ચૈત્ય ક્રિયા માટે શ્રાવકોને પ્રેરણા પણ કરે છે તો કરનાર, કરાવનાર અને અનુમોદનાર ત્રણેયને સરખું ફળ મળે છે. આમાં બે આદરે અને એક ન આદરે તો તે માર્ગના લોપક થાય છે.

શિષ્યની શંકાનું સમાધાન કરતાં ગુરુ કહે છે: હે વત્સ! તારી આ શંકા નિબિડ જડતારૂપી અંધકારથી વ્યાપ્ત છે. આવી શંકા તારે ન કરવી જોઈએ. કારણ કે ચાર પ્રકારના ધર્મમાં દાનધર્મને પ્રથમ બતાવ્યો છે. તે દાન મુનિ પોતે આપતા નથી પણ દાતાને તે માટે અનુમોદના કરે છે અને તે ક્રિયામાં શ્રાવકને પ્રેરે છે તે વાત તે કેમ ધ્યાનમાં ન લીધી? કોઈ માછીમાર માછલાં પકડવાનું કામ કરી રહ્યો હોય તે સમયે ત્યાંથી કોઈ મુનિ પાત્રામાં ગોચરી લઈ જતા હોય તે સમયે પેલો માછીમાર મુનિને કહે કે હે મુનિ! તમે મને ભોજન આપો તો હું આ માછલાં મારવાનું છોડી દઉં. નહિં તો હું તમને મારી નાંખીશ.”

આવા પ્રસંગે મુનિ લાભ જુવે. અભયદાનનો વિચાર કરે. છતાં ય ભગવાનની આજ્ઞાનો લોપ કરી તે મુનિ પોતાની ગોચરીમાંથી કશું જ ન આપે. પરંતુ ભોજન આપવા માટે તે કોઈ શ્રાવકને જરૂર પ્રેરણા કરે. તે જ પ્રમાણે અહીં સમજવાનું છે.

કોઈ એવી પણ શંકા કરે કે “પથ્થરની પ્રતિમાની પૂજા કરવાથી શો લાભ થવાનો છે? કારણ પૂજા કરવાથી એ પથ્થરની પ્રતિમા કંઈ તૃપ્ત કે સંતુષ્ટ થતી નથી. આથી જે તૃપ્ત કે સંતુષ્ટ ન થાય તેવા દેવ પાસેથી કોઈ ફળ પણ મળતું નથી.”

આનું સમાધાન એ છે કે ચિંતામણી રત્ન વગેરેથી પણ ફળ પ્રાપ્ત થાય છે એ કેમ ભૂલી જવાય? વીતરાગસ્તોત્રમાં આ અંગે કહ્યું છે કે:—

अप्रसन्नात्कथं प्राप्यं, फलमेतदसंगतम् ।
चिंतामण्यादयः किं न, फलंत्यपि विचेतनाः ॥

"પ્રસન્ન ન થાય તેવાની પાસેથી ફળ શી રીતે મળે? એમ માનવું અસંગત છે કારણ કે અચેતન એવા ચિંતામણી વગેરે પણ શું ફળ નથી આપતા?"

શ્રી જિનપ્રતિમાને સાક્ષાત્ વીતરાગ ભગવંત સમજીને તેની પૂજા કરવી જોઇએ. આ વિષે શ્રી ભગવતી અંગમાં ચારણ શ્રમણનાં અધિકારમાં કહ્યું છે કે "હે ભગવંત! વિદ્યાચરણ મુનિનો તિરછો ગતિ વિષય કેટલો કહ્યો છે?"

ભગવંત કહે છે: "અહીંથી એક પગલે માનુષોત્તર પર્વત પર જઇને સમોસરણ કરે અને ત્યાં રહેલા ચૈત્યને વાંદે, બીજે પગલે ત્યાંથી નંદીશ્વર દ્વીપે સમોસરે અને ત્યાં રહેલા ચૈત્યને વાંદે ત્યાંથી પાછાં વળતાં એક પગલે અહીં આવે અને અહીંના ચૈત્યને વાંદે."

"હે ભગવંત! વિદ્યાચરણ મુનિનો ઉર્ધ્વલોકમાં ગતિવિષય કેટલો?"

ભગવંત: "હે ગૌતમ! એક પગલે અહીંથી નંદનવનમાં સમોસરે, ત્યાંના ચૈત્યને વાંદે, બીજે પગલે પાંડુકવનમાં પહોંચે, ત્યાંના ચૈત્યને વાંદે, પાછા એક પગલે અહીં આવે અને અહીંના ચૈત્યને વાંદે." આમાં તે દ્વીપાદિકને વિષે શાશ્વત ચૈત્ય સમજવા. અહીં બહુવચનમાં ચૈત્યનો ઉપયોગ કર્યો છે આથી ચૈત્યનો અર્થ જિનબિંબો સમજવા. આમ ચૈત્ય શબ્દનો અર્થ જ્ઞાન થતો નથી. માટે જ કોષકારે ચૈત્ય એટલે જિનાલય અથવા જિનબિંબ એમ અર્થ કર્યો છે.

આ ચૈત્ય–જિનબિંબની ભાવપૂર્વક વંદના કરવી જોઈએ. તેની પૂજા કરવી જોઇએ. જિનબિંબને જીવંત શ્રી વીતરાગ પરમાત્મા જાણીને તેની સ્તુતિ અને પ્રાર્થના કરવી જોઇએ. શ્રી પદ્મચરિત્રમાં જિનબિંબની વંદનાનું ફળ બતાવતાં કહ્યું છે કે "ચૈત્યનું દર્શન કરવા જવાનું મન કરવાથી ચોથ ભક્તનું ફળ થાય છે. ત્યાં જવા માટે ઉઠવાથી છઠ્ઠનું ફળ થાય છે, જવાનો આરંભ કરવાથી અઠ્ઠમનું ફળ થાય છે, થોડું જવાથી ચાર ઉપવાસનું ફળ થાય છે, જરા વધારે ચાલવાથી પાંચ ઉપવાસનું ફળ થાય છે, માર્ગના મધ્યમાં આવવાથી પક્ષ ઉપવાસનું ફળ થાય છે, જિનાલયને દેખવાથી માસ ઉપવાસનું ફળ થાય છે, જિનભવનને પ્રાપ્ત થયેલો મનુષ્ય છ માસી તપનું ફળ મેલવે છે, તેના દ્વાર પાસે પહોંચતા સંવત્સર તપનું ફળ મળે છે, પ્રદક્ષિણા કરવાથી સો વરસના ઉપવાસનું ફળ મળે છે, જિનબિંબને પૂજવાથી હજાર વરસના તપનું ફળ મળે છે અને જિનેશ્વરની સ્તુતિ કરવાથી અનંતું ફળ મળે છે." અને એ પણ કહ્યું છે કે "જિનબિંબનું પ્રમાર્જન કરવાથી સોગણું, વિલેપન કરવાથી સહસ્રગણું, પુષ્પમાળા ચડાવવાથી લાખગણું અને ગીતવાજિંત્રથી અનંતગણું પુણ્ય પ્રાપ્ત થાય છે."

જિનબિંબનું દર્શન ઘણા જીવોને અનેક રીતે લાભદાયી છે. આ વિષે શ્રી દશવૈકાલિકની નિર્યુક્તિમાં કહ્યું છે કે "જિનપ્રતિમાના દર્શનથી પ્રતિબોધ પામેલા, મનકના પિતા અને દશવૈકાલિકના કથક એવા શય્યંભવ ગણધરને હું વાંદું છું."

## શય્યંભવસૂરિની કથા

શ્રી જંબૂસ્વામીની પાટે શ્રી પ્રભવસૂરિ બિરાજમાન થયા. શ્રી પ્રભવસૂરિએ પોતાની પાટ પર બેસાડવા માટે કોઈ યોગ્ય શિષ્યનો વિચાર કર્યો. આવો કોઈ યોગ્ય શિષ્ય તેમને પોતાના શિષ્ય પરિવારમાં કે ગચ્છમાં જોવા મળ્યો નહિ. આથી તેમણે શ્રુત–દૃષ્ટિનો ઉપયોગ કર્યો. આ ઉપયોગથી રાજગૃહી નગરીમાં રહેતો શય્યંભવ નામનો બ્રાહ્મણ તેમને પોતાના ઉત્તરાધિકારી તરીકે યોગ્ય જણાયો. આથી શ્રી પ્રભવસૂરિ રાજગૃહી ગયા.

શય્યંભવ બ્રાહ્મણ રાજગૃહીમાં યજ્ઞકર્મ કરાવતો હતો. તેને પ્રતિબોધ પમાડવા શ્રી પ્રભવસૂરિએ બે શિષ્યોને યજ્ઞસ્થળે મોકલ્યા. ગુરુની આજ્ઞા પ્રમાણે યજ્ઞસ્થળે પહોંચી આ બે શિષ્યો એક શ્લોક બોલ્યા : "અહો કષ્ટમહો કષ્ટં તત્ત્વં ન જ્ઞાયતે પરં" અરે! આ તે કેવી કષ્ટની વાત છે કે મહાકષ્ટ કરે છે પણ તે પરમતત્ત્વને જાણતો નથી. આટલું બોલીને શિષ્યો તુરત જ ત્યાંથી ચાલ્યા ગયા.

શય્યંભવ એ શ્લોક સાંભળી વિચારમાં પડી ગયો. શું હું મહાકષ્ટ કરું છું છતાંય પરમતત્ત્વને નથી જાણતો ? આ પરમતત્ત્વ શું હશે ? આ સાધુઓને એવું અસત્ય બોલવાનું કોઈ પ્રયોજન ન હોઈ શકે, તો પછી હવે મારે યજ્ઞાચાર્યને જ તત્ત્વ વિષે પૂછવું જોઈએ.

યજ્ઞાચાર્યને પૂછતાં તેમણે કહ્યું : "હે વત્સ ! તું સંદેહ ન કર. યજ્ઞ જ તત્ત્વ છે." પરંતુ શય્યંભવને તેથી બરાબર સમાધાન ન થયું. પેલા બે સાધુઓની શોધ કરતો તે પ્રભવસૂરિ પાસે આવ્યો. પૂર્વ ઘટના કહી પૂછ્યું : 'પરમતત્ત્વ શું છે ?' સૂરિજીએ કહ્યું : "હે ભદ્ર ! આ પરમતત્ત્વ તને તારા યજ્ઞાચાર્ય જ કહેશે પણ આ માટે તારે તેમને ખોટી રીતે ડરાવવા પડશે."

શય્યંભવ પાછો યજ્ઞાચાર્ય પાસે આવ્યો. લાલ આંખ કરી, ખડ્ગ કાઢીને, ઊંચા અવાજે તેણે કહ્યું : "મને તમે તત્ત્વ શું છે તે કહો, નહિ તો આ ખડ્ગથી હું તમારું માથું છેદી નાંખીશ."

યજ્ઞાચાર્ય એથી ડરી ગયા. તેમણે તુરત જ યજ્ઞના સ્તંભ નીચે સ્થાપિત કરેલી શ્રી શાંતિનાથ ભગવાનની પ્રતિમા બહાર કાઢીને બતાવી. એ પ્રતિમા જોઈ શય્યંભવ શાંતરસમાં લીન થઈ ગયો. એ પ્રતિમા લઈ તે ફરી પાછો પ્રભવસૂરિ પાસે પહોંચ્યો અને તેનું સ્વરૂપ વગેરે પૂછ્યું. સૂરિજીની પ્રેરક દેશનાથી શય્યંભવે મિથ્યાત્વ છોડી દીધું અને આશાતના ન થાય તેવા સ્થળે જિનપ્રતિમાની સ્થાપના કરી. તે પછી શય્યંભવે જિનધર્મની દીક્ષા અંગીકાર કરી. દીક્ષા પર્યાયમાં તેમણે દ્વાદશાંગીનું અધ્યયન કર્યું. પૂરતી યોગ્યતા આવી જતાં પ્રભવસૂરિએ શય્યંભવસૂરિને પોતાની પાટે સ્થાપિત કર્યા.

શય્યંભવે દીક્ષા લીધી ત્યારે તેની પત્ની સગર્ભા હતી. ગર્ભકાળ પૂરો થતાં પત્નીએ

મનક નામના પુત્રને જન્મ આપ્યો. મનક શેરીમાં રમવા લાગ્યો ત્યારે બાળકો તેને નબાપો કહીને તેનું અપમાન કરતાં અને ચીડવતાં. મનકે માતાને પૂછ્યું: "મારા પિતા કોણ છે અને કયાં છે?" માતાએ અશ્રુભીની આંખે બધી માંડીને વાત કરી. અને કહ્યું. હાલ તેઓ પાટલીપુત્ર નગરમાં છે.

માતાની આજ્ઞા લઇ મનક પાટલીપુત્ર આવ્યો. નગરમાં ફરતાં તેણે મુનિઓના એક સમૂહને જોયો. તેમાંથી એક મુનિને પૂછયું: "તમારામાંથી શય્યંભવ મુનિ કોણ છે?"

શય્યંભવે પુત્રને શ્રુતજ્ઞાનના ઉપયોગથી ઓળખી કાઢ્યો અને ઉપાશ્રયમાં લાવી તેને દીક્ષા આપી. જ્ઞાનના ઉપયોગથી પિતાએ જાણ્યું કે પુત્રનું આયુષ્ય માત્ર છ જ માસનું છે. આથી પુત્રનો ઉદ્ધાર કરવાના શુભાશયથી શય્યંભવસૂરિએ દ્વાદશાંગીમાંથી ઉદ્ધાર કરી દશવૈકાલિક સૂત્રની રચના કરી પુત્રને ભણાવ્યું.

આયુષ્ય પૂર્ણ થતાં બાળ મનક મુનિ કાળધર્મ પામ્યા. તે સમયે સૂરિની આંખમાં દદડતા આંસુ જોઇને એક શિષ્યે પૂછ્યું: 'ગુરુદેવ! આપની આંખમાં મૃત્યુના શોકના આંસુ? આપના જેવા જ્ઞાની, ત્યાગી મોહમાં તણાઈ આમ આંસુ સારે તો પછી સમતાભાવ કેવી રીતે જળવાશે?"

આંસુ લૂછતાં સૂરિએ કહ્યું: 'વત્સ! મારા આંસુ મોહના કે મૃત્યુની વેદનાના નથી. આ મારા પુત્રનું આયુષ્ય ટુંકું હતું. ટુંકા આયુષ્યમાં પણ ચારિત્રધર્મનું પાલન કરી તે સ્વર્ગે ગયો. એનું આયુષ્ય લાંબું હોત તો તે પણ સ્વર્ગથી વધુ મહત્ત્વનું પદ પ્રાપ્ત કરી શકત ને? એ વિચારમાંથી ખેદનાં આંસુ મારી આંખમાંથી દદડી રહ્યાં છે.'

આ સાંભળી સૌને વિષાદ અને વિસ્મયની અનુભૂતિ થઈ. એકે વિનયથી કહ્યું: "ગુરુદેવ! આ બાળ મુનિ આપના પુત્ર હતા, એવી તો અમને જાણ કરવી હતી. અમે તેમની વૈયાવચ્ચ તો કરત."

સૂરિજીએ ગંભીરતાથી કહ્યું: "વત્સ! એવી જાણ કરી હોત તો તેનું આત્મહિત ન સધાત."

શય્યંભવસૂરિની આ કથા વાંચીને જિનપ્રતિમાની પૂજા કરવામાં, સ્તુતિ કરવામાં સજાગ બનવાનું છે. જિનપ્રતિમાને ચિત્તમાં ધારવાથી તેમના જીવનનો ઉદ્ધાર થઈ ગયો તેમ આપણો પણ ઉદ્ધાર થઈ શકે છે, આથી હમેશાં જિનપ્રતિમને ચિત્તમાં ધારણ કરવી.



## १९०

## જિનપૂજા વિધિ

**कल्याणकानि पंचापि, स्मर्त्तव्यान्यर्चणक्षणे ।**
**पंचैवाभिगमा धार्या विध्यनुल्लंघ्य पूजनम् ॥**

**ભાવાર્થ:** પૂજા સમયે પાંચ કલ્યાણકનું સ્મરણ કરવું. પાંચ અભિગમ ધારવા અને પૂજાની વિધિનું ઉલ્લંઘન કરવું નહિ.

**વિશેષાર્થ:** જિનેશ્વર ભગવંતની પૂજા કરતી વખતે જે ભગવંતની પૂજા કરતા હો તે ભગવંતના પાંચ કલ્યાણકને નજર સમક્ષ રાખવા જોઇએ. ચ્યવન કલ્યાણકને યાદ કરી મનમાં ભાવના ભાવવી જોઇએ કે હે પ્રભુ! તમે અમુક વિમાનમાંથી ચ્યવીને અમુક માતાની કુખે અવતર્યા. અમારી જેવા અભાગી જીવનો ઉદ્ધાર કરવા તમે માનવ-રૂપ ધારણ કર્યું. તમે તો પ્રભુ! અમારા ભવતારક છો." આમ ભાવના ભાવીને જિનપ્રતિમા ઉપરથી યતનાપૂર્વક આગલા દિવસના ફુલ તેમજ અલંકાર વગેરે ઉતારવા. ફુલ વિશુદ્ધ ભૂમિ ઉપર પરઠવવા. જેથી અન્ય જીવો ત્યાં ઉત્પન્ન ન થાય.

એ પછી મોરપીંછથી પ્રભુના અંગનું પ્રમાર્જન કરવું. પછી સુગંધી પવિત્ર જળથી ભરેલા કળશથી પ્રભુને સ્નાન કરાવવું. તે સમયે મેરુ પર્વત પર ઇંદ્રાદિક દેવોએ ઉજવેલ જન્મકલ્યાણક મહોત્સવને યાદ કરવો. પ્રભુના બાળસ્વરૂપને નજર સમક્ષ રાખવું. સ્નાન કરાવ્યા બાદ પવિત્ર નિર્મળ વસ્ત્રથી પ્રભુનું અંગ લૂંછવું. ન્હવણનું જળ ભેગું કરીને જીવહિંસા ન થાય તેમજ એ જળની આશાતના ન થાય તેવા સ્થળે તે જળ નાંખવું.

સ્નાનથી વધુ પવિત્ર અને વધુ સ્વરૂપવાન પ્રભુના દેહને જોઇને વિચારવું કે "કેવી વૈરાગ્ય ભાવના! સંસાર પરથી મોહ ઉતારી નાંખ્યો અને રાજપાટ છોડી, કુટુંબ છોડી, અરે! દેહ પરનું પણ મમત્વ છોડયું. શોભારૂપ કેશનો હાથેથી લોચ કર્યો. અને ઉઘાડા પગે, એકાકી પણે સંયમની સાધના માટે દૂર દૂર ચાલી નીકળ્યા." આમ પ્રભુની દીક્ષા પ્રસંગનો વિચાર કરતાં કરતાં, અંગપૂજા કરીને છત્ર ચામર, ભામંડળ, આસન વગેરે સર્વ સમૃદ્ધિને જોઇને પ્રભુના કેવળજ્ઞાન કલ્યાણકના પ્રસંગને મનમાં તરતો રાખવો. પ્રભુની આસપાસ આઠ પ્રતિહારી છે, દેવતાઓ છે, સુવર્ણ અને રૂપાનું સમવસરણ છે, અનેક શિષ્ય પરિવાર છે. રાજાઓ, શ્રીમંતો વગેરેનો ભક્ત સમુદાય છે છતાંય સૌ વચ્ચે પ્રભુ તો નિરાસક્ત છે, નિર્મમ છે. નિર્મોહી છે. એમ ભાવના મનમાં ચિંતવવી.

ત્યારપછી ચૈત્યવંદન કરતી સમયે પર્યંકાસનવાળી અથવા કાયોત્સર્ગાદિ અવસ્થાવાળી પ્રતિમા જોઇને વિચારવું કે "પ્રભુ! આ જ આસને આરાધના કરતાં ચિદાનંદમય

સિદ્ધિપદને પામ્યા." આમ મોક્ષ કલ્યાણક સહિત પાંચેય કલ્યાણકની ભાવના જિન-પૂજાના સમયે ભાવવી જોઇએ.

પ્રભુની આગળ પાંચ અભિગમ ધારવા કહ્યું છે. તેનું સ્વરૂપ આ પ્રમાણે છે ૧. પ્રભુના મંદિરમાં જતા અગાઉ મુગટ, તલવાર ઉપાનહ, વાહન આદિ સચિત્ત અને અચિત્ત દ્રવ્યનો ત્યાગ કરવો. ૨. મુગટ સિવાય બાકીના આભૂષણ જેવાં કે ગળાનો હાર, કાનનાં કુંડળ વીંટી વગેરેનો ત્યાગ ન કરવો. ૩. એકવડા અને પહોળા વસ્ત્રનો ઉત્તરાસંગ કરવો. ૪. પ્રભુના દર્શન થતાં જ મસ્તકે અંજલી જોડી '**જિનાય નમ:**' એમ બોલીને નમસ્કાર કરવો. ૫. અને મનમાં માત્ર જિનેશ્વર ભગવંતનું જ ચિંતવન કરવું.

પૂજાની વિધિનું ઉલ્લંઘન કરવું નહિ એમ જે શ્લોકમાં કહેવામાં આવ્યું છે તે પૂજાનો વિધિ પૂર્વાચાર્યોએ આ પ્રમાણે બતાવ્યો છે:

સ્નાન કરી ઘર દેરાસરની નજીક જઈ પ્રથમ ભૂમિનું પ્રમાર્જન કરવું. પછી યોગ્ય વસ્ત્ર પહેરી મોં બાંધવું. ૧. પુરુષે પૂજાવિધિમાં સ્ત્રીનું વસ્ત્ર પહેરવું નહિ અને સ્ત્રીએ પુરુષનું વસ્ત્ર પહેરવું નહિ. કારણ આમ એકબીજાના વસ્ત્ર પહેરવાથી મનમાં કામવિકાર જાગવાની શકયતાઓ રહેલી છે. ૨. શલ્ય વગરના શુદ્ધ સ્થાનમાં દેવાલય કરાવવું અને તે ઘરમાં જતાં ડાબી તરફ જમીનથી દોઢ હાથ ઉંચું કરવું. ૩. ચાર વિદિશા અને દક્ષિણ દિશા છોડીને કરવું અને પૂજકે પૂજા કરવા માટે પૂર્વાભિમુખે અથવા ઉત્તરાભિમુખે બેસવું. ૪. દિશાઓનાં ફળ આ પ્રમાણે કહ્યા છે. પૂર્વદિશા સામે બેસવાથી લક્ષ્મી મળે છે, અગ્નિ દિશા સામે બેસવાથી સંતાપ થાય છે. દક્ષિણ દિશા સામે બેસવાથી મૃત્યુ થાય છે. નૈઋત્ય દિશામાં ઉપદ્રવ થાય છે. પશ્ચિમ દિશામાં પુત્ર દુઃખ થાય છે, વાયવ્ય દિશામાં સામે બેસવાથી સંતતિ થતી નથી, ઉત્તરમાં બેસવાથી મહાલાભ થાય છે અને ઈશાન દિશા સામે બેસવાથી ધર્મભાવના વધે છે. ૫–૬. વિવેકી પુરુષે પ્રથમ પ્રભુના ચરણ, જાનુ, હાથ, ખભા અને મસ્તક ઉપર અનુક્રમે પૂજા કરવી. ૭. ચંદન સહિત કેશર વિના પૂજા કરવી નહિ અને પ્રભુના શરીર પર લલાટે, કંઠે, હૃદયે અને ઉદરે એમ ચાર સ્થાને તિલક કરવા. ૮. સવારનાં વાસક્ષેપથી, બપોરના પુષ્પોથી, અને સંધ્યાકાળે ધૂપદીપથી પૂજા કરવી. ૯. આ પ્રમાણે ત્રણેય સમયે પૂજા કરવી શકય ન હોય તો ત્રિકાળ દેવવંદના કરવી કહી. આ વિશે આગમમાં કહ્યું છે કે "હે દેવાનુપ્રિય! આજથી જાવજીવ ત્રિકાળ એકચિત્તે ચૈત્યવંદના કરવી. અશુચિ, અશાશ્વત અને ક્ષણભંગુર એવા આ મનુષ્યાવતારમાં એ જ સાર છે. આથી દિવસના પ્રથમ પહોરે જ્યાં સુધી ચૈત્ય ને સાધુને વંદના ન કરાય ત્યાં સુધી પાણી ન પીવું, મધ્યાહ્ને જ્યાં સુધી ચૈત્યવંદના ન થાય ત્યાં સુધી ભોજન ન કરવું."

પ્રભુની દક્ષિણ બાજુએ દીપક મૂકવો તેમજ ધ્યાન અને ચૈત્યવંદન પણ દક્ષિણ બાજુએ જ કરવાં. ડાબી બાજુએ ધૂપ મૂકવો.

જિનપૂજા માટે કહ્યું છે કે "પ્રાતઃકાળે કરેલી જિનપૂજા રાત્રિના પાપને હણે છે,

મધ્યાહ્નકાળે કરેલી જિનપૂજા જન્મથી માંડીને કરેલા પાપને હણે છે અને રાત્રે કરેલી જિનપૂજા સાત જન્મના પાપને હણે છે.' એમ પણ કહેવામાં આવ્યું છે કે "જે પ્રાણી ત્રિકાળ જિનપૂજા કરે છે તે સમ્યક્ત્વને શુદ્ધ કરે છે અને શ્રેણિકરાજાની જેમ તીર્થંકર નામકર્મનો બંધ કરે છે.

જિનપૂજાનો આ વિધિ દ્રવ્યથી અને ભાવથી એમ બે પ્રકારે છે: ચૈત્યવંદન ભાષ્ય અથવા પ્રવચન સારોદ્ધારની વૃત્તિમાં કહેલ "**દહતિગ અહિગમપણગં**" ઈત્યાદિ ગાથામાં બતાવેલ ચોવીશ મૂળ દ્વાર અને તેના બે હજારને ચુંમોતેર ઉત્તર ભેદ દ્રવ્ય અને ભાવ પૂજાની વિધિમાં યોજવા યોગ્ય છે. પૂજકે તેના ઉત્તરભેદ મોઢે કરી રાખ્યા હોય તો તે ભેદે પૂજા કરવાથી પૂજકને મહાન ફળ પ્રાપ્ત થાય છે.

વિધિપૂર્વક કરેલ દેવપૂજનાદિ અનુષ્ઠાન ખૂબ જ પ્રશંસનીય છે. અતિચાર સહિત અનુષ્ઠાન કરવાથી દુઃખની પ્રાપ્તિ થાય છે. ચૈત્યવંદનાદિક અવિધિએ કર્યું હોય તો તેનું આગમમાં પ્રાયશ્ચિત પણ બતાવ્યું છે. **મહાનિશિથ સૂત્રના** સાતમા અધ્યયનમાં કહ્યું છે કે "અવિધિથી ચૈત્યવંદના કરે તેને તેનું પ્રાયશ્ચિત બતાવવું. કેમકે અવિધિથી ચૈત્યવંદન કરનારો બીજામાં અશ્રદ્ધા ઉત્પન્ન કરે છે." આથી દેવ-જિન પૂજા કરતી સમયે ખૂબ જ સાવધાન રહેવું. તે સમયે મૌન રાખવું. તેમ શક્ય ન હોય તો પાપહેતુરૂપ કંઈપણ બોલવાનું તો અવશ્ય ટાળવું. કારણ કે જે વખતે **નિસીહિ** કહી તેજ વખતે ગૃહાદિકના વ્યાપારનો નિષેધ-ત્યાગ થઈ જાય છે. આ ઉપરાંત જિનપૂજા સમયે પાપહેતુ રૂપ કોઈ સંજ્ઞા પણ ન કરવી. આ વિષે **ધોળકા નિવાસી જિનદાસ** શ્રેષ્ઠીનો એક પ્રસંગ પ્રેરણાદાયી છે તે આ પ્રમાણે:—

## જિનદાસ શેઠની કથા

જિનદાસ ખૂબ જ ગરીબ હતો. ઘીના કુડલા અને કપાસનો બોજ ઉપાડવાની તે મજુરી કરતો. એક વખત તેણે ઉત્કટ ભાવથી ભક્તામર સ્તોત્રનું સ્મરણ કર્યું. તેની એકતાનતાથી પ્રસન્ન થઈ શાસનદેવીએ જિનદાસને વશીકરણ રત્ન આપ્યું.

એક સમયની વાત છે. જિનદાસ ક્યાંક જઈ રહ્યો હતો ત્યાં તેને લોકજીભે ચડેલા રીઢા ત્રણ ચોર મળ્યા. જિનદાસે ત્રણ ચોરને જોઈને વધારાના બાણ તોડી નાંખ્યા અને ત્રણ બાણથી ત્રણ ચોરને પેલા રત્નના પ્રભાવથી વીંધી નાંખ્યા.

જિનદાસના આ પરાક્રમની ગાથા પાટણના રાજા ભીમદેવ પાસે પહોંચી. ભીમદેવે જિનદાસને સન્માનપૂર્વક રાજદરબારમાં બોલાવ્યો અને દેશની રક્ષા કરવા તેને ખડ્ગ આપીને સુભટોનો અધિકારી બનાવ્યો.

એક વાણિયાને આવું જવાબદાર ઉચ્ચપદ મળેલું જોઈ ઈર્ષ્યાથી બળેલો શત્રુશલ્ય નામે સેનાપતિ બોલી ઊઠ્યો :—

**"ખાંભો તાસ સમપ્પિએ, જસુ ખાંડે અભ્યાસ;**
**જિણહાંકુ સમપ્પિએ, તુલ ચેલઉ કપાસ."**

"હે રાજન્!ખડ્ગ તેવાને આપીએ કે જેને તે વાપરવાનો અભ્યાસ હોય. જિણહાને [જિનદાસને] તો તોલા, વસ્ત્ર ને કપાસ જ અપાય."

આ સાંભળી જિનદાસે કહ્યું :

**"અસિધર ધણુધર કુંતધર, સત્તિધરાવિ બહુઅ;**
**સત્તુસલ્લ જે રણસૂરનર, જણણિ તે વિરલ પસુઅ."**

"હે શત્રુશલ્ય! ખડ્ગધારી, ધનુષ્યધારી, ભાલાધારી અને શક્તિશાળી તો ઘણા છે. પણ જે રણમાં શૂરા રહે તેવા પુરુષને તો કોઈ વિરલ માતા જ જન્મ આપે છે" અને હે શત્રુશલ્ય! બીજું તમને એ પણ કહું કે અશ્વ, શસ્ત્ર, શાસ્ત્ર, વાણી, વીણા, નર અને નારી તે પુરુષવિશેષને પ્રાપ્ત કરીને જ યોગ્ય કે અયોગ્ય થાય છે."

જિનદાસના આ જવાબ સાંભળી ભીમદેવે તેને કોટવાળ બનાવ્યો. એ સમાચાર સાંભળતા ચોર માત્રે ચોરી ત્યજી દીધી.

ત્યાર પછીની વાત છે. સૌરાષ્ટ્રના કોઈ એક જૈન ચારણે જિનદાસનું પૂજામાં કેવું મન છે તેની કસોટી કરવા પોતે એક ઊંટડીની ચોરી કરી. ગ્રામરક્ષકોએ ઊંટડીની શોધ કરી તો ઊંટડી પેલા જૈન ચારણને ત્યાં મળી અવી. આથી રક્ષકો તે ચારણને કોટવાળ જિનદાસ પાસે લઈ આવ્યા.

જિનદાસ તે સમયે સવારની જિનપૂજા કરવા બેઠો હતો. રક્ષકોએ ઘટના કહી અને શું કરવું તેની આજ્ઞા માંગી. જિનદાસે વચનથી કંઈ આજ્ઞા ન કરી પરંતુ પુષ્પનું ડીંટ તોડીને રક્ષકોને તેની સંજ્ઞા કરી. એ જોઈ ચોર જૈન ચારણ બોલ્યો :

**"જિણહાને જિણવરહ, ન મિલેં તારો તાર;**
**જિણ કરે જિનવર પૂજિએ, તિ કેમ મારણહાર?**

"જિનદાસને જિનેશ્વર એકરૂપ થયા નથી. તેનું ચિત્ત સમગ્રતયા જિનપૂજામાં લાગ્યું નથી. નહિ તો જે હાથથી જિનેશ્વરની પૂજા થાય તેજ હાથથી બીજાનો વધ કરવાની તે સંજ્ઞા કેમ કરે?"

આમ કહીને ચોર ચારણે તુરત જ બીજો દુહો કહ્યો :

**"ચારણ ચોરી કિમ કરે, જે ખોલડે ન સમાય;**
**તું તો ચોરી તે કરે, જે ત્રિભુવનમાં ન માય."**

"હે શેઠ! વિચાર તો કર કે જેના ખોરડામાં ઊંટડી માય નહિ તેવી ઊંટડીની ચોરી ચારણ શા માટે કરે? પરંતુ તેં તો શેઠ ત્રણ ભુવનમાં પણ ન માય તેવી ચોરી કરી છે."

આ સાંભળીને જિનદાસ શરમાઈ ગયો. તેને પસ્તાવો થવા માંડયો: "અરેરે! મેં તો જિનેશ્વર ભગવંતની આજ્ઞા તોડી. પૂજામાં-પરમાત્મામાં મન રાખવાને બદલે સંસારમાં મન ભમતું રાખ્યું. ખરેખર મને ધિઃક્કાર છે. આજ સુધી મેં માત્ર દ્રવ્ય પૂજા જ કરી પરંતુ ચારણ કહે છે તેમ ભાવ કદી ભાવ્યો જ નહિ." એમ પસ્તાવો કરતા શેઠે ચારણને કહ્યું: "હે ચારણ! તમે તો મારા આજ ગુરુ બન્યા છો. તમે મને અંધકારમાંથી પરમતેજે લઈ ગયા છો. તમે તો મારો ઉદ્ધાર કર્યો છે. સાચે જ તમે મારા ઉપકારી છો."

આ ઘટના પછી જિનદાસ હંમેશા દ્રવ્યપૂજા સાથે ભાવપૂજા પણ કરતો. શ્રાવકોએ પણ જિનદાસની જેમ ભાવપૂજા કરવી જોઇએ. અને પૂજાના સમયે સંસારના નાના મોટા તમામ પાપહેતુરૂપ વૃત્તિ ને પ્રવૃત્તિનો ત્યાગ કરવો જોઇએ.



## ૧૯૧

## વિધિપૂર્વક જિનપૂજા કરવી.

અવિધિથી પૂજા કરવા કરતાં પૂજા જ ન કરવી તેવું માનનારાઓ વિષે આ વ્યાખ્યાનમાં કહેવામાં આવે છે:

અવિધિથી પૂજા કરવા કરતાં પૂજા જ ન કરવી એમ કહેવું તે ઉત્સૂત્ર વચન કહે છે. કારણ કે "નહિ કરવાથી ભારેકર્મી અને કરવાથી જીવ લઘુકર્મી થાય છે." સૂત્રમાં પણ કહ્યું છે કે:—

अविहकया वरमकयं उस्सुयवयणं भणंति समयन्नु ।
पायच्छित्तं अकए गुरु अवितहं कए लहुअं ॥

"અવિધિથી કરવા કરતાં ન કરવું સારું એવું જે વચન તે ઉત્સૂત્ર વચન છે. એમ સમયજ્ઞ પુરુષો કહે છે. કારણ કે ક્રિયા કર્યા વિના ગુરુ પ્રાયશ્ચિત આવે છે અને અવિધિએ ક્રિયા કરવાથી લઘુ પ્રાયશ્ચિત આવે છે." આથી હંમેશા ધર્મક્રિયા કરવી જોઇએ. આ ધર્મક્રિયા સર્વશક્તિથી વિધિપૂર્વક કરવાની કાળજી રાખવી જોઇએ. કહ્યું છે કે—

धन्नाणं विहिजोगो, विहिपक्खाराहगा सया धन्ना ।
विहिबहुमाणा धन्ना, विहिपक्खादुसगा धन्ना ॥

"વિધિનો યોગ ધન્ય પુરુષોને થાય છે કે વિધિપક્ષનું આરાધન કરનારા સર્વદા ધન્ય છે. વિધિનું બહુમાન કરનારા પણ ધન્ય છે. અને વિધિને માનનારાને દોષ નહિ આપનારા પણ ધન્ય છે."

ખેતી, વેપાર, આહાર, પૌષધ અને દેવતાદિકનું સેવન વિધિથી કર્યું હોય તો તે અવશ્ય ફળ આપે છે. આ વિષે આ દૃષ્ટાંત વિચારવા જેવું છે.

સાકેતપુરના નગરજનો છેલ્લા કેટલાક સમયથી સતત ભયમાં જીવી રહ્યા હતા. અહીં રોજ કોઇ ને કોઈ ઘરમાં મૃત્યુનો વિલાપ સંભળાતો.

આ ભય અને આક્રંદ સત્યદેવ યક્ષના કારણે હતા. યક્ષનું મૂળ નામ સૂરપ્રિય હતું, પરંતુ લોકોમાં તેની ખ્યાતિ પૂજા સત્યદેવના નામે હતી.

આ યક્ષની દર વરસે યાત્રા ભરાતી. તે પ્રસંગે યક્ષની મૂર્તિને ચીતરવામાં આવતી. ચિત્રકાર યક્ષને આબેહૂબ રંગ અને રેખામાં ઉતારતો. પરંતુ યક્ષ એ ચિત્રકારને ચિત્ર ચીતરી લીધા બાદ મારી નાંખતો. ચિતરનારને મારી નાંખતો અને એમ કોઈ જો પોતાનું ચિત્ર ચિતરવા તૈયાર ન થાય તો તે લોકોને અનેક પ્રકારનો ત્રાસ આપતો. ચિત્ર તૈયાર કરવામાં એક વ્યક્તિનું મોત થતું હતું અને તેમ ન ચીતરાવવામાં અનેકને ત્રાસ સહન કરવો પડતો. યક્ષના આવા ત્રાસથી તમામ ચિત્રકારો સાકેતપુર છોડી બીજે ગામે ચાલ્યા ગયા.

ચિત્રકારો ચાલ્યા જાય તો યક્ષનું ચિત્ર કોણ ચિતરે? અને ચિત્ર જ ન ચીતરાય તો બાકીની પ્રજાનું શું થાય? વિશાળ પ્રજાના સંભવિત ભયથી રાજાએ બધા ચિત્રકારોને પાછા બોલાવ્યા. તેમને ભેગા કરી પરિસ્થિતિ સમજાવી અને એક વચલો રસ્તો કાઢયો.

મેળાના સમયે બધા ચિત્રકારોના નામની ચિઠ્ઠી લખાવી એક ઘડામાં ભરવી. કુમારી કન્યા પાસે તેમાંથી એક ચિઠ્ઠી કઢાવવી. જેની ચિઠ્ઠી પ્રથમ નીકળે તે ચિત્રકારે યક્ષનું ચિત્ર ચીતરી મૃત્યુને વધાવી લેવું એમ નક્કી થયું.

આમ નક્કી થયું તે જ વરસે કૌશાંબી નગરીનો એક ચિત્રકાર સાકેતપુર પોતાની ચિત્રકળા બતાવવા માટે આવ્યો. આ ચિત્રકાર એક વૃદ્ધાને ત્યાં ઉતર્યો. આ વૃદ્ધાને એક પુત્ર હતો. પુત્ર ચિત્રકાર હતો. મેળાના સમયે યક્ષનું ચિત્ર ચીતરવા માટે તેના જ નામની ચિઠ્ઠી નીકળી. વૃદ્ધાએ એ જાણ્યું ત્યારે તેના શોકનો પાર ન રહ્યો. એકનો એક પુત્ર હવે આંખ સામે અકાળે મરી જવાનો. એ વિચારથી વૃદ્ધા કારમું કલ્પાંત કરવા લાગી.

વૃદ્ધાને હૈયાફાટ રડતી જોઈ કૌશાંબીના ચિત્રકારે રડવાનું કારણ પૂછયું. હકીકત

જાણી તેણે વૃદ્ધાને કહ્યું: “મા! તમે રડવાનું બંધ કરો. તમારા પુત્રને હું મરવા નહિ દઉં.”

“બેટા એ શક્ય જ નથી. ચિત્ર પૂરું થઈ ગયા પછી યક્ષ ચિત્રકારને મારી જ નાંખે છે. મારો પુત્ર પણ બીજા ચિત્રકારોની જેમ જ યમલોકમાં પહોંચી જશે.” વૃદ્ધાએ રડતાં રડતાં કહ્યું.

“મા! એ હું જાણું છું. છતાંય હું તમારા પુત્રને મરવા નહિ દઉં. આજે તમને કહું છું કે હું પણ એક ચિત્રકાર છું. હું એ યક્ષનું ચિત્ર દોરીશ અને મારા મોતને વધાવી લઈશ.”

“પણ બેટા! મારાથી તને કેમ મોકલાય? તું તો મારો મહેમાન છે.”

“હું મહેમાન હતો પહેલા દિવસે. પણ આજ તો હું તમારો પુત્ર છું. માટે તમે મનમાં એવા વિચાર ન રાખો. અને સ્વસ્થ થાવ. પ્રભુનું સ્મરણ કરો.” આમ બંને એકબીજાને સમજાવતાં રહ્યાં.

સમય થતાં કૌશાંબીનો ચિત્રકાર યક્ષનું ચિત્ર ચીતરવા માટે તૈયારી કરવા લાગ્યો. સૌ પ્રથમ તેણે છટ્ઠનું પચ્ચક્ખાણ લીધું. પછી નિર્મળ અને સુગંધી જળથી સ્નાન કર્યું. ધોયેલા અને સ્વચ્છ તેમજ પવિત્ર વસ્ત્ર પહેર્યાં. અને રંગના કચોળા ભરી નવી પીંછીઓ લઈ યક્ષનું ચિત્ર ચીતરવા માટે બેઠો. પહેલી રેખા દોરતા પહેલાં તેણે મુખ ઉપર અષ્ટપુટ વસ્ત્ર બાંધ્યું. યક્ષના રૂપને મનમાં ધારીને ભાવથી પ્રથમ વંદના કરી અને પ્રાર્થના કરી: “હે યક્ષદેવ! આપ તો મહાન છો. સમૃદ્ધ અને સામર્થ્યવાન છો. તમારા દેહનું રૂપ તો હજી પણ કદાચ આબેહૂબ ચીતરી શકાય પરંતુ તમારું ગુણ-યુક્ત રૂપ ચીતરવાનું કોઈમાં જ સામર્થ્ય નથી. મારામાં પણ નથી. આથી આપના સ્વરૂપમાં કંઈપણ ક્ષતિ જણાય તો મને ક્ષમા કરજો.”

આમ ભાવવંદના કરી યક્ષ પ્રત્યે પૂરી ભક્તિથી ચિત્રકાર યક્ષને ચિત્રમાં આલેખવા લાગ્યો. ચિત્ર પૂરું થતાં જ સત્યદેવ યક્ષ હાજરાહજૂર થયો અને બોલ્યો: “ચિત્રકાર તારી ભક્તિથી હું પ્રસન્ન થયો છું. માંગ તે હું તને આપું.”

“દેવ! આપના દર્શન પામીને હું ધન્ય છું. આપ પ્રસન્ન થઈ માંગવાનું કહો છો તો આ નગરીમાંથી ઉપદ્રવનું નિરાકરણ કરી તમામ ચિત્રકારોને અભયદાન આપો. એ આપશો તો હું આપનો ઉપકાર કદી નહિ વિસરું.”

“ચિત્રકાર! તારી એ માગણી હું પૂરું કરું છું. હવેથી કોઈને દુઃખ નહિ થાય અને બધા જ ચિત્રકાર મુક્તમને નિર્ભયતાથી જીવી શકશે. પણ તું તારા પોતા માટે કંઈક માંગ. કારણ હું તારી પૂજા–ભક્તિથી ખૂશ થયો છું, માટે તને ઈચ્છા હોય તે માંગી લે.”

"તો દેવ! મને એવું વરદાન આપો કે કોઈનું એક અંગ પણ જોઉં તો તે પરથી હું તેનું આખું રૂપ ચિતરી શકું.

"તથાસ્તુ" એમ કહીને સત્યદેવ અદૃશ્ય થઈ ગયો.

આ કથાનકથી પૂજકોએ પ્રેરણા લેવાની છે કે પૂજા વિધિપૂર્વક કરવી. વિનયથી કરવી. ઉત્કટ ભાવનાથી કરવી. પવિત્ર મન અને પવિત્ર સાધનો–ઉપકરણોથી કરવી.



# ૧૯૨

## દેવદ્રવ્ય–ભક્ષણના દોષ

આ વ્યાખ્યાનમાં દેવદ્રવ્ય ઓળવવાથી લાગતા દોષ અંગે કહેવામાં આવે છે:

अक्षतादिकद्रव्यस्य, भक्षको दुःखमाप्नुयात् ।
तत्ततो यत्नतो रक्ष्यं, देवद्रव्यं विवेकिना ॥

**ભાવાર્થ:** અક્ષત વગેરે દેવદ્રવ્યનું ભક્ષણ કરનારા દુઃખ પામે છે, આથી વિવેકી પુરુષોએ દેવદ્રવ્યનું કાળજીપૂર્વક રક્ષણ કરવું. આ સંબંધમાં શુભંકર શ્રેષ્ઠીની કથા પ્રેરક છે. તે આ પ્રમાણે:

### શુભંકર શ્રેષ્ઠીની કથા

કાંચનપુર નામે એક નગર હતું. તેમાં શુભંકર નામે એક શ્રેષ્ઠી રહેતો. શુભંકર સંસ્કારી અને સરળ સ્વભાવવાળો હતો. જિનપૂજા અને ગુરુવંદના કરવાનો તેને નિયમ હતો.

એક સવારે તેણે જિનપૂજા કરવાના સમયે રંગમંડપમાં દિવ્ય અક્ષતના ત્રણ નાના ઢગલા જોયા. આ અક્ષત અલૌકિક હતા અને તેની સુગંધ તન–મનને તરબતર કરી મૂકતી હતી. શુભંકરની દાઢ સળવળી ઊઠી. તેણે વિચાર્યું: આ ચોખાના ભાત ખાધા હોય તો દિવસો સુધી તેનો સ્વાદ દાઢમાં રહી જાય."

દેરાસરના, જિનેશ્વર ભગવંતને ધરેલા અક્ષત તો લઈ જવાય નહિ. આથી શુભંકરે રસ્તો કાઢ્યો. એ સુગંધી ચોખાની તેણે ચોરી ન કરી પરંતુ એટલા જ પ્રમાણમાં ચોખા પોતાના ઘરેથી લાવીને દેરાસરમાં મૂક્યા. આમ તેણે ચોખાની બદલી કરી. એ ચોખા ઘરે લઈ જઈ તેની ખીર બનાવી. ખીરની સુગંધ ચારે બાજુ પ્રસરી ઊઠી.

એ સમયે કોઈ માસક્ષમણના તપસ્વી મુનિ તેના ઘરે ગોચરીએ પધાર્યા. શુભંકરે ગુરુભક્તિથી પેલા દિવ્ય અક્ષતની બનેલી ખીર વહોરાવી. મુનિ વ્હોરીને ઉપાશ્રય તરફ ચાલ્યા.

ખીર પાતરામાં કાળજીપૂર્વક ઢાંકેલી હોવા છતાં તેની સુગંધ છાની રહેતી નહોતી. એ સુગંધ મુનિને પજવી ગઈ. તેમનું મન ન કરવાના વિચાર કરવા લાગ્યું : "ખરેખર! આ શેઠ ભાગ્યશાળી છે. મારા કરતાં ય તે વધુ ભાગ્યવાન છે. કારણ તે રોજ આવું સુગંધી સ્વાદિષ્ટ ભોજન લઈ શકે છે. જ્યારે હું તો રહ્યો સાધુ. મને તો જે મળે તેનું જ રોજ ખાવાનું. પણ આજે મારાય ભાગ્ય ઉઘડી ગયા. મને આજે સ્વાદિષ્ટ અને સુગંધી ખીર ખાવા મળશે."

મુનિ આમ દુર્ધ્યાન ધરતાં ધરતાં ઉપાશ્રય સુધી આવી પહોંચ્યા. ત્યાં તેમને બીજો કુવિચાર આવ્યો : 'ગુરુને આ ગોચરી બતાવીશ અને તેની સુગંધથી એ ખીર બધી જ તેઓ ખાઈ જશે તો?? આવી શંકાથી મુનિએ ગોચરી બતાવી જ નહિ. અને પોતે જ ખાઈ ગયા.

જમતાં જમતાં પણ ખીરના સ્વાદ અને શુભંકરના ભાગ્યનો જ વિચાર કરતાં રહ્યા : "આહાહા! ખીરનો શું સ્વાદ છે? દેવતાઓને પણ આવી ખીર ભાગ્યે જ મળે. આજ સુધી મેં નાહકનો જ તપ કરી દેહદમન કર્યું. જેમને રોજ આવું ભોજન મળે છે તેમને ધન્ય છે."

આમ વાપરીને મુનિ સૂઈ ગયા. સૂતા તે સૂતા. આવશ્યક ક્રિયા કરવાના સમયે સૂતા જ રહ્યા. ગુરુને વિચાર આવ્યો : "આ શિષ્ય ક્યારેય આવશ્યક ક્રિયા ચૂક્યો નથી. આજે ચૂક્યો છે. આથી લાગે છે કે તેણે કોઈ અશુદ્ધ આહાર લીધો હશે."

સવારનો સમય થતાં શુભંકર ગુરુ વંદના કરવા આવ્યો. તે સમયે પણ પેલા મુનિ સૂતેલા જ હતા. એ જોઈ ચિંતાથી શુભંકરે તેનું કારણ પૂછ્યું. ગુરુએ કહ્યું : 'હે શુભંકર! આ મુનિ ગઈકાલે સાંજે ગોચરી વાપરીને સૂતા છે તે સૂતા જ છે. ઉઠાડવા છતાં ઉઠ્યા નથી. લાગે છે કે અશુદ્ધ આહારનું તેમને ઘેન ચડ્યું છે."

એ જાણી શુભંકરે કહ્યું : "ગઈકાલે સાંજે તો મેં જ તેમને ગોચરી વ્હોરાવાનો લાભ લીધો હતો."

ગુરુ : શુભંકર! તમને બરાબર યાદ છે કે તમે વ્હોરાવેલ આહાર શુદ્ધ અને મુનિને ખપે તેવો હતો?

શુભંકરે નિખાલસતાથી સરળભાવે કહ્યું : "સ્વામી! દોષ કોઈ હોય તો મને ખબર નથી પરંતુ મેં જે ચોખાની ખીર બનાવી હતી તે ચોખા મારા ઘરના ચોખાની બદલીમાં હું દેરાસરમાંથી લાવ્યો હતો." પછી તે બધી ઘટના અથેતિ કહી સંભળાવી.

ગુરુ : "શુભંકર! તેં આ યોગ્ય કર્યું નથી. સિદ્ધાંતમાં કહ્યું છે કે: "જિન-

પ્રવચનની વૃદ્ધિ કરનાર અને જ્ઞાન દર્શન ગુણનો પ્રભાવક શ્રાવક પણ જો જિનદ્રવ્યનું ભક્ષણ કરે તો તે સંસારી થાય છે અને તેવો જ શ્રાવક જો જિનદ્રવ્યનું રક્ષણ કરે તો તે પરિત્ત સંસારી થાય છે."

ગુરુએ તેને આ સંબંધમાં એક દૃષ્ટાંત કહ્યું: એક શ્રીમંત શેઠ હતો. આ શેઠ પોતાના એક પાડોશીને રોજ પજવતો હતો. આથી ગરીબ પાડોશીએ વિચાર્યું કે "આ શેઠને હું મારા જેવો ગરીબ કરું તો જ હું ખરો."

એ વિચારને અમલમાં મૂકવાની તક તેને એક દિવસ મળી ગઈ. શેઠ મકાન ચણાવતા હતા. ગરીબ પાડોશીએ કોઈ જિનાલયની ઈંટો લાવીને એ શેઠના મકાનની ઈંટો ભેગી મૂકી દીધી. મકાન તો તૈયાર થઈ ગયું. પણ જિનાલયની ઈંટોનો તેમાં ઉપયોગ થવાથી એ શેઠ થોડા દિવસમાં જ ગરીબ થઇ ગયો. એ જોઈને એક અવસરે પેલા ગરીબે શેઠને કહ્યું: "કેમ શેઠ! હવે સમજાય છે ને કે ગરીબી કેવી હોય છે?" એમ કહીને તેણે કરેલ કૃત્યની વાત કરી.

એ જાણતાં જ શેઠે ઘરમાંથી પેલી ઈંટો કઢાવી નાંખી અને તેના પ્રાયશ્ચિતરૂપે એક નવું જિનચૈત્ય બંધાવ્યું.

"શુભંકર! આમ તેં જિનદ્રવ્યનું ભક્ષણ કર્યું છે આથી તેં મોટું પાપ કર્યું છે."

શુભંકર: "હા, મને પણ ગઈ કાલે જ ઘણાં દ્રવ્યની હાની થઈ છે."

ગુરુ: "શુભંકર! તારું તો બાહ્ય ધન ગયું છે પણ આ મુનિનું તો અંતરંગ ધન હણાઇ ગયું છે. હવે તારે આ પાપની આલોચના માટે તારી પાસે જેટલું દ્રવ્ય છે તેનાથી તારે એક ચૈત્ય કરાવવું."

શુભંકરે આલોચના માટે જિનચૈત્ય બંધાવ્યું. ગુરુએ શિષ્યને રેચક પાચક વગેરે ઔષધો આપી અશુદ્ધ આહારથી તેનું પેટ શુદ્ધ કર્યું. જે પાત્રામાં આહાર વ્હોર્યો હતો તે પાત્રાને છાણ અને રક્ષાનો લેપ કરી ત્રણ દિવસ તડકે મૂકયા. એ મુનિએ પણ પોતાના દુર્ધ્યાન માટે પ્રાયશ્ચિત કર્યું.

આમ શુભંકરની કથા પરથી શ્રાવકે શીખવાનું છે કે અધિક દ્રવ્ય આપીને પણ કદી દેવદ્રવ્ય લેવું નહિ તેમજ પરસ્પર કોઇને પણ દેવદ્રવ્ય આપવું નહિ.

દેવદ્રવ્યના બીજા દોષ સંબંધી પણ કહ્યું છે કે—

दीपं विधाय देवानां, पुरतो गृहमेधिना।
तेन दीपेन नो गेहे, कर्त्तव्यः कज्जलध्वजः॥

"શ્રાવકે દેવની આગળ દીપક કરીને તે દીપકવડે ઘરમાં અગ્નિ પણ સળગાવવો નહિ."

## દેવદીપક સંબંધી કથા

ઈન્દ્રપુર નામનું નગર. તેમાં દેવસેન નામે ધનાઢ્ય રહે. તેના ઘરે ભૂલચૂક વિના રોજ એક ઊંટડી આવતી. ભરવાડ એ ઊંટડીને મારીને લઈ જતો છતાંય તે પાછી દેવસેનને ઘરે જતી રહેતી.

દેવસેને ગીતાર્થ ગુરુને તેનું કારણ પૂછ્યું. ગુરુએ કહ્યું : " દેવસેન ! આ આજે ઊંટડી છે. પણ ગયા ભવે તે તારી જનેતા હતી. તે રોજ જિનેશ્વરની આગળ દીપક કરતી. એ દીવાથી તે ઘરકામ કરતી. ધૂપના અંગારાથી તે પોતાનો ચૂલો પેટાવતી. એ પાપથી તે આજ ઊંટડી થઈ છે. તને અને ઘરને જોઈ તેનાં જીવને ટાઢક થાય છે, આથી રોજ તે તારે ત્યાં આવે છે.

હવે તું તેને પૂર્વ નામે બોલાવ. તેને દીવાની વાત કર. એ જાણી તેને જાતિસ્મરણ જ્ઞાન થશે અને તે પ્રતિબોધ પામશે.

દેવસેન પાસેથી પૂર્વભવ સાંભળતાં જ ઊંટડીને જાતિસ્મરણ જ્ઞાન થયું. પછી ગુરુની સાખે સચિત્ત વગેરેનો નિયમ લીધો. પૂર્વ પાપનો તીવ્રતાથી પસ્તાવો કર્યો અને મરીને દેવલોકમાં ગઈ.

આથી જ પૂર્વાચાર્યોએ કહ્યું છે કે "જિનેશ્વર ભગવંતની પૂજાભક્તિ નિમિત્તે દીપ, ધૂપ કરીને પછી જે મૂઢ તેના વડે મોહથી પોતાનું ઘર કાર્ય કરે છે તે બહુવાર તિર્યંચપણું પામે છે." માટે દેવસંબંધી દીપકથી સંસારી લેખ વાંચવા નહિ, સાવદ્ય નાણાંની પરીક્ષા કરવી નહિ, અને તે દીપવડે પોતાના કામનો બીજો દીપક પણ પેટાવવો નહિ. ઉપલક્ષણથી દેવસંબંધી કેશરચંદનથી પોતાના લલાટે તિલક કરવું નહિ. અને દેવજળથી હાથ ધોવા નહિ. પણ જો કોઈ સ્નાનાદિક માટે જળ લાવીને ચૈત્યમાં મૂકે તો તેના વડે હાથ ધોવામાં દોષ નથી. એ પ્રમાણે સર્વ કાર્યમાં વિવેક રાખવો.

દેવદ્રવ્ય તુરત જ આપી દેવું. તે સંબંધમાં કહ્યું છે કે :—

> चैत्यायत्तीकृतं द्रव्यं, दातव्यं शीघ्रमेव च ।
> वृद्धिश्च देवद्रव्यस्य, निष्पाद्यो शुद्धबुद्धिभिः ॥

"ચૈત્ય નિમિત્તે બોલેલું કે આપવા કહેલું દ્રવ્ય સત્વરે આપી દેવું અને શુદ્ધ બુદ્ધિથી દેવદ્રવ્યની વૃદ્ધિ કરવી."

પોતાની પાસે એક ક્ષણ પણ દેવદ્રવ્ય રાખવું જોઈએ નહિ. બીજાનું દેવું હોય તો તે ચૂકવવામાં વિવેકી પુરુષો વિલંબ કરતા નથી તો પછી દેવદ્રવ્યની ચૂકવણીમાં વિલંબ તો કેવી જ રીતે કરી શકાય? તુરત આપી શકાય તેમ ન હોય તો આપી શકાય તેટલા સમયનો વાયદો કરવો. પણ આપેલ વાયદા પ્રમાણે દેવદ્રવ્ય ભરપાઈ કરી દેવું. એમ ન કરનારને દેવદ્રવ્યના ઉપભોગનો દોષ લાગે છે. દેવદ્રવ્યની ચૂકવણીમાં વિલંબ કરવાથી સારા શ્રાવકની પણ દુર્ગતિ થાય છે. તે વિષે આ દૃષ્ટાંત મનનીય છે :

## ઋષભદત્ત શ્રેષ્ઠીની કથા

મહાપુર નગરના જૈનો એક દેરાસરના જીર્ણોદ્ધાર કરવા માટે ટીપ કરી રહ્યા હતા. તે સમયે ઋષભદત્ત ત્યાં જઈ ચડ્યો. તે સમયે તેની પાસે દ્રવ્ય ન હતું. આથી તેણે અમુક દિવસે દ્રવ્ય આપવાનું કહી પોતાની શક્તિ મુજબનું દ્રવ્ય ટીપમાં નોંધાવ્યું.

ઋષભદત્ત પછી પોતાના કામમાં એટલો બધો વ્યસ્ત બની ગયો કે લખાવેલું દ્રવ્ય આપવાનો વાયદો તે ચૂકી ગયો. ત્યાં જ દૈવયોગે તેના ઘરે ચોરોએ ધાડ પાડી. ચોરનો સામનો કરવા જતાં ઋષભદત્તનું શસ્ત્રના પ્રહારથી મૃત્યુ થયું. મરીને તે જ નગરમાં તે કોઈ મહિષવાહકને ત્યાં પાડો થયો. પાડાના દુઃખનો પાર ન હતો. તેનો માલિક નિર્દય હતો. પાડા ઉપર ભીસતી મૂકાવતો. દરેક ઘરનું તેને પાણી ઉંચકવું પડતું. અધૂરામાં પૂરા નગરની રચના ટેકરાળ હતી. આથી ભારે બોજ ઉચકી તેને સતત ચડઉતર કરવી પડતી. સહેજ થોભે તો ચાબૂક પડતી. આમ તેને માર પણ સહન કરવો પડતો.

એક સમયે તેના ફાળે કોઈ બંધાતા ચૈત્ય માટે પાણી લઈ જવાનું આવ્યું. ચૈત્યને અવારનવાર જોતાં તેને જાતિસ્મરણ જ્ઞાન થયું. આથી તે અંતરથી જિનભક્તિ કરવા લાગ્યો. પછી જ્ઞાનીનાં વચનથી તેને પોતાના પિતાનો જીવ જાણી પૂર્વ ભવના પુત્રે દ્રવ્ય આપીને છોડાવ્યો. અને પૂર્વભવનું બાકી રહેલું દેવદ્રવ્યનું દેવું હજાર ગણું આપીને તેને ઋણમુક્ત કર્યો. પાડો અનશન કરીને સ્વર્ગે ગયો.

આમ આ દૃષ્ટાંતથી પ્રેરણા લેવાની છે કે લખાવેલ દેવદ્રવ્ય આપવામાં જરાપણ વિલંબ કરવો નહિ.

શ્રાવકોએ નિર્દોષપણે દેવદ્રવ્યની વૃદ્ધિ કરવી જોઈએ. દ્રવ્યથી પંદર કર્માદાન અને નઠારા વ્યાપાર કર્યા સિવાય શુભવ્યવહારાદિકથી જ દેવદ્રવ્ય વધારવું. કહ્યું છે કે "પ્રભુની આજ્ઞા વિનાના કાર્યવડે દેવદ્રવ્ય વધારવા છતાં પણ કેટલાક મૂઢ જીવો મોહવડે અજ્ઞાની હોવાથી ભવસાગરમાં ડૂબે છે."

દેવદ્રવ્ય વ્યાજે લેવું પણ નહિ અને વ્યાજે આપવું પણ નહિ. શ્રાવક ન હોય તેવી જાતિની વ્યક્તિના કંઈક અધિક કિંમતના ઘરેણાં રાખીને તે દેવદ્રવ્યની વ્યાજવડે વૃદ્ધિ કરી શકાય. તે યોગ્ય છે. **સમ્યક્ત્વસત્તરીની ટીકામાં** શંકાશની કથા કહેતાં આ વિધાન કરવામાં આવ્યું છે.

દેવદ્રવ્ય વિનાશ પામતું હોય અને તેને પ્રેક્ષક બની જોઈ રહેવામાં આવે તો તેમ જોનારને પણ દોષ લાગે છે. કહ્યું છે કે "શ્રાવક જો દેવદ્રવ્ય ખાય અથવા તે ખાઈ જતા હોય તેની ઉપેક્ષા કરે તો તે બુદ્ધિહીન થાય અને પાપકર્મવડે લેપાય." આ ઉપરાંત દેવ દ્રવ્યના ભક્ષણને ઉત્કૃષ્ટ આશાતના ગણાવેલ છે.

પ્રતિમાને ધૂપધાણું વગેરે અથડાઈ જાય. શ્વાસ લાગે કે વસ્ત્રનો છેડો અડી

જાય તો તેનાંથી જઘન્ય આશાતના લાગે છે. આ અંગે કોઈ શંકા કરે કે તો પછી પ્રતિમાને વાળાકુંચી કરવાથી પણ આશાતના લાગે ને? આનું સમાધાન કરતા શાસ્ત્રકારો કહે છે કે–ના, તેનાથી આશાતના નથી થતી. લોકમાન્યતા છે કે અપમાન કે તિરસ્કારની બુદ્ધિથી જે ક્રિયા કરવી તે આશાતના છે. સત્કાર કે હિતબુદ્ધિથી કરાતી ઉચિત ક્રિયા તે આશાતના નથી. આથી જ ઇંદ્રે કરેલ સ્નાત્ર તે પૂજા છે અને કમઠે કરેલ સ્નાત્ર તે આશાતના છે. આમ એક જ પ્રકારની ક્રિયા પણ અભિપ્રાયના ભેદે અમૃતરૂપ અને વિષરૂપ થાય છે.

ધોયા વગરના વસ્ત્રથી પૂજન કરવું, બિંબનું પૃથ્વી પર પડી જવું વગેરે મધ્યમ આશાતના છે. અને પ્રતિમાને પગ લગાડવો, લીંટ વગેરેના છાંટા ઉડાડવા, દેવદ્રવ્ય ઓળવવું. બિંબનું ભાંગવું અને બિંબની અવહેલના કરવી તે ઉત્કૃષ્ટ આશાતના છે.

આ પ્રમાણે જાણીને શ્રાવકોએ દેવદ્રવ્ય ઓળવવું નહિ. તેથી ભયાનક આશાતના થાય છે. અને જીવને દુર્ગતિમાં ભટકવું પડે છે. શ્રાવકોએ તો જિનાજ્ઞામાં રહીને દેવદ્રવ્યની રક્ષા અને તેની વૃદ્ધિ કરવાની જ કાળજી રાખવી જોઈએ.



## ૧૯૩

## દેવદ્રવ્ય ભક્ષણનો દોષ

દેવદ્રવ્ય નામમાત્રનું પણ લેવાથી દોષ લાગે છે. દેવદ્રવ્યના ભક્ષકને તેથી અનંતો સંસાર કરવો પડે છે. અને એ દૂર ન થાય ત્યાં સુધી એવા જીવને અનેક પ્રકારની વેદનાઓ અને દુઃખોમાં રીબાવું પડે છે. આ સંબંધમાં કહ્યું છે કે :—

देवस्वभक्षणे दोषः अहो कोपि महात्मनः ।
सागरश्रेष्ठिनो ज्ञातं, धार्यं देवस्वरक्षकैः ॥

"દેવદ્રવ્ય ખાવાથી અહો! કેટલા બધા દોષ લાગે! આ અંગે દેવદ્રવ્યના રક્ષકોએ મહાત્મા સાગરશ્રેષ્ઠીનું દષ્ટાંત સતત ધ્યાનમાં રાખવા જેવું છે."

### સાગરશ્રેષ્ઠીની કથા

સાકેત નગરમાં સાગરશ્રેષ્ઠી રહે. સમાજમાં તેની પ્રતિષ્ઠા પ્રમાણિક, નિષ્ઠાવાન અને ચારિત્રવાન તરીકેની હતી. આથી સંઘના શ્રાવકોએ સાગરશ્રેષ્ઠીને ચૈત્યનો વહીવટ સોંપ્યો અને કહ્યું: ચૈત્ય [દેવ] દ્રવ્યમાંથી તમારે ચૈત્યનું કામ કરનારા મજુર, કારીગરો વગેરેને મહેનતાણું ચૂકવવું."

સાગરશ્રેષ્ઠી પ્રામાણિક હતો પરંતુ સાથોસાથ તેનામાં થોડોક લોભ પણ હતો. આ લોભવૃત્તિથી તેણે મજૂરો વગેરેને રોકડ રકમ ન ચૂકાવતા લોટ, ગોળ, વસ્ત્ર વગેરે વસ્તુઓ ચૂકવવા માંડી. આ બધી ચીજો તે દેવદ્રવ્યથી જ ખરીદતો પરંતુ એ ખરીદીમાં જે ગાળો પડતો તે પોતે રાખતો. આમ સાગરે એક હજાર કાંકણી [કાંકણી એટલે એક રૂપિયાનો એંશીમો ભાગ–સાડાબાર રૂપિયા] ભેગી કરી.

દેવદ્રવ્યના આવા ઉપયોગથી સાગર શ્રેષ્ઠીએ ઘોર દુષ્કર્મ બાંધ્યું. આમ કરતા તેને જરાપણ પસ્તાવો ન થયો. આ કર્મનું પ્રાયશ્ચિત કર્યા વિના જ તે મૃત્યુ પામ્યો. આ ઘોર દુષ્કર્મના પરિણામે મળેલ માનવભવ તો તે હારી જ ગયો અને મરીને તે કોઇ એક સમુદ્રમાં મનુષ્ય આકૃતિવાળો મત્સ્ય થયો.

સમુદ્રમાં રહેલા જળચર જંતુઓનો ઉપદ્રવ નિવારવા માટે જાતિવંત રત્નોના ઈચ્છુકોએ આ મત્સ્યને જાળમાં ઝડપી લીધો. જાળમાં તે તરફડયો. પાણી વિના જમીન પર તે જીવન અને મૃત્યુની અસહ્ય વેદના અનુભવવા લાગ્યો. આ માણસોએ તેને વજ્રની ઘંટીમાં નાંખીને દળ્યો. અને તેના અંગમાંથી જરૂરી એવી અંડગોળી કાઢી લીધી. અહીંથી મરીને તે ત્રીજી નરકે ઉત્પન્ન થયો. ત્યાંથી નીકળી તેનો જીવ પાંચસો ધનુષ્યના પ્રમાણવાળા મહામત્સ્યરૂપે જન્મ્યો. માછીઓએ તેને ક્રૂર રીતે મારી નાંખ્યો. મરીને ચોથી નરકે ગયો. એમ તે એક બે ભવ કરીને સાતમી નરકે બબ્બેવાર ઉત્પન્ન થયો.

દેવદ્રવ્યની એક હજાર કાંકણી ખાધી હોવાથી તે આંતરે આંતરે અથવા આંતરા વિના હજાર વખત કૂતરો થયો. ત્યારપછી તેણે એક હજાર ભવ ડુક્કરના, એક હજાર ભવ બકરાના, એક હજાર ભવ ગાડરના, એક હજાર ભવ હરણના, એક હજાર ભવ સસલાના, એક હજાર ભવ સાબરના, એક હજાર ભવ શિયાળના, એક હજાર ભવ બિલાડીના, એક હજાર ભવ ઉંદરના, એક હજાર ભવ ગરોળીના, એક હજાર ભવ ઘોના કર્યા અને એક હજાર વખત તે સાપનું જીવન જીવ્યો. પાંચ સ્થાવર તથા વિકલેન્દ્રિયમાં હજારો ભવ કરી એકંદરે લાખો ભવ સંસારમાં ભમ્યો. અને આ બધા જ ભવમાં મોટા ભાગે તેનું મૃત્યુ શસ્ત્રોના ઘાતથી જ થયું.

આ દરેક ભવમાં સાગરનું ઘોર કર્મ ક્ષીણ થતું રહ્યું અને તિર્યંચગતિમાંથી છૂટકારો પામીને તે મનુષ્ય ભવ પામ્યો. વસંતપુરમાં કોટિધ્વજ એવા વસુદત્ત શેઠને ત્યાં તે પુત્ર રૂપે ઉત્પન્ન થયો. હજી તેનો જન્મ થવાને તો સમય હતો પરંતુ તેના કુપ્રતાપથી બધી જ સંપત્તિ લૂંટાઈ ગઈ. જે દિવસે તેનો જન્મ થયો તે દિવસે જ તેના પિતા મૃત્યુ પામ્યા. એક બાજુ પુત્રજન્મ, બીજી બાજુ પિતાનું અવસાન. પાંચ વરસનો થયો ત્યારે તેની માતા મરણ પામી. આ બધી દુઃખદ અને કમભાગી ઘટનાઓના કારણે લોકોએ તેનું નિષ્પુણ્ય એવું નામ પાડયું.

માતાપિતાની સારસંભાળ વિના અને ભીષણ ગરીબાઈમાં, એક ભિખારીની જેમ

તે મોટો થવા લાગ્યો. તેની આ હાલતની તેના મામાને દયા આવી. નિષ્પુણ્યને તે પોતાના ઘરે લઈ ગયા. જે દિવસે તેણે મામાના ઘરે પગ મૂક્યો તે જ રાતે મામાના ઘરે ધાડ પડી. આમ તેના જ્યાં પગલા પડતા ત્યાં કંઈ ને કંઈ નુકશાન જ થતું. આથી સૌ તેને અપશુકનિયાળ ગણતાં અને હડધૂત કરતાં. આ અપમાન અને તિરસ્કારથી નિષ્પુણ્ય એક દિવસ ગામ છોડીને દેશાંતર ચાલી નીકળ્યો.

રખડતા રખડતા તે તામ્રલિપ્તી નગરીમાં પહોંચ્યો. ત્યાં કોઈ વિનયંધર શેઠે તેને નોકરીમાં રાખ્યો. જે દિવસે નોકરીએ ચડયો તે જ દિવસે શેઠના ઘરને આગ લાગી. આથી તેના પગલાને અપશુકનિયાળ ગણી શેઠે નોકરીમાંથી કાઢી મૂક્યો.

ત્યાંથી તે રખડતો રખડતો કોઈ એક શેઠના વહાણમાં બેઠો. તે પોતાના પૂર્વકર્મને ખૂબ જ કડક રીતે નિંદતો હતો. "મેં એવા તે કયા પાપ કર્યાં હશે તે આજ મારી આવી દશા છે? હું જ્યાં પગ મૂકું છું ત્યાં કંઇ ને કંઈ નુકશાન જ થાય છે. હવે આ વહાણને કોઈ આંચ ન આવે તો સારું." અને સહેજ ભાગ્ય સુધરતું હોવાથી વહાણ સહીસલામત બીજા દ્વીપે પહોંચ્યું. તેથી થયું : 'હાશ! હવે કંઈક ભાગ્ય સુધર્યું.'

પરંતુ જ્યાં ફરી પાછો તે જ વહાણમાં બેસી તે આગળ દેશાંતર જવા લાગ્યો ત્યારે તે વહાણ મધદરિયે તૂટી પડ્યું. વહાણના કોઈ પાટિયાના સહારે તરતો તરતો ઘણાં દિવસે તે કોઈ ગામ પહોંચ્યો. ત્યાં તે ગામના ઠાકોરને ત્યાં ગયો. જે દિવસે તેણે ઠાકોરને ત્યાં કામ શરૂ કર્યું તેજ રાતે ઠાકોરના ઘર પર ચોરોએ ધાડ પાડી. ચોરો તેને શેઠનો પુત્ર જાણી ઉપાડી ગયા. પણ ત્યાં ય ચોરોની પલ્લીમાં ય તેનું ભાગ્ય વિફર્યું. બીજા ચોરોએ પલ્લી પર હુમલો કર્યો. આથી ચોરના સરદારે તેને અપશુકનિયાળ સમજીને કાઢી મૂક્યો.

આમ નવસો ને નવ્વાણું સ્થળોએ નિષ્પુણ્ય ભટક્યો. દરેક સ્થળે તેનાં પગલે કંઈ ને કંઈ ઉપદ્રવ થયા. આથી એ દરેક સ્થળેથી તે હડધૂત થયો. છેવટે તે કોઈ એક જંગલમાં ગયો. ત્યાં તેણે સેલક નામના યક્ષની આરાધના કરી. એકવીશ ઉપવાસ સહિત અખંડ જાપ કર્યાં. આથી યક્ષ તેના પર પ્રસન્ન થયો અને વરદાન આપતા કહ્યું : "હે ભદ્ર! દરરોજ સંધ્યા કાળે મારી સમક્ષ સોનાના હજાર પીંછાવાળો એક મોટો મોર નૃત્ય કરશે, રોજ તેનાં અહીં પીંછા પડશે. એ સોનાનાં પીંછા તારે લઈ લેવા."

નિષ્પુણ્યે તે દિવસથી માંડીને નવસો પીંછા ભેગા કર્યાં. નવસો એકમા દિવસે તેને દુર્બુદ્ધિ સુઝી. રોજ રોજ આમ ક્યાં સુધી રાહ જોવી? આના કરતાં મોરને મારી નાંખીને એક સાથે જ બધા પીછાં લઈ લઉં."

આ વિચાર તેણે અમલમાં મૂક્યો. જેવો તે મોરને પકડવા ગયો તેવો જ મોર

કાગડો થઈને ઉડી ગયો એટલું જ નહિ અગાઉ ભેગાં કરેલ સોનાનાં બધાં જ પીંછાં એકદમ અદૃશ્ય થઈ ગયાં. એ જોઈ નિષ્પુણ્ય ફરી માથું કૂટવા લાગ્યો અને પોતાની દુર્બુદ્ધિને તેમજ દુષ્કર્મને ધિક્કારવા લાગ્યો.

ભૂખ્યો તરસ્યો જંગલમાં તે રખડી રહ્યો હતો. ત્યાં તેણે એ જંગલમાં કોઈ ધ્યાનસ્થ મુનિને જોયા. એ મુનિ ત્રિકાળજ્ઞાની હતા. નિષ્પુણ્યે તેમને વંદના કરી. અને પછી પૂછ્યું કે 'હે પ્રભો! મારી હાલત મારા કયા પાપને કારણે છે? અને તે ક્યારે અને કેવી રીતે સુધરશે?'

જ્ઞાની ભગવંતે તેને સાગરશ્રેષ્ઠીનો ભવ કહ્યો. અને કહ્યું: પ્રથમ ઉપભોગમાં લીધેલા દેવદ્રવ્યથી અધિક દ્રવ્ય પાછું આપવું અને દેવદ્રવ્યની રક્ષા કરવી. આથી તારા દુષ્કર્મનો નાશ થશે."

એ બાદ નિષ્પુણ્યે "લીધેલા દેવદ્રવ્યથી હજારગણું દ્રવ્ય દેવભક્તિમાં આપવાનો અને તે પૂરું થાય ત્યાં સુધી વસ્ત્ર, આહાર વગેરે નિર્વાહ ઉપરાંત કંઈપણ દ્રવ્ય ભેગું નહિ કરવાનો" નિયમ લીધો.

ત્યારપછી નિષ્પુણ્યને દરેક કામમાં સફળતા મળવા લાગી. તે ઘણું દ્રવ્ય કમાવા લાગ્યો. તે કમાણી તે દેવદ્રવ્યમાં આપતો. આમ થોડા જ સમયમાં તેણે દસ લાખ કાંકણી દેવદ્રવ્યમાં વાપરી. આમ દેવદ્રવ્યના દેવામાંથી મુક્ત થયો. ઘણું દ્રવ્ય કમાઈ તે પોતાના મૂળ નગરમાં પાછો ફર્યો. ત્યાં પણ તેણે દેવદ્રવ્યમાં દ્રવ્ય વાપરવા માંડયું. નવાં ચૈત્ય બનાવ્યાં. જુનાં ચૈત્યોનો ઉદ્ધાર કરાવ્યો. સંઘે તેને દેવદ્રવ્યનો વહીવટ સોંપ્યો. આ ભવે તેણે યોગ્ય વ્યવહારથી દેવદ્રવ્યની રક્ષા કરી એટલું જ નહિ તેમાં વૃદ્ધિ પણ કરી. આ પુણ્ય કર્મથી તેણે તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું, એજ ભવમાં તેણે દીક્ષા લીધી. ઉગ્ર તપ કરી અર્હન્નામકર્મ નિકાચિત કર્યું. ત્યાંથી કાળધર્મ પામીને તે સર્વાર્થસિદ્ધિ વિમાનમાં દેવતા થયો. ત્યાંથી ચ્યવીને મહાવિદેહ ક્ષેત્રમાં અરિહંતની સમૃદ્ધિ ભોગવીને સિદ્ધિપદને પામ્યો.

સાગરશ્રેષ્ઠીની આ કથાથી દેરાસર વગેરેનો વહીવટ કર્તા શ્રાવક ટ્રસ્ટીઓએ શીખવાનું છે કે અજાણતાં કે ભૂલથીય દેવદ્રવ્ય પોતાના ઉપયોગ માટે ખર્ચાઈ ન જાય તેની સતત કાળજી રાખવી જોઈએ. અને યોગ્ય રીતે દેવદ્રવ્યની વૃદ્ધિ કરવા માટે નિષ્ઠાભર્યા પ્રયાસ કરવા જોઈએ.



## ૧૯૪

## સાવદ્યવચન ન બોલવું.

"ચૈત્ય કરાવવાં તે સાવદ્ય" એવું કહેનારાઓને આ વ્યાખ્યાનમાં સ્પષ્ટ સમજ આપવામાં આવે છે.

सावद्यवचनं नोच्यं, मुनिभिर्धर्मज्ञायकैः ।
तद्वाक्येन महद् दुःखं, सावद्याचार्यवल्लभेत् ॥

**ભાવાર્થ**—ધર્મના જાણકાર મુનિયોએ સાવદ્ય વચન બોલવું નહિ. એમ બોલનાર સાવદ્યાચાર્યની જેમ મહાદુઃખને પામે છે.

### સાવદ્યાચાર્યની કથા

ભગવાન મહાવીર સ્વામીએ મિથ્યા બોલવાથી શું ફળ મળે તે સમજાવતાં કહ્યું : "હે ગૌતમ! પૂર્વે અનંતકાળ અગાઉ જે અનંતી ચોવીશી થઇ ગઈ તેમાં વર્તમાન અવસર્પિણી જેવી આજથી અનંતમી અવસર્પિણીમાંની એક અવસર્પિણીની ચોવીશીમાં ધર્મશ્રી નામે છેલ્લા તીર્થંકર હતા. તેમનાં તીર્થમાં સાત આશ્ચર્ય થયા.

તેમાં અસંયતી પૂજારૂપ આશ્ચર્યમાં અનેક અસંયતીઓ શ્રાવક પાસેથી દ્રવ્ય લઇને પોતપોતાના કરાવેલાં ચૈત્યમાં વસતા હતા. અને એ ચૈત્યની માલિકીપણાનો આનંદ માણતા હતા.

ત્યાં કુવલયપ્રભ નામે એક તપસ્વી મુનિ આવ્યા. પેલા ચૈત્યવાસીઓએ તેમને વંદના કરી કહ્યું : "આપ અહીં એક ચાતુર્માસ કરો એથી તમારા ઉપદેશથી બીજા અનેક ચૈત્યો થશે."

મુનિએ કહ્યું : "અહીં જે બધાં ચૈત્યો છે તે સાવદ્ય છે આથી તેવા સાવદ્યકાર્ય માટે હું ઉપદેશ નહિં આપું." આમ દૃઢતાથી કહેવાથી મુનિએ જિન નામકર્મ ઉપાર્જન કર્યું અને મોક્ષ માટે માત્ર એક જ ભવ કરવો પડે એવું પુણ્યકર્મ બાંધ્યું. મુનિને પોતાના નિર્ણયમાં મક્કમ જોઇને ચૈત્યવાસીઓએ તેમનું નામ સાવદ્યાચાર્ય તરીકે ગૂંજતું કરી દીધું. પરંતુ આવી મજાકથી મુનિએ લેશમાત્ર પણ ગુસ્સો કર્યો નહિ.

એક સમયની વાત છે. પેલા ચૈત્યવાસીઓમાં વિવાદ થયો. કોઇએ કહ્યું : "જો ગૃહસ્થ ન જ હોય તો સાધુ ચૈત્યની રક્ષા કરે ચૈત્યને સંભાળે, ને જરૂરી આરંભ સમારંભ કરે. આમ કરે તો તે સાધુને દોષ લાગે નહિ." બીજાએ કહ્યું : "સંયમ જ મોક્ષે લઈ જનાર છે માટે સાધુએ સંયમ સિવાયની બીજી કોઈ સંસારની કે સંસાર જેવી પ્રવૃત્તિ કરવી નહિ."

ત્રીજાએ કહ્યું : "ચૈત્યપૂજા પણ મોક્ષે લઈ જનાર છે આથી સાધુ ચૈત્યની રક્ષા કરે તેમાં કોઈ પાપ કે દોષ નથી." આમ સૌ પોત-પોતાનો કક્કો ખરો કરવા લાગ્યા. કોઈ સમાધાન ન થયું એટલે સૌએ પેલા શ્રી કુવલયપ્રભ મુનિને બોલાવ્યા અને તેમનો અભિપ્રાય માંગ્યો. તેમણે સત્ય મુનિનો આચાર સમજાવ્યો. એથી વિવાદ શમી ગયો.

એક વખતે એક સાધ્વીએ ભક્તિથી કુવલયપ્રભ મુનિને વંદના કરી અને શ્રદ્ધાથી તેમના ચરણ પર માથું મૂક્યું. સાધ્વીએ કરેલ સ્પર્શને પેલા ચૈત્યવાસીઓએ જોયો. થોડા દિવસ બાદ મુનિને વ્યાખ્યાનમાં મહાનિશીથ સૂત્રની ગાથાનો અર્થ કરવાનો આવ્યો. એ ગાથા ને તેનો અર્થ ખ્યાલમાં આવતાં જ મુનિ જરા ખચકાઈ ગયા. તુરત જ તેમને પેલી સાધ્વીના સ્પર્શની ઘટના યાદ આવી ગઈ. તેમને વિચાર આવ્યો કે ચૈત્યો બધાં સાવદ્ય છે. એમ કહેવાથી તો મારું સાવદ્યાચાર્ય નામ પડ્યું છે. હવે જો આ ગાથાનો યથાર્થ અર્થ કહીશ. તો ફરી તેઓ મને બીજું કંઈ ઉપનામ આપશે. પરંતુ મુનિ નિડર હતા. આથી લોકનિંદાની પરવા કર્યા વિના તેમણે ગાથાનો યથાર્થ અર્થ કહ્યો : "જે મુનિ કારણ પ્રાપ્ત છતાં નિરાગીપણે પણ સ્ત્રીના હસ્તનો સ્પર્શ કરે તો હે ગૌતમ! તું નિશ્ચયે જાણજે કે તેના મૂળ ગુણની હાનિ થઈ છે."

આ અર્થ અને તેનો વિસ્તરાર્થ સાંભળતાં જ પેલા ચૈત્યવાસીઓએ સાધ્વીના સ્પર્શની ઘટનાનો ખુલાસો માંગ્યો અને કહ્યું : તો તો પછી હે મુનિ! તમારા પણ મૂળ ગુણની હાની થઈ છે એમ જ માનવાનું ને?"

આ ધડાકો સાંભળી બદનામીના ભયથી મુનિએ કહ્યું : "સ્યાદ્વાદ મતમાં ઉત્સર્ગ અને અપવાદ એમ બે માર્ગ છે તે તમે જાણતા નથી. કહ્યું છે કે એકાંતવાદ તે મિથ્યાત્વ છે અને અનેકાંતવાદ તે સ્યાદ્વાદ માર્ગ છે."

ચૈત્યવાસીઓનું તેથી સમાધાન થયું. મુનિની અપકીર્તિ ન થઈ પરંતુ ઉત્સૂત્ર બોલવાથી મુનિને મહાદોષ લાગ્યો. એ દોષની તેમણે આલોચના પણ ન કરી. આથી મરીને તે વ્યંતર થયા. ત્યાંથી ચ્યવીને કોઈ પ્રતિવાસુદેવના પુરોહિતની પુત્રીની કુક્ષિએ ઉત્પન્ન થયા.

આ પુત્રીનો પતિ પરદેશ ગયો હતો. એ સમયમાં તેને ગર્ભ રહ્યો આથી લોક-ભયથી તેના માતાપિતાએ તેને ઘરમાંથી કાઢી મૂકી. પુત્રી દેશાંતર ગઈ અને કોઈ કુંભારને ત્યાં દાસી બનીને રહી. ત્યાં તે ચોરી કરી માંસભક્ષણ કરવા લાગી. આથી રાજાએ તેને કેદ કરી. પ્રસૂતી સુધી તેને જીવતી રાખી. પ્રસવ થતાં જ તે ત્યાંથી પુત્રને મૂકીને નાસી છૂટી.

મુનિનો એ જીવ બાળક મોટો થતાં પાંચસો કસાઈઓનો અધિપતિ થયો. ત્યાંથી મૃત્યુ પામીને છેલ્લા નરકને છેલ્લે પાથડે ઉપન્યો. નરકગતિમાંથી છૂટતા એકોરૂક

નામના દ્વીપમાં સર્પ થયો ત્યાંથી મરીને પાડો થયો. તે પછી વાસુદેવ થયો. મરીને ફરીને નરકે ગયો. નરકથી છૂટી ગજકર્ણ મનુષ્ય થયો. મરીને ફરી પાછો ઠેઠ સાતમી નરકે ગયો. ત્યાંથી પાડો થયો. ત્યાંથી કોઈ વિધવા બ્રાહ્મણીની કુક્ષીમાં ઉત્પન્ન થયો. ગર્ભપાત માટે અનેક ઔષધો ખાવાથી તેને કોઢ થયો. કોઢિયાના ભવમાં સાતસો વરસ, બે માસ અને ચાર દિવસ જીવ્યો. ત્યાંથી મરીને વ્યંતર થયો. પછી કસાઈનો અધિપતિ થયો. મરીને ત્રીજી વખત સાતમી નરકે ગયો. ત્યાંથી છૂટીને બળદ થયો. આમ અનંતકાળ ભમી મહાવિદેહ ક્ષેત્રમાં મનુષ્યપણું પામ્યો. તે ભવમાં લોકની અનુવૃત્તિએ જિનેશ્વરને પ્રણામ કરતાં પ્રતિબોધ પામ્યો. પછી દીક્ષા લઈ પાર્શ્વનાથ પ્રભુના સમયમાં સિદ્ધિપદને પામ્યો.

આ સાંભળી શ્રી ગૌતમે પૂછ્યું : હે ભગવંત ! તે મુનિએ એવું કયું મહાપાપ કર્યું હતું ? તેણે મૈથુન તો સેવ્યું ન હતું. તો પછી તેમના આટલા બધા ભવ કેમ થયાં ?"

ભગવંતે કહ્યું : "હે ગૌતમ ! તે મુનિએ ઉત્સર્ગ તથા અપવાદ વડે સિદ્ધાંતની મર્યાદા છે એમ કહીને પોતાનો ખોટો બચાવ કરવાથી મહાપાપ ઉપાર્જન કર્યું હતું. કારણકે સ્યાદ્વાદ માર્ગમાં પણ સચિત્ત જળનો ભોગ, અગ્નિનો સમારંભ અને મૈથુન એટલા તો ઉત્સર્ગ વડે નિષિદ્ધ જ કરેલા છે. તેથી તેમાં ઉત્સર્ગ અને અપવાદ બંનેની સ્થાપના કરવી યોગ્ય ન હતી." તે મુનિએ સાધ્વીનો સ્પર્શ થતાં પોતાના પગ સંકોચ્યા ન હતા તેથી તેમને આટલા બધા ભવમાં ભમવું પડયું હતું.

અહીં જે ઉત્સર્ગ અને અપવાદની વાત કરી છે તેના છ ભાંગા થાય છે. તે આ પ્રમાણે :

"કષ્ટ વગેરે આવી પડતાં જો હૃદયમાં ધૈર્ય ન રહે તો અપવાદમાર્ગ સેવે. બાકી કેટલાક તો તેવે પ્રસંગે પણ ઉત્સર્ગ માર્ગ સેવે છે." અર્થાત્ કષ્ટ દુઃખનો કસોટીનો પ્રસંગ આવી પડે તે વખતે કોઈ કાર્તિક શ્રેષ્ઠિની જેમ નિષિદ્ધ એવા અપવાદ માર્ગને સેવે છે અને કોઈ કામદેવ શ્રાવકની જેમ ઉત્સર્ગ માર્ગને સેવે છે. તે બંનેના સંયોગે છ ભાંગા થાય છે. ૧ ઉત્સર્ગ, ૨ અપવાદ, ૩ ઉત્સર્ગ સ્થાને અપવાદ, ૪ અપવાદ સ્થાને ઉત્સર્ગ, ૫ ઉત્સર્ગ–ઉત્સર્ગ અને ૬ અપવાદ–અપવાદ.

૧ ઉત્સર્ગ :

न किंचि वि अणुण्णायं पडिसिद्धं वा जिणवरिंदेहि ।
मुत्तुणं मेहुणभावं न तं विणा रागदोसेहिं ॥

"ભગવાને મૈથુન સિવાય બીજી કોઈપણ બાબતની [એકાંત] આજ્ઞા નથી આપી તેમજ એકાંતે નિષેધ કર્યો નથી. માત્ર મૈથુનસેવનનો જ નિષેધ કરેલો છે કારણ કે તે રાગદ્વેષ વિના થતું જ નથી."

૨ અપવાદ :

सव्वत्थ संजमं संजमाओ अप्पाणमेव रक्खिज्जा ।
मुंचइ अइवायाओ पुणो विसोहि तथा विरइं ॥

"સર્વથા સંયમનું રક્ષણ કરવું, સંયમથી પણ આત્માને બચાવવો. જો આત્મા બચ્યો હોય તો આલોયણા વગેરેથી તેની શુદ્ધિ થઈ શકે છે અને પાછી વિરતિ પ્રાપ્ત થાય છે."

૩ ઉત્સર્ગમાં અપવાદ :

उस्सग्गे अववायं आयरमाणो विराहओ भणिओ ।
अववाए पुण पत्ते उस्सग्गनिसेवओ भयणा ॥

"ઉત્સર્ગને સ્થાને અપવાદ સેવે તો તે વિરાધક થાય છે અને અપવાદ પ્રાપ્ત થયા છતાંય ઉત્સર્ગ સેવે તો તે વિરાધક થાય અને ન પણ થાય."

૪ અપવાદમાં ઉત્સર્ગ પણ આજ પ્રમાણે સમજવાનો છે.

૫ ઉત્સર્ગ વિષે મહાનિશીથ સૂત્રમાં કહ્યું છે :

जं पुण गोयमा तं मेहुणं एगंतेणं निच्छयओ वाढं तहा आउ ।
तेउ समारंभं च सव्वपयारेहिं संजयं विवज्जेजा ॥

"ભગવંત કહે છે: હે ગૌતમ ! જે કારણે માટે તે મૈથુન એકાંતે નિશ્ચયથી અત્યંતપણે વર્જવું તેમજ સંયમીએ અપ્કાય તેઉકાય જીવનો સમારંભ પણ સર્વ પ્રકારે વર્જવો."

૬ અપવાદે–અપવાદ

કોઇ સાધવી નદીમાં ડૂબતી હોય તો તેને સાધુ ઉચકીને બચાવી લે તો તેના સ્પર્શથી લાગેલા પાપની શુદ્ધિ અલ્પ આલોચનાથી થાય છે.

આમ ઉત્સર્ગ અને અપવાદના છ ભાંગાનો વિચાર કરીને, તેને સતત નજરમાં રાખીને બોલવું જોઇએ. પ્રાકૃતરૂપમાળામાં કહ્યું છે કે "આ પ્રમાણે છ ભાંગા હોવાથી કોઇ મુનિને ભારે ભીડમાં નારીનો સ્પર્શ થઈ જાય તો તેની આલોયણ લેવાથી તે છૂટી જશે પરંતુ એ સ્પર્શને અંતરમાં રાખશે તો તે અનંતો સંસાર વધારશે."

આ કથાનકથી શ્રાવકો અને સાધુઓએ શીખવાનું છે કે પોતાના પાપ કે દુષ્કૃત્યને ઢાંકવા માટે ઉત્સૂત્ર ન બોલવું. લોકભયથી બદનામીના ડરથી જિનાજ્ઞાનો અવળો અર્થ કરી પોતાના પાપનો બચાવ કદી ન કરવો.



## ૧૯૫

## નવકાર ગણવાનો સમય અને તેનું ફળ

तुर्ये यामे त्रियामाया, ब्राह्मे मुहूर्ते कृतोद्यमः।
मुंचेन्निद्रां सुधीः पंचपरमेष्ठिस्तुतिं पठेत् ॥

**ભાવાર્થ** : રાત્રિના ચોથા પહોરે બ્રાહ્મમુહૂર્તમાં [ચાર ઘડી રાત્રિ બાકી હોય તે સમયે] સદ્બુદ્ધિવાળા પુરુષે ઉઠવાનો ઉદ્યમ કરી નિદ્રા છોડી દેવી અને પંચપરમેષ્ઠિની સ્તુતિ કરવી."

રાત્રિના ચોથા પહોરે બ્રાહ્મમુહૂર્તમાં કદાચ ન જાગી શકાય તો પંદર મુહૂર્તની રાત્રિમાં જઘન્યપણે ચૌદમા બ્રાહ્મમુહૂર્તમાં તો અવશ્ય જાગી જવું. ઊંઘમાંથી ઉઠીને સૂતી સમયે પહેરેલા વસ્ત્રો બદલી બીજા શુદ્ધ-ધોયેલાં વસ્ત્ર પહેરવાં. પછી પવિત્ર ભૂમિ ઉપર ઊભા રહીને અથવા પદ્માસન કરીને અથવા સાદી પલાંઠી વાળીને ઈશાન દિશા તરફ મોં રાખીને બેસવું અને નવકારમંત્રનો જાપ કરવો.

આ જાપના ત્રણ-ઉત્કૃષ્ટ, મધ્યમ અને જઘન્ય એમ ત્રણ પ્રકાર છે. પદ્માદિ વિધિ-વડે જાપ કરવામાં આવે તે ઉત્કૃષ્ટ જાપ. જપમાળા-નવકારવાળી કે માળાની સહાયથી કરવામાં આવે તે મધ્યમ જાપ. પદ્માદિ વિધિ આ પ્રમાણે છે: ચિત્તને એકાગ્ર કરવા હૃદયમાં અષ્ટદળ કમળ સ્થાપિત કરવું. તે કમળની મધ્યમાં પ્રથમ પદ, પૂર્વાદિ ચાર દિશામાં બીજું, ત્રીજું, ચોથું અને પાંચમું એમ ચાર પદ અને અગ્નિ વગેરે વિદિશામાં બાકીના ચાર પદની સ્થાપના કરવી. એમ કર્યા બાદ ક્રમપ્રમાણે જાપ કરવો તે ઉત્કૃષ્ટ જાપ કહેવાય છે. આ જાપનું ઉત્કૃષ્ટ ફળ કહ્યું છે. **યોગશાસ્ત્રમાં** લખ્યું છે કે:—

त्रिशुद्धया चिंतयन्नस्य, शतमष्टोत्तरं मुनिः।
भुंजानोऽपि लभत्येव चतुर्थतपसः फलम् ॥

"ત્રિકરણ શુદ્ધિવડે એકસો આઠ વાર ઉપર બતાવ્યા પ્રમાણે જાપ કરનાર મુનિ ભોજન કરતા છતાં પણ ચતુર્થતપ [ઉપવાસ]નું ફળ પામે છે.

જઘન્ય જાપનું સ્વરૂપ આ પ્રમાણે છે:

विना मौनं विना संख्यां, विना मननिरोधनम्।
विना स्नानं विना ध्यानं, जघन्यो जायते जपः ॥

"મૌન વિના, સંખ્યા વિના [અર્થાત્ મોટેથી બોલીને, નવકારની સંખ્યા ગણીને] મનને એકાગ્ર કર્યા વિના અને ધ્યાન વિના જે જાપ કરવામાં આવે તે જઘન્ય જાપ કહેવામાં આવે છે."

નવકારમંત્રનો જાપ કરવાથી આ ભવમાં જે ફળ મળે તે અંગે કહ્યું છે કે "વીંછી, સર્પ વગેરે ડસ્યાં હોય, અથવા દાનવ તરફથી ઉપદ્રવ થયો હોય તો પંચ નમસ્કારનું ધ્યાન ધરવાથી તે સર્વ દુઃખોમાંથી મુક્ત થવાય છે" નવકારમંત્રના જાપથી રાક્ષસનો ઉપદ્રવ કેવી રીતે શમી ગયો તે સંબંધમાં આ પ્રમાણે કથા છે.

ક્ષિતિપ્રતિષ્ઠ નામનું નગર. બળ નામે તેનો રાજા. એક વખત ભારે વરસાદને કારણે નદીમાં પૂર આવ્યા. લોકો પૂર જોવા ગયા. એક જણની નજરમાં નદીની મધ્યમાં ઉછળતું એક બીજોરું જોવામાં આવ્યું. જોનાર નગરજન સાહસિક હતો.તે તરતજ પૂરથી ગાંડી બનેલી નદીમાં કૂદી પડયો. તે કુશળ તરવૈયો હતો. પૂરમાં સફળતાથી તરીને તે ફળ લઈ આવ્યો. એ ફળ તેણે રાજાને ભેટ આપ્યું. ફળ સુગંધી અને સ્વાદિષ્ટ હતું. રાજાની દાઢે તેનો સ્વાદ રહી ગયો. રાજાએ તેને પૂછયું: "ભદ્ર ! આવું સુંદર ફળ તું કયાંથી લાવ્યો ?" નગરજને સત્ય હકીકત કહી. રાજાએ તેને આદેશ કર્યો. "તો તું ફરીથી એ નદીમાં જા અને મારા માટે આવા બીજાં ફળ લઈ આવ."

પેલો નગરજન જેવો નદીમાં કૂદવા ગયો કે તુરત જ ત્યાંના લોકોએ કહ્યું: 'ભાઈ ! તું એવું સાહસ ન કર. એ ફળ મેળવવાની ઇચ્છા તું મૂકી દે. અહીં આવી જે કોઈ વ્યક્તિ તેમાંથી ફળ કે ફુલ લેવા જાય છે તેનું તત્કાળ મૃત્યુ થાય છે."

નગરજન પાછો ફરીને રાજા પાસે ગયો. જે બન્યું તે કહી સંભળાવ્યું. એ જાણી રાજાની દાઢ તો વધુ વકરી. ફળ ખાવાની ઈચ્છા મૂકી દેવાને બદલે તેણે આદેશ કર્યો. કોટવાલ ! નગરમાં જઈ પ્રજાજનોના નામની ચીટ્ઠી લખી એ બધી ચીઠ્ઠીઓ એક ઘડામાં નાંખ. કોઈ કુમારી પાસે તેમાંથી એક એક ચીઠ્ઠી ઉપડાવ. જેનાં નામની ચીઠ્ઠી નીકળે તેને એ ફળ લેવા મોકલ."

રાજા વાજા ને વાંદરા ત્રણેય સરખાં. રાજાએ પ્રજાજન મરી જાય તેની પરવા ન કરી. ફળ લેવા જતાં રોજ એકનું મરણ થવા લાગ્યું. રાજાને ફળ તો મળતું પરંતુ તેને રોજ એક માણસ ગુમાવવો પડતો.

એક દિવસ જિનદાસ શ્રાવકના નામની ચીઠ્ઠી નીકળી. જિનદાસ ધર્મિષ્ઠ હતો. તેના હૈયે સમ્યક્ ધર્મ વસેલો હતો. સંભવિત મૃત્યુથી તે ડર્યો નહિ. માથું પછાડ્યું નહિ. હસતાં હસતાં તેણે આગલી રાતે બધાને ભેગા કરીને ખમાવ્યાં. વહેલી સવારે નાહી ધોઈને ઘરના દેવાલયમાં ઉમંગથી જિનપૂજા કરી. ફરીવાર સૌને ખમાવીને અને અનશન વ્રત અંગીકાર કરી તે નદી તરફ ગયો.

નદીમાં ઝંપલાવતાં પહેલાં તેણે મોટા સ્વરે ભક્તિભાવથી નવકારમંત્રનું સ્મરણ કર્યું. ભાવવંદના કરી. નવકારમંત્રનાં અક્ષરો સાંભળતાં જ નદીનાં અધિષ્ઠાયક વ્યંતરદેવનાં કાન સળવળ્યા. "અરે ! આવું કંઇક મેં સાંભળ્યું છે." તેણે ફરીથી ધ્યાન

દઈને સાંભળ્યું. 'અરે! આ તો નવકારમંત્રનો જાપ કરે છે! આ જાપ તો મેં પણ કર્યો હતો." એમ વિચારતાં તેણે પોતાનો પૂર્વભવ જોયો. પસ્તાયો. પૂર્વભવમાં મેં દીક્ષા લીધી હતી. પણ તેનું બરાબર આરાધન ન કરી શક્યો. આથી આજ હું વ્યંતરદેવ થયો છું. અરેરે! હું વૃથા માનવભવ હારી ગયો."

જિનદાસ જેવો નદીમાં કૂદવા ગયો ત્યાંજ વ્યંતરદેવ તેની સમક્ષ આવ્યો. તેને પગે પડયો અને કહ્યું. "હે સત્પુરુષ! આજે તમે મારા જીવનનો ઉદ્ધાર કર્યો છે. માર્ગ ભૂલેલા મને તમે રાહ બતાવ્યો છે. તમે તો મારા આરાધ્ય ગુરુદેવ છો. માંગો, જે માંગશો તે આપીશ."

જિનદાસઃ "દેવ! તમે પ્રસન્ન થયા હો તો જીવહિંસા બંધ કરો."

વ્યંતરઃ "હે ગુરુ! એ તો તમે મારું હિત થાય તે માંગો છો. છતાંય તમારું વચન માનીને હવે હું હિંસા કરીશ નહિ તેમજ બીજા પાસે કરાવીશ પણ નહિ. અને હવે તમારે કે બીજા કોઈને ફળ લેવા માટે અહીં દૂર સુધી આવવું નહિ પડે. હું દરરોજ તમને સવારે તમારા ઘરે પગે લાગવા આવીશ ત્યારે જે ફળ પાક્યું હશે તે લેતો આવીશ."

અને વ્યંતર દેવે વિદ્યાના બળથી જિનદાસને તેના ઘરે ઉચકીને મૂકી દીધો. રાજા જિનદાસને જીવતો પાછો આવેલો જોઈ આશ્ચર્યમાં પડી ગયા. જિનદાસે નવકારમંત્રના જાપની સઘળી ઘટના કહી સંભળાવી. એ જાણી રાજાએ કહ્યું: "મને પણ તમારો ચમત્કારિક નવકારમંત્ર શીખવાડો."

થોડા સમય બાદ નગરમાં કોઈ જ્ઞાની ભગવંત પધાર્યા. જિનદાસ રાજાને લઈને તેમને વંદન કરવા ગયો. જિનદાસે ગુરુને વિનયથી કહ્યું: 'હે પૂજ્ય! અમારા રાજાને નવકારમંત્ર શીખવાડો અને તેનું ફળ સંભળાવો."

ગુરુએ કહ્યું: "નવકારનો એક અક્ષર સાત સાગરોપમનું પાપ ટાળે છે. નવકારનું એક પદ પચાસ સાગરોપમનું પાપ ટાળે છે. અને આખો નવકાર પાંચસો સાગરોપમનું પાપ ટાળે છે. જે જીવ એક લાખ નવકાર ગણે અને નવકારમંત્રની વિધિથી પૂજા કરે તે તીર્થંકર નામ ગોત્રકર્મ બાંધે છે. જે કોઈ આઠ કરોડ, આઠ લાખ, આઠ હજાર અને આઠસો આઠ નવકાર ગણે તે ત્રીજા ભવે સિદ્ધિપદને પામે છે."

આલોક સંબંધી તેનું ફળ આ પ્રમાણે છે. પશ્ચાનુપૂર્વી વડે એક લાખ નવકાર ગણવાથી સાંસારિક કલેશો તત્કાળ નાશ પામે છે. જાપ કરવામાં અશક્ત હોય તેણે નવકારવાળી હૃદયની સમશ્રેણીએ રાખીને વિધિપૂર્વક જાપ કરવો.

"પૃથ્વી પ્રમાર્જી કટાસણે બેસી અને મુખે વસ્ત્ર રાખી જાપ કર્યો હોય તો તે જાપ સ્વાધ્યાય કહેવાય છે." જાપ સંબંધમાં કહ્યું છે કે "અંગુલીના અગ્રભાગ વડે,

મેરૂનું ઉલ્લંઘન કરીને અને વ્યગ્રચિત્તે જાપ કર્યો હોય તો તેનું ફળ પ્રાયઃ અલ્પ મળે છે."

જાપ કરતાં થાકી જવાય તો ધ્યાન ધરવું. ધ્યાન ધરતાં થાકી જવાય તો જાપ કરવો અને બંનેથી થાકી જવાય તો સ્તોત્રપાઠ કરવો એમ ગુરુએ કહ્યું છે. અનાનુપૂર્વી વડે નવકાર ગણવાથી ક્ષણમાં છમાસી તપ વગેરેનું પુણ્ય પ્રાપ્ત થાય છે.

નવકારમંત્રનું આવું વિશાળ ફળ જાણી રાજા શ્રાવક થયો અને શ્રાવકધર્મની રૂડી આરાધના કરી સ્વર્ગે ગયો.

નવકારમંત્ર શ્રદ્ધાથી અને શુદ્ધતાથી ભણવામાં આવે તો આજે આ વીસમી સદીમાં પણ તેનાં લાભ જોવા મળે છે તેનાં અનેક દ્દષ્ટાંત છે. આથી શ્રાવકોએ હરહંમેશ નવકારમંત્રનો જાપ કરવો જોઈએ. સુખમાં હો કે દુઃખમાં, કામ કરતા હો કે આરામ કરતા હો અંતરમાં નવકારમંત્રનું સતત રટણ કરતાં રહેવું જોઈએ. તેથી મન નિર્મળ રહે છે.



## ૧૯૬

### તીર્થંકર નામકર્મને ઉપાર્જન કરવાના હેતુઓઃ

सर्वे तीर्थंकराः स्युरितस्तृतीयजन्मनि ।
विंशत्या सेवितैः स्थानै–स्तीर्थकृन्नामहेतुभिः ॥

**ભાવાર્થઃ**—બધા જ તીર્થંકરો તીર્થંકર નામકર્મના હેતુરૂપ વીશસ્થાનક તપના સેવવાથી ત્યાર પછીના ત્રીજા ભવે તીર્થંકર થાય છે."

**વિશેષાર્થઃ**—બધા જ તીર્થંકરો એટલે પૂર્વે અતીતકાળે થઈ ગયેલા અનંતા તીર્થંકરો. તે દરેક પાછળના ત્રીજા ભવે વીશસ્થાનકની આરાધના વડે તીર્થંકર થાય છે. આથી જે જીવ તીર્થંકર નામકર્મને બાંધે છે તે એ વીશસ્થાનકમાંથી એક બે ત્રણ વગેરે સ્થાન અથવા સર્વ સ્થાન સેવવાથી તીર્થંકર નામકર્મ ઉપાર્જે છે. આ જીવ એટલે પુરુષવેદી, સ્ત્રીવેદી અને નપુંસકવેદી સમજવા. નપુંસકવેદીને કૃત્રિમ સમજવા. સ્વભાવથી નપુંસક નહિ. શ્રી ભદ્રબાહુ સ્વામીએ કહ્યું છે કે "નિશ્ચયે મનુષ્યગતિમાં

વર્તતો સ્ત્રી, પુરુષ અથવા નપુંસકવેદી વિશુદ્ધ લેશ્યાવાળો કોઈપણ જીવ ઘણા પ્રયાસે વીશસ્થાનક માંહેલા કોઈપણ પદને આરાધવાથી જિનનામ ઉપાર્જે છે.”

**શ્રી જ્ઞાતાસૂત્રમાં** આ વીશસ્થાનક આ પ્રમાણે બતાવ્યા છે. અરિહંત, સિદ્ધ, પ્રવચન, આચાર્ય (ગુરુ) સ્થવિર, ઉપાધ્યાય [બહુશ્રુત] અને તપસ્વી તે સાધુ, આ સાત પદ તથા આઠમું જ્ઞાન, નવમું દર્શન, દશમું વિનય, અગિયારમું ચારિત્ર, બારમું શીલ, તેરમું નિરતિચાર ક્રિયા, ચૌદમું તપ, પંદરમું દાન, સોળમું વૈયાવૃત્ય, સત્તરમું સમાધિ, અઢારમું અપૂર્વ જ્ઞાનનું ગ્રહણ, ઓગણીશમું શ્રુતભક્તિ અને વીસમું શાસનની પ્રભાવના. આ વીશસ્થાનકની આરાધના કરવાથી જીવ તીર્થંકરપણું પ્રાપ્ત કરે છે.

**અરિહંત** નામાદિ ચાર નિક્ષેપા વડે સમજવા. તથા નિષ્પન્ન થયેલા ગુણવાળા, કર્મમળથી રહિત, પાછું સંસારમાં આવવુ ન પડે તેવી ગતિને પામેલા સર્વ કાર્ય પતાવી, ઉદ્યોગ માત્ર પૂર્ણ કરી, નિશ્ચિંત થઈને સુખે સુનાર ગૃહસ્થની જેમ ફરીને ન કરવા પડે તેવી રીતે સંસારના સર્વ કાર્ય સમાપ્ત કરી પરમસુખનો અનુભવ કરવાને માટે શાશ્વતપદને પામેલા તે **સિદ્ધ** જાણવા. આવા સિદ્ધનું ધ્યાન ધરવું.

**પ્રવચન** એટલે સંઘ સર્વ શ્રુતના આધારભૂત ચાર પ્રકારનો સમજવો. ગુરુ એટલે બારસોને છનું ગુણથી અલંકૃત એવા **આચાર્ય** મહારાજ જાણવા. **સ્થવિર** એટલે વૃદ્ધ. તે ત્રણ પ્રકારનાં છે. જેમની ઉમર સાઠ વરસની થઈ હોય તે **વય સ્થવિર,** દીક્ષા લીધાને વીસ વરસ ઉપર થઇ ગયા તે **પર્યાય સ્થવિર,** અને જે સમવાયાંગ સૂત્રના અર્થ પર્યંત જાણનાર હોય તે **શ્રુત સ્થવિર.** બહુશ્રુત એટલે તે સમયમાં વર્તતા એવા ઘણાં શ્રુતને જાણનાર અથવા ઉપ એટલે જેની પાસે રહીને અધ્યયન થાય તે **ઉપાધ્યાય** અથવા વાચક જાણવા. અનશન વગેરે વિવિધ પ્રકારનાં તપ કરનાર **સાધુ** છે. આ સાત સ્થાનકની વિશેષ ભક્તિ કરવી. તેમનાં ગુણોની પ્રશંસા કરવી. તેમનું બહુમાન કરવું.

જ્ઞાનનો ઉપયોગ કરવો તે આઠમું સ્થાનક. તત્ત્વ ઉપર શ્રદ્ધા રાખવી તે સમ્યક્ત્વ-દર્શન. વિનય, આવશ્યક ક્રિયામાં વર્તવું તે ચારિત્ર, શીલવ્રત, તેરમું નિરતિચાર ક્રિયા એટલે પ્રતિક્ષણે વૈરાગ્યભાવથી તમામ ધર્મક્રિયા કરવી. તપ અનેક પ્રકારનો છે. દાન (ત્યાગ) સ્થાન તે ગૌતમ વગેરેને યથાયોગ્ય પ્રમાણે અન્નાદિ આપવું. બાળ, વૃદ્ધ અને બિમારની સેવા કરવી તે વૈયાવૃત્ય. આ સંબંધમાં **શ્રી પ્રશ્ન વ્યાકરણમાં કહ્યું છે.**

“કઈ રીતે એ વ્રતને આરાધે તો કહે છે. ઉપધિ, ભાત, પાણી વગેરેનાં સંગ્રહમાં તથા દાનમાં કુશળ એવો મુનિ અત્યંત બાળ, દુર્બળ, ક્ષપક, પ્રવર્તક, આચાર્ય, ઉપાધ્યાય, સાધર્મી, તપસ્વી, કુળ, ગણ, સંઘ ને ચૈત્ય એ સર્વ મળીને તેર પદની દશ પ્રકારની વૈયાવચ્ચ અવિશ્રાંતપણે બહુરીતે કરે.”

સત્તરમું સમાધિસ્થાન એટલે દુર્ધ્યાન છોડીને ચિત્તને એકાગ્ર અને સ્થિર રાખવું. આવી સ્વસ્થતા અને એકાગ્રતા ચારિત્ર અને વિનય વગેરેથી થાય છે. અપૂર્વ જ્ઞાનગ્રહણ કરવાનો આદર તે અઢારમું સ્થાન છે. શ્રુતનું બહુમાન કરવું તે ઓગણીસમું સ્થાન છે. અને સ્થાનની પ્રભાવના કરવી, તીર્થનો ઉદ્યોત કરવો તે વીસમું સ્થાન છે. આ વીશસ્થાનકની આરાધના અને સાધનાથી જીવ તીર્થંકર નામ ગોત્રકર્મનું ઉપાર્જન કરે છે.

આ વીશ સ્થાનકનો તપ આ પ્રમાણે છે. "વીસ ઉપવાસ કરવાથી આ તપની એક પંક્તિ પૂર્ણ થાય છે. એક સાથે વીસ ઉપવાસ કરવાની શક્તિ ન હોય તો છ માસમાં આંતરે આંતરે ઉપવાસ કરીને એક સ્થાનનું તપ પૂર્ણ કરવું જ જોઈએ. આમ વીસ વખત કરવાથી આ તપ પરિપૂર્ણ થાય છે. આમ આ તપમાં ચારસો ઉપવાસ કરવાના હોય છે.

પ્રાજ્ઞપુરુષો શક્તિ પ્રમાણે વીસ વીસ છઠ્ઠ–અઠ્ઠમ વગેરેથી માંડીને વીસ વીસ માસક્ષમણ પણ કરે છે. તપમાં તપના દિવસે પાંચ નમુત્થુણંના પાઠવાળું ઉત્કૃષ્ટ ચૈત્યવંદન કરવું. એક એક પંક્તિમાં એક એક દિવસ વડે ભક્તિપૂર્વક એક એક સ્થાનક આરાધીને પૂરા વીશે સ્થાનકની આરાધના કરવી.

પ્રથમ દિવસે "નમો અર્હદ્‌ભ્યઃ" એ પદનો બે હજાર જાપ કરવો અને અરિહંતની પૂજા–સ્તવનાદિથી વિશેષ ભક્તિ કરવી. બીજા દિવસોમાં પ્રથમ કહેલાં સિદ્ધ વગેરે સ્થાનો ક્રિયા જ્ઞાન તથા પાઠાભ્યાસના આદર વગેરેથી આરાધવા, કેટલાક તો વીસે દિવસ એક પંક્તિથી એક એક સ્થાન એમ વીસ પંક્તિવડે વીસ સ્થાનકની આરાધના કરે છે. સાંપ્રતકાળે આ પદના જપ સંપ્રદાયથી જાણી લેવા, સંપૂર્ણ તપ કરવાને શક્તિ ન હોય તો એક સ્થાન, બે સ્થાન અથવા બધા ય સ્થાનો શ્રેણિક રાજાની જેમ ભક્તિથી ક્રમશઃ આરાધવા. સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા આ સ્થાનકોની આરાધના કરવાથી તીર્થંકરપણાને પામે છે."

જિનેન્દ્રના ભવની પૂર્વે ત્રીજા ભવમાં તીર્થંકર ગોત્રકર્મ બાંધ્યા પછી તેમનો જીવ ક્યાં જાય છે તે અત્રે કહેવામાં આવે છે. "તીર્થંકરપદનું કર્મ જેણે ઉપાર્જન કર્યું હોય તે જીવ તે ભવમાંથી મરીને વૈમાનિક દેવતા થાય છે. પરંતુ જો કોઈ જીવે પૂર્વે આયુષ્ય બાંધ્યું હોય તો તે જીવ નરકે પણ જાય છે." અર્થાત્ અરિહંતપદ સમ્યક્ત્વ હોય તો જ બંધાય છે. આથી તે જીવ મરીને વૈમાનિક દેવતા જ થાય છે, પરંતુ સમ્યક્ત્વ અને જિનપદની પ્રાપ્તિ થયા અગાઉ કોઈ જીવે નારકીનું આયુષ્ય બાંધ્યું હોય અને પછી તીર્થંકરપદનો બંધ થાય તો તે કૃષ્ણ, સત્યકિ અને શ્રેણિક વગેરેની જેમ નરકે પણ જાય છે. અને નરકમાંથી નીકળીને તીર્થંકર થાય છે.

**જીર્ણસંગ્રહણીમાં** કહ્યું છે કે "પહેલી ત્રણ નારકીમાંથી નીકળેલા જીવ તે

પછીના ભવમાં તીર્થંકર થાય છે. બાકીની ચાર નારકીમાંથી નીકળેલા જીવ તીર્થંકર થતા નથી. ચોથી નારકીમાંથી નીકળેલા જીવ સામાન્ય કેવળી થાય છે, પરંતુ જિનેન્દ્ર થતા નથી. પાંચમી નારકીમાંથી નીકળેલા જીવ સર્વવિરતિરૂપ સાધુપણું પામે છે, પરંતુ કેવળજ્ઞાન પામતા નથી. છઠ્ઠી નારકીમાંથી નીકળી પાંચમું ગુણઠાણું (શ્રાવકપણું) પામે પણ મુનિપણું પામતા નથી, સાતમી નારકીમાંથી નીકળેલા જીવ સમ્યક્ત્વ પામે છે પરંતુ બીજા ગુણ પામતા નથી."

આજ અર્થને વિસ્તારથી કહે છે કે "પહેલી નારકીમાંથી નીકળી જીવ ચક્રવર્તી થાય છે, બીજી નારકીમાંથી નીકળી વાસુદેવ-બળદેવ થાય છે. ત્રીજીમાંથી જિન થાય છે, ચોથીમાંથી નીકળી ભવાંત કરે છે અર્થાત્ કેવળજ્ઞાન પામી મોક્ષે જાય છે. પાંચમીમાંથી નીકળી મનુષ્યપણું ને સાધુપણું પામે છે, છઠ્ઠી નારકીમાંથી નીકળેલાને અનંતરભવે મનુષ્ય થવાની શકયતા છે. કોઈ મનુષ્ય થાય છે અને કોઈ નથી પણ થતા. જે મનુષ્ય થાય છે તે પણ સંયમનો લાભ પામતા નથી, દેશવિરતિ થાય છે. સાતમી નારકીમાંથી નીકળેલા જીવ માનવભવ પામતા નથી. તે તિર્યંચગતિ જ પામે છે અને એ ગતિમાં સમ્યક્ત્વ પામી શકે છે."



## ૧૯૭

## તીર્થંકરોના ચ્યવન કલ્યાણકનું વર્ણન

देवभवं च तत्सौख्यं, भुक्त्वा च्युत्वेह सत्कुले ।
श्रीमतीभूपतेर्भार्या—कुक्षावुत्पद्यते जिनः ॥

**ભાવાર્થ:**—દેવતાનો ભવ અને દેવગતિ સંબંધી સુખ મૂકીને ત્યાંથી ચ્યવીને જિનેશ્વરનો જીવ કોઈપણ રાજાની ઉત્તમ રાણીની કુક્ષીમાં ઉત્પન્ન થાય છે."

**વિશેષાર્થ:**—જે જીવે તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું હોય તે દેવભવમાંથી ચ્યવીને આ મનુષ્ય ક્ષેત્રમાં, ઉત્તમ કુળમાં, ધનાઢ્ય રાજાને ત્યાં, એ રાજાની શીલવંતી રાણીની કુક્ષીમાં જન્મ ધારણ કરે છે.

એવો એક નિયમ છે કે દેવતાનું આયુષ્ય પૂરું થવાને છ માસ બાકી હોય છે,

ત્યારથી એ દેવતાને વિવિધ અશુભ અનુભવ થાય છે, તેની પુષ્પમાળા મ્લાન પડતી જાય છે, કલ્પવૃક્ષ કંપે છે, લક્ષ્મી અને લજ્જા બંને નાશ પામતી જાય છે, વસ્ત્ર મેલાં દેખાય છે, સ્વભાવમાં દીનતા આવે છે, આળસ થાય, પૂર્વ કરતાં કામવૃત્તિ વધે, દષ્ટિમાં ભ્રમ થાય, શરીર કંપે અને અરતિ ઉપજે. પરંતુ જે દેવતાનો જીવ ચ્યવીને તીર્થંકર થનાર હોય તેને આવો અશુભ અનુભવ થતો નથી. ઉલ્ટું તીર્થંકરના જીવ દેવતાની કાંતિ ચ્યવતા સુધી ઉત્તરોત્તર વધતી જાય છે. કહ્યું છે કે "તીર્થંકર થનારા દેવતાનું તેજ ચ્યવવા સુધી વધતું જાય છે. બીજા દેવતાઓની જેમ તેમને ચ્યવન સુધી દુષિત ચિહ્નો થતાં નથી."

## ચ્યવન કલ્યાણકનો મહિમા

તીર્થંકરનો જીવ ચ્યવવાનો હોય છે ત્યારે પૃથ્વી ઉપરના તમામ ઉપદ્રવો ઉપશમી જાય છે. નારકીના જીવોને પણ ક્ષણવાર માટે શાંતિ મળે છે. ચ્યવન થતાં જ ઈન્દ્રનું સિંહાસન કંપે છે. આને શુભ સમાચારનો સંકેત જાણી ઈન્દ્ર પોતાના જ્ઞાનનો ઉપયોગ કરી તીર્થંકરના જીવના ચ્યવનને જાણે છે. પછી સિંહાસન પરથી ઉભા થઈ, પાદુકા ઉતારી વિનયથી શ્રી જિનેશ્વરની સન્મુખ સાત આઠ પગલાં ચાલે છે. અને તે દિશામાં મુખ રાખી પંચાંગ પ્રણિપાતથી શક્રસ્તવવડે શ્રી જિનેશ્વર ભગવંતની સ્તુતિ કરે છે.

શ્રી આવશ્યકની વૃત્તિમાં શ્રી ઋષભપ્રભુના ગર્ભાવતારનો ઉલ્લેખ કરતા શ્રી હરિભદ્રસૂરિજી મહારાજે કહ્યું છે કે" શક્ર ઈન્દ્ર આસનકંપથી પ્રભુ ચ્યવ્યા એમ જાણીને સત્વર ત્યાં આવે અને યાવત્ જિનેશ્વરની માતાને કહે કે તમારો પુત્ર પ્રથમ ધર્મચક્રવર્તી થશે. "કેટલાક એમ કહે છે કે બત્રીશ ઈન્દ્ર આવીને તે પ્રમાણે કહે."

## ગર્ભાવસ્થામાં જિનેશ્વરની માતાની અનુભૂતિ

તે અવસરે જિનમાતા સ્વર્ગની શય્યા જેવી શય્યા ઉપર સૂતા હોય છે. તે સમયે તે પૂરા નિરોગી અને ચિત્તપ્રસન્ન હોય છે. રાતે ચૌદ મંગળ સ્વપ્ન સ્પષ્ટપણે જુવે છે. જેનો પુત્ર ચક્રવર્તી અને તીર્થંકર થવાનો હોય તે જીવની માતા એક જ રાતમાં બબ્બે વખત ચૌદ સ્વપ્નને જુવે છે. ચક્રવર્તીની માતા પણ ચૌદ સ્વપ્ન જુવે છે પરંતુ જિન માતાની અપેક્ષાએ તે સ્વપ્ન કંઈક ન્યૂન કાંતિવાન હોય છે. શાંતિનાથની માતાએ રાતમાં બબ્બેવાર ચૌદ સ્વપ્ન ખૂબ જ સ્પષ્ટ અને સ્વરૂપવાન જોયા હતા. શત્રુંજય માહાત્મ્યમાં કહ્યું છે તે પ્રમાણે વાસુદેવની માતા એ ચૌદ સ્વપ્નમાંથી કોઈપણ સાત સ્વપ્ન જુવે છે, માંડલિક રાજાની માતા તેમાંથી એક સ્વપ્ન જુવે છે, બલદેવની માતા તેમાંથી ચાર સ્વપ્ન જુવે છે, પ્રતિવાસુદેવની માતા તેમાંથી ત્રણ સ્વપ્ન જુવે છે અને કોઇ મહાત્મા મુનિની માતા તેમાંથી એક સ્વપ્ન જુવે છે.

"પ્રસ્તુત વિષયના સંબંધમાં કહે છે કે "ત્રણ જ્ઞાનવાળા શ્રી જિનેશ્વર

ભગવંત પણ ગર્ભરૂપે આવીને રહે છે. અહો! જિનેશ્વર ભગવંતે પણ જગતનો ક્રમ ઉલ્લંઘ્યો નથી.”

સ્વર્ગથી ચ્યવીને જોકે ગર્ભમાં ગુપ્તપણે રહે છે તો પણ આખા વિશ્વમાં તે પ્રકટ થાય છે અને ઈન્દ્રાદિ સૌ તેમની સ્તુતિ કરે છે.



## ૧૯૮

### જન્મકલ્યાણક વર્ણન

स्वर्गाद्या नरकाद्या ये, यस्मादायांति तीर्थपाः ।
ज्ञानत्रयं ते तत्रैत्य, विश्रते गर्भगा अपि ॥

“તીર્થંકર સ્વર્ગથી કે નરકથી ગમે ત્યાંથી આવે પણ તે ગર્ભમાંથી જ ત્રણ જ્ઞાનને ધારણ કરનારા હોય છે.”

તીર્થંકરના જીવને ગર્ભમાંથી જ મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન હોય છે. આ ત્રણેય જ્ઞાન બીજા દેવતાઓ કરતાં તીર્થંકર થનારા દેવતાઓને અનંતગુણ શ્રેષ્ઠતર હોય છે. અને આ ત્રણ જ્ઞાન સાથે જ તે ગર્ભમાં અવતરે છે. જિનેશ્વરનો જીવ ગર્ભમાં આવતા જ તીર્થંકરત્વના પ્રભાવથી જિનમાતાનું શરીર સ્વચ્છ અને સુગંધી થાય છે. અન્ય માતાઓની જેમ તેમનું ગર્ભસ્થળ ગંદુ અને દુર્ગંધમય હોતું નથી. તીર્થંકરનો જીવ સુગંધમય અને સ્વચ્છ ગર્ભાશયમાં હીરાની જેમ ઉછરે છે. ગર્ભાશયમાં ત્યારે અશુભ પુદ્દગલની સ્થિતિ કે સંચય થતો નથી. માતા આહાર લે છે તે પણ શુભરૂપે પરિણમે છે. પ્રભુના પુણ્ય પ્રભાવથી તમામ પુદ્દગલ નિર્મળ થાય છે.

આ ઉપરાંત બીજો પણ એ પ્રભાવ પડે છે કે તીર્થંકરનો જીવ ગર્ભમાં આવી ગયા બાદ તે માતાના ગર્ભમાં પુનઃ બીજો જીવ ઉત્પન્ન થતો નથી. આ સંબંધમાં શ્રી ભક્તામર સ્તોત્રમાં કહ્યું છે કેઃ-

स्त्रीणां शतानि शतशो जनयंति पुत्रान् ।
नान्या सुतं त्वदुपमं जननि प्रसूता ॥
सर्वा दिशो दधति भानि सहस्ररश्मि ।
प्राच्येव दिग् जनयति स्फुरदंशुजालम् ॥

" હે સ્વામી ! સેંકડો સ્ત્રીઓ સેંકડો પુત્રને જન્મ આપે છે પણ તમારા જેવા પુત્રને બીજી કોઈ માતા જન્મ આપતી નથી. જેમ સર્વ દિશાઓ નક્ષત્રોને તો ધારણ કરે છે પરંતુ સ્ફુરાયમાન કિરણોવાળા સૂર્યને તો માત્ર પૂર્વ દિશા જ ધારણ કરે છે."

માતાના ગર્ભાશયમાં પ્રભુના જીવને પણ શું દુઃખ થતું હશે ? આ અંગે કહ્યું છે કે " ગર્ભમાં આવેલા જિનેન્દ્ર ત્યાં કંઈપણ દુઃખ પામતા નથી અને પ્રસવ સમયે પણ તેમને કે માતાને જરાપણ દુઃખ થતું નથી."

ગર્ભમાં રહેલા જીવને કેવું દુઃખ પડે છે ? તેનું વર્ણન શાસ્ત્રોમાં જોવા મળે છે. તેમાં કહ્યું છે કે " હે ગૌતમ ! સોયને અગ્નિમાં તપાવીને તેને રોમેરોમમાં ખોસવામાં આવે અને તેનાથી જેવું અને જેટલું દુઃખ થાય તેનાથી આઠગણું દુઃખ જીવને ગર્ભમાં થાય છે અને ગર્ભમાંથી નીકળતી સમયે તેનાથી લાખગણું અથવા કોટીગણું દુઃખ થાય છે." પરંતુ આમાંથી સહેજ માત્ર દુઃખ તીર્થંકરના જીવને ગર્ભમાં થતું નથી.

તીર્થંકર પોતાનો ચ્યવન સમય જાણી શકતા નથી. કારણ કે તે કાળ અતિ સૂક્ષ્મ હોય છે. આથી તીર્થંકર પરમાત્મા ચ્યવીશ એમ જાણે. ચ્યવનક્ષણે ન જાણે પણ ચ્યવ્યા પછી ચ્યવ્યો એમ જાણે.

## જિનજન્મના ઉત્સવનું વર્ણન.

જગતના તમામ જીવો આનંદ અને સુખમાં હોય, નિમિત્ત અને શુકન બધું જ શુભ હોય ત્યારે અર્ધરાત્રે પૃથ્વી જેમ નિધાનને પ્રસવે તેમ જિનમાતા જિનના જીવને જન્મ આપે છે. તે સમયે ચૌદે ય દિશાઓ પ્રસન્ન હોય છે. જ્યાં સતત નિબિડ અંધકાર જ અંધકાર હોય છે તે નરકમાં તે ક્ષણ પૂરતો પ્રકાશ થાય છે. **ઠાણાંગ સૂત્રમાં** કહ્યું છે કે " અરિહંતના જન્મ વખતે, દીક્ષા લે તે વખતે, જ્ઞાનપ્રાપ્તિના સમયે તેમજ મોક્ષે જાય ત્યારે એ ચારેય પ્રસંગે સર્વ લોકમાં ઉદ્યોત થાય."

આસનકંપ થવાથી છપ્પન દિક્કુમારીઓ પણ અવધિજ્ઞાનના ઉપયોગથી ભગવાનનો જન્મ જાણીને ત્યાં આવે છે. આ છપ્પન દિક્કુમારીઓનું કાર્ય આ પ્રમાણે બતાવવામાં આવ્યું છે. ભોગંકરા વગેરે અધોલોકવાસી આઠ દિક્કુમારીઓ બોલાવીને કહે કે " અહીં રહેનારી ત્રણે કાળની દિક્કુમારીઓનો એવો આચાર છે કે તેમણે જિનેશ્વર ભગવંતનો જન્મોત્સવ કરવો. માટે ચાલો આપણે પણ ત્યાં જઈએ અને સૌ પ્રથમ જિનેશ્વરના દર્શન કરીને જીવન કૃતાર્થ કરીએ."

ત્યારપછી દરેક કુમારિકા પોતપોતાના સેવક દેવતા પાસે યોજન પ્રમાણ વિમાન તૈયાર કરાવે. તે વિમાનમાં ચાર હજાર સામાનિક દેવતા, ચાર મહત્તરા, સોળ હજાર આત્મરક્ષક દેવો અને સાત પ્રકારના કટકનો પરિવાર લઈને પોતપોતાના વિમાનમાં બેસી અરિહંતના જન્મગૃહ સમીપે આવીને વિમાનમાંથી ઉતરાણ કરે. પછી જિનેશ્વરને

તથા જિનમાતાને ત્રણ પ્રદક્ષિણા કરી ભગવંત તથા ભગવંતની માતાની સ્તુતિ કરે. "હે વિશ્વદીપિકા! તમે ત્રણેય ભુવનને તારવાને સમર્થ એવા શ્રી અરિહંત પ્રભુની માતા થયા છો. એથી તમારું જીવન ધન્ય બન્યું છે. હે માતા! તમે ડરશો નહિ. અમે તમારા પુત્રનો જન્મોત્સવ કરવા અહીં આવ્યા છીએ." આમ કહીને સંવર્ત્તક વાયુથી પ્રભુના જન્મગૃહથી એક યોજન પ્રમાણ ક્ષેત્રને રજ, અસ્થિ, કેશ તથા તૃણાદિકથી રહિત કરી સ્વકાર્ય બજાવી ગાયન ગાતી ઉભી રહે.

બીજી દિક્કુમારીઓ પણ આજ પ્રમાણે આવે, પરંતુ તે દરેકનું કાર્ય ભિન્ન ભિન્ન હોય છે. પૃથ્વીથી પાંચસો યોજન ઊંચા નંદનવનમાં પાંચસો યોજન ઊંચા શિખર પર રહેતી મેઘંકરા વગેરે આઠ ઉર્ધ્વલોકવાસી દિક્કુમારીઓ ત્યાંથી પૂર્વવત્ આવી, સુગંધી મેઘને વિકુર્વે. પ્રથમ સાફ કરેલ યોજન પ્રમાણ ક્ષેત્રને સુગંધી જળધારાથી શીતળ કરે. એ પછી એ યોજન પ્રમાણ ક્ષેત્રમાં ઢીંચણ સુધી પંચવર્ણી પુષ્પની વૃષ્ટિ કરે અને ચોતરફ સુગંધી ધૂપ કરે.

એ પછી નંદોત્તરા પ્રમુખ આઠ પૂર્વરૂચકનિવાસી દિક્કુમારિકાઓ ત્યાં આવીને જિનને તથા જિનમાતાને નમી હાથમાં દર્પણ લઈ ગીત ગાય. સમાહારા વગેરે આઠ દક્ષિણરૂચકવાસી દિક્કુમારીઓ હાથમાં પૂર્ણ કળશ રાખી પ્રભુની દક્ષિણ તરફ ગીત ગાતી ઊભી રહે. ઇલાદેવી વગેરે આઠ દિક્કુમારીઓ પશ્ચિમ રૂચકથી આવે. તે હાથમાં પંખો લઈને પ્રભુની પશ્ચિમ બાજુએ ઊભી રહીને ગીત ગાય. અલંબૂસા વગેરે આઠ દિક્કુમારીઓ ઉત્તરરૂચકથી આવીને પ્રભુની ઉત્તર બાજુએ ઊભી રહીને ચામર વીંઝે, ચિત્રા વગેરે ચાર દિક્કુમારીઓ વિદિશા રૂચકથી આવે અને પ્રભુને તથા માતાને નમીને હાથમાં દીપક લઇને ચારે વિદિશાઓમાં ગીત ગાતી ઉભી રહે. રૂપા વગેરે ચાર દિક્કુમારીઓ મધ્ય રૂચકથી પરિવાર સહિત આવીને પ્રભુની નાળ ચાર આંગળ વર્જીને વધેરે અને તે નાળને પૃથ્વીમાં નાંખી તે ખાડાને ઉત્તમ રત્નોથી પૂરી દે. પછી અરિહંતના અંગની આશાતના ન થાય તે માટે સ્થાન ઉપર દુર્વાના અંકુર વાવે. પછી પશ્ચિમ સિવાય ત્રણે દિશાઓમાં કદલીનાં ત્રણ ઘર વિકુર્વી તે દરેક ઘરમાં એકેક સિંહાસનવાળું ચતુઃશાલ વિકુર્વે અને પછી જિનને હાથમાં ઉંચકીને જિનમાતાને હાથનો ટેકો આપી તેમને આગળ કરીને દક્ષિણ દિશાના ઘરમાં લઈ જાય છે. ત્યાં ભદ્રાસન ઉપર બેસાડીને દિવ્ય તૈલથી અભ્યંગ કરી સુગંધી દ્રવ્યથી તેમનાં અંગને ઉદ્વર્તન કરે છે. તે બાદ કદલીગૃહમાં લાવીને સિંહાસન ઉપર બેસાડી સુગંધિત જળથી નવડાવે છે. સ્નાન કરાવ્યા બાદ અલંકારથી ભૂષિત કરે અને ત્યારપછી જિનને ઉત્તર તરફના કદલીગૃહમાં લઈ જઇ સિંહાસન પર બેઠેલા જિનમાતાના ઉત્સંગમાં પ્રભુને બેસાડે.

ત્યારબાદ સેવક દેવતાઓ પાસે ગોશીર્ષચંદનના કાષ્ઠ મંગાવી અરણી કાષ્ઠના મથનથી તેમાં અગ્નિ ઉત્પન્ન કરી તેમની રક્ષા માટે ચંદનકાષ્ઠનો હોમ કરે. તે પછી પ્રેત વગેરેનો દોષ હણવા માટે જિન તથા જિનમાતા બંનેને હાથે રક્ષાપોટલી

બાંધે. એ બાદ બે ગોળ પથ્થર અફળાવી આશીર્વાદ આપે. "તમે પર્વતના જેવા આયુષ્યવાન થાઓ." પછી તેમને જેમ લાવ્યા હતા તેમ પાછા લઈ જઈને જન્મ-ગૃહમાં શય્યા પર બેસાડી તેમની સન્મુખ ભક્તિગીત ગાય.

આ દેવીઓ ભવનપતિ જાતિની છે એમ બહુશ્રુત પુરુષોએ નિશ્ચય કરેલો છે. કારણ કે ઠાણાંગ સૂત્રમાં કેટલીક દિક્કુમારીકાઓનું વર્ણન કરતાં તેમની સ્થિતિ એક પલ્યોપમની કહી છે. સમાન જાતિને લીધે આ દેવીઓનું આયુષ્ય પણ તેટલું જ સંભવે છે. આ દેવીઓ અપરિગૃહીતા છે આથી તેમને દિક્કુમારીઓ કહે છે.

શ્રી જંબૂદ્વીપ પન્નત્તિમાં આ જન્મોત્સવનું વિસ્તૃત વિવરણ છે. અહીં તો તેમાંથી માત્ર જરૂર પૂરતો સંક્ષેપ જ આપવામાં આવ્યો છે.



## ૧૯૯

## ઇન્દ્રકૃત જન્મોત્સવનું વર્ણન

**सिंहासनं सुरेंद्रस्य, कंपते युधि भीरुवत् ।**
**अवधिनार्हतां जन्म, ज्ञात्वा तदुत्सवं तनोत् ॥**

**ભાવાર્થ** :—રણભૂમિમાં ડરપોક જેમ થરથર કંપે તેમ ઇન્દ્રનું આસન ભગવાનના જન્મ સમયે કંપાયમાન થાય છે. આથી ઇન્દ્ર અવધિજ્ઞાનવડે પ્રભુનો જન્મ જાણીને તેમનાં જન્મનો ઉત્સવ કરે છે.

**વિશેષાર્થ** :—ઇન્દ્રકૃત જન્મોત્સવનું વર્ણન શાસ્ત્રોમાં આ પ્રમાણે બતાવ્યું છેઃ—ભગવાનનો જન્મ થયાનું અવધિજ્ઞાનથી જાણવામાં આવતાં ઇન્દ્ર પોતાના સિંહાસન પરથી ઊભો થઇ જાય છે અને પ્રભુની દિશા તરફ ચાલી વિનયથી શક્રસ્તવવડે સ્તુતિ કરે છે. સ્તુતિ પૂરી થયા બાદ ઇન્દ્ર ફરી પોતાના સિંહાસન પર બેસીને "અહીં ત્રિકાળ ઉત્પન્ન થતાં ઇન્દ્રોનો એવો આચાર છે કે તેમણે અરિહંત પ્રભુનો જન્માભિષેક કરવો." એમ વિચારીને પાયદળના નાયક હરિણૈગમેષી દેવને બોલાવે છે. એ દેવ આવતાં ઇન્દ્ર આજ્ઞા કરે છે "તું સુઘોષા ઘંટા વગાડ અને આપણાં સ્વર્ગના સૌ દેવતાઓને આપણા પ્રસ્થાનની જાણ કર."

ઇન્દ્રની આજ્ઞા શિરોમાન્ય કરી હરિણૈગમેષી દેવ યોજન પ્રમાણવાળી સુઘોષા

ઘંટાને ત્રણવાર વગાડે. તે વાગતાં જ બત્રીસ લાખ વિમાનની બત્રીસ લાખ ઘંટાઓ દિવ્ય પ્રભાવથી એક સાથેજ ગૂંજી ઊઠે, તેનો ધ્વનિ શાંત થતાં તે દેવ બોલેઃ "હે દેવતાઓ! તમે ઈન્દ્ર સાથે જિનેન્દ્ર ભગવાનના જન્મકલ્યાણક ઉત્સવ ઉજવવા માટે તૈયાર થાઓ." આ ઉદ્‌ઘોષણા સાંભળી બધા દેવતાઓ પોતપોતાના વાહનને સજાવે. એ પછી ઇન્દ્ર પાલક નામના યાન–વિમાનના સ્વામી દેવને વિમાન સજ્જ કરવાની આજ્ઞા કરે. આ દેવ જંબૂદ્વીપ જેવડું લાખ જોજનનું પાંચસો યોજન ઉંચુ પાલક નામનું વિમાન સજાવીને લાવે.

શ્રી ઠાણાંગસૂત્રમાં કહ્યું છેઃ "ચાર વસ્તુ લોકમાં સમાન છે. સાતમી નરકનો અપ્રતિષ્ઠાન નરકાવાસો, જંબૂદ્વીપ, પાલક નામનું યાન–વિમાન અને સર્વાર્થસિદ્ધ મહાવિમાન આ ચારે ય લાખ યોજન પ્રમાણવાળા છે." આ પાલક વિમાનમાં પશ્ચિમ સિવાય ત્રણ દિશાએ ત્રણ ત્રણ પગથીઆવાળું એકેક દ્વાર હોય છે. મધ્યમાં અનેક રત્નમય સ્તંભોથી પૂર્ણ પ્રેક્ષકગૃહ મંડપ હોય છે. તેની વચ્ચોવચ્ચ રત્નપીઠિકા ઉપર ઈન્દ્રનું સિંહાસન હોય છે. તેનાથી વાયવ્ય ખૂણે, ઉત્તરમાં અને ઈશાન ખૂણે ૮૪ હજાર સામાનિક દેવતાઓનાં ૮૪ હજાર સિંહાસનો હોય છે, પૂર્વ દિશામાં ઈન્દ્રની આઠ ઈન્દ્રાણીનાં સિંહાસનો હોય છે. અગ્નિ ખૂણામાં બાર હજાર અભ્યંતર પર્ષદાનાં દેવોનાં ૧૨ હજાર સિંહાસન હોય છે દક્ષિણમાં મધ્ય પર્ષદાના ૧૬ હજાર દેવોનાં ૧૬ હજાર સિંહાસનો હોય છે. અને પશ્ચિમમાં સાત કટકના સ્વામીના સાત સિંહાસનો હોય છે. બીજા વલયમાં ઈન્દ્રના આત્મરક્ષક દેવતાના ચોરાસી ચોરાસી હજાર સિંહાસન ચારે દિશામાં હોય છે. સર્વ સંખ્યાએ ત્રણ લાખ ને છત્રીસ હજાર આત્મરક્ષક દેવતાઓનાં તેટલા જ સિંહાસનો હોય છે.

વિમાનની આવી સજાવટ પૂરી થતાં, અરિહંતની પૂજાને યોગ્ય એવું પરિધાન કરી. આનંદથી ઉભરાતા હૈયે ઇન્દ્ર વિમાનને પ્રદક્ષિણા દઈને પૂર્વ દિશાના ત્રણ સોપાનવાળા માર્ગે પ્રવેશ કરીને પૂર્વાભિમુખે બેસે છે. સામાનિક દેવતાઓ ઉત્તર દિશાના સોપાનમાર્ગે પ્રવેશ કરીને પોતાના આસને બેસે અને બીજા દક્ષિણ દિશાના સોપાન માર્ગે પ્રવેશ કરીને પોતપોતાના યોગ્ય સ્થાને બેસે.

વિમાન ચાલતાં તેની આગળ આઠ માંગલિક તથા એક સહસ્ર યોજન ઉંચો અને નાની નાની હજાર ધ્વજાવાળો મહેન્દ્રધ્વજ વગેરે ચાલે. દુંદુભિના ધ્વનિ સાથે આ વિમાન આકાશમાંથી ઉત્તર બાજુનાં માર્ગે ઉતરે. કહ્યું છે કે "જિનજન્મોત્સવાદિ પ્રસંગે ઈન્દ્ર તેની પ્રશંસા કરનારા ઘણા જીવોને સમકિતનો લાભ થવા માટે તે માર્ગે થઈને નીકળે છે." આ અસંખ્ય દ્વીપ સમુદ્રની મધ્યે સત્વરે ઊડતું ઊડતું નંદીશ્વરદ્વીપના રતિકર પર્વત ઉપર આવે ત્યાં તે વિમાનને સંક્ષેપીને સૌધર્મેન્દ્ર પ્રભુના નગરમાં આવે અને ત્યાંથી પ્રભુના જન્મગૃહમાં આવે. ત્યાં સાથે લાવેલા નાના વિમાનથી પ્રભુના ઘરની ત્રણ પ્રદક્ષિણા કરે, પછી ઈશાન દિશામાં પૃથ્વીથી ચાર આંગળ અદ્ધર વિમાનને મૂકીને ઈન્દ્ર

પ્રભુના ઘરમાં પ્રવેશ કરે. ત્યારબાદ જિન અને જિનમાતાને ત્રણ પ્રદક્ષિણા કરી નમસ્કાર કરી કહે કે " હે જગત્પૂજ્ય ! તમને નમસ્કાર હો. હે માતા ! તમે ધન્ય છો. તમે પૂર્વે પુણ્ય કરેલાં છે. હે માતા ! તમે મને આજ્ઞા આપો જેથી અમે તમારા પુત્રનો જન્મોત્સવ ઉજવીએ અને તમે આ માટે જરા પણ ભય રાખશો નહિ." એ બાદ જિનમાતાને અવસ્વાપિની નિદ્રા આપી ભગવાનની પ્રતિકૃતિ માતાના પડખામાં મૂકે. આમ કરવાનો હેતુ એવો છે કે ઈન્દ્ર પોતે જન્મોત્સવમાં લીન હોય તેવા પ્રસંગે કુતૂહલથી કોઈ દુષ્ટ જિનમાતાની નિદ્રા હરી લે તો પુત્રને ન જોતાં માતા હેબતાઈ જાય અને દુઃખી થાય પરંતુ પડખામાં પુત્રની પ્રતિકૃતિ જુવે એટલે તેવું કંઇ અશુભ ન થાય."

આ પછી ઈન્દ્ર પાંચ રૂપ ધારણ કરે. એક રૂપે સ્વચ્છ, પવિત્ર અને ધૂપિત કરેલા હાથમાં પ્રભુને ગ્રહણ કરે. એક રૂપે છત્ર ધરે. બે રૂપે બે બાજુ ચામર વીંઝે અને પાંચમે રૂપે હાથમાં વજ્ર લઈ સેવકની જેમ પ્રભુની આગળ ચાલે. અને એ ઈન્દ્રની પાછળ તેમનું વિમાન ખાલી ચાલ્યું આવે. પ્રભુને આમ પાંચ રૂપે મેરૂપર્વત પર લઈ જાય. ત્યાં પાંડુકવનમાં પાંડુકંબલા શીલા ઉપરના શાશ્વત સિંહાસન ઉપર પૂર્વ દિશા તરફ મેં રાખીને બેસે અને પોતાના ખોળામાં ભગવાનને બેસાડે.

આ પ્રમાણે ઈશાન ઇન્દ્ર પણ લઘુપરાક્રમ નામે પોતાના સેનાપતિ દેવ પાસે મહાઘોષા નામની ઘંટા વગડાવે. ત્યારબાદ પુષ્પક નામના દેવતાની પાસે પુષ્પક નામનું વિમાન તૈયાર કરાવી તેમાં બેસીને શક્ર ઈન્દ્રની જેમ આવે, તે દક્ષિણ બાજુના માર્ગે આકાશમાંથી ઉતરી નંદીશ્વરદ્વીપ ઉપરના ઉત્તરપૂર્વ વચ્ચેના રતિકર પર્વત ઉપર આવે. ત્યાં તે વિમાનનો સંક્ષેપ કરી મેરુપર્વત ઉપર આવીને શક્રેન્દ્રની જેમ પ્રભુની સ્તુતિ કરે. આજ પ્રમાણે બીજા ઈન્દ્રો પણ મેરુપર્વત ઉપર આવે. આમ આ જન્મોત્સવ પ્રસંગે ૬૪ ઈન્દ્રો આવે છે.

૬૪ ઈન્દ્રો આ પ્રમાણે છે. વૈમાનિકના દશ ઇન્દ્રો, ભવનપતિના વીશ ઈન્દ્રો, વ્યંતરોના બત્રીશ ઈન્દ્રો અને સૂર્ય તથા ચંદ્ર જ્યોતિષ્કના અસંખ્યાતા ઈન્દ્રો આ જન્મોત્સવમાં ભાગ લે છે, પરંતુ જાતિની અપેક્ષાએ સૂર્ય ને ચંદ્ર એ બે જ ગણેલા છે. સમવાયાંગ સૂત્રમાં તો વ્યંતરના ૩૨ ઇન્દ્રો સિવાયના ૩૨ ઈન્દ્રો આવે છે એમ કહ્યું છે. તેમાં નવમા–દસમા કલ્પનો એક ઇન્દ્ર અને અગિયારમા–બારમા કલ્પનો એક ઇન્દ્ર હોવાથી વૈમાનિકના દશ ઇન્દ્રો જાણવા.

વૈમાનિક ઈન્દ્રોનો પરિવાર આ પ્રમાણે છે. પહેલા કલ્પે ચોરાસી હજાર સામાનિક દેવતા, બીજે એંસી હજાર, ત્રીજે બોંતેર હજાર, ચોથે સીત્તેર હજાર, પાંચમે સાઠ હજાર, છઠ્ઠે પચાસ હજાર, સાતમે ચાળીસ હજાર, આઠમે ત્રીસ હજાર, નવમા ઇન્દ્રના વીસ હજાર અને દશમા ઈન્દ્રના દશ હજાર સામાનિક દેવતા હોય છે અને તેથી ચાર ચાર ગણા અંગરક્ષક દેવ હોય છે. વગેરે તેમનો પરિવાર હોય છે.

પહેલા બીજા સિવાય બાકીના દેવલોકની ઘંટાઓના નામ આ પ્રમાણે છે. ત્રીજે, પાંચમે, સાતમે અને દશમે કલ્પે સુઘોષા નામની ઘંટા છે અને તેના વગાડનાર હરિણૈગમેષી દેવ છે. અને ચોથે, છઠ્ઠે, આઠમે અને બારમે ઘંટા તથા સેનાનીનાં નામ વગેરે અગાઉ કહેલા ઈશાન ઈન્દ્રની પ્રમાણે છે. મહાઘોષા ઘંટા લઘુપરાક્રમ વગાડે છે. વૈમાનિક દશ ઈન્દ્રોનાં વિમાનનાં નામ અનુક્રમે પાલક, પુષ્પક, સૌમનસ, શ્રીવાસ, નંદ્યાવર્ત, કામગમ, પ્રીતિગમ, મનોરમ, વિમળ અને સર્વતોભદ્ર છે. અને વિમાનના નામ પ્રમાણે તે વિમાનના અધ્યક્ષ દેવતા છે.

ભવનપતિમાં ચમરેન્દ્રને ઓઘસ્વરા નામે ઘંટા, દ્રુમ નામે સેનાની અને પાલક વિમાનથી અર્ધ પ્રમાણવાળું વિમાન હોય છે. આ વિમાનનો ધ્વજ પણ મહેન્દ્રધ્વજથી અર્ધપ્રમાણવાળો હોય છે.

બલીન્દ્રને મહૌઘસ્વરા ઘંટા, મહાદ્રુમ સેનાની હોય છે. બાકીના દક્ષિણ નિકાયના નવ ઈન્દ્રનો ભદ્રસેન નામે સેનાપતિ છે. ઉત્તરના નવ ઈન્દ્રનો દક્ષ નામે સેનાપતિ છે. તેમના વિમાન અને ધ્વજ ચમરેન્દ્રથી અર્ધ પ્રમાણવાળા હોય છે. તથા નાગકુમારાદિ નવે નિકાયમાં ઘંટા, મેઘસ્વરા, હંસસ્વરા, કૌંચસ્વરા, મંજુસ્વરા, મંજુઘોષા, સુસ્વરા, મધુસ્વરા, નંદિસ્વરા અને નંદિઘોષા અનુક્રમે છે.

દક્ષિણ બાજુના વ્યંતરેન્દ્રોની ઘંટાનું નામ મંજુસ્વરા છે. ઉત્તર બાજુના ઇન્દ્રોની ઘંટા મંજુઘોષા છે. તેમનાં વિમાન એક હજાર યોજન વિસ્તારવાળા અને ધ્વજ એકસો પચીસ યોજન ઉંચા હોય છે. જ્યોતિષીમાં ચંદ્રની ઘંટા સુસ્વરા અને સૂર્યની સુસ્વર-નિર્ઘોષા ઘંટા છે. વિમાન અને ધ્વજ વ્યંતરેન્દ્ર પ્રમાણે હોય છે. ભવનપતિ, વ્યંતર અને જ્યોતિષ્કના ઇન્દ્રો પાસે વિમાન રચનાર કોઈ દેવતા નથી હોતા. આભિયોગિક દેવતા તેમના વિમાન રચે છે.

આમ ઈન્દ્રોની ઓળખ કરી, હવે તે ઈન્દ્રો જન્મોત્સવ કેવી રીતે ઉજવે છે તે જોઇએ. સૌધર્મ ઇન્દ્ર પ્રભુને પોતાના ખોળામાં લઈને બેસે ત્યારપછી અચ્યુત ઈન્દ્ર પોતાના આભિયોગિક દેવતાઓને તીર્થંકર પરમાત્માને ગૌરવ આપે તેવી તૈયારી કરવાનો આદેશ આપે. એ આદેશ મળતાં જ દેવતાઓ સુવર્ણના, રૂપાના, રત્નના, સુવર્ણરત્નના, રૂપા રત્નના સુવર્ણ–રૂપા રત્નના તેમજ મૃત્તિકાના દરેકના એક હજાર ને આઠ કળશ વિકુર્વે. તે સાથે જ પંખા, ચામર, તેલના ડાબડા, પુષ્પચંગેરી તથા દર્પણ વગેરે પણ દરેકની એક હજાર ને આઠની રચના કરે. એ બાદ આભિયોગિક દેવતા તે કુંભ વગેરે લઇને ક્ષીરસાગર અને ગંગાદિ તીર્થના જળ અને કમળ લઈ આવે.

શ્રી જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિસૂત્રમાં આ અંગે ઉલ્લેખ છે કે "ક્ષીરસાગરમાંથી ક્ષીરોદક ગ્રહણ કરે. ત્યાં ઉત્પન્ન થયેલ સહસ્રદળ કમળ લે. તે લઈને પુષ્કરોદધિમાંથી અને યાવત્ ભરત–ઐરવતના મુખ્ય તીર્થોમાંથી જળ અને મૃત્તિકા ગ્રહણ કરે." પછી તે

દેવતાઓ નંદનવન વગેરેમાંથી ગોશીર્ષચંદન વગેરે લઈને તે બધું અચ્યુત ઈન્દ્રને આપે ત્યારે આ ઈન્દ્ર પ્રભુને જળ-પુષ્પાદિકથી અભિષેક કરે.

તે સમયે ઇશાન ઈન્દ્ર વગેરે ઈન્દ્રો ઊભા રહીને પ્રભુની સ્તુતિ કરે. કેટલાક દેવતા ગીત ગાય, કેટલાક દેવતા નૃત્ય કરે અને કેટલાક દેવતા અશ્વ તથા ગજેન્દ્રના જેવી ગર્જના કરે અને કેટલાક અભિષેક કર્યા બાદ અચ્યુત ઈન્દ્ર ગંધ કાષાયિક વસ્ત્ર વડે પ્રભુનું અંગ લુંછે. અંગ લુંછ્યા બાદ પ્રભુને અલંકારોથી શણગારે અને તેમની સામે સોનાના પાટલા ઉપર રૂપ્યમય ચોખાથી અષ્ટમંગળ કરે. એ બાદ બત્રીશ પ્રકારનું નાટક કરી પ્રભુની સમીપે પુષ્પનો પ્રકર ધરી, ધૂપ કરે અને એકસો આઠ કાવ્યથી પ્રભુની સ્તુતિ કરે. શ્રી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિમાં કહ્યું છે કે " પ્રભુને ધૂપ કરી સાત-આઠ પગલાં પાછા ઓસરીને દસ આંગળીના નખ ભેગા થાય તેમ અંજલિ જોડીને મસ્તકે પ્રણામ કરે પછી અપુનરુક્ત એવા ૧૦૮ વિશુદ્ધ શ્લોકથી સ્તુતિ કરે. યાવત્ કહે કે-હે સિદ્ધ, બુદ્ધ, નિષ્કર્મ તપસ્વી, રાગદ્વેષથી રહિત નિર્મમ ધર્મચક્રવર્તી એવા હે પ્રભુ ! તમને નમસ્કાર હો !' આમ અંતરના ઉલ્લાસથી સ્તુતિ કરી વિનયપૂર્વક પ્રભુની આગળ ઊભા રહે.

એ જ પ્રમાણે સૌધર્મેન્દ્ર સિવાયના ત્રેસઠ ઈન્દ્રો આજ વિધિથી અનુક્રમ પ્રમાણે અભિષેક કરે પછી ઈશાન ઈન્દ્ર પાંચ રૂપ ધારણ કરીને પ્રભુને પોતાના ખોળામાં બેસાડે અને શક્રેન્દ્રના સ્થાને પોતે સિંહાસન પર બેસે. એ એક રૂપે છત્ર ધરે. બે રૂપે બે બાજુ ચામર વીંજે અને એક રૂપે ત્રિશૂળ લઈ પ્રભુની આગળ એક સેવકની જેમ ઊભો રહે એટલે શક્રેન્દ્ર પૂર્વની જેમ સામગ્રી તૈયાર કરે. આમાં વિશેષતા એ હોય છે કે તે ચાર વૃષભના રૂપ વિકુર્વે અને પ્રભુની ચારે દિશામાં એ દરેક વૃષભને ઊભો રાખી તે દરેકના શીંગડામાંથી જળની એવી ઊંચી ધારા કરે કે જે ધારા સીધી પ્રભુના મસ્તક ઉપર પડે, એ બાદ શક્રેન્દ્ર અચ્યુતેન્દ્રની જેમ પરિવાર સાથે કૃત્રિમ અને અકૃત્રિમ એમ બંને પ્રકારના કુંભથી પ્રભુને અભિષેક કરે. તે બાદ ૧૦૮ શ્લોકથી પ્રભુની સ્તવના કરે.

વૃદ્ધો કલશ વગેરેની સંખ્યા આ પ્રમાણે ગણાવે છે. એક એક જાતિના બનેલા આઠ આઠ હજાર કુંભ હોવાથી તેને આઠથી ગુણતાં ચોસઠ હજાર કુલ થાય. એ બધા કુંભોથી, એક એક અભિષેક થાય છે. એ રીતે ચોસઠ ઈન્દ્રો તેમના ત્રાયસ્ત્રિંશક દેવતા લોકપાલ ઈન્દ્રાણીઓ અને ત્રણ પર્ષદાના દેવતાઓ મળીને બસો ને પચાસ અભિષેક થાય છે. તેથી ચોસઠ હજાર કુંભને બસો ને પચાસ અભિષેકથી ગુણતા એક કરોડ અને સાઠ લાખ કળશથી અભિષેક થાય છે. કળશના પ્રમાણ વિષે પૂજ્યો કહે છે. " દરેક કળશ પચ્ચીસ યોજન ઊંચો, બાર યોજન પહોળો અને એક યોજન નાળવાળો હોય છે. આવા એક કરોડ ને સાઠ લાખ કળશથી અભિષેક થાય છે. "

અભિષેક વિધિ પૂરી થઈ ગયા બાદ ઈન્દ્ર સ્તુતિ કરે: " હે કૃપાળુ પરમેશ્વર !

મારા જેવા અનંતાનંત ઇન્દ્રો તમારી પૂજા ભક્તિ કરે તો પણ તમારી વીતરાગતા રૂપ પૂજ્યતાને તેમજ બાલ્યાવસ્થામાં રહેલ તમારી ધીરતાનું વર્ણન કરવાનું કોઈનામાં સામર્થ્ય નથી.

અમે તો સંસારના મોહ-માયા અને વાસનાઓથી વીંટળાયેલા છીએ આથી તમારા અપરંપાર મહિમા ધરાવતા એક અંગુઠાની પણ પૂજા કરવાને શી રીતે સમર્થ થઈ શકીએ ? છતાં પણ આપના જેવા અનાસક્ત અને નિઃસ્પૃહીની કરેલી પૂજા ભક્તિ અમારા આત્માનું હિત જરૂર કરે છે.

હે ભગવાન ! અમારી ઇચ્છાને માન આપી આપ અહીં પધાર્યા તેથી અમારો ભવ સફળ થયો હોય એમ લાગે છે.

આવી ઉત્કટ અને ભાવસભર સ્તુતિ કરીને સૌધર્મેન્દ્ર પાંચ રૂપે પ્રભુને પાછા જન્મગૃહમાં લઈ જાય અને ત્યાં માતાની પાસે તેમને વિનયથી મૂકી દે. એ સમયે ઇન્દ્ર પ્રભુની પ્રતિમૂર્તિ અને અવસ્વાપિની નિદ્રા સંહરી લે. અને બે રેશમી વસ્ત્ર તથા બે કુંડળ પ્રભુને ઓશીકે મૂકીને એક રત્નમય પોટકી બાંધી પ્રભુના અંગુઠામાં ક્ષુધાની શાંતિ માટે અમૃતનું સંક્રમણ કરે. તીર્થંકરો સ્તનપાન નથી કરતા આથી તે અંગુઠો મુખમાં રાખવાથી તેમની ક્ષુધા તૃપ્ત થાય છે.

ત્યારબાદ ઇન્દ્રની આજ્ઞાથી ધનદ અને જૃંભક દેવતાઓ પ્રભુના ઘરમાં બત્રીસ કોટી સુવર્ણની વૃષ્ટિ કરે. અને શક્રેન્દ્ર ઘોષણા કરાવે કે "જે કોઈ પ્રભુનું કે તેમની માતાનું અહિત ચિંતવશે તેનું મસ્તક આર્યક વૃક્ષની મંજરીની જેમ તૂટી પડશે" એમ ઘોષણા કરાવીને બધા દેવતાઓ નંદીશ્વરદ્વીપ જઈને ત્યાં અષ્ટાહ્નિકા મહોત્સવ કરે.



## ૨૦૦

## શ્રી જિનેશ્વર ભગવંતના છદ્મસ્થપણાનું વર્ણન.

जगदुत्कृष्टसौंदर्या, बाल्येऽप्यबालबुद्धयः ।
जितेन्द्रियाः स्थिरात्मानो यौवनोद्योतिता अपि ॥

"જગતમાં સર્વોત્કૃષ્ટ સૌન્દર્યવાળા અને બાલ્યવયમાં પણ અબાલ બુદ્ધિવાળા પ્રભુ યૌવનવયથી પ્રકાશિત થયા છતાં પણ જિતેન્દ્રિય અને સ્થિર આત્માવાળા હોય છે." આવા પ્રભુ સંસારના સુખમાં આસક્ત બનતા નથી. કહ્યું છે કેઃ—

"તેઓ બહારથી રાગ દર્શાવે છે પણ અંતરથી પ્રવાળાની જેમ નિર્મળ હોય છે. તેમને કદાચ ચક્રવર્તીનું રાજ્ય મળે તો પણ તેઓ તેમાં લુબ્ધ થતા નથી."

### લોકાંતિક દેવતાઓનું કાર્ય.

તીર્થંકર પરમાત્મા જ્ઞાનથી પોતાની દીક્ષાનો સમય જાણે છે. છતાંય તે સમયે લોકાંતિક દેવતા તેમની પાસે આવીને નમસ્કાર કરીને ત્રણ લોકના કલ્યાણ માટે ધર્મ-તીર્થ પ્રવર્તાવવા માટે વિનંતી કરે છે.

### વર્ષીદાનનો વિધિ

દીક્ષા લેવાના સમયને એક વરસ બાકી હોય ત્યારે શ્રી તીર્થંકર પરમાત્મા વાર્ષિક દાન આપે છે. આ દાન આ પ્રમાણે હોય છે. ભગવાન વર્ષીદાન કરવાનો વિચાર કરે ત્યારે શક્રેન્દ્રનું આસન કંપિત થાય. અવધિજ્ઞાનથી તે ભગવંતની ભાવના જાણે. આથી દીક્ષાના અવસરે ત્રણસો ને અઠ્યાશી કોટી તથા એંસી લાખ સુવર્ણ પ્રભુને પૂરું પાડવાનો નિર્ણય કરે. પછી ધનદની આજ્ઞાથી જૃંભક દેવતાઓ તેટલું દ્રવ્ય પ્રભુના ઘરમાં ક્ષેપન કરે. વૃદ્ધ પુરુષો પાસેથી સાંભળ્યું છે કે એંશી રતિનો એક સોનૈયો થાય છે. એ સોનૈયામાં પ્રભુનું અને તેમના પિતાનું નામ હોય છે. એક દિવસના દાનમાં આપેલા સોનૈયાનું વજન નવ હજાર મણ થાય છે. ચાળીસ મણનું એક ગાડું ભરાય. આવા બસો પચ્ચીસ ગાડા ભરીને પ્રભુ રોજનું સુવર્ણદાન કરે. એટલે હંમેશા–રોજનાં એક કરોડ અને આઠ લાખ સુવર્ણનું દાન થાય. વાર્ષિક દાનમાં જોઈએ તેટલા સોનૈયા ઈન્દ્રની આજ્ઞાથી વૈશ્રમણ દેવતા આઠ સમયમાં તૈયાર કરીને તીર્થંકરના ગૃહમાં સ્થાપન કરે.

દાનના છ અતિશય બતાવ્યા છે તે આ પ્રમાણે છે. ૧. દાન દેતી વખતે પ્રભુના હાથમાં સૌધર્મેન્દ્ર દ્રવ્ય આપે છે જેથી પ્રભુને દાન દેતા શ્રમ ન પડે. ૨. ઈશાન

30

ઈન્દ્ર હાથમાં સોનાની યષ્ટિકા લઈને પાસે ઊભો રહે છે. તે ચોસઠ ઈન્દ્રો સિવાય બીજા દેવોને દાન લેતા અટકાવે છે અને દાન લેનારનું જેવું ભાગ્ય હોય તેવી જ માંગણી દાન લેનાર પાસે કરાવે છે. ૩. ચમરેન્દ્ર અને બલિઈન્દ્ર પ્રભુની મુઠ્ઠીમાં રહેલા સોનૈયામાં દાન લેનારની ઈચ્છાનુસાર વધઘટ કરે છે. ૪. બીજા ભવનપતિઓ ભરતખંડમાં જન્મેલા મનુષ્યોને પ્રભુના હાથનું દાન લેવા માટે ખેંચી લાવે છે. ૫. વાણવ્યંતર દેવતાઓ દાન લઈને જનારા માણસોને તેમના સ્થાને નિર્વિઘ્ને પાછા પહોંચાડવાનું કાર્ય કરે છે. ૬. જ્યોતિષ્ક દેવતાઓ વિદ્યાધરોને વાર્ષિક દાનનો સમય જણાવે છે.

આ સમયે તીર્થંકરના પિતા ત્રણ મોટી શાળાઓ કરાવે છે. એક શાળામાં ભરતખંડમાં જન્મેલા મનુષ્યો આવે તેને અન્નાદિ આપે છે, બીજી શાળામાં વસ્ત્ર આપે છે અને ત્રીજી શાળામાં આભૂષણ આપે છે.

ચોસઠ ઈન્દ્રો પ્રભુના હાથનું દાન લે છે. તેથી એ દાનના પ્રભાવથી બે વરસ સુધી તેમના જીવનમાં કોઈ કલહ થતો નથી. ચક્રવર્તી જેવા રાજાઓનો ભંડાર બાર વરસ સુધી અક્ષય રહે છે. રોગીઓને બાર વરસ સુધી નવો રોગ થતો નથી.

તીર્થંકર પરમાત્મા વાર્ષિક દાન "ધર્મની પ્રભાવના કરવાની બુદ્ધિથી અને લોકો ઉપરની અનુકંપાથી દાન આપે છે. કીર્તિ વગેરેની લાલસાથી તે દાન આપતા નથી."

## દીક્ષા કલ્યાણકનું વર્ણન

"દાન દીધા પછી માતા-પિતાની અનુજ્ઞા લઈને જેમનો શક્રેન્દ્ર તથા રાજા વગેરેએ ભક્તિથી નિષ્ક્રમણોત્સવ કરેલો છે એવા પ્રભુ દીક્ષા લે છે."

દીક્ષાના દિવસે સ્વજનો આખા ય નગરને ધ્વજાપતાકાઓ, તોરણો વગેરેથી ઠાઠમાઠથી શણગારે છે. તે અવસરે આસનકંપ થવાથી ચોસઠ ઈન્દ્રો ત્યાં આવે છે. આગળ કહ્યા પ્રમાણે ઈન્દ્રો આઠ જાતના કળશ તથા પૂજાના ઉપકરણો આઠ આઠ હજાર કરાવે છે. પ્રભુના કુટુંબીજનો પણ આઠ પ્રકારનાં કળશ કરાવે છે. ત્યારબાદ ઈન્દ્રો તથા સ્વજનો દેવતાઓએ લાવેલા તીર્થજળથી પ્રભુને અભિષેક કરે છે. પછી ગંધ કષાય વસ્ત્રવડે પ્રભુના અંગને લુંછે છે. ત્યારબાદ લક્ષમૂલ્યના સદૃશ વસ્ત્ર અને મૂલ્યવાન અલંકારો પહેરાવે છે. એ બાદ પ્રભુ સેંકડો રત્નમય સ્તંભવાળી દિવ્ય પાલખીમાં મૂકેલા સિંહાસન પર પૂર્વ બાજુ મોં રાખીને બેસે છે. પ્રભુની દક્ષિણ બાજુએ કુટુંબની વડીલ સ્ત્રીઓ બેસે છે, વામ બાજુ હંસના ચિત્રવાળું વસ્ત્ર હાથમાં લઈને ધાવમાતા બેસે છે. પાછળના ભાગે એક તરૂણ સ્ત્રી છત્ર ધરીને બેસે છે. ઈશાન ખૂણામાં એક સુંદરી પૂર્ણ કળશ લઈને બેસે છે. પછી સ્વજનની આજ્ઞાથી સરખેસરખા વેશ અને શરીરવાળા હજારો પુરુષો જાતે પાલખીને ઉપાડે છે, તે સમયે શિબિકાની દક્ષિણ તરફની ઉપલી બાંહ્ય શક્રેન્દ્ર વહન કરે છે, ઉત્તર તરફની ઉપલી બાંહ્ય ઈશાનેન્દ્ર વહન કરે છે, દક્ષિણ

તરફની નીચલી બાંહ્ય ચમરેન્દ્ર વહન કરે છે અને ઉત્તર તરફની નીચલી બાંહ્ય બલિઈન્દ્ર વહન કરે છે. બાકીના દેવતાઓ પંચવર્ણની પુષ્પવૃષ્ટિ કરતા કરતા ચાલે છે.

આવા મહોત્સવથી પ્રભુ દીક્ષા લેવા નીકળે છે ત્યારે મનુષ્યો તેમની વિવિધ પ્રકારે સ્તુતિ કરે છે. આ પ્રમાણે સૌ પ્રભુની સાથે વનમાં આવે છે ત્યાં અશોકવૃક્ષ તળે પાલખી ઉતારે છે. પ્રભુ તેમાંથી બહાર નીકળી આભૂષણો ઉતારે છે. તે સમયે કુળની વડીલ સ્ત્રી હંસ લક્ષણવાળા વસ્ત્રમાં તે આભૂષણો લઈ લે છે. આભૂષણ ઉતાર્યા બાદ એક મુષ્ટીથી દાઢી મુછના અને ચાર મુષ્ટીથી મસ્તકના કેશનો લોચ કરે છે. પાંચ ઇન્દ્રિય તથા ચાર કષાય એમ નવ પ્રકારનો ભાવ લોચ કરે છે અને કેશના ત્યાગરૂપ દશમો દ્રવ્ય લોચ કરે છે.

શક્રેન્દ્ર તે કેશ લઈને પ્રભુને જાણ કરીને ક્ષીરસાગરમાં પધરાવી દે છે. પછી લક્ષમૂલ્યનું દેવદૂષ્ય વસ્ત્ર ઈન્દ્ર પ્રભુના સ્કંધ ઉપર નાંખે છે. ત્યારબાદ પ્રભુ "નમો સિદ્ધાણં" બોલી સામાયિકનો પાઠ ભણે છે. આ પાઠમાં "ભંતે" એ પદ જિનેશ્વર ભગવંત બોલતા નથી.

ચારિત્ર લીધા બાદ તુરત જ પ્રભુને ચોથું જ્ઞાન ઉપજે છે. સંયમ લીધા પછી તેજ દિવસે તે વિહાર કરે છે. એ પછી પ્રભુ પ્રથમ પારણું જેને ત્યાં કરે તેને ત્યાં દેવતા પાંચ દિવ્ય–સુગંધી જળ, પુષ્પ, સુવર્ણ, વસ્ત્ર અને દુંદુભિ વિસ્તારે છે તે સમયે દેવતાઓ માનવભવના ગુણ ગાય છે અને સાડા બાર લાખ સોનૈયાની વૃષ્ટિ કરે છે.



## ૨૦૧

## પ્રભુને કેવળજ્ઞાનની ઉત્પત્તિ

**आद्येऽथ शुक्लध्यानस्य ध्याते भेदद्वयेऽर्हताम् ।**
**घातिकर्मक्षयादाविर्भवेत्केवलमुज्ज्वलम् ॥**

"શુક્લધ્યાનના પહેલાં બે ભેદનું ધ્યાન ધરતાં પ્રભુને ઘાતિકર્મનો ક્ષય થતાં ઉજ્જવળ કેવળજ્ઞાન પ્રકટ થાય છે."

આઠ પ્રકારના કર્મમળને શોધે તે શુક્લ. શોકનો નાશ કરે તે શુક્લ. શુક્લ એવું જે ધ્યાન તે શુક્લધ્યાન. આ ધ્યાનના પહેલા બે પ્રકાર ધ્યાતા જિનેશ્વર ભગ-

વંતને કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે. પ્રથમ ભેદ પૃથક્ત્વ વિતર્ક સપ્રવિચાર નામે છે. એક દ્રવ્યની અંદર ઉત્પાદ, વ્યય અને ધ્રુવ એ પર્યાયના વિસ્તારથી જુદા જુદા ભેદથી વિચાર કરવો તે પૃથક્ત્વવિતર્ક વિતર્ક સપ્રવિચાર. આમ આત્મસત્તાનું ધ્યાન કરવું તે શુક્લ-ધ્યાનનો પ્રથમ ભેદ છે. આ ભેદ ૮મા ગુણઠાણાથી ૧૧મા ગુણઠાણા સુધી પ્રાપ્ત થાય છે.

શુક્લધ્યાનના બીજા ભેદનું નામ એકત્વવિતર્કઅપ્રવિચાર છે. જીવનાં ગુણ-પર્યાયમાં આત્મા એક જ છે તેવું ચિંતન કરવું. મારો આત્મા—જીવ સિદ્ધસ્વરૂપમય છે એવું ધ્યાન ધરવું તે એકત્વવિતર્ક અપ્રવિચાર. આ અંગે પૂજ્ય પુરુષો કહે છે કે "એક દ્રવ્યને અવલંબી રહેલા અનેક પર્યાયોમાંથી એક પર્યાયનો જ આગમ અનુ-સારે વિચાર કરવો અને મન વગેરે યોગમાં પણ એકથી બીજાનો વિચાર જેમાં નથી તે એકત્વવિતર્ક અપ્રવિચાર નામે શુક્લધ્યાનનો બીજો ભેદ છે. આ ધ્યાન યોગની ચપ-ળતા રહિત એક પર્યાયમાં ચિરકાળ પર્યંત ટકે છે. તેથી પવન વિનાના મકાનમાં દીપકની જેમ તેની સ્થિરતા થાય છે. આ બીજો ભેદ બારમા ગુણઠાણે સંભવે છે. આ ધ્યાનથી ઘનઘાતી ચાર કર્મનો ક્ષય કરી જીવ નિર્મળ એવા કેવળજ્ઞાનને પ્રાપ્ત કરે છે. સયોગી કેવળી ગુણઠાણે ધ્યાનાંતરિકા થાય છે. તે જ્ઞાનવડે અનંત ધર્મવાળા સર્વ-પદાર્થ જાણી શકાય છે. કહ્યું છે કે—આ ત્રણ જગતમાં એવી કોઈ વસ્તુ નથી કે જે શ્રી જિનેશ્વર ભગવંત જાણતા નથી અને જોતા નથી. આથી જ અરિહંત ત્રણ જગતને પૂજ્ય થાય છે."

તીર્થંકરપદ પણ કેવળજ્ઞાન ઉત્પન્ન થયા છતાંય ભોગ્ય થાય છે. કહ્યું છે કે—"જિનેશ્વર ભગવંતે ત્રીજા ભવે જે તીર્થંકર નામકર્મ બાંધેલું છે તે તેમને વિપાકપણે ત્યારે જ ઉદય આવે છે."

પ્રભુને કેવળજ્ઞાન થાય છે ત્યારે ચોસઠ ઈન્દ્રો આવી પ્રભુનો જ્ઞાનકલ્યાણક મહો-ત્સવ ઉજવે છે. આ માટે વાયુકુમાર દેવો એક યોજન પ્રમાણ ભૂમંડળને શોધે છે. મેઘકુમાર દેવતાઓ તે ભૂમિને સુગંધી જળથી સીંચે છે. છ ઋતુના અધિષ્ટાયક દેવતા પુષ્પવડે તે ભૂમિને પૂજે છે. વ્યંતર દેવતા ધરતીથી સવા કોશ ઊંચું સુવર્ણ રત્નમય પીઠ રચે છે. એ પછી ભવનપતિ દેવો પૃથ્વીથી દશ હજાર પગથીયા જેટલો ઊંચો સુવર્ણનાં કાંગરાવાળો રૂપાનો કિલ્લો કરે છે. એક એક પગથિયું એક હાથ પહોળું અને એક હાથ ઊંચું હોય છે, તેથી પહેલો ગઢ પૃથ્વીથી સવા કોશ ઊંચો થાય છે. તે રૂપાના કિલ્લાની ભીંત પાંચસો ધનુષ્ય પ્રમાણ જાડી અને તેત્રીશ ધનુષ્ય ને બત્રીસ આંગળ પહોળી હોય છે. આ કિલ્લામાં ચાર પુતળીઓ અને આઠ માંગલિકવાળા ચાર દ્વાર હોય છે. કિલ્લાના ચારે ખુણે જમીન પર ચાર વાપિકા રચે છે. પહેલા ગઢના પૂર્વ-દ્વાર ઉપર તુંબરુ નામે દેવ દ્વારપાળ હોય છે. દક્ષિણદ્વારે પટ્વાંગ નામે દેવ દ્વારપાળ હોય છે, પશ્ચિમ દ્વારે કપાળી નામે દેવ દ્વારપાળ હોય છે અને ઉત્તરદ્વારે જટામુગટ-

ધારી નામે દેવ દ્વારપાળ હોય છે. પહેલા ગઢની મધ્યમાં ચારે દ્વાર પાસે સરખી ભૂમિ હોય છે. આ ગઢની અંદર દેવતાઓના તથા મનુષ્યોના વાહનો રહે છે.

બીજો સુવર્ણનો ગઢ રત્નમય કાંગરાથી રચે છે. આ ગઢ પાંચસો પગથીયા જેટલો ઊંચો હોય છે. આ ગઢના પૂર્વદ્વારે હાથમાં અભયમુદ્રા ધરનારી શ્વેત વર્ણની જયા નામે બે દેવીઓ રહે છે. દક્ષિણ દ્વારે રત્ન જેવા વર્ણવાળી વિજયા નામે બે દેવી હાથમાં અંકુશ લઇને ઊભી રહે છે. પશ્ચિમ દ્વારે પીળા વર્ણવાળી અને હાથમાં પારા ધરનારી અજિતા નામે બે દેવી રહે છે. અને ઉત્તર દ્વારે નીલ વર્ણવાળી અને હાથમાં મગર નામે શસ્ત્ર ધરનારી અપરાજિતા નામે બે દેવી રહે છે. પચાસ ધનુષ્ય પ્રમાણે તે ગઢમાં ગયા પછી પણ સમાન ભૂમિ હોય છે. તે ગઢમાં સિંહ, વાઘ, મૃગ વગેરે તિર્યંચો રહે છે. અહીં ઈશાન દિશામાં દેવછંદો રચવામાં આવે છે. વ્યાખ્યાનના ઉત્તરકાળે દેવતાઓએ સેવેલા પ્રભુ તે ઉપર આવીને બેસે છે.

તેની ઉપર પાંચ હજાર સોપાન ચઢીએ ત્યારે પૂર્વની જેટલી ભીંતની જાડાઇના તથા ઊંચાઈના પ્રમાણવાળો અને ચાર દ્વારવાળો મણિમય કાંગરાથી સુશોભિત રત્નનો ત્રીજો ગઢ દેવતાઓ રચે છે. તેનાં પૂર્વદ્વારે સોમ નામે પીત વર્ણવાળો વૈમાનિક દેવ હાથમાં ધનુષ્ય લઇ દ્વારપાળ થઈને રહે છે. દક્ષિણમાં હાથમાં દંડ ધરનાર ગૌરવર્ણી યમ નામે વ્યંતર દેવતા ઊભો રહે છે. પશ્ચિમમાં રક્તવર્ણી પાશધારી વરૂણ નામે જ્યોતિષી દેવ રહે છે અને ઉત્તરમાં શ્યામવર્ણી કુબેર નામે ભવનપતિ દેવ હાથમાં ગદા લઈને દ્વારપાળ બની ઊભો રહે છે.

આ રત્નમય ગઢની વચમાં સરખી ભૂમિનું પીઠ હોય છે. તે એક કોશ અને છસો ધનુષ્ય પ્રમાણ વિસ્તારવાળું હોય છે. એટલું જ વિસ્તારનું માપ પહેલા, બીજા, ત્રીજા કિલ્લાના મધ્ય ભાગનું પણ બંને પાસાનું મળીને જાણવું. આ માપ આ પ્રમાણે હોય છે. રૂપાના ગઢમાં પ્રવેશ્યાં પછી ૫૦ ધનુષ્ય પ્રતર છે અને તેની આગળ બારસો ને પચાસ ધનુષ્યમાં પાંચ હજાર સોપાન એક હાથ પ્રમાણના છે. એવી રીતે બંને મળીને તેરસો ધનુષ્ય એક તરફ રૂપાના તથા સુવર્ણનાં ગઢનું અંતર હોય છે. તે પ્રમાણે બંને પાર્શ્વનો વિસ્તાર એકત્ર કરતાં એક કોશ અને છસો ધનુષ્યનું માપ થાય છે. આમ ત્રણ ગઢના મધ્ય ભાગના વિસ્તારનું માપ કુલ્લે ત્રણ કોશ અને અઢારસો ધનુષ્ય થાય છે. તેમાં ત્રણ ગઢની બે બાજુ મળીને છ ભીંતો થાય છે. તે દરેક ભીંતનો વિસ્તાર તેત્રીશ ધનુષ્ય અને બત્રીશ આંગળ હોય છે. તેથી તેત્રીસ ધનુષ્યને છ ગુણા કરતાં એકસો અઠ્ઠાણું ધનુષ્ય થાય છે. અને બત્રીસ આંગળને છ ગુણા કરતાં એકસો બાણું આંગળ થાય છે. તેને પૂર્વના અઢારસોમાં ભેળવતાં એક કોશ થાય છે. તે કોશમાં ત્રણ કોશ મેળવતાં એક યોજન થાય. આમ એક યોજનનું ગોળાકાર સમવસરણ હોય છે.

આ સમવસરણમાં ચારે દિશાએ પ્રથમ દસ હજાર સોપાન હોય છે. તે યોજ-

નની બહાર સમજવા. પ્રભુના મધ્યબિંદુના બહારના સોપાન પર્યંતની ભૂમિ બંને તરફ સવા ત્રણ ત્રણ કોશ હોય છે. આ સમવસરણ ધરતીથી અદ્ધર કરવામાં આવે છે. તેમાં ઊંચે ઊંચે સોપાનની રચના કરેલી હોય છે. આ પ્રમાણે ગોળાકાર સમવસરણ ગોઠવાય છે. ચોરસ સમવસરણનું સ્વરૂપ લોકપ્રકાશ ગ્રંથમાંથી જાણી લેવું.

ત્રીજા ગઢમાં જે પ્રથમ સરખું ભૂતળ કહ્યું તેની મધ્યમાં મણિરત્નમય પીઠ પ્રભુના દેહ પ્રમાણે ઊંચું, ચાર દ્વારવાળું અને ચારે દિશામાં સોપાનવાળું હોય છે. લંબાઈ અને પહોળાઈમાં બસો ધનુષ્ય પ્રમાણ છે. અને પૃથ્વીથી અઢી કોશ ઊંચું હોય છે. આ અંગે કહ્યું છે કે "એકેક હાથ ઉંચા વીશ હજાર પગથીઆ ચડયા પછી પ્રભુનું સિંહાસન આવે છે, તેથી જમીનથી તે અઢી કોશ ઊંચું થાય છે." આ પ્રમાણ સિંહાસનની નીચેની ભૂમિથી પીઠિકા સુધી સમશ્રેણીએ ઊંચાઈ ગણતાં થાય છે.

આ પીઠના મધ્ય ભાગમાં એક યોજન વિસ્તારવાળો અશોકવૃક્ષ હોય છે. તે શ્રી જિનેશ્વર ભગવંતના શરીરના માપથી બારગણો ઊંચો હોય છે. આ અંગે કહ્યું છે કે–"શ્રી ઋષભદેવ પ્રભુને ચૈત્યવૃક્ષ ત્રણ ગાઉ ઉંચો હોય છે અને બાકીના તીર્થંકરોને શરીરમાનથી બારગણો ઉંચો હોય છે." ભગવાનને જે વૃક્ષ નીચે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું હોય તે વૃક્ષ તે ચૈત્યવૃક્ષ. તે અશોકવૃક્ષની ઉપર રહે છે. અશોકવૃક્ષની નીચે અર્હંતના દેવછંદો હોય છે. ત્યાં ચારે દિશાએ ચાર સુવર્ણનાં સિંહાસન આવેલા હોય છે. તેમની આગળ એક એક રત્નમય પાદપીઠ હોય છે. તેની ઉપર પ્રભુ ચરણ ધરે ત્યારે તે ઉલ્લસિત થાય છે. દરેક સિંહાસન ઉપર ત્રણ ત્રણ છત્રો હોય છે. તે બધા મોતીની શ્રેણીથી શણગાર્યા હોય છે. દરેક સિંહાસનની બંને બાજુ બબ્બે ચામરધારી દેવતા ઊભા રહે છે. સિંહાસનની આગળ ચારે દિશાએ સુવર્ણકમળ ઉપર સૂર્યના તેજને જીતે તેવું એક એક ધર્મચક્ર હોય છે. આ ઉપરાંત ચારે દિશામાં હજાર હજાર યોજન ઊંચા નાની નાની ઘંટડીઓવાળા ચાર મહાધ્વજ હોય છે. તેમાં પૂર્વમાં ધર્મધ્વજ, દક્ષિણમાં માનધ્વજ, પશ્ચિમમાં ગજધ્વજ અને ઉત્તરમાં સિંહધ્વજ હોય છે.

અહીં જે ધનુષ્ય તથા કોશ વગેરેનું માપ કહ્યું છે તે તે સમયના તીર્થંકરના આત્માંગુલ પ્રમાણે જાણવું. વ્યંતર દેવતાઓ મણિપીઠ, ચૈત્યવૃક્ષ, સિંહાસન, છત્ર, ચામર તથા દેવછંદો વગેરે રચે છે. ચારે ય નિકાયના દેવતાઓ ભેગા મળીને આ સમવસરણ રચે છે. બાકી તો કોઈ મહાન દેવતા ધારે તો એકલો પણ આવું સમવસરણ રચી શકે.

ત્યાં વૈમાનિક દેવતા હર્ષથી સિંહનાદ અને દુંદુભિના શબ્દો કરે છે. સૂર્યોદય સમયે પ્રભુ સુવર્ણના કમળ ઉપર ચરણ મૂકતાં મૂકતાં પૂર્વદ્વારથી સમવસવણમાં પ્રવેશ કરે છે. પછી ચૈત્યવૃક્ષને પ્રદક્ષિણા કરી પાદપીઠ ઉપર પગ મૂકી **"નમો તીર્થાય"** બોલીને સિંહાસન ઉપર બિરાજમાન થાય છે.

તીર્થ એટલે શ્રુતજ્ઞાન અથવા ચતુર્વિધ સંઘ. અર્હંતને શ્રુતજ્ઞાનપૂર્વક અરિહંત–

પણાની પ્રાપ્તિ છે આથી તે તીર્થ શબ્દથી શ્રુતજ્ઞાનને નમે છે. અરિહંતને લોકો પૂજે છે. આ લોકપૂજ્ય અરિહંત તીર્થને વંદે તેથી તીર્થ પણ લોકોના માટે પૂજ્ય અને વંદનીય છે. તીર્થને નમન કર્યા બાદ પ્રભુ ધર્મ કહે છે, તેમ બધા જ લોકો તીર્થને વંદન કરે છે. એ પછી ભગવાન ધર્મદેશના આપે છે. ભગવાનના માત્ર એક શબ્દથી ઘણા જીવોના સંશય દૂર થાય છે, ભગવાનની વાણીમાં અદ્‌ભૂત શક્તિ હોય છે. તેમનું એક વાક્ય કે એક શબ્દ અનેક અર્થને પ્રકટ કરે છે. આથી દરેકને તે શબ્દાર્થ કે વાક્યાર્થથી પોતાના મનનું સમાધાન થઈ જાય છે. આ માટે એક દૃષ્ટાંત છે.

સંગધર નામે એક ગામ હતું. ત્યાં બુઢણ નામે એક આહીર રહેતો. તે સુખી અને સમૃદ્ધ હતો. તેને સોળ પત્ની હતી. પ્રથમ પત્નીનું નામ પુષ્પવતી હતું.

એક સમયની વાત છે. બુઢણ જંગલમાં ગાયો ચરાવી રહ્યો હતો. બપોર થતાં તે ભોજન કરવા માટે બેઠો. પુષ્પવતી પણ તેની સાથે ભોજન કરવા બેઠી. એ પ્રસંગે બીજી પત્નીઓ પણ ત્યાં આવી. એ દરેકે વારાફરતી પુષ્પવતીને પૂછ્યું :

પહેલીએ પૂછ્યું : "આજે આટલી બધી ખીચડી કેમ રાંધી છે ?" બીજી બોલી : "આજે છાશ ખાટી કેમ છે ?" ત્રીજીએ પૂછ્યું : "પેલી દાઢી મૂછવાળી સ્ત્રી ઘરે છે ?" ચોથી બોલી : "આજે તમને સારું છે ને ?" પાંચમીએ પૂછ્યું : "આજે કંકોડાનું શાક આખું કેમ રાંધ્યું છે ?" છઠ્ઠી બોલી : "આ કૂતરી કેમ ઘૂરકે છે ?" સાતમી બોલી : "પેલી ભેંસ ગાભણી થઇ ?" આઠમીએ પૂછ્યું : "આ આગળ દેખાતી સ્ત્રી થાકી ગઇ છે કે ?" નવમી બોલી : "આજે સદાવ્રતમાં ભોજન આપે છે ?" દસમીએ પૂછ્યું : "આજે આ જળપ્રવાહમાં પાણી કેમ વધુ વહે છે ?" અગીયારમી બોલી : "તમારો ચોટલો તમે વાળ્યો ?" બારમીએ પૂછ્યું : "કાનમાં કુંડળ પહેર્યાં છે કે નહિ ?" તેરમી બોલી : "આ ગહ્વરમાં કેમ ભય નથી લાગતો ?" ચૌદમીએ પૂછ્યું : "આ ફળ લેશો ?" પંદરમી બોલી : "આ બકરીઓ ગણી છે કે નહિ ?"

આ દરેકે પુષ્પવતીને અલગ અલગ પ્રશ્ન પૂછ્યો હતો છતાંય તે દરેકને તેણે એક જ જવાબ આપ્યો કે **પાલી નથી** અને આ જવાબથી દરેકને પોતાના પ્રશ્નનો સંતોષકારક જવાબ મળી રહ્યો.

પહેલીને કહ્યું : ધાન્ય માપવાની પાલી હાથવગે ન મળતાં મારાથી ખીચડી વધારે રંધાઈ ગઈ.

બીજીને કહ્યું : છાશ કરવાની આજે પાલી ન હતી [પાલી એટલે વારો] આથી ગઇકાલની છાશ હોવાથી તે ખાટી છે.

ત્રીજીને કહ્યું : આજે હજામતની પાલી નથી તેથી તે સ્ત્રી ઘેર જ છે.

ચોથીને કહ્યું : એકાંતરો તાવ આવે છે. આથી તાવની આજે પાલી ન હોવાથી સારું છે.

પાંચમીને કહ્યું: શાક સુધારવાની પાલી [છરી] નથી આથી આખા કંકોડાનું શાક કર્યું છે.

છઠ્ઠીને કહ્યું: કૂતરીને કોઈએ પાલી [પાળી] નથી તેથી તે ઘૂરકે છે.

સાતમીને જવાબ આપ્યો કે: પાલી નથી. એટલે કે ગાય ભેંસ વગેરેને ગર્ભ રહેવાના સમયે લોકો પાલી કહે છે તે પાલી નથી.

આઠમીને કહ્યું: તે સ્ત્રી પાલી નથી. અર્થાત્ તે ચાલીને નથી આવી તેથી તે થાકી નથી ગઈ.

નવમીને કહ્યું: દાન દેવાની આજે પાલી [વારો] નથી.

દસમીને કહ્યું: પાળ બાંધેલી [પાલી] નથી તેથી જળપ્રવાહમાંથી પાણી વહ્યું જાય છે.

અગીયારમીને કહ્યું: મારા માથામાં પાલી [જુ] નથી તેથી ચોટલો બાંધેલો છે.

બારમીને કહ્યું: કાન વાઝ્યો નથી તેથી કુંડલ કેવી રીતે પહેરાય?

તેરમીને કહ્યું: આ જંગલમાં ચોર લોકોની પાલી [વસતી] નથી તેથી કોઈ ભય નથી.

ચૌદમીને કહ્યું: મારે ખોળો [પાલી] નથી તેથી ફળ શેમાં લઉં?

પંદરમીને જવાબ આપ્યો કે અહીં કોઈ આડશ [પાલી] બાંધેલી નથી તેથી બધી બકરીઓ શી રીતે ગણી શકાય?

પુષ્પવતીના આ એક જ જવાબથી બધી જ સ્ત્રીઓને પોતાનો જવાબ મળી ગયો. સામાન્ય માણસમાં પણ આ પ્રમાણે એક જ શબ્દ કે વાકયમાં ભિન્ન પ્રશ્નોના જવાબ આપવાની બુદ્ધિ હોય તો કેવળજ્ઞાની ભગવંતમાં તો તેવું સામર્થ્ય કેટલું બધું હોય છે.

"અર્હંતનું એક વચન સમકાળે અનેક લોકોની સંશયશ્રેણીને એકી સાથે હરી લે છે તે ઉપર બુઢણ આહિરની સ્ત્રીઓનું દૃષ્ટાંત સાંભળીને વિચારવું કે તેમાં કોઈ જ આશ્ચર્ય નથી."



# ૨૦૨

## પ્રભુની દેશના સમયનું વર્ણન

**जिनवाक्यात्प्रबुद्धा ये दीक्षां गृह्णंति ते मुदा।**
**तेषु गणिपदार्हास्तान् यच्छति त्रिपदीं जिनाः॥**

"જિનેશ્વર ભગવંતની વાણીથી પ્રતિબોધ પામનાર હર્ષથી દીક્ષા લે છે. તેમાંથી જે ગણિપદને યોગ્ય હોય તેમને શ્રી ભગવંત ત્રિપદી આપે છે."

ગણિપદને યોગ્ય મુનિયો ત્રિપદીનું અધ્યયન કરી મુહૂર્ત માત્રમાં બુદ્ધિબીજ પ્રાપ્ત કરીને દ્વાદશાંગી રચે છે. પછી જિનેશ્વર ભગવંત તેમને ગણધરપદ આપે છે. ગણધર ભગવંતો સૂત્રની રચના કરે છે. અરિહંત ભગવંત તો પ્રાયઃ અર્થ જ કહે છે. ભવ્યજનોના ઉપકાર માટે ગણધરો સૂત્ર રચે છે.

**સમવસરણમાં પ્રભુનાં રૂપ :** પૂર્વ દિશાએ પ્રભુ મૂળરૂપે બિરાજે છે. અને બીજી ત્રણ દિશાઓમાં દેવતાઓ પ્રભુના મહિમાથી ભગવંતના જેવા જ ત્રણ બીજા રૂપ કરે છે. આ રૂપ કૃત્રિમ છે કે અકૃત્રિમ તે કળી શકાતું નથી. આ રૂપો આબેહૂબ મૂળ રૂપ જેવાં જ હોય છે. આમ થવામાં શ્રી જિનેશ્વર ભગવંતનો અચિંત્ય મહિમા જ છે. નહિ તો તમામ દેવતાઓ ભેગા થાય તો પણ ભગવાનનો એક અંગુઠો પણ અસલ સ્વરૂપમાં બનાવી શકે નહિ. શ્રી ભક્તામરસ્તોત્રમાં આ અંગે કહ્યું છે કે—

"હે ત્રિભુવનમાં અદ્વિતીય તિલક રૂપ પ્રભુ! શાંત રાગ રુચિવાળા જે પરમાણુઓથી તમે નિર્માણ થયેલા છો તે પરમાણુ પૃથ્વીમાં તેટલાં જ છે. આથી તમારા જેવું તો રૂપ આ પૃથ્વીમાં બીજા કોઈનું ય નથી."

શ્રી આવશ્યક નિર્યુક્તિમાં પણ પ્રભુનાં સ્વરૂપનું વર્ણન કર્યું છે. "અરિહંતનું સ્વરૂપ વાણીથી અકથ્ય છે. તેથી અનંતગુણહીન એવું ગણધરનું રૂપ હોય છે. તેમનાથી આહારક શરીર અનંત ગુણહીન હોય છે. તેનાથી અનંત ગુણહીન અનુત્તર વિમાનના દેવતાઓનું શરીર હોય છે. તેથી અનુક્રમે ઉતરતાં ઉતરતાં વ્યંતર દેવતા સુધીનું શરીર અનંત અનંત ગુણહીન હોય છે. તેમનાથી અનંત અનંત ગુણહીન અનુક્રમે ચક્રવર્તીનું, વાસુદેવનું, બલદેવનું અને મંડલિક રાજાનું હોય છે. આથી બાકી રહેલા રાજાઓ અને સર્વ લોકોના શરીરમાં પરસ્પર છ સ્થાન પડે છે. અનંત ભાગહીન, અસંખ્યાત ભાગહીન, સંખ્યાત ભાગહીન, સંખ્યાત ગુણહીન, અસંખ્યાત ગુણહીન અને અનંત ગુણહીન."

**સમવસરણમાં પર્ષદાનાં સ્થાન :** દેશના સાંભળવાની સ્પૃહાવાળી અને મન

વચન, કાયાના પ્રશસ્ત યોગથી પ્રકાશિત એવી બાર પર્ષદા સમવસરણમાં પોતપોતાના સ્થાનકે બેસે છે. જ્યેષ્ઠ અને બીજા ગણધરો પ્રભુની સમીપે પણ અગ્નિ ખૂણામાં સૌની આગળ બેસે છે. કેવળી શ્રમણો ભગવંતને ત્રણ પ્રદક્ષિણા કરી, તીર્થને વાંદી, પોતાનું ગૌરવ સાચવીને પદસ્થ ગણધરોની પાછળ બેસે છે. કેવળીઓ પ્રભુને વંદન કરતા નથી. આ માટે કહ્યું છે કે—

कृतकृत्यतया तादृक् कल्पत्वाच्च जिनेश्वरान् ।
न नमस्यंति तीर्थं तु नमत्यर्हन्नमस्कृतम् ॥

"તેઓ કેવળીપણું પામી કૃતકૃત્યતાને પામેલા હોવાથી તેમજ પોતાનો તેવો આચાર છે તેથી તીર્થંકરને વાંદતા નથી પણ અર્હંતે નમેલા એવા તીર્થને વાંદે છે." આ અંગે ધનપાળે શ્રી ઋષભસ્તોત્રમાં પણ કહ્યું છે કે–"હે પ્રભુ! તમારી સેવાથી મોહ નાશ પામે એમાં કોઇ જ શક નથી પરંતુ કેવળી અવસ્થામાં તમને વંદના નથી થઈ શકતી તેથી મને રંજ થાય છે."

કેવળીની પાછળ લબ્ધિવાળા અને લબ્ધિ વિનાના સર્વ સાધુઓ અરિહંત, તીર્થ અને ગણધર આદિને નમીને અનુક્રમે વિનયથી બેસે છે. તેમની પાછળ વૈમાનિક દેવતાની દેવીઓ અરિહંત આદિને પ્રણમીને બેસે છે. અને તેમની પાછળ સાધ્વીઓ બેસે છે. આ ત્રણ પર્ષદા પૂર્વ દ્વારથી સમવસરણમાં પ્રવેશ કરીને અરિહંતને પ્રદક્ષિણા કરી અગ્નિખૂણે બેસે છે. ભવનપતિ, જ્યોતિષી અને વ્યંતરની દેવીઓ એમ ત્રણ પર્ષદા દક્ષિણદ્વારથી પ્રવેશીને નૈઋત્ય ખૂણામાં ઉભી રહે છે. ભવનપતિ, જ્યોતિષી અને વ્યંતર-દેવતા પશ્ચિમદ્વારથી પ્રવેશીને વાયવ્ય દિશામાં બેસે છે. વૈમાનિક દેવતા નર અને નારીઓ ઉત્તરદ્વારથી દાખલ થઇ અરિહંત આદિને પ્રણમીને ઈશાન ખૂણામાં બેસે છે. ચાર પ્રકારની દેવીઓ અને સાધ્વીઓ બેઠાં બેઠાં દેશના સાંભળે છે. આવશ્યકવૃત્તિમાં આમ કહ્યું છે અને તેની ચૂર્ણીમાં લખ્યું છે કે "સાધુઓ ઉત્કટિક આસને બેસીને સાંભળે છે અને સાધ્વીઓ તથા વૈમાનિક દેવતાની દેવીઓ ઊભા ઊભા દેશના સાંભળે છે."

ભગવાનના પ્રભાવથી બાળ, વૃદ્ધ, બિમાર કોઈને પણ સમવસરણના પગથિયા ચડતાં જરા પણ શ્રમ પડતો નથી. કોઇના મનમાં વૈરભાવ જાગતો નથી. બીજા ગઢમાં તો તિર્યંચો પોતાનું જાતિવૈર ભૂલીને એક પંગતમાં બેસીને પ્રભુની દેશના સાંભળે છે.

શ્રી જિનેશ્વર ભગવંત પહેલી પોરસી પૂર્ણ થતાં સુધી ધર્મદેશના આપે છે. તે સમયે લોકો પ્રભુને અક્ષતથી વધાવે છે. અહીં લોકો એટલે શ્રાવકો ને નગરજનો સમજવા. તેઓ યથાશક્તિ વર્ધાપન વિધિ કરે છે.

**વર્ધાપન વિધિ :** કલમશાળિના ચોખા અત્યંત સુગંધી, ફોતરા વગરના, ઉજ્જવળ અને અખંડિત ચાર પ્રસ્થ અથવા એક આઢક પ્રમાણ, શુદ્ધ જળથી ધોઈને રાંધવાવડે અર્ધા ફુલેલા હોય તેવા ચોખા રત્નના થાળમાં ભરીને સોળે શણગાર સજેલી

સુવાસિની સ્ત્રી તે થાળને પોતાના માથા ઉપર ઉંચકે. તેમાં દેવતાઓ સુગંધી દ્રવ્ય નાંખે જેથી તે બલિ અત્યંત સુગંધી થાય. પછી શ્રાવકો તે બલિ વાજતે ગાજતે પ્રભુ પાસે લઈ જાય. બલિનું પાત્ર આવતાં ભગવંત ક્ષણવાર માટે દેશના આપતાં વિરમે. ત્યારે ચક્રવર્તી પ્રમુખ શ્રાવકો તે બલિ સાથે ત્રણ પ્રદક્ષિણા દઈને પ્રભુના ચરણ પાસે આવે. ત્યાં પૂર્વ દિશામાં ઊભા રહી સર્વ દિશાઓમાં મુઠીએ મુઠીએ તે ચોખા ઉછાળે તેમાંથી અર્ધ ભૂમિ ઉપર પડે તે પહેલાં જ તે ચોખા દેવતાઓ આકાશમાં ગ્રહણ કરી લે. બાકીના અર્ધમાંથી અર્ધભાગ તે બલિના કર્તા કે આગેવાન હોય તે લે અને તેમાંથી જે બાકી રહે તે બીજા લોકો જેમ મળે તેમ લે. આમ આ વર્ધાપન વિધિ પૂરો થાય છે. આ બલિનો એક દાણો પણ માથે મૂકવાથી તમામ રોગ મટી જાય છે અને છ માસ સુધી નવો એક પણ રોગ થતો નથી.

પછી શ્રી જિનેશ્વર ભગવંત પ્રથમ ગઢમાંથી ઉતરી બીજા ગઢમાં ઈશાન ખૂણામાં દેવછંદા ઉપર આવી અનેક દેવતાઓ પરિવૃત્ત થઈને સુખેથી બેસે છે. બીજી પોરસીમાં રાજા વગેરેએ લાવેલા સિંહાસન ઉપર અથવા પ્રભુના પાદપીઠ ઉપર બેસી ગણધર ભગવંત ધર્મદેશના આપે છે. બીજી પોરસી પૂરી થતાં સૌ પોતપોતાના સ્થાનકે જાય છે. પુનઃ પાછલી પોરસીએ પ્રભુ સિંહાસન ઉપર બેસી દેશના આપે છે.

“આ પ્રમાણે અનંત ગુણરત્નથી સુશોભિત એવા અરિહંતનું વર્ણન શાસ્ત્રરૂપ સમુદ્રમાંથી ઉદ્ધરીને અહીં કહ્યું છે. ધાર્મિક જનોએ તેને અનુસરીને પોતાના આત્માનું હિત કરવું જોઈએ.”



## ૨૦૩

## સમવસરણમાં જિનેશ્વર ભગવંતની દેશના

**बहवोऽविरता जीवास्तेभ्योऽल्पास्तु सुदृष्टयः ।**
**स्वल्पतरास्ततः श्राद्धाः साधवोऽल्पतमास्तथा ॥**

**ભાવાર્થ:** જગતમાં ઘણાં જીવો તો અવિરત છે. તેનાથી ઘણાં અલ્પ જીવ સમ્યક્ત્વધારી હોય છે, તેમનાથી અતિ અલ્પ દેશવિરતિ [શ્રાવક] હોય છે, અને તેમનાથી પણ ઘણાં જ અલ્પ સર્વવિરતિ [સાધુ] હોય છે.

અવિરત એટલે બાર પ્રકારની વિરતિથી રહિત હોય તેવા જીવ. આ સકળ વિશ્વમાં આવા જીવોની સંખ્યા વધુ હોય છે કારણ કે સમસ્ત જગતમાં મિથ્યાત્વી જીવોનું જ પ્રમાણ વધુ હોય છે. મન અને પાંચ ઇન્દ્રિયોનો અનિયમ એ ૭ અને ૭ કાયના જીવોનો વધ તે છ. એમ બાર પ્રકારની અવિરતિ છે. આવા નિયમ વિનાના અને છ કાયના જીવોની હિંસા કરનારા જીવો જગતમાં ઘણાં હોય તે સહજતાથી સમજી શકાય તેમ છે. આવા જીવો કરતાં સમ્યક્ત્વધારી જીવો અલ્પ હોય છે. તેનાથી ય અલ્પ જીવો દેશવિરતિ શ્રાવકો હોય છે. આવા શ્રાવકો અવિરતિના નિયમથી રહિત પરંતુ બારમા ત્રસકાય જીવને હણવાનો તેમણે નિયમ લીધો હોય છે. આથી તેઓ એક વિરતિના કારણે દેશવિરતિ કહેવાય છે. અને જગતમાં સૌથી ઓછામાં ઓછી સંખ્યા સર્વ-વિરતિ સાધુઓની હોય છે.

આ સંસારમાં જીવોની ચાર પંક્તિઓ છે. પ્રથમ પંક્તિમાં સર્વ એકેન્દ્રિય પ્રમુખ જીવો છે. આ બધા જીવો અવિરતિ પંક્તિના છે. એકેન્દ્રિય જીવો પાંચ આશ્રવથી અટક્યા નથી આથી તેનાથી તેઓને કર્મબંધ થાય છે. આથી તેમને વિરત કહેવાય નહિ. દા. ત. એક માણસ સૂતો છે અથવા તે બેભાન છે. આ અવસ્થામાં તે કોઈની હિંસા નથી કરતો. આથી જ તેને વ્રતી ન કહેવાય. કારણ કે તેનામાં વિરતિના પરિણામનો અભાવ છે. તે જ પ્રમાણે મૂંગો અસત્ય બોલતો નથી, અપંગ ચોરી નથી કરતો, નપુંસક મૈથુન સેવતો નથી આથી આ બધાને વ્રતી ન કહેવાય. મૂંગાને સત્યવાદી તરીકે સ્વીકારાય નહિ અને નપુંસકને બ્રહ્મચારી ગણાય નહિ. આ પ્રમાણે એકેન્દ્રિય જીવને પણ સમ્યક્ત્વાદિના અભાવથી અવિરત જાણવા. કહ્યું છે કે "એકેન્દ્રિયને બીજું સાસ્વાદન ગુણઠાણું પણ ન હોય." એ જ રીતે વિકલેન્દ્રિય અને સંમૂર્છિમ પંચેન્દ્રિય આદિ જીવોને પણ અવિરતિ ગણવા. કારણ ત્યાં સાસ્વાદન ગુણઠાણું હોય છે પરંતુ તેની સ્થિતિ માત્ર છ આવલિકા સુધીની જ હોય છે.

**હિંસા :** વૃક્ષ પ્રમુખ પોતપોતાના આહાર તરીકે પાણી, પવન વગેરે સચિત્ત વસ્તુને લે છે, તેનો તેઓ ઉપયોગ કરે છે આથી તેઓ પાણી અને પવનની સ્પષ્ટ વિરાધના કરે છે. કહ્યું છે કે "જ્યાં જળ હોય ત્યાં વનસ્પતિ હોય, જ્યાં વનસ્પતિ હોય ત્યાં અગ્નિ હોય અને તેઉકાય તેમજ વાયુકાય સાથે હોય ત્યાં ત્રસજીવ પ્રત્યક્ષ હોય છે."

વનસ્પતિ વગેરેને પણ આહાર ગ્રહણ કરવામાં સૂક્ષ્મ વૃત્તિથી વિરાધના રહેલી છે અને બાદર વૃત્તિથી તો કેટલાંક કંથેર બોરડી વગેરે વૃક્ષ કદલી વગેરેને હણે છે. થોર વગેરે વૃક્ષો પોતાના મૂળના ક્ષાર તથા કટુરસ વગેરેથી પૃથ્વીકાય વગેરે છ કાયની હિંસા કરે છે. કીડામાર તથા કિંપાક વગેરે મનુષ્ય તથા પશુ વગેરેને હણે છે. રાધાગાલી વગેરે વૃક્ષો માણસોનું ઉચ્ચાટન કરે છે. કેટલીક વનસ્પતિ મનુષ્યને પશુ કરે છે અને પશુને મનુષ્ય કરે છે. વાંસ ને સરકર વગેરે વૃક્ષોમાંથી ધનુષ્ય બાણ વગેરે હિંસક

શસ્ત્રો બને છે. ધનુષ્ય પ્રમુખના જીવોને ઉત્સર્ગથી અવિરત પરિણામ હોવાથી તેના અચેતન થયેલ શરીરથી પણ બંધ થાય છે. જિનપૂજાને યોગ્ય પુષ્પ, ફળ તથા આભૂષણ અને સાધુના પાત્રરૂપે થયેલા પદાર્થના જીવને શરીર ઉત્તમ સાધનરૂપ થયું હોવા છતાં ય તેમને પુણ્યબંધ થતો નથી. કારણ કે તેના હેતુ માટે જે વિવેક જોઈએ તેનો તેમનામાં અભાવ હોય છે.

**અસત્ય :** એકેન્દ્રિયાદિ જીવોને સત્ય અધ્યવસાયનો અભાવ હોવાથી તેમને અસત્ય લાગે છે. આ ઉપરાંત તે લોકોને અસત્ય બોલવાના હેતુરૂપ થાય છે. તેથી પણ તેને અસત્યનું પાપ લાગે છે. દા. ત. કેટલીક ઔષધીને સત્ય અને અસત્ય પણ કહેવાય છે. કાજલી વગેરેમાં કન્યા વગેરે અસત્ય બોલે છે. મોહનવલ્લી વગેરે મોહ ઉત્પન્ન કરીને લોકોને વિપરીત માર્ગ બતાવે છે. આમ અસત્યના અનેક પ્રકાર છે.

**અદત્તાદાન :** વૃક્ષઆશ્રી બધા જ જીવો સચિત્ત આહાર લે છે. તે આહારમાં રહેલા જીવો સંબંધી જીવાદત્ત લાગે છે. વનસ્પતિમાં બીજાના અદત્તાદાનનું હેતુપણું સ્પષ્ટ જણાય છે. કોકાસ સુતારે રાજાના ભંડારમાંથી અદત્તાદાન રૂપ શાલિ વગેરે લઈને શુક–પારેવા બનાવ્યા હતા. આમ શાસ્ત્રમાં જાણવા મળે છે. હિંસાની સમજમાં બતાવ્યા પ્રમાણે કાષ્ઠના શુકાદિને અદત્તાદાનનું પાપ લાગે છે.

**મૈથુન :** વિરતિભાવ ન હોવાથી મૈથુનનું પાપ પણ તેમને લાગે છે. અમુક પ્રકારના પુષ્પની સુવાસથી કામવાસના જાગે છે. અફીણના સેવનથી મૈથુનની ક્રિયા વધુ થાય છે. કમલકંદ, આમ્રમંજરી, જાઈના ફુલ, ચંપાના ફુલ અને બપોરિઆનાં ફુલ કામદેવનાં પાંચ બાણ કહેવાય છે. આ ફુલો કામવાસનાની વૃત્તિને વકરાવવામાં સહાયક બને છે. જ્યારે કેટલાંક વૃક્ષોને તો સાક્ષાત્ કામસંજ્ઞા જ દેખાય છે. આ અંગે કહ્યું છે કે "સ્ત્રીના ચરણઘાતથી આસોપાલવ ખીલે છે, મધુનો કોગળો નાંખવાથી બોરસલી પ્રફુલ્લિત થાય છે, આલિંગન કરવાથી કુરૂબકનું વૃક્ષ વિકાસ પામે છે અને અને સ્ત્રીને જોવાથી તિલક વૃક્ષ કળીઓથી શોભતું થઈ જાય છે."

વૃક્ષોને વિરતિના અભાવે પરિગ્રહ પણ હોય છે. કેટલાક વૃક્ષો મૂર્છાથી દ્રવ્યના નિધિને મૂળવડે વીંટળાઈ વળે છે. તેથી તેમને પરિગ્રહનું પાપ લાગે છે. બીજું વૃક્ષોને બાહ્યથી એકેન્દ્રિયપણું હોય છે પણ ભાવથી પંચેન્દ્રિયપણાનો સદ્ભાવ હોય છે. તેમને આહાર, ભય, પરિગ્રહ, મૈથુન, ક્રોધ, માન, માયા, લોભ, લોક અને ઓઘ એ દસ સંજ્ઞાથી પણ કર્મનો બંધ થાય છે.

વૃક્ષને આ સંજ્ઞાઓ આ પ્રમાણે હોય છે. વૃક્ષોને જળાદિ આહાર તે આહારસંજ્ઞા, લજ્જાળુ વેલ વગેરે ભયથી સંકોચાય છે તે ભયસંજ્ઞા, પોતાના તંતુઓથી વેલાઓ વૃક્ષને વીંટળાય છે તે પરિગ્રહ સંજ્ઞા, સ્ત્રીના આલિંગનથી કુરૂબક વૃક્ષ ફળે છે તે મૈથુન સંજ્ઞા, કોકનદ કમળ કોઈ સાથે અથડાય ત્યારે હુંકારો કરે છે તે ક્રોધ સંજ્ઞા,

રૂદંતિ વેલ ઝર્યા કરે છે તે માનસંજ્ઞા, લતા પત્ર પુષ્પફળાદિકને ઢાંકે છે તે માયાસંજ્ઞા, બીલ્લી તથા પલાશના વૃક્ષ દ્રવ્ય ઉપર મૂળિયા નાંખે છે એ લોભસંજ્ઞા, રાત્રે કમળ સંકોચ પામે છે તે લોકસંજ્ઞા, અને વેલડીઓ માર્ગને તજીને વૃક્ષ ઉપર ચડે છે તે ઓઘસંજ્ઞા. વનસ્પતિકાય જીવોની જેમ પૃથ્વીકાયના જીવોને પણ આમ અવિરતિ-દોષ લાગે છે.

હડતાળ, સોમલ, ખાર વગેરેથી વિકલેન્દ્રિય, તિર્યંચ તથા માણસનું મોત નીપજે છે. આથી એ હિંસા અને કુવામાં રહેલો પારો અશ્વ ઉપર સવાર થઈને આવેલ સ્રીનું મોં જોઈને તે ઉછળે છે અને તેની પાછળ દોડે છે. આમ તે કામવાસનાનું સૂચન કરે છે. અહીં બાકીનું અગાઉ બતાવ્યા પ્રમાણે સમજવાનું છે.

જળ પણ ક્ષાર પ્રમુખના વિશેષપણાથી તેમજ માધુર્યથી પણ પૃથ્વીકાય વગેરેના જીવોને હણે છે. નદીઓના પૂરથી ઘણાં માણસો અને પશુઓના અકાળ મોત થાય છે.

અગ્નિ તાપ તથા શોષણથી જળના જીવોને હણે છે. તે ચારે તરફ ધારવાળા શસ્ત્રરૂપ છે. તેનામાં બાળી નાંખવાથી શક્તિ છે. આથી આગની લપેટમાં જે કોઈ આવે તેને તે હણી નાંખે છે.

એજ પ્રમાણે વાયુ પણ ઉષ્ણ થઈ શીત પ્રમુખ વાયુના જીવોને હણે છે. દીપક વગેરેમાં રહેલા અગ્નિકાયનાં જીવોને હણે છે. આ ઉપરાંત વંટોળ, વાવાઝોડા વગેરેથી પણ મરણ થાય છે. આ પ્રમાણે એકેન્દ્રિય જીવને પાંચ આશ્રવાદિનું અવિરતપણું રહેલું છે.

પૂરા શંખ વગેરે બેઇન્દ્રિય જીવો જીવનો જ આહાર કરે છે. જુ, કીડી, માંકડ અને ખજૂરા વગેરે તેઇન્દ્રિય જીવો પણ જીવનો આહાર કરે છે. કાનખજૂરો કાનમાં પ્રવેશી પારાવાર વેદના આપે છે. ચૌરિંદ્રિય વીંછી, ભમરી વગેરે જીવો પણ ઇયળ વગેરે જીવોને હણે છે. મચ્છર વગેરે હાથીનાં કાનમાં પેસી જાય તો હાથીને અને સિંહનાં નાકમાં પેસી જાય તો સિંહને હણી નાંખે છે.

પંચેન્દ્રિય જીવોમાં મત્સ્ય વગેરે જળચર પ્રાણી મત્સ્યનો જ આહાર કરે છે. વાઘ, સિંહ, સાપ વગેરે સ્થળચર પ્રાણી પણ માંસાહાર કરે છે. બાજ, ગીધ વગેરે ખેચર પ્રાણીઓ પણ મોટા ભાગે હિંસક હોય છે. અને આ બધા જીવોમાં કામવાસના તો રહેલી જ હોય છે. તેમની અહિંસાદિ જનિત ગતિ પણ થાય છે. કહ્યું છે કે—"સ્થાવર તથા વિકલેન્દ્રિય સંખ્યાતા વર્ષના આયુષ્યવાળા તિર્યંચ અને મનુષ્યમાં અવતરે છે."

અસંજ્ઞી જીવ પહેલી નરકે, ભુજપરિસર્પ બીજી નરક સુધી, પક્ષી ત્રીજી નરક સુધી, સિંહ ચોથી નરક સુધી, ઉરપરિસર્પ પાંચમી નરક સુધી, સ્રી છઠ્ઠી નરક સુધી અને મનુષ્ય તથા મત્સ્ય સાતમી નરક સુધી જાય છે. આ પ્રમાણે અનંતા જીવો અવિ-રતિની પંક્તિમાં જ ગણાય છે.

માણસોમાં ભીલ, કસાઈ, માછી, કુંભાર તથા યવનાદિ અધર્મીઓ તથા રાજા, મંત્રી વગેરે ઉત્તમ છતાં જૈનધર્મથી વિમુખ હોય તો તેઓ અવિરત જ ગણાય.

દ્વીપાયન વગેરે દેવતા હિંસાદિક આશ્રવના કરનારા હોવાથી અવિરત જ છે. દેવતાઓ સુવર્ણાદિકના લોભથી અસત્ય બોલે છે. અદત્ત એવા પારકા નિધાન પ્રમુખના અધિષ્ઠાયક થાય છે. મૈથુનમાં પારકી દેવાંગનાની કામના રાખે છે અને પરિગ્રહમાં તો વિમાન વગેરે અપરિમિત તેમની સમૃદ્ધિ હોય છે. આથી દેવતાઓ પણ અવ્રતી છે.

શિવ-શંકરને જગતનાં સંહારક કહ્યા છે. કૃષ્ણ, બ્રહ્મા આદિ પણ આશ્રવપરાયણ છે. લૌકિક ઋષિયો પણ શાપ, અનુગ્રહ અને સ્ત્રી પરની આસક્તિના કારણે અવિરતિની પંક્તિમાં જ ગણાય. અભવ્ય એવા તિર્યંચ તથા મનુષ્યો કેટલાક દ્રવ્યથી દેશવિરતિ તથા સર્વવિરતિ લાગે પણ તે બધા અવિરતિ જ ગણાય.

નારકીના જીવો પણ ગુસ્સાથી રાતાપીળા થઈને વૈક્રિયશક્તિથી અનેક પ્રકારના શસ્ત્રો વિકુર્વીને પરસ્પર અસહ્ય વેદના આપે છે, તેઓ પણ અવિરતિ ગણાય. એ પ્રમાણે ત્રસ અને સ્થાવર જીવો મોટા ભાગે પ્રત્યાખ્યાન [નિયમ] વગરના જ હોય છે. આમ સૌથી વધુ સંખ્યા અવિરતિ જીવોની જ છે.

બીજી પંક્તિ અવિરત સમ્યગ્દૃષ્ટિ જીવોની છે. શ્રેણિક રાજા, સત્યકિ તથા કૃષ્ણ વગેરે કેટલાક મનુષ્યો, દેવતાઓ તથા નારકીનો અસંખ્યાતમો ભાગ અને તિર્યંચનો અનંતમો ભાગ એ બધા અવ્રતી છે. પરંતુ તેમનામાં મિથ્યાત્વ ન હોવાથી અવિરત કરતાં વધુ શ્રેષ્ઠ છે. કેટલાક સમકિતી દેવતાઓ આ પંક્તિમાં ગણાય છે. છતાંય આવા જીવોની સંખ્યા અગાઉ કહેલ અવિરતિ જીવોની સંખ્યાથી અલ્પ છે.

વિરત-અવિરત એ ત્રીજી પંકિત છે. વિરત-અવિરત એટલે દેશવિરતિમય. ગર્ભજ મનુષ્ય તથા ગર્ભજ પંચેન્દ્રિય તિર્યંચનો અસંખ્યાતમો ભાગ આ પંકિતમાં આવે છે. ચંડકૌશિક સર્પ, સમલીકા વિહારવાળી સમળી, બળભદ્રનો ભક્ત મૃગ તથા મેઘકુમારનો પૂર્વભવ હાથી જાતિસ્મરણ જ્ઞાનથી શ્રાવકધર્મ પામ્યા હતા. આથી તેઓ ત્રીજી પંક્તિના દેશવિરતિમય જીવો ગણાય છે. બીજા જીવો આ પંક્તિમાં આવતા નથી. આ અંગે એવું કથન છે કે-"સમકિતી દેશવિરતિ જીવો પલ્યોપમના અસંખ્યાતમા ભાગે છે." પલ્યોપમના અસંખ્યાતા ભાગમાં જેટલા સમય હોય છે તેટલા દેશવિરતિ લભ્ય થાય છે. તેનો અસંખ્યાતમો ભાગ તે સર્વવિરતિ મનુષ્યમય ચોથી પંકિત છે. કારણ ઉત્કૃષ્ટા પંદર કર્મભૂમિમાં બે હજાર ક્રોડથી નવ હજાર ક્રોડ સુધી જ યતિ હોય છે. વધુ નથી હોતા.

સમ્યક્ત્વવાળા જીવો ચારે ય ગતિમાં જોવા મળે છે. દેશવિરતિ જીવો તિર્યંચ અને મનુષ્યમાં જોવા મળે છે. પરંતુ સર્વવિરતિ જીવો તો માત્ર મનુષ્ય ગતિમાં જ હોય છે.

આમ ભગવંતની વાણી સાંભળીને ભવ્ય જીવોએ વિરતિ પ્રાપ્ત કરવા સદાય પ્રવૃત્તિશીલ રહેવું જોઈએ. વિરતિથી નિયમ કરવાથી જીવોને લોકોત્તર અને અક્ષય એવી સિદ્ધગતિ મળે છે.



## ૨૦૪

## શાલિકણ સંબંધ

**शालिकणसंबंधोऽत्र धार्यो व्रताभिलाषिभिः ।**
**भवेज्जीवविशेषेण चतुर्द्धा व्रतविस्तरः ॥**

**ભાવાર્થ :** વ્રતના અભિલાષીઓએ શાલીકણ [ચોખાના દાણા]નો પ્રસંગ નજર સમક્ષ રાખવો. કારણ જીવના વિશેષવડે વ્રતનો વિસ્તાર ચાર પ્રકારે પરિણમે છે.

### શાલી–કણ સંબંધી કથા

મગધની રાજધાની રાજગૃહીમાં ધન અને ધારણીનો સુખી સંસાર હતો. તેમને ધનપાલ, ધનદેવ, ધનગોપ અને ધનરક્ષિત નામે ચાર પુત્રો હતા. આ ચારેય પુત્રોને ધામધૂમથી પરણાવ્યા હતા. તે દરેકની પત્ની એકબીજાથી ચડિયાતી અને ગુણિયલ હતી. ઉજ્ઝિકા ધનપાલની, ભક્ષિકા ધનદેવની, રક્ષિકા ધનગોપની અને રોહિણી ધન-રક્ષિતની પત્ની હતી.

ધનશેઠ અને ધારણી બંને વિચાર કરતા હતા કે આ ચાર વહુઓમાંથી કઈ વહુને ઘરની બધી જવાબદારી સોંપવી? અને ધનશેઠે તે ચારેયની પરીક્ષા લેવાનું નક્કી કર્યું.

એક સવારે ધનશેઠે ચારેય પુત્રવધૂઓને બોલાવી અને તે દરેકને અખંડ ચોખાનાં પાંચ પાંચ દાણા આપ્યા અને કહ્યું: "આ દાણા આજે હું તમને આપું છું. મારે જોઈશે ત્યારે હું તે પાછા માંગીશ."

પુત્રવધૂઓ દાણા લઈ પોતપોતાના ખંડમાં જતી રહી. ઉજ્ઝિકાએ વિચાર્યું: "સસરાની સાઠે બુદ્ધિ નાઠી લાગે છે. બધાની હાજરીમાં આપ્યું તો ચોખાના ગણીને પાંચ દાણા જ? શું કરું તેનું?" એમ વિચારી તેણે એ દાણા ફેંકી દીધા. એ સમયે તે બબડી કે "ફરી માંગશે ત્યારે એવા જ બીજા દાણા આપીશ."

ભક્ષિકાએ દાણા ફેંકી દેવાના બદલે તે દાણા જ ખાઈ ગઈ અને બબડી: માંગશે ત્યારે બીજા દાણા લાવી આપીશ.

રક્ષિકાએ ન દાણા ફેંકી દીધા. ન તે ખાઈ ગઈ. તેને થયું: સસરા આમ દાણા ન આપે તે આપવા પાછળ જરૂર તેમનો કોઈ હેતુ હોવો જોઈએ. આથી રક્ષિકાએ સોનાની દાબડીમાં તે પાંચ દાણાને સાચવીને મૂકી દીધા.

રોહિણી પાંચ દાણાને જોઈ ગંભીર વિચાર કરવા લાગી. સસરાની બુદ્ધિ અને શાણપણ માટે તેને અનહદ માન હતું. તે સમજી ગઈ કે સસરાએ કોઈ મહા પ્રયોજન માટે આ દાણા આપ્યા હોવા જોઈએ, ખૂબ વિચારને અંતે જ તેમણે માત્ર ગણીને પાંચ દાણા આપ્યા છે. આથી તેણે એ દાણાનો સુંદરમાં સુંદર ઉપયોગ કરવાનો નિર્ણય કર્યો.

રોહિણીએ એ દાણા પોતાના પિયર ભાઈઓને મોકલી આપ્યા. સાથે સંદેશો મોકલ્યો. "આ દાણા મૂલ્યવાન છે. તેને ખેતરમાં વાવજો." સંદેશો ને ચોખા મળતાં ભાઈઓએ તે ચોખા વાવ્યા. તેની યોગ્ય માવજત કરી. વર્ષા આવી. ધરતીમાં ધરબાયેલા પાંચ દાણા હજારો દાણા રૂપે ઊગી નીકળ્યા. એ જ દાણામાંથી બીજા વરસે બીજા દાણા વાવ્યા. પાંચ વરસમાં તો ગોદામોના ગોદામ ભરાય તેટલા ચોખા થઈ ગયા.

"પાંચ વરસે ધનશેઠે ચારેય પુત્રવધૂઓને બોલાવી આપેલ દાણા પાછા માંગ્યા. પહેલી પુત્રવધૂએ તુરત જ દાણા લાવી આપ્યા. એ જોઈ કહ્યું: વત્સે! આ તો બીજા દાણા છે. મેં તને આપ્યા હતા તે દાણા ક્યાં છે?"

એ તો મેં ફેંકી દીધા. પ્રથમ પુત્રવધૂનો આવો જવાબ સાંભળી ધનશેઠે મનમાં નક્કી કર્યું કે આ પુત્રવધૂને વસ્તુની કિંમત નથી. તેણે દાણા ફેંકી દીધા. આથી તેને ઘરકામ સોંપવું જોઈએ. તેની પાસે વાસીદુ–કચરો વગેરે કામ કરાવવું જોઈએ.

બીજી પુત્રવધૂએ કહ્યું. "તાત! હું તો એ દાણા ખાઈ ગઈ." ધનશેઠે વિચાર્યું: આને રસોડું સોંપવું જોઈએ.

ત્રીજીએ મૂળ દાણા પાછા આપ્યાં. તે જોઈ ધનશેઠને લાગ્યું કે આ સ્ત્રી ઘરરખ્ખુ છે. તેને ઘરના રક્ષણનું કામ સોંપવું જોઈએ. તેના હાથમાં ઘરની સંપત્તિ અને સમૃદ્ધિ સલામત રહેશે."

રોહિણી પાસે દાણા માગ્યા તો તેણે કહ્યું: "પિતાજી! એ દાણા આપવા માટે તો મારે ગાડા મંગાવવા પડશે."

"પાંચ દાણા લાવવા માટે ગાડા જોઈશે? તું કંઈ ગાંડી તો નથી થઈ ગઈ ને?" સસરાએ આશ્ચર્યથી પૂછ્યું.

"હું ગાંડી થઈ ગઈ છું કે નહિ તે મને ખબર નથી. પણ પિતાજી! આ દાણા લાવવા માટે તો ગાડાની જરૂર પડશે જ." એમ કહી તેણે માંડીને બધી વાત કરી.

ધનશેઠ રોહિણી પર ખૂશ થઈ ગયા. તેની બુદ્ધિ માટે તેમને માન થયું. અને શેઠે તેને ઘરની તમામ જવાબદારી સોંપી દીધી.

આ કથામાં ગૂઢાર્થ સમાયેલો છે. આ એક રૂપક છે. કથામાંના પાત્રો વગેરે સંસારની સમજ આપે છે. રાજગૃહ નગર તે મનુષ્યભવ. ધનશેઠ તે ગુરુ. ચાર પુત્ર-વધૂઓ તે ચાર શિષ્યો. ચોખાના પાંચ દાણા તે પાંચ મહાવ્રત, સ્વજનો તે ચતુર્વિધ સંઘ.

પહેલી વહુએ ચોખા ફેંકી દીધા તે મહાવ્રતને ફેંકી દેનાર–તેનો ત્યાગ કરનાર સમજવું. બીજી વહુ જેવા મુનિયો વ્રત લઈને માત્ર આજીવિકા કરનારા અને તપસ્યા કરનારા સમજવા. ત્રીજી વહુએ જેમ દાણા સાચવીને રાખ્યા તેમ મુનિએ પાંચ મહાવ્રતનું રક્ષણ કરવું જોઈએ. અતિચારથી તેને રક્ષિત રાખવા જોઈએ. પરંતુ મુનિઓએ તો રોહિણીની જેમ પાંચ મહાવ્રતની ઉત્કટ આરાધના કરવી જોઈએ.

આ અંગે ચાર દૃષ્ટાંત છે. પ્રથમ સ્ત્રીનું દૃષ્ટાંત કુંડરિક મુનિ છે. બીજીનું દૃષ્ટાંત દ્રુમકઋષિ અથવા આધુનિક વેષધારી મુનિયો છે. ત્રીજીનું દૃષ્ટાંત મનક મુનિ છે અને ચોથીનું દૃષ્ટાંત ગૌતમાદિ મુનિયો છે.

આ કથામાંથી પ્રેરણા લઈ શ્રાવકોએ પણ લીધેલ વ્રતના પરિણામને વધુ ને વધુ વિસ્તારવો જોઈએ. ભાવનાને વધુ ને વધુ ઊંચે લઈ જવી જોઈએ.



## ૨૦૫

## ભગવંતના નિર્વાણ કલ્યાણકનું વર્ણન.

देशना विविधां दत्वा निजायुःप्रांतदेशके ।
पुण्यक्षेत्रे जिनाः सर्वे कुर्वंत्यनशनादिकम् ॥

"બધા જિનેશ્વર ભગવંત વિવિધ પ્રકારની દેશના આપી પોતાના આયુષ્યના અંતકાળે પુણ્યક્ષેત્રમાં જઈ અનશનાદિ કરે છે."

આયુષ્ય પૂરું થવાનો સમય એકદમ નજીક આવતાં શ્રી જિનેશ્વર ભગવંત અન-શન–આહારનો ત્યાગ કરે છે. ઉપવાસનું તપ કરીને ભગવાન સૂક્ષ્મક્રિયા અનિવૃત્તિ ધ્યાન ધરે છે. શુક્લધ્યાનનો આ ત્રીજો પ્રકાર છે. આ ધ્યાન યોગનિરોધનું નિમિત્ત છે,

આ ધ્યાનથી કેવળી ભગવંતને તન અને મનની સ્થિરતા થાય છે. કેવળી ભગવંત શુક્લધ્યાનના આ ત્રીજા પ્રકારથી તરતમાં પર્યાપ્તપણું પામેલા પર્યાપ્ત સંજ્ઞિ જીવનો તે સમયે જેટલો મનોયોગ સ્થિર થયો હોય તેનાથી અસંખ્યાતપણે મનને અવારનવાર રુંધીને કેવળી અસંખ્યાત સમયે મનોયોગને રુંધે છે. તેમજ તરતમાં પર્યાપ્તપણું પામેલા પર્યાપ્તા બેઇન્દ્રિયને જેટલા પ્રમાણનો જઘન્ય વચનયોગ હોય તેના અસંખ્યાતમા ભાગ જેટલો વચનયોગ સમયે સમયે રુંધી અસંખ્યાત સમયે સર્વ વચનયોગને રુંધે છે. અને આદ્ય સમય નિષ્પન્ન સૂક્ષ્મ વનસ્પતિકાયનો આદ્ય સમયે જેટલો જઘન્ય કાયયોગ કરે છે, તેના અસંખ્યાતમા ભાગ જેટલા કાયયોગને સમયે સમયે રુંધી દેહના ત્રીજા ભાગને છોડતા અસંખ્યાતા સમયે સર્વ કાયયોગને રુંધે છે. એવી રીતે શુક્લધ્યાનના ત્રીજા ભેદમાં યોગનિરોધ કરી પાંચ હ્રસ્વ અક્ષરના ઉચ્ચાર પ્રમાણ આયુષ્ય બાકી રહે ત્યારે પર્વતના જેવી નિશ્ચલ કાયાથી કેવળીને શૈલેશીકરણ પ્રાપ્ત થાય છે.

અયોગી કેવળી નામના ચૌદમા ગુણઠાણે સમુચ્છિન્નક્રિયા રૂપ આ ચોથું ધ્યાન છે. આ ધ્યાનમાં સૂક્ષ્મ કાયયોગની ક્રિયા પણ થતી નથી. છેલ્લાં ગુણસ્થાનના છેલ્લા બે સમયમાંના પહેલા સમયે પંચાશી કર્મપ્રકૃતિની સત્તા હોય છે. ઉપાંત્ય સમયે તેર કર્મપ્રકૃતિની પ્રકારની સત્તા હોય છે અને અંત સમયે કર્મસત્તા રહિત થઇ તે જ સમયે લોકાંતને પામે છે. તે અસ્પર્શમાન ગતિથી એક સમયથી અધિક સમયને સ્પર્શ કર્યા વિના સિદ્ધિએ જાય છે.

શિષ્ય "ગુરુદેવ! નિષ્કર્મ આત્માવાળા સિદ્ધની લોકાંત સુધી ગતિ કેવી રીતે થાય?"

ગુરુદેવઃ "વત્સ! પૂર્વ પ્રયોગથી ગતિ થાય છે. અચિંત્ય એવા આત્માના વીર્યથી ઉપાંત્યના બે સમયે પંચાશી કર્મપ્રકૃતિનો ક્ષય કરવાને માટે જે વ્યાપાર અગાઉ કરેલા તેના પ્રયત્નથી સિદ્ધની ગતિ લોકાંત સુધી થાય છે. દા. ત. કુંભારનું ચક્ર કે હિંડોળો ચક્રને એક વખત ઘુમાવ્યા પછી તે વગર પ્રયત્ને પણ ફરતું રહે છે. હિંડાળો પણ તેજ પ્રમાણે હીંચે છે. આમ પૂર્વ ગતિના કારણે સિદ્ધની ગતિ થાય છે. અથવા કર્મસંગના અભાવથી ગતિ થાય છે. દા. ત. લેપ લગાડેલું તૂંબડું. માટીના વજનવાળું તૂંબડું પાણીમાં ડૂબી જાય છે, પણ તેના ઉપરથી લેપ નીકળી જતા તે જ તૂંબડું પાછું તરવા લાગે છે. તે પ્રમાણે કર્મરૂપી લેપ નીકળી જવાથી–કર્મના અભાવથી સિદ્ધની ઉર્ધ્વગતિ થાય છે. બંધ–મોક્ષના કારણથી પણ ગતિ થાય છે. એરંડાના ફળની અંદર રહેલા બીજ વગેરેનો બંધ તૂટતાં તે બહાર કુટી નીકળે છે, તેમ કર્મબંધના છેદથી સિદ્ધની ઉર્ધ્વગતિ થાય છે. સ્વભાવના પરિણામથી પણ સિદ્ધાત્માની ઉર્ધ્વગતિ થાય છે. પાષાણનો સ્વભાવ નીચે પડવાનો છે, વાયુનો સ્વભાવ આડો જવાનો છે, અગ્નિનો સ્વભાવ ઊંચે જવાનો છે તેમ આત્માનો સ્વભાવ ઉર્ધ્વગતિ કરવાનો છે.

સિદ્ધ પોતના સ્થાનથી ચલિત થતા નથી. સિદ્ધ ભારેપણાના અભાવથી નીચે પડે નહિ. પ્રેરક વિના આડા અવળા જાય નહિ અને ધર્માસ્તિકાયના અભાવથી લોક ઉપર ચાલ્યા જાય નહિ.

**જીવનું સિદ્ધગતિમાં ગમન:** સિદ્ધપણું પ્રાપ્ત થતાં સંયમી મહાત્માનો આત્મા શરીરરૂપ પાંજરામાંથી તમામ અંગથી નીકળી જાય છે. શ્રી ઠાણાંગ સૂત્રના પાંચમા ઠાણામાં કહ્યું છે. "જીવને નીકળવાના પાંચ માર્ગ છે. ૧. પગેથી ૨. જાંઘેથી ૩. પેટથી ૪. મસ્તકેથી અને ૫. સર્વાંગથી. આ પાંચ માર્ગમાંથી કોઈ એક માર્ગે જીવ આ શરીર છોડી જાય છે. જીવ પગેથી નીકળે તે નારકી થાય. જાંઘેથી નીકળે તે તિર્યંચ થાય. પેટેથી નીકળે તે મનુષ્ય થાય. મસ્તકેથી નીકળે તે દેવતા થાય અને સર્વાંગેથી નીકળેલો જીવ મોક્ષે જાય છે.

**જિનેશ્વર ભગવંત નિર્વાણ પામે તે પછી દેવતાઓનું કાર્ય.** "અવધિજ્ઞાનથી પ્રભુનો મોક્ષ થયો છે તેમ જાણતા ઈન્દ્ર ત્યાં આવીને વિધિપૂર્વક નિર્વાણ કલ્યાણકનો ઉત્સવ ભક્તિથી ઉજવે છે. પ્રભુનું નિર્વાણ થતાં જ ઈન્દ્રનું સિંહાસન કંપે છે. તેથી સિંહાસન શા માટે કંપ્યુ તે જાણવા ઇન્દ્ર અવધિજ્ઞાનનો ઉપયોગ કરે છે. એ ઉપયોગથી તે જાણે કે પ્રભુ નિર્વાણ પામ્યા છે. તે જાણતા જ તેને ભારે શોક થાય છે. વિષાદભર્યા ચહેરે અને હૈયે પ્રભુના અચેતન દેહને પણ ભાવથી વંદના કરે છે. કહ્યું છે કે "ઈન્દ્રો પ્રભુના નિર્જીવ શરીરને પણ વાંદે છે તેથી સમકિતદૃષ્ટિ જીવોએ પ્રભુના દ્રવ્યનિક્ષેપોને પણ વંદના કરવી જોઈએ."

ત્યારપછી ઈન્દ્ર પોતાના પરિવાર સાથે નિર્વાણસ્થળે આવે છે અને આંસુ તરબોળ આંખે વિલાપ કરે છે. અને શોકના આઘાતમાં પણ અંત્યેષ્ટી વિધિ માટે સક્રિય બને છે. ઇન્દ્ર આભિયોગિક દેવતાઓ પાસે નંદનવનમાંથી ગોશીર્ષ ચંદનનાં ઘણાં કાષ્ઠ મંગાવે છે. આ ચંદનકાષ્ઠથી અર્હંત માટે, ગણધર માટે અને સાધુઓ માટે એમ ત્રણ ચિતાઓ દેવતાઓ રચે છે. ભગવંતની ચિતા પૂર્વદિશામાં વર્તુલાકારે કરે છે. ગણધરોની ચિતા દક્ષિણ દિશામાં ત્રિકોણાકારે કરે છે અને પશ્ચિમ દિશામાં સાધુઓ માટે ચોરસ ચિતા કરે છે.

ચિતા ગોઠવાયા બાદ ઇન્દ્ર ક્ષીરસાગરમાંથી લાવેલા જળથી પ્રભુના દેહને સ્નાન કરાવે છે. ચંદનથી વિલેપન કરે છે, હંસ લક્ષણવાળા વસ્ત્ર પહેરાવે છે અને સર્વ અલંકારોથી વિભૂપિત કરે છે. બીજા દેવતાઓ એ જ પ્રમાણે ગણધરો અને મુનિઓના શરીરને નવરાવીને પૂજે છે. એ પછી ઇન્દ્રના આદેશથી દેવતાઓ ત્રણ પાલખી તૈયાર કરે છે. એક પાલખીમાં ઈન્દ્ર પોતે પ્રભુના દેહને સ્થાપે છે. બીજા દેવતાઓ ગણધર તથા મુનિઓના દેહને અન્ય પાલખીમાં સ્થાપે છે. ઈન્દ્ર અને દેવતાઓ ત્રણે પાલખી ઉપાડીને અનુક્રમે ત્રણે ચિતાપર મહોત્સવ સાથે મૂકે છે. શક્રની આજ્ઞાથી અગ્નિકુમાર દેવતા આંસુ દદળતી આંખે ચિતામાં અગ્નિ મૂકે છે. વાયુકુમાર દેવતાઓ પોતાના

ઈન્દ્રની આજ્ઞાથી તે આગને પ્રજ્વલિત કરે છે. બીજા દેવતાઓ ઈન્દ્રની આજ્ઞાથી અગ્નિને પ્રદીપ્ત કરવા માટે ચિતામાં ઘી હોમે છે. દેહ બળી જતાં માત્ર અસ્થિ રહે છે ત્યારે ઈન્દ્રની આજ્ઞાથી મેઘકુમાર દેવતા તે ચિતાને ક્ષીરસમુદ્રાદિકના જળની વૃષ્ટિથી ઠારે છે.

ચિત બુઝાઈ ગયા બાદ શક્રેન્દ્ર પ્રભુની જમણી તરફની ઉપરની દાઢા ગ્રહણ કરે છે. ચમરેન્દ્ર જમણી તરફની નીચેની દાઢા ગ્રહણ કરે છે. ઈશાનેન્દ્ર ઉપરની ડાબી તરફની દાઢા ગ્રહણ કરે છે અને બલેન્દ્ર ડાબી બાજુની નીચેની દાઢા લે છે. બાકીના દેવતાઓ તેમના અવશિષ્ટ અસ્થિને ગ્રહણ કરે છે. વિદ્યાધર વગેરે ભસ્મ ગ્રહણ કરે છે. આ અસ્થિ અને ભસ્મ વિગ્રહને શાંત કરે છે. એ વિધિ પતી ગયા બાદ શક્રેન્દ્ર તે સ્થળોએ ત્રણ ચૈત્યસ્તૂપ બનાવે છે.

આ તમામ વિધિપૂર્ણ થયા બાદ સૌ દેવતાઓ નંદીશ્વરદ્વીપ જાય છે અને ત્યાં અઠ્ઠાઈ મહોત્સવ ઉજવે છે. એ ઉત્સવ પૂરો થતા સૌ પોત–પોતાના સ્થાનકે જાય છે. પોતાના સ્થાનકમાં પ્રભુની દાઢાઓને પોત–પોતાની સુધર્મા સભામાં માણવક ચૈત્યસ્તંભને અવલંબીને રહેલા દાબડામાં મૂકે છે. અને રોજ તેની પૂજા કરે છે. પ્રભુની આશાતના ન થાય તે માટે તેઓ સુધર્મા સભામાં કામક્રીડા પણ કરતા નથી.

**સિદ્ધનું સુખ :** " અવ્યય પદને–સિદ્ધિ ગતિને પામેલા સિદ્ધોને જે સુખ પ્રાપ્ત થાય છે તેવું સુખ દેવતાઓ કે મનુષ્યોને મળતું નથી. ગોળ જેવો મધુર–મીઠો પદાર્થ ખાનાર તે પદાર્થના સ્વાદને કહી શકતો નથી તેમ આ સુખને જાણનાર કેવળી પણ તેનું વર્ણન કરી શકતા નથી. સિદ્ધ, બુદ્ધ, પારંગત, પરંપરાગત એવા મુક્ત જીવો અનંતા અનાગત કાળ સુધી સુખમાં રહે છે. "

" અરૂપી છતાં ઉત્કૃષ્ટ રૂપને પ્રાપ્ત કરનારા, અનંગ છતાં અનંગ ( કામ )થી મુક્ત થયેલા અને અનંત અક્ષર છતાં અશેષ વર્ણ રસ ગંધ સ્પર્શાદિથી રહિત થયેલા તેમજ વચનને અગોચર એવા સિદ્ધના જીવોની અમે સ્તુતિ કરીએ છીએ. "



## ૨૦૬

## કાળનું સ્વરૂપ.

अवसर्पिण्युत्सर्पिण्योः स्वरूपं जिननायकैः ।
यथा प्रोक्तं तथा वाच्यं भव्यानां पुरतो मुदा ॥

"શ્રી જિનેશ્વર ભગવંતે અવસર્પિણી અને ઉત્સર્પિણી કાળનું જેવું સ્વરૂપ કહ્યું છે તે ભવ્યજનની સમક્ષ આનંદથી કહેવામાં આવે છે."

અવસર્પિણી અને ઉત્સર્પિણી મળતા એક કાળચક્ર થાય છે. કાળચક્રમાં બાર આરા હોય છે. પહેલા આરાની શરૂમાં પૃથ્વી ઉપર પ્રથમ પ્રવંતેલા, કાળચક્રના અગિયારમા આરાને પ્રાંતે જુદા જુદા સાત સાત દિવસ સુધી વિદ્યુત્ અને વિષાદિકની થયેલી વર્ષાથી તૃણ અને અન્નાદિકનો નાશ થયેલો હોય છે. અને મનુષ્યો રથના માર્ગ જેટલા વિસ્તારવાળી, ઘણુ મત્સ્યથી આકુળ એવી ગંગા તથા સિંધુ નદીના કિનારા પર રહેલા વૈતાઢયગિરિની બંને બાજુ આવેલા નવ નવ બીલ મળી કુલ બોંતેર રોગાદિથી વ્યાપ્ત એવા બીલમાં વસેલા હોય છે. આ આરાના મનુષ્યો માંસાહારી હોય છે. તેમનું આયુષ્ય સોળ વરસનું હોય છે. શરીરનું પ્રમાણ એક હાથનું હોય છે. તેઓ સ્વભાવે નિર્લજ્જ, નગ્ન, નફ્ફટ, કુળધર્મરહિત, ક્રૂરકર્મી હોય છે. મોટાભાગે તેઓ દુર્ગતિગામી હોય છે. આ આરાની સ્ત્રી છ વરસની વયે સગર્ભા બને છે. બહુસંતાનવાળી હોય છે અને દુઃખે પ્રસવનારી હોય છે.

ઉત્સર્પિણીના પહેલા આરામાંથી મનુષ્યો તેમના બીલમાંથી ધીમે ધીમે બહાર નીકળે છે. કાળ નિર્ગમન થતાં પહેલા આરાના અંતે પુષ્કરરસ, ક્ષીરરસ, ઘૃતરસ, અમૃતરસ અને સર્વરસ નામે પાંચ જાતના મેઘ જુદા જુદા સાત દિવસ મન મૂકીને વરસે છે. તેથી ધરતી લીલીછમ બની જાય છે. તેમાં સર્વ પ્રકારના ધાન્યાદિ ઉગે છે. ઉત્સર્પિણીના આરંભથી માનવદેહ અને આયુ વધતા વધતા પહેલા આરાના પ્રાંતે દેહ બે હાથનો અને આયુષ્ય વીશ વરસનું થાય છે.

આમ એકવીસ હજાર વર્ષનો પહેલો દુષમ દુષમ નામનો આરો પૂરો થતા બીજા આરાનો આરંભ થાય છે. આ બીજા આરાના પ્રારંભમાં મનુષ્યનાં શરીર બે હાથના અને આયુષ્ય વીશ વર્ષનું હોય છે. શરીરનું આ પ્રમાણ અને આયુષ્ય ધીમે ધીમે વધતાં બીજા આરાના પ્રાંત ભાગે માણસના શરીર સાત હાથ પ્રમાણ અને આયુષ્ય એકસો વીસ વરસનું થાય છે. બીજા આરામાં જાતિસ્મરણ જ્ઞાનથી નગર વસાવવા વગેરે સર્વ મર્યાદાના કરનારા સાત કુલકરો થાય છે.

એકવીસ હજાર વર્ષનો બીજો દુષમ આરો પૂર્ણ થતાં ત્રીજા આરાનો આરંભ થાય છે.

ત્રીજા આરાના સાડા ચુંમાલીસ મહિના પસાર થાય પછી પહેલા તીર્થંકર જન્મે છે. તેમનું આયુષ્ય બોંતેર વરસનું હોય છે અને શરીરનું પ્રમાણ સાત હાથનું. ભગવાન મહાવીર સ્વામીની જેમ જ આ તીર્થંકર પણ સર્વપ્રકારે રૂપાતિશયવંત અને કાંતિમાન હોય છે. આ જિનેશ્વરના નિર્વાણ બાદ બીજા તીર્થંકર નવ હાથના શરીરવાળા, નીલ વૈડુર્ય મણિ જેવા શરીરના વર્ણવાળા અને સો વરસના આયુષ્ય ધરાવનારા થાય છે. તે પ્રભુ પહેલા તીર્થંકરની ઉત્પત્તિના સમયથી બસો ને પચાસ વર્ષ જતાં જાણે શાંત-રસની મૂર્તિ હોય તેવા હોય છે. તે પ્રભુ પણ વારાણસી નગરીમાં પાર્શ્વ પ્રભુએ તીર્થ પ્રર્વતાવ્યું હતું એમ તીર્થ પ્રવર્તાવી અનુક્રમે મોક્ષે જાય છે.

કેટલોક સમય વીત્યા બાદ કાંપિલ્ય નગરમાં પ્રથમ ચક્રવર્તી થાય છે. તેમનું શરીર સાત હાથનું અને આયુષ્ય સાતસો વરસનું હોય છે. સુવર્ણ જેવા તે કાંતિવાન હોય છે. તે ભરતખંડના છ ક્ષેત્રને જીતીને ચૌદ રત્નોના સ્વામી થાય છે. પચ્ચીસ હજાર યક્ષો તેમની સેવા કરે છે. એક લાખ અને અઠ્ઠાવીસ હજાર વારાંગનાઓ તેમને આનંદ આપે છે. આ ચક્રવર્તી છન્નુકોટિ ગામના અધિપતિ હોય છે. તેમના મરણ પછી બીજા તીર્થંકરના જન્મથી ચ્યાંશી હજાર ને સાડા સાતસો વરસે શૌર્યપુરમાં ત્રીજા તીર્થંકર ઉત્પન્ન થાય છે.

ત્રીજા તીર્થંકરનું આયુષ્ય એક હજાર વરસનું હોય છે. દશ ધનુષ્યની કાયા અને શ્યામ કાંતિ હોય છે. આ સમયમાં પ્રથમ વાસુદેવ થાય છે. તે ચક્રથી વૈતાઢ્યગિરિ સુધીની ત્રિખંડ પૃથ્વીને જીતે છે. તે અર્ધચક્રી પ્રતિ–વાસુદેવના ચક્રથી જ તેનો વધ કરે છે. સોળ હજાર મુગુટધારી રાજાઓ તેની આજ્ઞા પાળે છે. પ્રથમ વાસુદેવ ગર્ભમાં આવે છે ત્યારે તેમની માતા સાત સ્વપ્ન જુવે છે. આ વાસુદેવ ચક્ર વગેરે સાત રત્નોના અધિપતિ, એક હજાર વરસના આયુષ્યવાળા, પીતાંબરધારી, ધ્વજમાં ગરુડના ચિહ્નવાળા શ્યામમૂર્તિ અને દસ ધનુષ્યની કાયાવાળા હોય છે. તેના જ્યેષ્ઠ બંધુ બલદેવ હોય છે. તે ઉજ્જવળવર્ણી કાયાવાળા હોય છે. ગર્ભમાં આવે છે ત્યારે તેમની માતા ચાર સ્વપ્ન જુવે છે. બલદેવ નીલ વસ્ત્રધારી, ધ્વજમાં તાલવૃક્ષના ચિહ્નવાળા, હળ–મુશળાદિ શસ્ત્રને ધારણ કરનારા, બારસો વરસના આયુષ્યવાળા અને મૃત્યુ પામી સ્વર્ગે કે મોક્ષે જનારા હોય છે, આ સમયે સર્વ પ્રથમ નારદ મુનિ થાય છે. સ્વભાવે તે કલહપ્રિય, આકા-શગામી વિદ્યાવાળા, સર્વ રાજાઓથી પૂજા સત્કાર પામનારા અને દૃઢ શીલધારી હોય છે. સંયમથી કેવળજ્ઞાન પામી તે જ ભવે તે મોક્ષે જાય છે. આમ ત્રીજા તીર્થંકરના સમયમાં ચાર ઉત્તમ પુરુષો થાય છે.

ત્રીજા જિનેશ્વર નિર્વાણ પામ્યા પછી કેટલોક સમય વીતતા રાજગૃહ નગરમાં બીજા ચક્રવર્તી થાય છે. તેની સુવર્ણ જેવી કાંતિ બાર ધનુષ્યની કાયા અને ત્રણ હજાર વરસનું આયુષ્ય હોય છે. તેમનો વૈભવ પ્રથમ ચક્રવર્તી જેવો જ હોય છે.

ત્રીજા તીર્થંકરના જન્મથી પાંચ લાખ વરસ વીત્યા પછી ચોથા તીર્થંકરનો

જન્મ મિથિલા નગરીમાં થાય છે. તેમનું આયુષ્ય દશહજાર વર્ષનું કાયા પંદર ધનુષ્યની અને શરીરનો વર્ણ સુવર્ણ જેવો હોય છે. તે સમયમાં કાંપિલ્યપુરમાં ત્રીજા ચક્રવર્તી થાય છે. તેનો વૈભવ પ્રથમ ચક્રવર્તી જેવો હોય છે. આ બધામાં જે ચક્રવર્તી અંત સુધી પરિગ્રહની આસક્તિ નથી છોડતા તે નરકે જાય છે અને જે ચક્રવર્તી સંયમ અંગીકાર કરે છે તે અવશ્ય સ્વર્ગે કે મોક્ષે જાય છે.

ચોથા તીર્થંકર મોક્ષે ગયા પછી કેટલોક કાળ પસાર થયા બાદ બીજા પ્રતિ-વાસુદેવ, વાસુદેવ, બળદેવ અને નારદ મુનિ થાય છે. તેમનો વૈભવ અને મૃત્યુ પછીની ગતિ અગાઉના આ ચાર જેવી જ હોય છે. વાસુદેવ પૂર્વ જન્મે ઉપાર્જન કરેલ સુકૃતમાં નિયાણુ કરવાથી તેવી સંપત્તિ પ્રાપ્ત કરી મૃત્યુ પછી નરકે જાય છે. પ્રતિ–વાસુદેવ પણ તે જ રીતે નરકે જાય છે અને બલદેવ પૂર્વભવે નિયાણા વિના ધર્માવધાન કરવાથી ઉર્ધ્વગતિમાં જાય છે. મોટાભાગે બધા નારદ મુનિ ચારિત્ર લઈ મોક્ષે જાય છે. બીજા અર્ધચક્રીનું શરીર સોળ ધનુષ્યનું અને આયુષ્ય બાર હજાર વરસનું હોય છે. બળદેવનું આયુષ્ય પંદર હજાર વરસનું હોય છે.

આ ચાર પુરુષો કીર્તિશેષ થયા બાદ ચોથા તીર્થંકરના જન્મથી છ લાખ વરસ બાદ રાજગૃહ નગરમાં પાંચમા તીર્થંકર થાય છે. તે શ્યામ કાંતિવાળા, ત્રીસ હજાર વરસના આયુષ્યવાળા અને વીસ ધનુષ્યની કાયાવાળા હોય છે. તેમના સમયમાં વારા-ણસી નગરીમાં વીશ ધનુષ્યની કાયાવાળા અને ત્રીસ હજાર વરસના આયુષ્યવાળા ચોથા ચક્રવર્તી થાય છે.

પાંચમા તીર્થંકર મોક્ષે ગયા પછી તેમના જન્મ સમયથી ચોપન લાખ વરસે મિથિલાનગરીમાં છઠ્ઠા તીર્થંકરનો જન્મ થાય છે. તેમની કાયા પચ્ચીસ ધનુષ્યની આયુષ્ય પંચાવન હજાર વરસનું અને શરીરની કાંતિ મરકત મણીના જેવી હોય છે. પાંચમું કલ્યાણક થયા બાદ કેટલાક સમયે ત્રીજા વાસુદેવાદિ ચાર પુરુષો થાય છે. તેમનું સ્વરૂપ અગાઉના વાસુદેવાદિ જેવું જ હોય છે. વિશેષતા એ હોય છે કે ત્રીજા વાસુદેવનું શરીર છવ્વીસ ધનુષ્યનું અને આયુષ્ય છપ્પન હજાર વરસનું હોય છે. બળ-દેવનું આયુષ્ય પાંસઠ હજાર વરસનું હોય છે. તે ચાર પુરુષો વ્યતીત થયા બાદ કેટ-લાક સમયે હસ્તિનાપુરમાં પાંચમા ચક્રવર્તીનો જન્મ થાય છે. તેમના શરીરનું પ્રમાણ અઠ્ઠાવીશ ધનુષ્યનું અને આયુષ્ય સાઠ હજાર વરસનું હોય છે. પાંચમા ચક્રવર્તી થયા પછી કેટલાક સમયે ચોથા વાસુદેવાદિ ચાર પુરુષો થાય છે. ચોથા અર્ધચક્રીનું શરીર ઓગણત્રીસ ધનુષ્યનું અને આયુષ્ય પાંસઠ હજાર વરસનું હોય છે. બળદેવનું આયુષ્ય પંચ્યાશી હજાર વરસનું હોય છે.

આ ચાર પુરુષો કાળ કરી ગયા બાદ છઠ્ઠા તીર્થંકરના જન્મથી એક હજાર કોટિ વરસ વ્યતીત થતાં દિલ્લી નગરમાં સુવર્ણવર્ણી સાતમા તીર્થંકરનો જન્મ થાય છે. તે

અવસરે તે જ નગરમાં ચક્રવર્તીનો પણ જન્મ થાય છે. આ બંનેનું શરીર ત્રીશ ધનુષ્યનું અને આયુષ્ય ચોરાશી હજાર વરસનું હોય છે.

સાતમા તીર્થંકર મોક્ષે ગયા બાદ તેમના જન્મથી એક હજાર કરોડ વરસે ન્યૂન પલ્યોપમના ચોથા ભાગ જેટલો સમય પસાર થતાં હસ્તિનાપુરમાં આઠમા તીર્થંકરનો જન્મ થાય છે. તેમનાં શરીરનું પ્રમાણ પાંત્રીસ ધનુષ્યનું, આયુષ્ય પંચાણુ હજાર વરસનું અને કાંતિ સુવર્ણ જેવી હોય છે. તે સમયમાં તે જ નગરમાં ચક્રવર્તીનો પણ જન્મ થાય છે. તેમનું શરીર અને આયુષ્ય સાતમા તીર્થંકરના જેટલા જ હોય છે.

આઠમા તીર્થંકર મોક્ષે ગયા પછી તેમના જન્મથી અર્ધ પલ્યોપમનો સમય વીતતાં હસ્તિનાપુરમાં નવમા તીર્થંકરનો જન્મ થાય છે. તેમના સમયમાં તે જ નગરમાં આઠમા ચક્રવર્તી થાય છે. બંનેનું શરીર ચાળીશ ધનુષ્યનું અને આયુષ્ય એક લાખ વરસનું હોય છે. તે નિવૃત્તિ પામ્યા પછી કેટલાક સમયે હસ્તિનાપુર નગરમાં નવમા ચક્રવર્તી થાય છે. તેમનું શરીર સાડી એકતાલીશ ધનુષ્યનું અને આયુષ્ય ત્રણ લાખ વરસનું હોય છે. આ ચક્રવર્તીના નિધન બાદ કેટલાક સમયે સાવત્થી નગરીમાં દશમા ચક્રવર્તીનો જન્મ થાય છે. તેમનું શરીર સાડી બેંતાલીશ ધનુષ્યનું અને આયુષ્ય પાંચ લાખ વરસનું હોય છે.

દશમા ચક્રવર્તી થઈ ગયા બાદ નવમા તીર્થંકરના જન્મથી પોણા પલ્યોપમ ન્યૂન ત્રણ સાગરોપમે રત્નપુર નગરમાં સુવર્ણ કાંતિવાળા દશમા તીર્થંકર થાય છે. તેમનું શરીર પીસ્તાળીશ ધનુષ્યનું અને આયુષ્ય દશ લાખ વરસનું હોય છે. તેમના સમયમાં બલદેવાદિ ચાર પુરુષો થાય છે. આ પાંચમા વાસુદેવનું આયુષ્ય અને શરીર તે સમયના તીર્થંકર જેટલા હોય છે. જ્યારે બલદેવનું આયુષ્ય ત્રીશ લાખ વરસનું હોય છે.

દશમા તીર્થંકરના નિર્વાણ બાદ તેમના જન્મથી ચાર સાગરોપમ જેટલો સમય વીત્યા બાદ અયોધ્યા નગરીમાં અગિયારમાં તીર્થંકરનો જન્મ થાય છે. તેમના શરીરની કાંતિ સુવર્ણ જેવી હોય છે. શરીરનું પ્રમાણ પચાસ ધનુષ્યનું હોય છે અને આયુષ્ય ત્રીસ લાખ વરસનું હોય છે. તેમના સમયમાં બલદેવ આદિ ચાર પુરુષો થાય છે. તેમાં અર્ધચક્રીના શરીર અને આયુષ્ય તે સમયના તીર્થંકર જેટલા હોય છે. બલદેવનું આયુષ્ય પંચાવન લાખ વરસનું હોય છે.

અગિયારમા તીર્થંકરના જન્મથી નવ સાગરોપમનો સમય વીત્યા બાદ કંપિલપુર નગરમાં બારમા તીર્થંકરનો જન્મ થાય છે. તેમના શરીરનું પ્રમાણ સાઠ ધનુષ્યનું અને આયુષ્યનું પ્રમાણ સાઠ લાખ વર્ષનું હોય છે. એ સમયે સાતમા બલદેવાદિ ચાર પુરુષો ઉત્પન્ન થાય છે. સાતમા અર્ધચક્રીનું શરીર અને આયુષ્ય તેમના સમયના

તીર્થંકરના શરીર અને આયુષ્ય જેટલા હોય છે. બલદેવનું આયુષ્ય પાંસઠ લાખ વરસનું હોય છે.

બારમા તીર્થંકરના જન્મથી ત્રીસ સાગરોપમ ગયા બાદ ચંપાનગરીમાં તેરમા તીર્થંકરનો જન્મ થાય છે. તેમનું શરીર સિત્તેર ધનુષ્યનું અને આયુષ્ય બોંતેર લાખ વરસનું હોય છે. દેહનો વર્ણ સુવર્ણ જેવો હોય છે. તેમના સમયમાં બલદેવાદિ ચાર પુરુષોનો જન્મ થાય છે. બલદેવનું આયુષ્ય પંચોતેર લાખ વરસનું હોય છે.

તેરમા તીર્થંકરના જન્મથી ચોપન સાગરોપમ જેટલો સમય વ્યતીત થતાં સિંહપુરમાં ચૌદમા તીર્થંકરનો જન્મ થાય છે. સુવર્ણ જેવી તેમની કાંતિ હોય છે. તેમનું આયુષ્ય ચોરાશી લાખ વરસનું હોય છે અને શરીર એંશી ધનુષ્યનું હોય છે. તેમના સમયમાં નવમા બલદેવાદિ ચાર ઉત્તમ પુરુષો થાય છે. અર્ધચક્રીના શરીર તથા આયુષ્ય તેમના સમયના તીર્થંકરના જેટલાં હોય છે. જ્યારે બલદેવનું આયુષ્ય પંચાશી લાખ વરસનું હોય છે.

ચૌદમા તીર્થંકરના જન્મથી છાસઠ લાખ ને છવ્વીશ હજાર વર્ષથી અધિક એવા સો સાગરોપમે ન્યૂન એક કોટી સાગરોપમનો કાળ વીત્યા બાદ ભદ્દિલપુરમાં પંદરમા તીર્થંકરનો જન્મ થાય છે. તેમનું આયુષ્ય એક લાખ પૂર્વનું અને શરીર નેવું ધનુષ્યનું હોય છે. શરીરની કાંતિ સુવર્ણ જેવી હોય છે.

તેમના નિર્વાણ બાદ નવ કોટી સાગરોપમ સમય વીત્યા બાદ કાકંદી નગરીમાં સોળમા તીર્થંકરનો જન્મ થાય છે. તેમના શરીરનો વર્ણ ચંદ્ર જેવો હોય છે. કાયા સો ધનુષ્યની હોય છે અને આયુષ્ય બે લાખ પૂર્વનું હોય છે.

સોળમા તીર્થંકરના નિર્વાણ બાદ તેમના જન્મથી નેવું કરોડ સાગરોપમ કાળ જતાં ચંદ્રપુરીમાં સત્તરમા તીર્થંકરનો જન્મ થાય છે. તેમનું આયુષ્ય દશ લાખ પૂર્વનું, શરીર મૂર્તિમાન ચંદ્ર જેવું અને દોઢસો ધનુષ્યનું હોય છે.

તેમના જન્મથી નવસો કોટી સાગરોપમ પ્રમાણ સમય પૂરો થતાં વારાણસી નગરીમાં અઢારમા તીર્થંકરનો જન્મ થાય છે. તે સુવર્ણવર્ણો હોય છે. તેમનું આયુષ્ય વીશ લાખ પૂર્વનું અને શરીર બસો ધનુષ્યનું હોય છે.

તેમનાં પછી નવ હજાર ક્રોડ સાગરોપમે કૌશાંબી નગરીમાં ઓગણીશમા તીર્થંકરનો જન્મ થાય છે. તેમનું શરીર અઢીસો ધનુષ્યનું અને આયુષ્ય ત્રીસ લાખ પૂર્વનું હોય છે.

તેમનાં પછી નેવું હજાર ક્રોડ સાગરોપમે કોશલા નગરીમાં વીશમા તીર્થંકરનો જન્મ થાય છે. તે સુવર્ણવર્ણો હોય છે. તેમનું આયુષ્ય ચાલીશ લાખ પૂર્વનું અને શરીર ત્રણસો ધનુષ્યનું હોય છે.

તેમનાં નિર્વાણ બાદ નવ લાખ કોટી સાગરોપમનો સમય પૂરો થતાં વિનીતા

નગરીમાં એકવીશમા તીર્થંકરનો જન્મ થાય છે. તે સુવર્ણવર્ણી હોય છે. શરીર સાડા ત્રણસો ધનુષ્યનું અને આયુષ્ય પચાસ લાખ પૂર્વનું હોય છે.

તેમનાં પછી દશ લાખ કોટિ સાગરોપમ કાળ જતાં શ્રાવસ્તી નગરીમાં સુવર્ણ સમાન કાંતિવાન્ બાવીસમા તીર્થંકરનો જન્મ થાય છે. તેમનું શરીર ચારસો ધનુષ્યનું અને આયુષ્ય સાઠ લાખ પૂર્વનું હોય છે.

તેમના જન્મથી ત્રીસ લાખ કોટિ સાગરોપમ સમયે અયોધ્યા નગરીમાં સુવર્ણ સમાન કાંતિવાન્ ત્રેવીશમા તીર્થંકરનો જન્મ થાય છે. તેમનું શરીર સાડા ચારસો ધનુષ્યનું અને આયુષ્ય બોંતેર લાખ વરસનું હોય છે. તે સમયમાં અગિયારમા ચક્રવર્તી તે જ નગરમાં જન્મે છે. તીર્થંકર જેટલા જ તેમના દેહ અને આયુષ્ય હોય છે.

તેમના નિર્વાણ બાદ તેમના જન્મથી પચાસ લાખ કરોડ સાગરોપમ જેટલો સમય વીત્યે દુષમસુષમા નામનો ત્રીજો આરો પૂર્ણ થાય છે. આ આરામાં ત્રેવીશ તીર્થંકરો, અગિયાર ચક્રવર્તીઓ અને છત્રીશ પ્રતિવાસુદેવ આદિ કુલ સીત્તેર ઉત્તમ પુરુષો ઉત્સર્પિણી નામના કાળચક્રમાં થાય છે.

ત્રીજા આરાના આરંભ સમયે મનુષ્યનું આયુષ્ય એકસો વીસ વરસનું હોય છે. તે વધીને આરાના અંતે કરોડ વરસનું થાય છે. આ આરાનો સમય બેંતાળીશ હજાર વર્ષ ઓછા એવા એક કોટાકોટિ સાગરોપમનું હોય છે.

"દુષમ સુષમા નામે ત્રીજા આરામાં ઉત્સર્પિણીને વિષે ત્રેવીશ તીર્થંકરો થશે તેઓ સંઘને સદા ઉત્તમ લક્ષ્મી આપનારા થાઓ."



## ૨૦૭

## ચોથા આરાનું સ્વરૂપ

**सुषमदुषमासंज्ञः तुर्यारको निगद्यते।**
**नाभेयसंनिभो भावी चतुर्विंशतिमो जिनः॥**

"ઉત્સર્પિણીમાં સુષમ દુષમા નામે ચોથો આરો કહેવાય છે. તેમાં શ્રી ઋષભદેવ જેવા ચોવીશમા તીર્થંકર થશે."

ઉત્સર્પિણીના ચોથા આરાના સાડા આઠ માસે અધિક ત્રણ વર્ષ વીત્યા પછી

વિનીતા નગરીને સુવર્ણવર્ણી ચોવીશમા તીર્થંકર અલંકૃત કરશે. તેમનું શરીર પાંચસો ધનુષ્યનું અને આયુષ્ય ચોરાસી લાખ પૂર્વનું હોય છે. તેમના સમયમાં બારમા ચક્રવર્તી થાય છે. જિનેશ્વર ભગવંતના શરીર અને આયુષ્ય જેટલાં જ આ ચક્રવર્તીના આયુષ્ય અને શરીર હોય છે.

આ ભગવંત નિર્વાણ પામ્યા બાદ તેમની પટ્ટ પરંપરાએ શ્રી જિનવચનના તત્ત્વને જાણનારા શ્રી યુગપ્રધાન મુનિપતિ ઘણા સમય સુધી આ ભરતખંડને પવિત્ર કરશે. પછી ધીમે ધીમે સુખનો સમય વૃદ્ધિ પામતાં યુગલિયા મનુષ્ય ઉત્પન્ન થવાનો સમય નજીક આવશે. તેમાં અતિ સુખથી પ્રથમ સાધુસંતતિનો ઉચ્છેદ થશે અને છેવટે તીર્થનો પણ નાશ થશે. યુગલિયા મનુષ્યના સમયમાં અગ્નિનો પણ અભાવ હોય છે. તે સાથે સ્વામી સેવક, વર્ણ, વ્યાપાર અને નગરાદિકની વ્યવસ્થા પણ ઉચ્છેદ પામે છે.

શ્રી પ્રશ્ન વ્યાકરણ સૂત્રમાં ચોથા આશ્રવ દ્વારમાં યુગલિયાનું સ્વરૂપ આ પ્રમાણે વર્ણવ્યું છે. "તે કાળમાં ભોગસુખ ઘણું હોવા છતાં અને તે ઘણું ભોગવ્યા છતાં પણ યુગલિયા જીવો તૃપ્તિ પામ્યા વિના જ કાળનો કોળિયો થઈ જાય છે."

દેવકુરુ તથા ઉત્તરકુરુ ક્ષેત્રના યુગલિયા સંબંધી લખ્યું છે કે: "દેવકુરુ તથા ઉત્તરકુરુ ક્ષેત્રમાં યુગલિયા વનમાં વિચરે છે, પગે ચાલે છે, તેઓ ભોગમાં શ્રેષ્ઠ હોય છે, ભોગનાં લક્ષણને ધરનારા હોય છે, તેમનાં રૂપ વર્ણન કરવા યોગ્ય અને ચંદ્રની જેમ જોવા યોગ્ય હોય છે. તેઓ સર્વ અંગે સુંદર હોય છે."

આ યુગલિયા [સ્ત્રીઓ અને પુરુષો] આદ્ય સંહનન તથા આદ્ય સંસ્થાનવાળા હોય છે. તેમનાં અંગોપાંગ રૂપાળા હોય છે. તેમનાં શ્વાસમાં કમળ જેવી સુગંધ હોય છે. તેમનાં ગુહ્ય ભાગ ઉત્તમ અશ્વનાં ગુહ્યાંગની જેમ ગુપ્ત હોય છે. તેમનાં ક્રોધાદિક કષાય પાતળા હોય છે. મણિ મૌક્તિકાદિક પદાર્થો તથા હાથી ઘોડા વગેરેના અપાર ઉપભોગના સાધન હોવા છતાં તેઓ તેનાથી પરાઙ્મુખ હોય છે. રોગ, ગ્રહ, ભૂત, મારી અને વ્યસનથી દૂર હોય છે. તેમનામાં સ્વામિ-સેવકભાવ ન હોવાથી તેઓ બધા અહમિંદ્ર હોય છે. તે ક્ષેત્રમાં વાવ્યા સિવાય સ્વભાવે જ જાતિવંત ધાન્ય પુષ્કળ થાય છે, પણ તે તેમના ભોગમાં આવતા નથી. તે ક્ષેત્રમાં પૃથ્વી સાકરથી પણ અનંતગણી માધુર્યવાળી હોય છે. તેઓ કલ્પવૃક્ષના પુષ્પફળનું આસ્વાદન કરે છે. આ ફળ ચક્રવર્તીના ભોજનથી પણ અત્યંત સ્વાદુ અને મધુર હોય છે.

કલ્પવૃક્ષથી તેમને ખાન-પાન વગેરે દસ વાના પ્રાપ્ત થાય છે. તેની નીચે જ તેઓ રહે છે. ત્યાં ડાંસ, મચ્છર, માખી, માંકડ વગેરેનો ઉપદ્રવ થતો નથી. વાઘ સિંહાદિ હિંસક પશુઓ ત્યાં હિંસ્ય-હિંસક ભાવે વર્તતા નથી. તે ક્ષેત્રમાં ઘોડા, હાથી વગેરે ચોપગાં પ્રાણી ઘો વગેરે ભુજપરિસર્પ, સર્પ વગેરે ઉરંપરિસર્પ તથા ચકોર,

હંસ વગેરે પક્ષીઓ બધા યુગલિયા રૂપે જ થાય છે. આ બધા યુગલિઆઓ મરણ પામીને પોતાના આયુષ્ય જેટલા આયુષ્યવાળા અથવા ઓછા આયુષ્યવાળા દેવતા થાય છે. અધિક આયુષ્યવાળા દેવ તરીકે ઉત્પન્ન નથી થતા.

ઉત્સર્પિણીના ચોથા આરામાં થયેલા યુગલિયાના દેહની ઊંચાઈ તે આરાને પ્રાંતે એક ગાઉની હોય છે અને આયુષ્ય એક પલ્યોપમનું હોય છે. તેઓ એકાંતરે આમળાના ફલ જેટલો આહાર કરે છે. તેમને ચોસઠ પાંસળીઓ હોય છે. એ આરામાં યુગલિયા એક્યાશી દિવસ સંતતિનું પાલન કરે છે. પછી શ્વાસોશ્વાસ, બગાસું, ખાંસી કે છીંક વગેરેથી પ્રાણ છોડી દે છે અને દેવગતિમાં ઉત્પન્ન થાય છે.

આ પ્રમાણે બે કોટાકોટિ સાગરોપમનો સુષમ દુષમા નામે ચોથો આરો વ્યતીત થયા પછી સુષમા નામે પાંચમો આરો શરૂ થાય છે. તે આરાની શરૂમાં યુગલિયા ચોથા આરાના અંત સમયના યુગલિયા જેવા જ હોય છે. પરંતુ ધીમે ધીમે તેમના શરીર તથા આયુષ્ય ત્યાં સુધી વધે છે કે શરીરનું પ્રમાણ બે ગાઉ સુધીનું અને આયુષ્ય બે સાગરોપમ સુધી થાય છે. તેમની પૃષ્ઠ ભાગની પાંસળીઓ પણ વધીને એકસો અઠ્ઠાવીસની થાય છે. આહાર ઘટતો ઘટતો બે દિવસના આંતરે એક બોર જેટલો થઈ જાય છે અને સંતતિને તેઓ ચોસઠ દિવસ સુધી પાળે છે. આ પ્રમાણે ત્રણ કોટાકોટિ સાગરોપમના પ્રમાણવાળો પાંચમો આરો પૂરો થતાં છઠ્ઠો આરો શરૂ થાય છે.

આ છઠ્ઠા આરાના પ્રારંભમાં યુગલિયાઓનાં શરીર વગેરેનું પ્રમાણ પાંચમા આરાના અંતે પ્રસૂત થયેલા યુગલિયાઓનું જેટલું હોય છે. પરંતુ તેમના શરીર અને આયુષ્ય વધતા જાય છે અને આરાના અંતે તેમનું શરીર ત્રણ ગાઉનું અને આયુષ્ય ત્રણ પલ્યોપમનું થાય છે. તેમની પાંસળીઓ વધીને બસો છપ્પન થાય છે. આહારમાં પણ ઘટાડો થાય છે. ત્રણ દિવસના આંતરે તુવેરના ફળ જેટલો જ આહાર લે છે. અને સંતતિનું પાલન ઓગણપચાસ દિવસ કરે છે.

આ આરામાં હાથીનું આયુષ્ય મનુષ્ય જેટલું, અશ્વાદિકનું આયુષ્ય મનુષ્યના આયુષ્યના ચોથા ભાગ જેટલું, મેંઢા વગેરેનું આઠમા ભાગ જેટલું, ગાય, ભેંસ, ઊંટ વગેરેનું પાંચમા ભાગ જેટલું, શ્વાન વગેરેનું દસમા ભાગ જેટલું, ભુજપરિસર્પ તથા ઉરપરિસર્પનું એક કરોડ પૂર્વનું, પક્ષીઓનું પલ્યોપમના અસંખ્યાતમા ભાગનું અને જળચરોનું એક પૂર્વ કોટિનું હોય છે. તિર્યંચ પંચેન્દ્રિયનું ઉત્કૃષ્ટ આયુષ્ય માત્ર આ જ આરામાં હોય છે.

ભુજપરિસર્પના શરીરનું પ્રમાણ ગાઉ પૃથક્ત્વ, ઉરપરિસર્પનું એક હજાર યોજનનું, ખેચરોનું ધનુષ્ય પૃથક્ત્વ અને હાથી વગેરેનું છ ગાઉનું હોય છે. આહારનું ગ્રહણ બે દિવસના આંતરે હોય છે.

આ પ્રમાણે છઠ્ઠો સુષમસુષમા નામનો ચાર કોટાકોટિ સાગરોપમના સમયનો આરો પૂરો થાય છે. આમ ઉત્સર્પિણી કાળ સંબંધી છ આરા સમજવા.

અવસર્પિણી કાળના પણ છ આરા હોય છે. તેમાં વિશેષતા એ હોય છે કે ઉત્સર્પિણીના આરા કરતાં આ આરા વિપરીત હોય છે. તીર્થંકર વગેરેના દેહ અને આયુષ્ય પ્રમાણ વિપરીત હોય છે.

ઉત્સર્પિણીમાં ચોવીશમા તીર્થંકરનું જે સ્વરૂપ હોય છે તે અવસર્પિણીનાં પ્રથમ તીર્થંકરનું હોય છે. એ પ્રમાણે ઉત્તરોત્તર સમજવું. ચક્રવર્તીમાં પણ એમ જ સમજવાનું છે. આમ બાર આરા મળીને એક કાળચક્ર પૂર્ણ થાય છે. આ કાળની વ્યવસ્થા પાંચ ભરતક્ષેત્ર અને પાંચ ઐરવત ક્ષેત્રમાં સરખી જ જાણવી. વિદેહ ક્ષેત્રમાં તેવું નથી હોતું. ત્યાં ઉત્સર્પિણી અને અવસર્પિણી પ્રમાણે કાળની વ્યવસ્થા નથી. ત્યાં તો મનુષ્યોનું શરીર સદાય પાંચસો ધનુષ્યનું અને આયુષ્ય સદાય પૂર્વ કોટિનું હોય છે. ત્રીશ અકર્મભૂમિમાં સનાતન એક સરખો સમય હોય છે.



## ૨૦૮

## વર્તમાન પાંચમો દુષમા આરો

**वर्तमानारके भावि-स्वरूपं ज्ञानिनोदितम् ।**
**स्वप्नादिभिः प्रबंधैश्च, विज्ञेयं श्रुतचक्षुषा ॥**

"જ્ઞાની મહારાજે વર્તમાન આરાનું ભાવિ સ્વરૂપ કહ્યું છે તે સ્વપ્નાદિક પ્રબંધ વડે આગમદૃષ્ટિથી જાણવું."

સોળ સ્વપ્નનો પ્રબંધ **વ્યવહાર ચૂલિકામાં** આ પ્રમાણે બતાવ્યો છે. તે કાળે તે સમયે પાટલીપુત્ર નામનું નગર હતું. આ નગરના રાજાનું નામ ચંદ્રગુપ્ત હતું. શ્રાવકધર્મનું તે નિષ્ઠાથી આરાધન કરતો.

પાખીના દિવસે ચંદ્રગુપ્તે અહોરાત્રનો પૌષધ કર્યો. રાતના ધર્મજાગરણ કરતો હતો ત્યાં તેને થોડા સમય માટે ઝોકું આવી ગયું. આ અલ્પનિદ્રામાં પણ તેણે સોળ સ્વપ્ન જોયાં. ઊંઘ વધુ ગાઢ બને તે પહેલાં જ આ સ્વપ્ન જોતાં તે જાગી ગયો. સ્વપ્નથી તેને ચિંતા થઈ. આ શું થયું? આ ધર્મજાગરણ કેમ ચૂકી ગયો? આવાં સ્વપ્ન કેમ આવ્યાં? વિચારમાં ને વિચારમાં બાકીની રાત વીતી ગઈ. સમય થયે તેણે પૌષધ પાર્યો.

એ સમયે યુગપ્રધાન આચાર્ય શ્રી ભદ્રબાહુસ્વામી પાંચસો શિષ્યના પરિવાર સાથે પાટલીપુત્રના એક ઉદ્યાનમાં સમવસર્યા. આ સમાચાર મળતાં જ ચંદ્રગુપ્ત તેમને વંદન કરવા ગયો. પાંચ અભિગમપૂર્વક ભક્તિસભર હૈયે તેણે ગુરુવંદના કરી. પછી વિનયથી પોતે જોયેલ સોળ સ્વપ્નની વાત કરી અને તેનો ફલિતાર્થ કહેવા માટે આચાર્ય ભગવંતને વિનંતી કરી.

આચાર્યશ્રીએ કહ્યું: "હે રાજન્! પ્રથમ સ્વપ્ને તેં કલ્પવૃક્ષની શાખા ભાંગેલી જોઈ. આ સૂચવે છે કે આજ પછી હવે કોઈપણ રાજા ચારિત્ર નહિ લે. બીજે સ્વપ્ને તેં સૂર્યને અસ્ત થતો જોયો એ બતાવે છે કે હવે કેવળજ્ઞાનનો ઉચ્છેદ થશે. કોઈને પણ કેવળજ્ઞાન નહિ થાય. ત્રીજા સ્વપ્ને તેં ચંદ્રમાં છિદ્ર જોયા, એ સૂચવે છે કે ધર્મમાં હવે ઘણાં મતો થશે. એક ધર્મના અનેક ભાગ થશે. ચોથે સ્વપ્ને તેં ભૂત નાચતા જોયા, તે સૂચવે છે કે મિથ્યાત્વી અને કુમતિ લોકો ભૂતની જેમ નાચશે. પાંચમે સ્વપ્ને તેં બાર ફણાવાળો સર્પ જોયો, એ બતાવે છે કે બાર વરસનો ભીષણ દુકાળ પડશે, કાલિકસૂત્ર વગેરેનો ઉચ્છેદ થશે, સાધુઓ દેવદ્રવ્ય ભક્ષી થશે, લોભથી માળાનું આરોપણ, ઉપધાન, ઉજમણાં પ્રમુખ તપ ઘણાં થશે. અને જે ખરા ધર્મના અર્થી સાધુ હશે તે વિધિમાર્ગને પ્રરૂપશે. છટ્ઠે સ્વપ્ને તેં આવતું વિમાન ચલિત થતું જોયું, તેનું ફળ એ છે કે ચારણ લબ્ધિવંત સાધુઓ ભરત ઐરવત ક્ષેત્રમાં આવશે નહિ. સાતમે સ્વપ્ને તેં કમળને ઉકરડા પર ઉગેલું જોયું. તે સૂચવે છે કે ચાર વર્ણમાં ધર્મ વૈશ્યના હાથોમાં રહેશે, આ વાણિયાઓ અનેક માર્ગે ચાલશે, તેમાં સિદ્ધાંતપ્રિય ઘણા જ ઓછા હશે. આઠમા સ્વપ્ને આગિયાને ઉદ્યોત કરતો જોયો. તે બતાવે છે કે જૈન-માર્ગ મૂકી બીજા માર્ગ ખજુવાની જેમ પ્રકાશશે અને શ્રમણ–નિર્ગ્રંથનો પ્રજા–સત્કાર ઓછો થશે. નવમે સ્વપ્ને તેં મોટું સરોવર સૂકાયેલું જોયું તેનું ફળ એ છે કે જ્યાં જ્યાં પ્રભુનાં પાંચ કલ્યાણક થયા છે ત્યાં પ્રાયઃ ધર્મની હાનિ થશે અને દક્ષિણ દિશામાં જૈનધર્મનો પ્રચાર થશે. દશમા સ્વપ્ને સુવર્ણના થાળમાં શ્વાનને દૂધ પીતો જોયો તે સૂચવે છે કે ઉત્તમ કુળની સંપત્તિ મધ્યમના ઘરે જશે અને કુળાચાર ધર્મ તજી દઈ ઉત્તમ લોકો અધર્મ આચરશે. અગિયારમા સ્વપ્ને હાથી ઉપર બેઠેલો વાંદરો જોયો તે બતાવે છે કે પારધી વગેરે અધમ લોકો સુખી થશે અને સજ્જનો દુઃખી થશે. આ ઉપરાંત ઈક્ષ્વાકુ તથા હરિવંશ કુળમાં રાજ્ય રહેશે નહિ. બારમા સ્વપ્ને સમુદ્રને મર્યાદા ઓળંગતો જોયો. જેથી રાજા ઉન્માર્ગચારી થશે અને ક્ષત્રિયો વિશ્વાસઘાતી થશે. તેરમે સ્વપ્ને મોટા રથમાં નાના નાના વાછરડા જોતરેલા જોયા. તેનું ફળ એ છે કે પ્રાયે વૈરાગ્યભાવે કોઈ સંયમ લેશે નહિ, વૃદ્ધ દીક્ષા લેશે તે મહાપ્રમાદી બનશે અને ગુરુકુળવાસને ત્યજી દેશે અને જે બાળભાવે સંયમ લેશે તે લજ્જાથી ગુરુકુળવાસ છોડશે નહિ. ચૌદમે સ્વપ્ને મહાકિંમતી રત્નને તેજહીન જોયું તે સૂચવે છે કે ભરત તથા ઐરવત ક્ષેત્રમાં સાધુઓ ક્લેશ કરનારા, ઉપદ્રવી, અસમાધિ ઉપજાવનારા, અવિ-

નથી અને ધર્મ પર અત્યંત સ્નેહવાળા થશે. પંદરમે સ્વપ્ને રાજકુમારને પોઠિયા પર બેસેલો જોયો તે બતાવે છે કે રાજકુમારો રાજ્યભ્રષ્ટ થશે અને હલકા કાર્યો કરશે. સોળમે સ્વપ્ને બે કાળા હાથીને લડતા દીઠાં. તેનું ફળ એ છે કે આગામી કાળમાં પુત્રો અને શિષ્યો અલ્પ બુદ્ધિવાળા, અવિનયી, ઉદ્ધત અને ઝઘડાખોર થશે. હે રાજન્! તેં જોયેલા સોળ સ્વપ્નનું ફળ આ પ્રમાણે છે. શ્રી જિનેશ્વર ભગવંતના વચન અન્યથા થતા નથી. તેમણે કહ્યું છે કે આ દુષમ આરો લોકોને મહાદુ:ખદાયક થશે."

સ્વપ્નનું ફળ સાંભળી ચંદ્રગુપ્ત રાજાએ સંયમ લીધો અને આરાધના કરી દેવલોક ગયો. આ આરાનું ભાવિ સ્વરૂપ કલ્કીના સંબંધથી પણ જાણવા મળે છે તે આ પ્રમાણે—

શ્રી વીરપ્રભુનાં નિર્વાણ પછી ચારશો ને સિત્તેર વરસે વિક્રમ રાજાનો સંવત્સર થયો. ને પછી ઓગણીસસો ને ચૌદ વરસે પાટલીપુર નગરમાં મ્લેચ્છ કુળમાં યશા નામની ચાંડાલિનીની કુક્ષીએ તેર માસ રહીને ચૈત્ર સુદી આઠમે કલ્કીનો જન્મ થશે.

આ કલ્કી, રૂદ્ર અને ચતુર્મુખ એમ ત્રણ નામ રાખશે. તેનું શરીર ત્રણ હાથ ઊંચુ હશે. પાંચમે વરસે તેને પેટનો રોગ થશે. અઢારમા વરસે કાર્તિક માસના શુકલ પડવાના દિવસે તેનો રાજ્યાભિષેક થશે. તે મૃગાંક નામે મુગટ, અહંત નામે અશ્વ, દુર્વાસા નામે ભાલો અને દૈત્યસુદન નામે ખડ્ગ રાખશે. તેને સૂર્ય અને ચંદ્ર નામે પગનાં બે કડાં અને ત્રૈલોકયસુંદરી નામે સુંદર વાસગૃહ થશે. દાનમાં અઢળક સોનું આપી તે વિક્રમ સંવત્સરને ઉથાપી પોતાના નામનો સંવત્સર શરૂ કરાવશે.

તેને ચાર પુત્રો થશે. દત્ત નામનો પુત્ર રાજગૃહ નગરીમાં. વિજય નામનો પુત્ર અણહિલપુર પાટણમાં, મુંજ નામનો પુત્ર અવંતિ દેશમાં અને અપરાજિત નામનો પુત્ર બીજા દેશમાં પોતપોતાની રાજધાની સ્થાપિત કરશે. કલ્કીના શાસન સમયમાં ધરતી મ્લેચ્છો અને ક્ષત્રિયોના રૂધિરથી રંગાશે. તેના રાજભંડારમાં નવાણું કરોડ સોનૈયા હશે. ચૌદ હજાર હાથી, ચારસો પચાસ હાથણી, સત્યાશી લાખ ઘોડા અને પાંચ કોટિ પાયદળ જેટલી તેની સેના હશે. આકાશમાં ખેલે તેવા ત્રિશૂલને ધારણ કરનારો, પથ્થરના અશ્વનું વાહન કરનારો અને ક્રૂર નિર્દયી કલ્કી છત્રીસ વરસની ઉંમરે ત્રિખંડ ભરતનો સ્વામિ થશે.

કલ્કીના શાસન સમય દરમિયાન મથુરા નગરીમાં વાસુદેવ તથા બલદેવના મહેલો અકસ્માતથી પડી જશે. અતિલોભથી કલ્કી આખી મથુરા નગરીને ખોદાવીને તેમાંથી દ્રવ્ય કાઢી લેશે. આ ખોદકામ કરતા ભૂમિમાંથી પથ્થરની પણ પ્રભાવિક લવણદેવી નામે ગાય નીકળશે. આ ગાયનું કોઈ એક ચૌટામાં સ્થાપન કરાશે. આ ગાય ત્યાં ઊભા ઊભા ભિક્ષા માટે ફરતાં સાધુઓને દિવ્ય શક્તિથી પોતાના શીંગડાથી મારવા દોડશે. આ જોઈ સાધુઓ તે નગરમાં જળનો ભાવિ ઉપસર્ગ જાણીને ત્યાંથી વિહાર કરી જશે.

ત્યારપછી સત્તર અહોરાત્ર સુધી મેઘવૃષ્ટિ થશે. આમાં કલ્કીનું નગર ખૂડી જશે. કલ્કી નાશીને કોઈ ઉચા સ્થળે ચાલ્યો જશે.

પૂરથી ઉપરની માટી ધોવાઈ જવાથી નંદરાજાએ કરાવેલ સુવર્ણના ગિરિને ઉપર આવેલો જોઈ ધનનો અતિલોભી અને લોલુપ થશે. આથી ત્યાં ફરી નગર ઊભું કરાવી બ્રાહ્મણ વગેરે પાસેથી કર ઉઘરાવશે. તે સમયે પૃથ્વી પરથી સોનાનું ચલણ નાશ પામશે અને ચામડાનાં નાણાંથી વ્યવહાર ચાલશે. તે સમયે લોકો કંબલ તથા ઘાસનાં વસ્ત્ર પહેરશે. કલ્કીના ભયથી ત્રાસેલા લોકો પતરાળીમાં ભોજન કરશે.

રાજમાર્ગ પર ફરતાં કલ્કી સાધુને ભિક્ષા લઈ જતાં જોશે. એટલે તે સાધુઓ પાસેથી ભિક્ષામાંથી છઠ્ઠો ભાગ માગશે. કલ્કીના આ કૃત્યથી સાધુ સાધનાથી શાસન-દેવીને બોલાવશે અને દેવીના પ્રભાવથી રાજા તેમ કરતાં અટકશે. એ બાદ પચાસમા વરસે તેને ડાબી જંઘામાં અને જમણી કુક્ષીમાં પ્રહાર થશે. તો પણ કલ્કી સાધુઓની ભિક્ષામાંથી છઠ્ઠો ભાગ લેવા તેમને ગાયના વાડામાં પૂરશે. આમાં પ્રાતિપાદ નામના આચાર્ય પણ ગાયના વાડામાં પુરાશે. તેથી સર્વ સંઘના સ્મરણથી શાસનદેવી આવીને કલ્કીને સમજાવશે પણ તે નહિ સમજે. આથી ઈન્દ્રનું સિંહાસન કંપશે. ત્યારે ઈન્દ્ર બ્રાહ્મણનું રૂપ ધરીને કલ્કી પાસે આવશે. તેને સમજાવશે. પણ કલ્કી ના મક્કર જશે. આથી ઈન્દ્ર તેને મારી નાંખશે અને તેના પુત્ર દત્તને કેટલીક શીખામણ આપી રાજ-ગાદી પર બેસાડશે. પિતાને મળેલ પાપનું ફળ જોઈને દત્ત પૃથ્વી પર ઠેર ઠેર જિન–ચૈત્યો બંધાવશે. શત્રુંજયનો ઉદ્ધાર કરશે. ત્યારપછી જૈનધર્મનો મહિમા ઘણો જ વધશે.

આવા સમયમાં પણ કેટલાંક ધર્મરાગી થશે. કહ્યું છે કે "શૃંગી મત્સ્ય ખારા સમુદ્રમાં પણ મીઠાં જળને પીવે છે તેમ આવા કાળમાં પણ પ્રાજ્ઞ પુરુષો ધર્મતત્ત્વમાં તત્પર હોય છે."

આ દુષમા આરામાં યુગપ્રધાન સૂરિવરો થશે, ચતુર્વિધ સંઘ ધર્મમાં વર્તશે અને રાજાઓ ધર્મકાર્યમાં તત્પર થશે. યુગપ્રધાન વગેરેની સંખ્યા શ્રી દેવેન્દ્રસૂરિકૃત કાલસિત્તરી પ્રકરણમાં આ પ્રમાણે ગણાવી છે.

"દુષમા કાળમાં અગિયાર લાખ અને સોળ હજાર રાજાઓ જિનેશ્વરના ભક્ત થશે અને અગિયાર કરોડ જૈનશાસનના પ્રભાવક થશે. સુધર્માસ્વામીથી છેલ્લા દુપ્પ-સહસૂરિ સુધી ત્રેવીશ ઉદયમાં બે હજારને ચાર યુગપ્રધાન થશે અને અગિયાર લાખ ને સોળ હજાર આચાર્ય થશે.

બે હજાર ને ચાર યુગપ્રધાનમાં સુધર્માસ્વામી અને જંબૂસ્વામી તે ભવે સિદ્ધિ-પદને પામશે અને બાકીના સર્વ એકાવતારી થશે. પ્રભાવકના આઠ ગુણને ધારણ કર-નારા મુનિ મહારાજો જ્યાં વિહાર કરશે ત્યાં ચારે દિશામાં અઢી અઢી યોજન પર્યંત દુકાળ, મરકી વગેરે ઉપદ્રવ નાશ પામશે.

અગિયાર લાખ ને સોળ હજાર આચાર્યો પ્રાવચની ધર્મકથી ઇત્યાદિ જ્ઞાન ક્રિયા ગુણવાળા અને યુગપ્રધાન જેવા થશે. દિવાળી કલ્પમાં ત્રણ પ્રકારના સૂરિ–આચાર્ય થશે એમ કહ્યું છે. તેમાં પંચાવન કોટિ, પંચાવન લાખ, પંચાવન હજાર અને પાંચસો આચાર્ય ઉત્કૃષ્ટ ક્રિયાવાળા સમજવા. તેત્રીશ લાખ, ચાર હજાર ચારસો ને એકાણું આચાર્ય મધ્યમ ક્રિયાવાળા જાણવા અને પંચાવન કોટિ, પંચાવન લાખ, પંચાવન હજાર પાંચસો ને પંચાવન સૂરિ પ્રમાદી અને અનાચારી હોવાથી જઘન્ય જાણવા.

પાંચમા આરામાં પંચાવન કરોડ, પંચાવન લાખ ને પંચાવન હજાર ઉત્તમ ઉપાધ્યાય, ચોપન કરોડ મધ્યમ અને ચુંમાલિસ કરોડ, ચુંમાલિસ લાખ અને ચુંમાલિસ હજાર જઘન્ય ઉપાધ્યાયો થશે.

આ આરામાં સીત્તેર લાખ કરોડ અને નવહજાર કરોડ ઉત્તમ સાધુઓ, સો કરોડ મધ્યમ અને એકત્રીસ કરોડ, એકવીસ લાખ અને સાઠ હજાર જઘન્ય સાધુઓ થશે.

સાધ્વીઓની સંખ્યા આ પ્રમાણે હશે. દશ હજાર નવસો ને બાર કરોડ છપ્પન લાખ છત્રીશ હજાર એકસો ને નવ્વાણું ઉત્તમ સાધ્વીઓ થશે. સોળ લાખ ત્રણ હજાર ત્રણસો ને સત્તર કરોડ અને ચોરાસી લાખ શ્રાવકો થશે. પચ્ચીસ લાખ બાણું હજાર પાંચસો ને બત્રીસ કરોડ ઉપર બાર શ્રાવિકાઓ થશે.

પાંચમા આરાને અંતે ઉત્પન્ન થનારા ચતુર્વિધ સંઘના નામ કાલસિત્તરી અનુસારે આ પ્રમાણે હશે: "સ્વર્ગથી ચ્યવીને થયેલા દુપ્પસહસૂરિ નામે સાધુ ફલ્ગુશ્રી નામે સાધ્વી, નાગિલ શ્રેષ્ઠિ નામે શ્રાવક અને સત્યશ્રી નામે શ્રાવિકા એ ચરમસંઘ જાણવો.

સંબોધસત્તરીમાં કહ્યું છે કે: "એક સાધુ, એક સાધ્વી, એક શ્રાવક અને એક શ્રાવિકા આજ્ઞાયુક્ત હોય તો તેને સંઘ જાણવો અને બાકીના આજ્ઞા રહિતને અસ્થિનો સંઘ જાણવો." તે સમયે મુનિ દશવૈકાલિક, જિતકલ્પ, આવશ્યક, અનુયોગદ્વાર અને નંદિ એટલા સૂત્રના અભ્યાસી થશે. તેમને ઇન્દ્ર વંદના કરશે. આ સાધુઓ ઉત્કૃષ્ટપણે છઠ્ઠ તપ કરનારા થશે. દુપ્પસહસૂરિ બે હાથના હશે. બાર વરસ સુધી તે ગૃહાસ્થાશ્રમમાં રહેશે. ચાર વરસ સુધી વ્રતધારી થઈ, ચાર વરસ આચાર્યપદ ધારણ કરી, અંતે અઠ્ઠમ તપ કરી કાળધર્મ પામી સાગરોપમના આયુષ્યવાળા દેવપણાને પામશે. ત્યાંથી ચ્યવીને આ ભરતક્ષેત્રમાં જ મોક્ષને પામશે.

પાંચમા આરાના અંતે પુર્વાહ્નકાળે શ્રુત, સૂરિ, સંઘ અને ધર્મ વિચ્છેદ પામશે. રાજા વિમલવાહન, મંત્રી સુધર્મા અને ન્યાયધર્મ મધ્યાહ્નને નાશ પામશે અને અગ્નિ સાંજે નાશ પામશે. ભગવાન મહાવીરસ્વામીના નિર્વાણથી તે વીશ હજાર ને નવસો વરસ, ત્રણ માસ, પાંચ દિવસ, પાંચ પહોર, એક ઘડી, બે પળ અને અડતાલીસ અક્ષર જેટલા સમય સુધી જૈનધર્મની પ્રવૃત્તિ રહેશે.

## ૨૦૯

## ભાવિ જિનેશ્વર ભગવંતનું વર્ણન

**भाविनां पद्मनाभादिजिनानां प्राग्भवास्तथा ।**
**नामानि स्तूयंतेऽस्माभिः प्राप्य पूर्वोक्तशास्त्रतः ॥**

"ભવિષ્યમાં થનાર પદ્મનાભ આદિ તીર્થંકરોના પૂર્વ ભવ અને નામ પૂર્વોક્ત શાસ્ત્રથી જાણીને અહીં સ્તવવામાં આવે છે."

ભાવિ જિનેશ્વર ભગવંતના પૂર્વભવ વગેરેનું સ્વરૂપ આ પ્રમાણે છે: "ઉત્સર્પિણીનો બીજો આરો શ્રાવણ વદી એકમે શરૂ થશે. ત્યારથી સાત સાત દિવસ સુધી અનુક્રમે પાંચ જાતિના મેઘ વરસશે. પ્રથમ પુષ્કરાવર્ત નામે મેઘ પૃથ્વીના સર્વ તાપ દૂર કરશે. બીજો ક્ષીરોદ મેઘ સર્વ ઔષધિનાં બીજ ઉપજાવશે. ત્રીજો ઘૃતોદ મેઘ સર્વ ધાન્યાદિમાં રસ ઉત્પન્ન કરશે. ચોથો શુદ્ધોદક મેઘ સર્વ ઔષધિને પરિપકવ કરશે અને પાંચમો રસોદક મેઘ પૃથ્વી ઉપર ઈક્ષુ વગેરેમાં રસ ઉપજાવશે. આ પાંચે મેઘ પાંત્રીસ દિવસ સુધી વરસશે. તેથી ધરતી પોતાની મેળે જ હરિયાળી બનશે. તેથી બીલમાં જઈ વસેલા સર્વ જીવો બહાર નીકળશે. અનુક્રમે બીજા આરાના અંત ભાગે મધ્ય દેશની પૃથ્વીમાં સાત કુલકર થશે."

તેમાં પ્રથમ કુલકર વિમળવાહન જાતિસ્મરણથી રાજ્ય વગેરેની સ્થાપના કરશે. તે પછી ત્રીજા આરાના નેવાસી પખવાડીઆ ગયા પછી શતદ્વાર નગરમાં સાતમા કુલકર સુમચિ નામે રાજાની ભદ્રા રાણીને કુક્ષીએ અવતરશે. આ જીવ એટલે શ્રેણિક રાજાનો જીવ નરકમાંથી નીકળી તે શ્રી વીર પ્રભુના ચ્યવવાના દિવસે અને તે જ સમયે અવતરશે અને વીર પ્રભુના જન્મ દિવસે જ તેમનો જન્મ થશે. તે પ્રથમ તીર્થંકર શ્રી પદ્મનાભ થશે. શ્રી વીરપ્રભુ અને પદ્મનાભ પ્રભુના સમયનો અંતર શ્રી પ્રવચન સારોદ્ધારમાં આ પ્રમાણે બતાવ્યો છે: "ચોરાસી હજાર વર્ષ, સાત વરસ અને પાંચ માસનો શ્રી વીરપ્રભુ અને શ્રી પદ્મનાભ પ્રભુના સમયનો અંતર જાણવો." તેમનું નિર્વાણ કલ્યાણક દિવાળીના દિવસે થશે.

બીજા તીર્થંકર સુરદેવ નામે થશે. તેમના શરીરનો વર્ણ, આયુષ્ય, લાંછન, દેહની ઊંચાઈ અને પંચકલ્યાણકના દિવસો શ્રી પાર્શ્વનાથ પ્રભુના પ્રમાણે થશે. શ્રી વીરસ્વામીના કાકા સુપાર્શ્વનો જીવ બીજા તીર્થંકર થશે.

**સુપાર્શ્વ** નામે ત્રીજા તીર્થંકર શરીર કાંતિ વગેરેમાં બાવીસમા તીર્થંકર શ્રી નેમિનાથના જેવા થશે. ત્રીજા તીર્થંકર સુપાર્શ્વનો જીવ એટલે શ્રેણિક રાજાના પૌત્ર ઉદાયનનો જીવ. પૌષધગૃહમાં વિનયરત્ન નામના અભવ્ય સાધુએ ઉદાયનનો વધ કર્યો હતો.

એકવીસમા શ્રી નમિનાથ પ્રભુના જેવા ચોથા **સ્વયંપ્રભ** નામે તીર્થંકર થશે. પોટિલ મુનિનો આ આત્મા હશે. દઢાયુ શ્રાવકનો જીવ પાંચમા **સર્વાનુભૂતિ** નામે તીર્થંકર થશે. તે વીશમા મુનિસુવ્રતસ્વામિ જેવા હશે. કાર્તિક શેઠનો જીવ **દેવસુત** નામે છઠ્ઠા તીર્થંકર થશે. આ તીર્થંકર મલ્લિનાથ ભગવંત જેવા થશે પરંતુ તે સ્ત્રીવેદ-યુક્ત નહિ થાય.

શંખ નામના શ્રાવકનો જીવ સાતમા **ઉદય** નામે તીર્થંકર થશે. ભગવતીમાં વર્ણવેલ તે આ શંખ શ્રાવક નહિ, પણ બીજા કોઈ શંખ નામે શ્રાવક છે. આ સાતમાં તીર્થંકર અઢારમા અરનાથ ભગવંતના જેવા હશે. તે ચક્રવર્તી થશે એવું નક્કી નહિ.

આનંદ નામનો શ્રાવક આઠમા **પેઢાલ** નામે તીર્થંકર થશે. સાતમા અંગમાં કહેલ છે તે આ આનંદ શ્રાવક નહિ. તે તો મહાવિદેહમાં સિદ્ધિને પામનાર છે. પેઢાલ પ્રભુ શ્રી કુંથુનાથ ભગવંત જેવા થશે.

સુનંદા શ્રાવિકાનો જીવ નવમા **પોટિલ** તીર્થંકર થશે. તે શાંતિનાથ પ્રભુ સમાન હશે. શતક શ્રાવક દસમા **શતકીર્તિ** નામે તીર્થંકર થશે તે ધર્મનાથ પ્રભુ જેવા હશે. આ શતકનો જીવ પુષ્કલી એવા બીજા નામથી ભગવતીજીમાં કહેલ શ્રાવકનો જીવ સમજવો.

અગિયારમા **સુવ્રત** નામે તીર્થંકર દશારસિંહ જે કૃષ્ણ તેની માતા દેવકીનો જીવ થશે. તે અનંતનાથ પ્રભુ સમાન હશે. બારમા **અમમ** નામે પ્રભુ નવમા વાસુ-દેવ કૃષ્ણનો જીવ થશે. તે તેરમા વિમલનાથ પ્રભુ સમાન હશે. સમવાયાંગ સૂત્રમાં કહ્યું છે કે કૃષ્ણ ભાવિ ચોવીશીમાં તેરમા તીર્થંકર થશે તેથી તત્ત્વ બહુશ્રુત જાણે.

તેરમા **નિષ્કપાય** નામે તીર્થંકર સત્યકી વિદ્યાધરનો જીવ થશે. સુજ્યેષ્ઠા સાધ્વીના પુત્ર જે લોકમાં રૂદ્ર–સદાશીવ નામે પ્રસિદ્ધ થયેલા છે તેનો જીવ જાણવો. તે પ્રભુ વાસુપૂજ્ય સમાન હશે.

ચૌદમા તીર્થંકર **નિષ્પુલાક** નામે બળદેવનો જીવ થશે. પણ આ બળદેવ કૃષ્ણના ભાઈ બળભદ્ર સમજવા નહિ. કારણ શ્રી હેમચંદ્રાચાર્યે શ્રી નેમિચરિત્રમાં કહ્યું છે કે બળભદ્રનો જીવ કૃષ્ણના તીર્થમાં સિદ્ધિ પામશે. તેથી આ બળભદ્ર બીજા સમજવા. તે તીર્થંકર શ્રી શ્રેયાંસ પ્રભુ સમાન થશે.

પંદરમા તીર્થંકર **નિર્મમ** નામે થશે તે સુલસાનો જીવ હશે. આ સુલસા શ્રાવિકા તે સમજવા કે જેની પ્રત્યે શ્રી વીરપ્રભુએ અંબડને મુખે ધર્મલાભ કહેવરાવ્યો હતો. તે પ્રભુ શીતલનાથ સમાન હશે.

સોળમા તીર્થંકર **ચિત્રગુપ્ત** થશે. તે બળભદ્રની માતા રોહિણીનો જીવ હશે. તે સુવિધિનાથ સમાન થશે. રેવતી શ્રાવિકા સત્તરમા તીર્થંકર **સમાધિ** નામે થશે. તે ચંદ્રપ્રભુ સમાન થશે. શતાલી શ્રાવકનો જીવ અઢારમા **સંવર** નામે તીર્થંકર થશે. તે સુપાર્શ્વ પ્રભુ સમાન હશે. દ્વીપાયનનો જીવ ઓગણીસમા **યશોધર** નામે તીર્થંકર

થશે. તે પદ્મપ્રભુની સમાન થશે. આ દ્વીપાયન લોકમાં વેદવ્યાસ નામે જાણીતા છે તે સમજવા. કર્ણરાજાનો જીવ તે વીશમા **વિજય** નામે તીર્થંકર સુમતિનાથ થશે.

એકવીશમા **મલ્લ** નામે તીર્થંકર નારદનો જીવ થશે. તે અભિનંદન પ્રભુ સમાન હશે. બાવીશમા **દેવ** નામે તીર્થંકર અંબડનો જીવ થશે. તે સંભવનાથ સમાન હશે. ત્રેવીશમા **અનંતવીર્ય** નામે તીર્થંકર થશે. તે અમરનો જીવ હશે. તે અજીતનાથ સમાન થશે. ચોવીસમા તીર્થંકર ભદ્રંકર નામે થશે. તે બુદ્ધનો જીવ થશે. તે શ્રી ઋષભદેવ સમાન થશે.

આ સર્વ તીર્થંકરોના દેહનું અને આયુષ્યનું પ્રમાણ, કલ્યાણક તિથિઓ, લાંછન, વર્ણ અને અંતર વગેરે પશ્ચાનુપૂર્વીથી વર્તમાન તીર્થંકરોની સમાન જાણવું.



## ૨૧૦

## દીપોત્સવીનું વર્ણન

**विश्वे दीपालिकापर्व विख्यातं केन हेतुना ।**
**पृष्टः संप्रतिभूपेनार्यसुहस्ती गुरुर्जगौ ॥**

સંપ્રતિ રાજાએ શ્રી આર્યસુહસ્તી સૂરિજીને પૂછ્યું: "દીવાળીનું પર્વ લોકમાં કયા હેતુથી શરૂ થયું છે?"

આર્યસુહસ્તીસૂરિજીએ રાજાને આપેલો જવાબ આ પ્રમાણે છે.

મોટા સંઘ અને શિષ્ય પરિવાર સહિત શ્રી આર્યસુહસ્તીસૂરિજી મહારાજ ઉજ્જયિનીમાં પધાર્યા. ત્યાંનો રાજા સંપ્રતિ તેમને વંદન કરવા ગયો. વંદના કરી ગુરુને પૂછયું: "હે પૂજ્ય! આપ મને ઓળખો છો?"

સૂરિજી: "હે સંપ્રતિ! તને કોણ ન ઓળખે? તું તો આ દેશનો સ્વામિ છે."

સંપ્રતિ: સાહેબ! હું સામાન્ય હેતુની ઓળખ નથી પૂછતો. રાજા સિવાય કોઇ રીતે આપ મને ઓળખો છો?"

ત્યારે સૂરિજીએ શ્રુતજ્ઞાનના બળથી તેનો પૂર્વભવ જાણ્યો એ જાણી કહ્યું: "હા, હવે તારી બીજી ઓળખાણ પડી. પૂર્વભવમાં તું અમારો શિષ્ય હતો. એક જ દિવસની દીક્ષાના મહિમાથી તું અહીં આ રાજપાટ પામ્યો છે."

સંપ્રતિ: "હે પૂજ્ય! તમારા ઉપકારથી જ મને રાજવૈભવ મળ્યા છે. તે હવે આ રાજપાટ આપ સ્વીકારો અને મને ઋણમુક્ત કરો." એમ કહી તે સૂરિજીના પગમાં પડી વિનંતી કરવા લાગ્યો.

સૂરિજી: "હે રાજન્! સંયમરૂપ સામ્રાજ્ય જેવું આ રાજ્ય નથી તેથી અમારે તેનો ખપ નથી. બીજું તું ધર્મપસાયે આ રાજવૈભવ પામ્યો છે માટે તું હવે ધર્મમાં વધુ ઉજમાળ થા." આમ સૂરિજીના ઉપદેશથી સંપ્રતિ રાજા ધર્મમાં વધુ સ્થિર થયો.

એક સમયે તેણે આચાર્ય ભગવંતને પૂછયું: "હે પૂજ્ય! જૈન આગમોમાં છ અષ્ટાહ્નિકા પર્વ કહ્યા છે. તો પણ લોકો જે દીવાળી પર્વ ઉજવે છે તે પર્વનો હેતુ શો છે? અને તે કયા કારણથી આટલું વિખ્યાત થયું છે?"

આચાર્ય આર્યસુહસ્તિસૂરિએ સંપ્રતિને દીવાળી પર્વનો આ પ્રમાણે ઇતિહાસ કહ્યો.

"શ્રી વીર પ્રભુ દશમા દેવલોકમાંથી ચ્યવ્યા. તેમનું ચ્યવન કલ્યાણક અષાઢ માસની સુદ છઠે થયું. ચૈત્ર સુદ તેરસની મધરાતે તેમનું જન્મકલ્યાણક થયું. ભગવાન મહાવીર ત્રીસ વરસ સુધી ગૃહવાસમાં રહ્યા. છઠનો તપ કરી માગસર વદ દસમે તેમણે સંયમ લીધો. તે સમયે તેમને મનઃપર્યવજ્ઞાન થયું. ત્યારબાદ તેમણે સાડા બાર વરસ ઘોર તપસ્યા કરી. ઘાતિકર્મનો ક્ષય થતાં તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. કાંઈક ન્યૂન ત્રીસ વરસ સુધી કેવળજ્ઞાન પર્યાયે રહ્યા. પોતાનું આયુષ્ય હવે અલ્પ છે તેવું જાણતાં ભગવાન મહાવીર અપાપા નગરીમાં પધાર્યા અને હસ્તીપાલ રાજાની સભામાં છેલ્લું ચાતુર્માસ કર્યું.

તે સમયે તેમણે સોળ પ્રહર સુધી છેલ્લી દેશના આપી. પોતાના અંત સમયે તેમણે પોતાના પ્રથમ ગણધર શ્રી ગૌતમસ્વામીને દેવશર્મા બ્રાહ્મણને પ્રતિબોધ કરવા માટે મોકલ્યા. આમ કરવા પાછળ તેમનો હેતુ શ્રી ગૌતમસ્વામીનો પોતા માટે જે રાગ હતો તેમાંથી તેમને મુક્ત કરવાનો હતો. આસો વદી અમાસના દિવસે ભગવાન છઠનો તપ કરી પર્યંકાસને બેઠા. રાત્રિના છેલ્લા અર્ધા પહોરે સ્વાતિનક્ષત્રનો યોગ થતાં ઇન્દ્રે ભગવાનને વિનંતી કરી.

"હે ભગવંત! આપ એક ક્ષણ માટે આપનું આયુષ્ય વધારો. તમારા જન્મનક્ષત્ર પર સંક્રમણ થતાં ભસ્મગ્રહ તરફ એક નજર કરો. આ ગ્રહ હમણાં જ બેસશે અને તેનો કુપ્રભાવ બે હજાર વરસ સુધી રહેશે. તમારી નજર તેના તરફ પડશે તો તમારા પ્રભાવથી તેનો ઉદય નિષ્ફળ જશે. નહિ તો આપના પછી તીર્થની ઉન્નતિ થશે નહિ."

ત્યારે ભગવાને કહ્યું: "હે ઇન્દ્ર! જીવે જે આયુષ્યકર્મનાં પુદ્ગલો બાંધ્યા હોય તેમાં વધઘટ કરવા જિનેશ્વરો પણ સમર્થ નથી. અને ભાવિભાવનો નાશ થઈ શકતો નથી."

એ સમયે ભગવાને પંચાવન અધ્યયન શુભ ફળવિપાકના અને પંચાવન અધ્યયન અશુભફળ વિપાકના કહ્યા. તેમજ ગણધર સાધુ કે શ્રાવકે પૂછયા નહિ તો પણ લોક અનુકંપાથી છત્રીશ અધ્યયન કહ્યા. એ બાદ યોગનિરોધ કરી શૈલેશીકરણ આચરી ભગવાન નિર્વાણ પામ્યા.

તે સમયે અતિસૂક્ષ્મ ઉદ્ધરી ન શકાય તેવા કુંથુવા ઘણા ઉત્પન્ન થવાથી હવે સંયમ પાળવું મુશ્કેલ થશે એમ વિચારી ઘણાં સાધુઓએ અનશન ગ્રહણ કર્યું.

ભગવાન નિર્વાણ પામ્યા છે એ ખબર ફેલાતાં જ ત્રણે લોકમાં શોક અને આઘાતની લાગણી પ્રસરી ગઈ. સૌની આંખમાં આંસુ દદળતા હતા. અંતરમાં ભગવાન ગયા તેની વેદના હતી અને હવે અમને કોણ પ્રતિબોધ કરશે, અમારા સંશયોનું કોણ નિવારણ કરશે તેવી ધર્મચિંતા હતી. રાતનો સમય હતો. પ્રભુના દેહના અંતિમ દર્શન કરવા સૌ હાથમાં દીવો લઈને પાવામાં ઉમટવા લાગ્યા. દેવતાઓના ઝળહળતા વિમાન પણ ત્યાં ઉતરવા લાગ્યા. ગગનમાં અને ધરતી પર રાત હોવા છતાં પણ ઝળહળતા દીવા અને રત્નોથી અંધકાર દૂર થઈ ગયો.

દેવતાઓ પ્રકાશિત રત્નને હાથમાં લઈ પ્રભુને ઉદ્દેશીને કહેવા લાગ્યા: "હે પ્રભુ! અમે આપની આરતિ ઉતારીએ છીએ." અને આ શબ્દ "મે આરાઈય" રૂઢ થઈ ગયો. આજે મેરાયાં શબ્દ બોલાય છે તે આનો અપભ્રંશ થયેલો છે.

આ બાજુ શ્રી ગૌતમપ્રભુ દેવશર્માને પ્રતિબોધી ભગવાન પાસે જઈ રહ્યા હતા ત્યાં તેમણે દેવતાઓના વિમાન ઘૂમરાતા જોયા. લોકોને દોડતા અને રડતા જોયા. ગણધર ભગવંતે કોઈને પૂછયું: "ભાઈ તમે અને આ બધા વહેલી સવારમાં શા માટે રડી રહ્યા છો? તમારા ચહેરા આમ નિઃસ્તેજ અને મ્લાન કેમ છે? અને આ દેવતાઓના વિમાન ક્યાં જઈ રહ્યા છે?"

"ભગવાન શ્રી મહાવીર પરમાત્મા હવે આ લોકમાં નથી. તેઓ નિર્વાણ પામ્યા છે. આથી અમે શોકાકુળ છીએ."

આ સાંભળી શ્રી ગૌતમસ્વામીના હૈયે ભારે આઘાત લાગ્યો: શું પ્રભુ ગયા? મને પણ છોડીને ચાલ્યા ગયા? હે ભગવંત! હવે તમારા વિના મને કોણ પ્રતિબોધ કરશે? હે ભગવંત! તમે આમ કેમ કર્યું? આપ તો જ્ઞાની હતા. નિર્વાણ સમયને જાણતા હતા. તો એ જ સમયે આપે મને તમારાથી દૂર કેમ મોકલ્યો? શું હું પાસે હોત તો તમને નિર્વાણ પામતાં કંઈ બાધા નડત? આખી જિંદગી આપે મને સાથે રાખ્યો અને અંત સમયે જ આપે મને દૂર કેમ રાખ્યો? શાથી ભગવાન! શાથી? હવે "હે ગૌતમ!" જેવા મધુર વચનથી મને કોણ બોલાવશે? પ્રભો! થોડાક સમય માટે હું આવું ત્યાં સુધી તો આપે રોકાઈ જવું હતું? મને તમારા અંતિમ દર્શન અને શ્રવણનો તો લાભ આપવો હતો. આમ ઉતાવળ શા માટે કરી પ્રભો?"

શ્રી ગૌતમ આમ વિલાપ કરી રહ્યા હતા ત્યાં તેમને બીજો વિચાર આવ્યો શું મને આમ વિલાપ કરવો શોભે છે? પ્રભુને આમ મારાથી આવો ઉપાલંભ અપાય? ભગવાન તો વીતરાગ હતા. હું જ તેમનો રાગી હતો. મને જ તેમના પર રાગ અને મમત્વ હતા. સાચે જ પ્રભુ પોતે તરી ગયા અને મને પણ તારતા ગયા. હું જ તેમના મોહમાં આજ સુધી બંધાયેલો રહ્યો. નહિ, મને આમ રડવું શોભતું નથી. પ્રભુનો રાગ પણ રાખવો યોગ્ય નથી. આમ ક્ષપકશ્રેણીમાં આગળ ને આગળ વધતા ગયા ત્યાં જ એક ઉત્કટ પળે તેમને કેવળજ્ઞાન થયું.

શક્રેન્દ્રે પ્રથમ ભગવાન મહાવીરસ્વામીનો મોક્ષમહિમા કર્યો. પછી પ્રાતઃકાળે શ્રી ગૌતમ ગણધર ભગવંતનો કેવળજ્ઞાન ઉત્સવ કર્યો. તે સમયે શ્રી ગૌતમ પ્રભુએ એક હજારને આઠ પાંદડીવાળા સુવર્ણના કમળ ઉપર પદ્માસને બેસીને ધર્મદેશના આપી.

આમ આ ભવ્ય અને દિવ્ય પ્રસંગને અનુલક્ષીને લોકો દીવાળીને પર્વ તરીકે આરાધે છે. આ પર્વમાં એક ઉપવાસ કરવાથી સહસ્રગણું પુણ્ય થાય છે અને અઠ્ઠમ કરવાથી કોટિગણું પુણ્ય થાય છે. આ પર્વમાં ચતુર્દશી અને અમાવાસ્યા એ બે દિવસનો સોળ પ્રહરનો પૌષધ કરવો અથવા બે ઉપવાસ કરી ચંદન અક્ષત વગેરેથી અને પુષ્પથી શ્રી વીર પરમાત્મા અને પીસ્તાળીશ આગમની પૂજા કરવી અને "શ્રી વીરસ્વામી સર્વજ્ઞાય નમઃ" એ મંત્રનો જાપ કરવો. અમાવાસ્યાની રાત્રે છેલ્લે અર્ધે પહોરે "શ્રી વીરપારંગતાય નમઃ" એ મંત્રનો જાપ કરવો. અને પડવાની સવારે "શ્રી ગૌતમસ્વામી કેવળજ્ઞાનાય નમઃ" એ મંત્રનો જાપ કરવો. અને શ્રી ગૌતમ-પ્રભુનું ત્યારે સ્મરણ કરવું. અખંડ અક્ષતનો સાથિયો કરવો. દીવો કરવો.

શ્રી આર્યસુહસ્તિસૂરિ પાસેથી દીવાળી પર્વનો આવો દિવ્ય ઇતિહાસ સાંભળી સંપ્રતિ રાજા આ પર્વની વિશેષ આરાધના કરવા લાગ્યો.

"જે પર્વમાં શ્રી વર્ધમાન સ્વામી મોક્ષે ગયા, શ્રી ગૌતમસ્વામી કેવળજ્ઞાનની લક્ષ્મીને વર્યા અને જે દિવસે રાજાઓએ દીપમાળ રચી તેવા દીવાળીપર્વ સમાન બીજું કોઈ પર્વ આ પૃથ્વી ઉપર નથી."



## ૨૧૧

## નૂતન વરસે સાલ-મુબારક કહેવાનો ઇતિહાસ

अन्योऽन्यं जनजोत्कारा भवंति प्रतिपत्प्रगे ।
तत्स्वरूपं तदा पृष्टं पुनर्जगाद साधुपः ॥

સંપ્રતિ રાજાએ આચાર્ય ભગવંત શ્રી આર્યસુહસ્તિસૂરિજીને વિનમ્રભાવે પૂછ્યું: "ભગવંત ! પડવાના દિવસે લોકો એકબીજાને જુહાર કરે છે. આ જુહાર શું છે ? તેનું સ્વરૂપ શું છે ? તે જણાવવા કૃપા કરશો."

આચાર્યશ્રી મધુરવાણીમાં બોલ્યાઃ 'હે સંપ્રતિ રાજા આ પ્રથા શરુ થવા પાછળ બે ઘટનાઓ છે. પ્રથમ તો એ કે અમાવાસ્યાની રાત્રિના છેક છેલ્લા ભાગે શ્રી ગૌતમ ગણધર ભગવંતને કેવળજ્ઞાન થયું. કેવળજ્ઞાન થયાના સમાચાર મળતાં જ અન્ય ગણધર ભગવંતોએ તેમને વંદના કરી. દેવતાઓએ ઉત્સવ ઉજવી તેમને વંદના કરી. રાજાઓ, શ્રેષ્ઠિઓ સૌએ તેમને વંદના કરી. આમ તે દિવસથી શરુ થયેલો વંદન વ્યવહાર આજે સામાજિક રૂપે પ્રચલિતપણે ચાલુ છે.

બીજી ઐતિહાસિક ઘટના શ્રી મુનિસુવ્રતસ્વામીના સમયની છે. અવંતીનગરીમાં ધર્મ નામે રાજા હતો. તેનાં પ્રધાનનું નામ હતું નમુચિ. એક દિવસ ભગવાનના શિષ્ય આચાર્ય શ્રી સુવ્રતસૂરિજી શિષ્ય પરિવાર સહિત અવંતીમાં પધાર્યા.

આ ખુશખબર મળતાં જ ધર્મરાજા નમુચિ પ્રધાન સાથે આચાર્યશ્રીને વંદન કરવા અને તેમની દેશના સાંભળવા ગયો. આ નમુચિ પ્રધાન જૈનધર્મનો વિરોધી હતો. નમુચિએ તે સમયે વિવાદ કર્યો. તેણે કહ્યું. "આ સકળ વિશ્વ સ્વપ્ન જેવું છે. જીવ નાશ પામવાથી બધું જ નાશ પામે છે. જીવ કંઈ પરલોકમાં જતો નથી. જીવ પંચભૂતનું જ નામ છે. જીવ નાશ પામતાં આ પંચભૂત પણ નાશ પામે છે, આથી પરલોક જેવી કોઈ જગા જ નથી."

નમુચિની આ દલીલનો આચાર્યશ્રીએ જોરદાર જવાબ આપ્યો. તેમના શિષ્યે સાત નયથી નમુચિને વિશ્વ અને જીવનું સ્વરૂપ સિદ્ધ કરી બતાવ્યું. એ પણ અસર-

કારક રીતે સમજાવ્યું કે જીવ નાશ પામતો નથી. તે કર્માનુસારે સંસારમાં વિવિધ સ્વરૂપે પરિભ્રમણ કરે છે. આમ આચાર્યશ્રીના શિષ્યના હાથે પોતાનો પરાભવ થયો તેથી નમુચિ ધુંઆફુંઆ થઈ ગયો. પરંતુ ત્યારે તેણે પોતાનો રોષ અને ગુસ્સો મનમાં જ રહેવા દીધા.

રાત પડી અવની પર અંધારું ઉતર્યું. નમુચિ તલવાર લઇ મુનિની હત્યા કરવાના બદ ઈરાદાથી હાથમાં તલવાર લઇને આચાર્યશ્રીની વસતીમાં ગયો. વસતીમાં પગ મૂકતાં જ હાજરાહજૂર શાસનરક્ષક દેવીએ તેને સ્તંભિત કરી દીધો. જ્યાં હતો ત્યાં જ એ સ્થિર થયો. ન હલાય કે ન ચલાય. ન બોલાય કે ન આંખ ફરકાવાય. સવાર પડતાં ભક્તો–શ્રાવકો બધા ગુરુવંદન કરવા આવ્યા. નમુચિની આ દશા જોઇ અને તેનું કારણ જોઇ સૌ તેને ધિક્કારવા લાગ્યા. આ ખબર મળતાં ધર્મરાજા પણ આવ્યો. રાજાએ નમુચિ વતી મુનિ ભગવંતની અને શાસનદેવીની ક્ષમા માંગી. નમુચિ પાસે પણ બંનેની માફી મંગાવી. ક્ષમાપનાના પ્રભાવથી શાસનદેવીએ તેને મુક્ત કર્યો.

આ ઘટનાથી નમુચિની પ્રતિભા અને પ્રભાવ ઝાંખા પડી ગયા. માથું ઊંચું રાખીને રાજ્યમાં ફરવું તેના માટે મુશ્કેલ બની ગયું. આથી એક રાતે તે ગુપચુપ અવંતી છોડી ગયો અને રખડતો રખડતો તે હસ્તિનાપુર ગયો.

આ નગરનું રાજ્ય પદ્મોત્તર રાજા સંભાળતો હતો. તેની પટ્ટરાણીનું નામ જ્વાળાદેવી હતું. તેને બે પુત્ર હતા. વિષ્ણુકુમાર અને મહાપદ્મ. પદ્મોત્તરે મોટા પુત્ર વિષ્ણુકુમારને રાજ્યની ધુરા સોંપી અને નાના મહાપદ્મને યુવરાજપદે સ્થાપિત કર્યો.

નમુચિ પ્રધાને આ યુવરાજને પોતાની કેટલીક કાર્યકુશળતા બતાવી. તે જોઈ તેનાથી પ્રભાવિત થઈ યુવરાજ મહાપદ્મે તેને પ્રધાન બનાવ્યો. એક યુદ્ધના પ્રસંગે નમુચિએ ભયાનક અને અજેય ગણાતા સિંહરથ નામના મહાયોદ્ધાને જીતી લીધો. મહાપદ્મે આ વિજયથી ખુશ થઈ નમુચિને વરદાન માગવા કહ્યું નમુચિએ કહ્યું: “અત્યારે મારે કશું નથી માગવું. સમય આવે અને જરૂર પડે માગી લઈશ.” મહાપદ્મે કહ્યું: “ભલે. તમે જ્યારે જે માગશો તે આપીશ.”

એ વાતને દિવસો વહી ગયા. એક સમયે રાજમાતા જ્વાળાદેવીને રથયાત્રા કરવાની ભાવના થઇ. આથી તેમણે સોના–ચાંદી અને રૂપાનો ખૂબજ સુંદર અને બારીક કારીગરીવાળો એક રથ બનાવડાવ્યો. આ જિનરથ જોઈ તેની શોકે ઈર્ષ્યાથી બ્રહ્મરથ

કરાવ્યો. એક દિવસ આ બંને રથ એક રસ્તે સામસામા આવી ગયા. હવે કોણ પોતાનો રથ પાછો વાળે? બંને પક્ષે જીદ થઈ. ઝઘડો થયો. કોઇ પોતાના રથને પાછો વાળવા તૈયાર ન હતું. વાત વણસી. રાજાએ છેવટે તોડ કાઢી બંને રથને પાછા વાળ્યા.

મહાપદ્મને આમાં પોતાની માતાનું અપમાન લાગ્યું. તેને ઘણું જ દુઃખ થયું આથી તે પરદેશ ચાલ્યો ગયો. વરસો બાદ ખૂબ જ સમૃદ્ધિ સાથે તે હસ્તીનાપુર પાછો આવ્યો. પિતાએ તેનું ધામધુમથી સ્વાગત કર્યું. અને બત્રીસ હજાર રાજાઓએ બાર વરસ સુધી મહાપદ્મના રાજ્યાભિષેકનો ઉત્સવ ઉજવ્યો.

ત્યારબાદ પદ્મોત્તર રાજાએ મોટા પુત્ર સાથે સુવ્રતાચાર્ય પાસે દીક્ષા લીધી. સંયમ તપની ઉત્કટ આરાધના કરી તે સ્વર્ગે ગયા. વિષ્ણુકુમાર મુનિએ છ હજાર વરસ સુધી ઉગ્ર તપસ્યા કરી. તેના પુણ્ય બળથી તેમને વૈક્રિયાદિક અનેક લબ્ધિઓ પ્રાપ્ત થઈ.

મહાપદ્મે એ બાદ માતાના અપમાનને ધોઈ નાંખવા સમગ્ર પૃથ્વી પર ઠેકઠેકાણે જિનચૈત્યો બંધાવ્યા. એ સમયમાં સુવ્રતાચાર્ય પોતાના શિષ્ય પરિવાર સાથે હસ્તીનાપુરમાં ચાતુર્માસ માટે રહ્યા. નમુચિને પોતાનું જુનું વેર યાદ આવ્યું. શિષ્યના હાથે થયેલ પરાજયનો બદલો લેવા તેનું આસુરી મન ચંચળ બન્યું. અને તેણે આ તબક્કે મહાપદ્મ પાસે પેલું બાકીનું વરદાન માંગ્યું. નમુચિએ માંગ્યું: “ હે રાજેન્દ્ર! કારતક સુદ પૂનમ સુધી મને તમે છ ખંડનું રાજ્ય આપો.”

મહાપદ્મે તુરત જ નમુચિની માગણી સ્વીકારી લીધી. પડહ વગડાવી નમુચિ હવેથી છ માસ માટે રાજ્ય કરશે, તેવી સૌને જાણ કરી. પણ નમુચિને રાજ્યની સત્તામાં રસ ન હતો. તેને રાજા થવાની ઈચ્છા ન હતી. સત્તાના સૂત્રથી, સત્તાની તાકાતથી તે વૈર લેવા માગતો હતો.

થોડો સમય તેણે જવા દીધો. ચાતુર્માસ શરૂ થઇ ગયું. આચાર્ય સુવ્રતાચાર્ય પોતાના શિષ્ય પરિવાર સાથે વર્ષાવાસ રહ્યા. નમુચિએ હવે પોતાનો દાવ અજમાવ્યો. તેણે હજારો જીવોની હિંસા થાય તેવો મહાયજ્ઞ કરાવ્યો. આ યજ્ઞમાં ભાગ લેવા દેશ-વિદેશમાંથી બ્રાહ્મણોને તેડાવ્યા. હસ્તીનાપુરના બ્રાહ્મણોને તો આ યજ્ઞથી લીલાલહેર થઈ ગઈ. બ્રાહ્મણોએ નમુચિની ભારોભાર પ્રશંસા કરી. તેની ધર્મભાવનાની પ્રશસ્તિ ગાઈ.

આ યજ્ઞમાં પ્રજાજનો પણ જોડાયા. સૌએ નમુચિને પ્રણામ કરી તેની વાહ વાહ કરી. પરંતુ એક પણ સાધુ આ યજ્ઞના દર્શને ન આવ્યા. આથી નમુચિએ આચાર્યશ્રી

સુવ્રતાચાર્યને રાજ્યસભામાં બોલાવ્યા. એ આવતાં જ તેણે નોકરને ધમકાવતા હોય તેવા તુમાખી અવાજે કહ્યું:

"કેમ, મગજમાં બહુ રાઇ ભરી છે કે શું ? છ ખંડના રાજાઓ, પ્રધાનો, બ્રાહ્મણો અને પ્રજાજનો મારા આ ધર્મયજ્ઞની પ્રશંસા કરે છે અને પ્રશસ્તિ ગાય છે. તમે કેમ હજી સુધી એક અક્ષર પણ નથી બોલતા ? મારી પ્રશંસા કરતા શું તમારું નાક કપાઇ જાય છે ?"

આચાર્યશ્રીએ શાંત સ્વરે કહ્યું: 'રાજન્ ! ધર્મકાર્ય માટે તો અમારું જીવન છે. ધર્મની અમે પ્રશંસા ન કરીએ એવું બને જ કેમ ? પરંતુ રાજન્ ! તમે જેને ધર્મયજ્ઞ કહો છો તે અધર્મયજ્ઞ છે. અમે અહિંસાના ગાયક છીએ. હિંસાની સ્તુતિ, હિંસાની પ્રશસ્તિ અમારાથી કદી ન થઇ શકે."

નમુચિએ તરત જ ફરમાન કાઢયું: "તો મારી ધરતી પર તમારા જેવા સાધુઓની કોઈ જરૂર નથી. હું તમને સાત દિવસનો સમય આપું છું. આ સમયમાં તમે મારી ધરતી છોડીને ગમે ત્યાં ચાલ્યા જાવ. નહિ તો હું તમારા સૌની હત્યા કરાવી નાંખીશ. એ પછી મને દોષ ન આપશો."

નમુચિના આ ફરમાનથી છ એ ખંડમાં હાહાકાર મચી ગયો. ચાતુર્માસના દિવસોમાં વિહાર થઈ શકે નહિ. સાત દિવસમાં છ ખંડની ધરતીની બહાર જઈ શકાય નહિ તો શું નમુચિ બધા જ જૈન સાધુઓની હત્યા કરી નાંખશે ? સૌના હૈયે આ ચિંતા કોરી ખાવા લાગી.

આચાર્યશ્રી અને તેમનો શિષ્ય પરિવાર ભેગો થયો. સૌ આમાંથી રસ્તો કાઢવાનો વિચાર કરવા લાગ્યા. આચાર્યશ્રી સુવ્રતાચાર્યે કહ્યું: વિષ્ણુકુમાર મુનિને આ વાત કહીએ તો તે એક આપણને આ ધર્મસંકટમાંથી ઉગારી શકે તેમ છે, પરંતુ તેમની પાસે જવું શી રીતે ? તે તો મેરૂપર્વત પર રહે છે."

આ સાંભળી એક શિષ્યે વિનયથી કહ્યું: "ગુરુદેવ ! હું મેરુપર્વત પર જઇશ. મુનિશ્રીને બધી વાત સમજાવીશ અને તેમને અહીં તેડી લાવીશ."

આ શિષ્યને ગગનગામિની લબ્ધિ સિદ્ધ થઈ હતી. આચાર્યશ્રીની આજ્ઞાથી તે તુરત જ મેરૂપર્વત પર ગયો. વિષ્ણુકુમાર મુનિને વંદના કરી. ચાતુર્માસમાં સાધુને પોતાની પાસે આવેલો જોઈ તેમણે આશ્ચર્ય અને ચિંતાથી આવવાનું કારણ પૂછયું.

શિષ્યે અથથી ઇતિ સુધી બધી હકીકત કહી. વિષ્ણુકુમાર મુનિ શિષ્ય સાથે તુરત જ લબ્ધિથી હસ્તિનાપુર આવ્યા.

એ જ દિવસે તે આચાર્યશ્રી અને અન્ય શિષ્યો સાથે નમુચિની રાજ્યસભામાં ગયા. પોતાના એક વખતના રાજાને સભામાં આવેલા જોઈ નમુચિ સિવાય સૌએ તેમને વંદના કરી. મુનિશ્રીએ સૌને ધર્મલાભ આપ્યા પછી તેમણે નમુચિને કહ્યું: "નમુચિ ! તારા ફરમાનની વાત જાણી. એ ફરમાન તું પાછું ખેંચી લે એમ કહેવા હું તને નથી આવ્યો. તું જાણે છે કે જૈન સાધુઓ ચાતુર્માસમાં વિહાર નથી કરતા. આથી તું તેમને રહેવા માટે થોડીક પૃથ્વી આપ."

નમુચિએ ઠંડા કલેજે કહ્યું: "મુનિશ્રી ! આપ પોતે પધાર્યા છે અને મને વિનંતી કરો છો એટલે તેનો હું સ્વીકાર કરું છું. સાધુઓને રહેવા માટે ત્રણ ડગલાં પૃથ્વી આપું છું એ ત્રણ ડગલાની ભૂમિમાં ભલે સાધુઓ રહે."

માત્ર ત્રણ જ ડગલાં ? એમાં તો માંડ એક પગ પણ ન રાખી શકાય તો સેંકડો સાધુઓ તો શી રીતે રહી શકે ? સભામાં એક ગણગણાટ શરૂ થઈ ગયો.

નમુચિની આ ધૃષ્ટતાથી વિષ્ણુકુમાર મુનિના રોમેરોમમાં ગુસ્સો સળગી ઊઠયો. સમસ્ત બ્રહ્માંડ ધ્રુજી ઊઠે તેવા અવાજે તેમણે કહ્યું: "તો થા તૈયાર. હું ત્રણ ડગલાં ભરું છું. એ ત્રણ ડગલાની ધરતી આ સાધુઓને આપવા માટે બંદોબસ્ત કર."

નમુચિએ એવી જ ધૃષ્ટતાથી જવાબ આપ્યો: "હું તો તૈયાર જ છું. તમે ઊભા થાવ અને ત્રણ ડગલાં ભરી લો. એટલી ધરતી હું અબઘડી જ આપી દઈશ."

વિષ્ણુકુમાર મુનિ ઊભા થયા. વૈક્રિયલબ્ધિથી તેમણે પોતાની કાયાનો પર્વત જેટલો વિસ્તાર કર્યો. એક ડગલું ભર્યું. એ ડગ પૂર્વ દિશાની જંબૂદ્વીપની ધરતી પર મૂકાયો.

આ જોઇને તો નમુચિનાં હાજાં ગગડી ગયાં. ત્યાં મુનિએ બીજું ડગલું ભર્યું. એ ડગ જંબૂદ્વીપની પશ્ચિમ દિશાની ધરતી પર મૂકયો. બે ડગલામાં તો નમુચિની આખી ધરતી સમાઈ ગઈ. હવે મુનિએ ગગન ભેદી અવાજે કહ્યું: 'બોલ દુષ્ટ ! હવે મારો ત્રીજો પગ કયાં મૂકું ?" તું છ ખંડનો ધણી છે ને તો આપ મને ત્રીજો પગ મૂકવાની ધરતી."

નમુચિ તો આ પરાક્રમથી થરથર ધ્રુજી રહ્યો. તે એટલો બધો હેબતાઈ ગયો કે

તેના મોંમાથી હરફ સુદ્ધાં ન નીકળ્યો. આથી મુનિએ નમુચિના માથા પર પગ મૂક્યો. મુનિનો પગ પડતાંજ નમુચિના અંગેઅંગના લોચા બહાર નીકળી ગયા. પગના દબાણથી તે સીધો જીવતો જ પાતાળમાં દટાઈ મૂઓ.

મુનિશ્રીના આ પદાક્રાંતથી પર્વતો ધ્રુજી ઉઠયા. દિશાઓ ધ્રુજી ઉઠી. સ્વર્ગલોકમાં પણ સન્નાટો છવાઈ ગયો. ઈન્દ્રોના સિંહાસન ધ્રુજી ઉઠયાં ઇન્દ્રે અવધિજ્ઞાનનો ઉપયોગ મૂક્યો. જોયું તો વિષ્ણુમુનિ ક્રોધથી લાયઝાળ હતા. તેમનો ક્રોધ શાંત કરવા ઈન્દ્રે સંગીતજ્ઞ ગંધર્વો મોકલ્યા. ગંધર્વોએ રાજ્યસભામાં આવી દિવ્ય સંગીતના સૂર છેડયા. નૃત્ય કર્યાં. ત્યારે વિષ્ણુમુનિનો ક્રોધ શાંત થયો. અને મૂળ સ્વરૂપમાં આવી ગયા.

મહાપદ્મ ચક્રવર્તી મુનિશ્રીને પગે પડયા. તેમની અંતઃકરણપૂર્વક ક્ષમા માગી. મુનિશ્રીએ તેને થોડોક ઠપકો આપીને ધર્મદેશના આપી. પછી પોતે ક્રોધ કરવા માટે આલોચના કરી પ્રાયશ્ચિત કર્યું અને પ્રતિક્રમણ કર્યું.

નમુચિના મૃત્યુથી પ્રજાજનો જાણે નવો જન્મ પામ્યા હોય તેમ આનંદિત થયા. સૌએ આ પ્રસંગે ઉત્સવ કર્યો. ઘરે ઘરે પકવાન થયા. આનંદમંગળ થયા. આ પ્રસંગ પડવાના દિવસે બન્યો. હે સંપ્રતિ ! આમ તે દિવસે લોકોએ આનંદનો ઉત્સવ ઉજવ્યો. આ કારણથી પડવાના દિવસે બેસતા વરસે લોકો આનંદમાં રહે છે. ”

**ઉપદેશપ્રાસાદ મહાગ્રંથ**
**ભાગ ત્રીજો સમાપ્ત.**



એક વર્ષના ૩૬૦ દિવસ પ્રમાણ વિષયો
તેનું નિરૂપણ અને ૩૬૦ જ્ઞાનબોધ-
વર્ધક આકર્ષક કથાઓ સાથે

# શ્રી
# ઉપદેશપ્રાસાદ મહાગ્રંથ
## ભાગ ૧ થી ૫

દરેક જૈન ભાઇઓના ઘરમાં હોવા જરૂરી છે.
તો દરેક જૈન ભાઇઓ અવશ્ય આ પાંચ ભાગ
વસાવી લો.

પછી પાંચ ભાગ મળવા મુશ્કેલ થશે.